અધ્યાત્મ ભાગવત
ભાગ-૫.
બ્રહ્મા, વિષ્ણુ અને મહેશમાં ભેદ નથી તેથી ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં ક્રમ નથી, તેથી દૃષ્ટિ પહેલાં સૃષ્ટિ નથી.
લેખક:- સ્વામી માધવતીર્થ

પ્રત ૧૦૦૦ ] [ આવૃતિ પહેલી

મૂલ્ય રૂા. ૩-૦-૦

પ્રકાશક :—

સ્વામી માધવતીર્થ
વેદાન્ત આશ્રમ
પો. વલાદ, અમદાવાદ પ્રાંતીજ રેલ્વે.

મુદ્રક : દેસાઇ મગનભાઈ છોટાભાઇ

શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ,
સલાપસ ક્રોસરોડ,
અમદાવાદ.

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
સલાપસ ક્રોસરોડ
અમદાવાદ.

અનુક્રમણિકા

# પ્રસ્તાવના

આ ભાગમાં શ્રીમદ્ ભાગવતના સ્કંધ ૧૧ અને સ્કંધ ૧૨ નો સમાવેશ કરેલ છે. જ્યારે શ્રીમદ્ ભાગવતની સપ્તાહ બેસે છે ત્યારે આ ભાગ સાતમે દિવસે આવે છે અને તેજ દિવસે પરીક્ષિત રાજાનો મોક્ષ થાય છે, તેથી છેલ્લા દિવસની આ કથામાં ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યનું બહુ જોર આપવામાં આવેલ છે. તેમાં ખાસ વિષયો નીચે પ્રમાણે છેઃ—

૧. જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાનો વિચાર.

૨. ભક્તિમાર્ગનું પરમ રહસ્ય, એકાદશ સ્કંધના અધ્યાયમાં ૨, ૧૪ અને ૨૯ માં આપેલ છે.

૩. એક જીવવાદનું રહસ્ય અને જીવન્મુક્તના લક્ષણો એકાદશ સ્કંધના અધ્યાય ૧૩ અને ૨૮ માં આપવામાં આવેલ છે.

૪. ચાર પ્રકારના પ્રલય બારમા સ્કંધમાં છે, તેમાં આત્યન્તિક પ્રલય મુખ્ય છે.

૫ બ્રહ્મજ્ઞાનીની છેલ્લી દશા કેવી હોય તે પરીક્ષિત રાજાએ શુકદેવજીને આપેલ જવાબમાં મળી આવે છે. (૧૨–૬)

૬. માર્કેણ્ડય આખ્યાનમાં (બારમા સ્કંધમાં) એમ સમજાવેલ છે કે ઉત્પતિ સ્થિતિ અને લયવાળી માયામાં ક્રમ નથી પણ એ આકસ્મિક માયા છે.

૭. એકાદશ સ્કંધમાં ગુરૂ દત્તાત્રયનું સ્વરૂપ સાતમા અધ્યાયમાં આપેલ છે. તેમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એક સાથે છે, તે ત્રણમાં ક્રમ નથી, તેથી એમ સમજવું કે ઉત્પતિ સ્થિતિ અને લયમાં ક્રમ નથી,

એટલે પહેલાં ઉત્પતિ, પછી સ્થિતિ અને પછી લય એવી રચના નથી. એ જ્ઞાન. દષ્ટિનો વિચાર છે અને હાલમાં સાપેક્ષવાદના સાયન્સથી પણ એ બાબતને ટેકો મળે છે. માંડુક્ય ઉપનિષદમાં જે અજાતવાદનો સિદ્ધાન્ત છે તે પણ આ રીતે સિદ્ધ થાય છે. શ્રી દત્તાત્રયના મા બાપનો વિચાર કરીએ તો જેનામાં અસૂયા એટલે દોષ દષ્ટિ ન હોય તે અનુસૂયા, તે અત્રિ એટલે ત્રણ ગુણથી રહિત સ્વરૂપ સાથે સંબંધ બાંધી શકે છે અને બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશને બાળક બનાવી શકે છે. એટલે તેની દષ્ટિમાં ઉત્પતિ, સ્થિતિ કે લય જણાતા નથી. એવો સારો અધ્યાત્મ અર્થ દત્ત અવધૂતના સ્વરૂપમાંથી નીકળે છે.

૮. તક્ષક નાગ એ સંસારની વાસના રૂપી સર્પ છે, એ વાત છેવટના શ્લોક ૧૨-૧૩-૨૧ માં સમજાવવામાં આવેલ છે.

૯. બારમા સ્કંધના ૧૧ મા અધ્યાયમાં શ્લોક ૯ થી૨૩ સુધીમાં ઘણું અધ્યાત્મ રહસ્ય આપેલ છે અને વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધને વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય સાથે સરખાવેલ છે.

૧૦. બારમા સ્કંધના ત્રીજા અધ્યાયમાં શ્લોક ૧૪ માં કહેલ છે કે જે જે રાજાઓની કથા ભાગવતમાં આવેલ છે એ બધી કથાનો રસ રાખવા માટે કહેવામાં આવેલ છે. એ બધો વાણીનો વિલાસ છે તેથી સાચી માનવાની નથી પણ જ્યાં ભગવાનના ગુણનો મહિમા ગાયેલો છે તેટલુંજ યાદ રાખવાનું છે.

આ પ્રમાણે આ છેલ્લા ભાગમાં ઘણું રહસ્ય સમાયેલું છે. તેમાં વેદાન્તનો વિષય આવતો હોવાથી અમે બને તેટલું વધારે સ્પષ્ટીકરણ મુકેલ છે. એકાદશ સ્કંધમાં ઉદ્ધવજી ગીતા પણ અધ્યાય ૭ થી ૨૯ સુધી આપવામાં આવેલ છે. તે શ્રીમદ્ ભગવત્ ગીતા કરતાં પણ કોઈ કોઇ સ્થળે ચડી જાય તેવી છે, કારણકે તેમાં શ્રીકૃષ્ણની

છેલ્લી વાણી છે અને તેમાં ત્રણ અવસ્થાનો વિચાર આવે છે; તેમજ શ્લોક ૧૧-૧૧-૨ માં એમ પણ કહેલ છે કે જગત ઉત્પન્ન થયેલ નથી અને સ્વપ્નાની માફક તેની મિથ્યા પ્રતીતિ થાય છે. આ ભાગમાં સૃષ્ટિ-દૃષ્ટિ વાદ ઉપર જોર નથી પણ દૃષ્ટિ-સૃષ્ટિવાદ ઉપર ખાસ જોર છે. સૃષ્ટિ-દૃષ્ટિવાદ એટલે આપણે સૃષ્ટિને જોયા પહેલાં સૃષ્ટિ હોય છે. આપણા જનમ પહેલાં જગત હતું અને મરણ પછી જગત રહેશે, તેને સૃષ્ટિ-દૃષ્ટિવાદ કહે છે. દૃષ્ટિ-સૃષ્ટિવાદ એટલે દૃષ્ટિના પહેલાં સૃષ્ટિ નથી, તેથી જન્મ અને મરણ પણ ભ્રાંતિ છે. હવે સાપેક્ષવાદનું સાયન્સ પણ કહે છે કે દેશ અને કાળ સાપેક્ષ છે અને દૃષ્ટાની દૃષ્ટિ ઉપર તેનો આધાર છે. તેથી દૃશ્યનો વિચાર કરવાને બદલે દૃષ્ટાની અવસ્થાનો વિચાર કરવાથી દૃષ્ટિ-સૃષ્ટિવાદ સમજી શકાય છે. સાધારણ બુદ્ધિથી જોઈએ તો ચૈતન્ય રૂપી અધિષ્ઠાન, સુક્ષ્મ જગત અને સ્થૂલ જગત એમ ત્રણ તત્ત્વનો અનુભવ રહે છે, તેમાં ચૈતન્ય સર્વમાં એક છે, સુક્ષ્મ જગત દરેકનું જુદું હોય છે, કારણકે કોઈના વિચાર મળતા આવતા નથી, સ્થૂલ જગત દરેકને સરખું દેખાય છે એવું ઘણાને લાગે છે પણ સાપેક્ષવાદ(Theory of Relativity) ની શોધ થયા પછી તે પણ દરેકનું કલ્પિત છે, એમ નક્કી થયેલ છે. જગત પોતે કેવું છે તે જગત કહેતું નથી, જગતની સિદ્ધિ જગતને જોનારો કરે છે, જે જોનારો જગતને સિદ્ધ કરે છે તેને જાણ્યા વગર જગતને જાણવું એ કન્યાના વિવાહમાં વરને મારી નાંખવા બરાબર છે. માણસના વ્યવહારમાં ઘણા પ્રસંગોમાં માત્ર માયાની વાતો અને માયાનો વ્યવહાર ચાલે છે અને આત્માને અથવા ભગવાનને ભૂલી જવામાં આવે છે. દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં જેમ દક્ષે શંકરને આમંત્રણ મોકલ્યું નહોતુ તેમ દક્ષ રૂપી બુદ્ધિના બહુમતિવાળા યજ્ઞમાં ઉત્તમ મતિવાળા પરમાત્મા અથવા જ્ઞાની પુરૂષો યાદ આવતા નથી. જે દેશમાં જેવા માણસોને માન મળે છે ત્યાંના લોકોને તેવા થવાનું મન થાય છે. જ્યાં ધનવાનને માન મળે છે ત્યાંના લોકોને તેવા થવાનું મન

સૃષ્ટિ દૃષ્ટિવાદ

થાય છે, જ્યાં રાજદ્વારી પ્રધાનોને માન મળે છે, ત્યાં બધાને તેવા થવાનું મન થાય છે,

શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં અને બારમા સ્કંધમાં મુખ્ય તત્ત્વોનો સાર આવી જાય છે. સૌરાષ્ટ્રના પહેલા વર્ગના એક મહારાજાએ એક વખત અમને પૂછ્યું હતું કે એવું કોઇ પુસ્તક છે કે જેમાં જ્ઞાન, ભક્તિ, કર્મ, યોગ, વર્ણાશ્રમ ધર્મ વગેરે બધું આવી જાય. અમે જવાબમાં તેને કહ્યું હતું કે એવું પુસ્તક શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ છે. દશમ સ્કંધ એ ભગવાનનું હૃદય કહેવાય છે. એકાદશ સ્કંધ એ ભગવાનનું મસ્તક કહેવાય છે. દશમ સ્કંધને નિરોધ લીલા કહે છે, એકાદશ સ્કંધને મુક્તિ કહે છે અને બારમા સ્કંધને આશ્રય અથવા અધિષ્ઠાન કહે છે. દશમ સ્કંધમાં આત્માની શક્તિથી માયાને જીતવાની કળા છે. એકાદશ સ્કંધમાં માયાને સમજીને તેનો બાધ કરવાની કળા છે. જે જીવને એમ લાગે છે કે મારામાં ઘણા દોષ છે તેને બચાવવા માટે ભગવાનના અનુગ્રહની જરૂર છે. અનુગ્રહ કેવી રીતે પ્રાપ્ત કરવો તેની વિગત દશમાં સ્કંધમાં છે. જેને એવો વિચાર આવે કે હું કોણ? તેને પોતાની સમજણ માટે એકાદશ સ્કંધ ઉપયોગી છે. દશમ સ્કંધમાં ભેદનો અભેદ થાય છે, એકાદશમાં ભેદનો નિષેધ થાય છે. સસ્તા સાહિત્યના મૂળ સંચાલક સદ્ગત ભિક્ષુ અખંડાનંદજીને પણ એકાદશ સ્કંધ બહુ ગમ્યો હતો. તેમણે કેટલોક પ્રયાસ કરી એકાદશ સ્કંધ જુદા પુસ્તક રૂપે છપાવેલ છે. આધ્યાત્મિક વિષયો તેમાં વધારે સ્પષ્ટતાથી અને વિસ્તારથી સમજાવેલા હોવાથી એ ગ્રંથ તેમને ગીતા કરતાં પણ વધારે ગમ્યો હતો. આ પુસ્તક એકાદશ સ્કંધ અને બારમા સ્કંધ ઉપર ભાષ્ય અથવા ટીકા જેવું છે. હાલના કાળમાં સારા પુસ્તકોનું વાંચન ઓછું થઇ ગયેલ છે, સુખ કેટલા પ્રકારનાં છે, તેના સાધન કયા કયા છે તે બાબત હાલની કેળવણીમાં સ્પષ્ટ થતી નથી, બધા દેશોમાં ઇચ્છા અને બીક વધતા જાય છે. સારા વિચાર માટે ફુરસદ જોઇએ. ફુરસદ માટે રોટલી સસ્તી થવી

જોઇએ અને અભ્યાસ અને વૈરાગ્ય વધવા જોઇએ. પશ્ચિમના વેપારી સંસ્કારોથી હરીફાઇ વધી છે, અને માણસો સંચાના સંગથી સંચા જેવા થવા લાગ્યા છે. સંચો પોતાને જાણતો નથી, તેમ ઘણા માણસો આત્મજ્ઞાન તરફ વળતા નથી. બહુ થોડાને આત્મજ્ઞાનનો માર્ગ ગમે છે.

સમાજ સેવામાં પણ ઘણા સંચા ભેગા કરવા જેવું થાય છે અને માણસ સંચાનો ભાગ બની જાય છે. સાચું અને સારૂં શું છે તે વિશે ઘણા જુદા જુદા મત સમાજમાં પ્રવર્તે છે અને તે વિઘ્નો ઉત્પન્ન કરે છે. દરેકને પોતાને જે સારૂં લાગે તે પ્રમાણે બીજાએ વર્તવું જોઇએ એમ ઇચ્છે છે, તેથી દેશ–દેશ વચ્ચે ઝઘડા થાય છે. એક ઘરમાં ઘણા નોકર હોય અને કોઈ શેઠ ન હોય એવી હાલના કાળમાં સમાજની દશા થયેલી છે. દરેકને શેઠ થવાની ઇચ્છા થાય છે. પણ શેઠપણું, અથવા શ્રેષ્ઠપણું અથવા શ્રેયસરૂપી મોક્ષ આત્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. હાલના શેઠ અથવા શ્રેષ્ઠ પુરૂષનું માન પૈસાથી અંકાય છે તેથી જીલ્લાના ઉપરીને કલેકટર (એટલે પૈસા ભેગા કરનાર) કહે છે અને ધારાસભાના કાયદાને બીલ કહે છે. પ્રાચીન કાળમાં જીલ્લાના શ્રેષ્ઠ પુરૂષ ઋષિ હતા અને કાયદાના બીલને માનવ–ધર્મના સિદ્ધાન્ત કહેવામાં આવતા હતા.

મજુરોના રાજ્યમાં માણસ મજુર જેવા બનવા લાગે છે અને જે મજુરી કરી પોતાનો નિભાવ કરી શકે તેનું જીવન વખણાય છે, પણ એ રીતે માણસની ગુલામગીરી વધે છે અને તે પોતાને ઓળખી શકતો નથી. જગતમાં ખામી નથી પણ સારૂં જીવન કેને કહેવું તે વિશે ચોકસ મત જ્યાંસુધી સમાજમાં મળે નહિ ત્યાં સુધી સમાજમાં સુધારો થાય નહિ, તેથી ઘણાં માણસો માત્ર ઉંઘે છે; બહુ થોડા જાગે છે. જે જાગે છે તે સારા નરસાનો વિચાર કરે છે. જે ઊંઘે છે તેને સારા નરસાનો વિચાર આવતો નથી. સામાન્ય માણસની અંદર પરિણામી સત્ય હોય છે, તે રોજ ફરતું રહે છે, તેથી તે અસત્યરૂપે દેખાવ દે

છે. સામાન્ય માણસની અંદર ઘણા પ્રકારના અભિમાન રહે છે. તે પોતાના લાગણીને વશ થઈ જાય છે, અને પોતાના સ્વરૂપને યાદ કરી શકતો નથી, તેને ગુરૂની જરૂર છે; ગુરૂ વગર શિષ્યને પોતાની ભૂલની ખબર પડતી નથી. ગુરૂ દત્તાત્રયે ૨૪ ગુરૂઓ કર્યા હતા તેની હકીકત એકાદશ સ્કંધની શરૂઆતમાં આવે છે. પરીક્ષિત રાજાને શુકદેવજી રૂપી ગુરૂ મળવાથી સાત દિવસમાં મોક્ષ મળ્યો હતો.

હાલના કાળમાં જ્ઞાનની બાબતમાં માણસની મુસ્કેલી વધતી જાય છે, કારણ કે સરકારે શાળાઓમાં ધાર્મિક જ્ઞાન આપવાની પ્રથા રાખેલ નથી. માણસનું સામાન્ય જીવન ત્રણ ગુણની માયાવાળું છે, તેના અનેક ફણગા ફુટે છે, તેથી એવી આધ્યાત્મિક શાળાઓની અથવા આશ્રમોની જરૂર છે કે જ્યાં માણસ પોતાના સ્વરૂપનું શિક્ષણ મેળવી શકે.

માણસને અખંડ આનંદ ગમે છે. અખંડ આનંદ અદ્વૈતભાવેજ પ્રાપ્ત કરી શકાય છે. કોઇપણ રીતે અજ્ઞાન અને દુ:ખથી છૂટવું એ માણસના જીવનનું લક્ષ્ય હોવું જોઇએ. માણસને ઇંદ્રિયોના બધા સુખ આપીએ તો પણ તેથી તે સુખી થતો નથી, કારણકે તેમાં દ્વૈતભાવ રહી જાય છે. હિંદુ ધર્મમાં એમ માનેલું છે કે અદ્વૈતભાવથી અખંડ-આનંદ મળે છે. સવારે સૂર્ય ઉગે ત્યારે વધારે વાદળાં હોય તો ઓછો પ્રકાશ જણાય છે; અને ઓછા વાદળાં હોય તો વધારે પ્રકાશ જણાય છે; તેવીજ રીતે ઓછું આવરણ હોય તો વધારે આનંદ જણાય છે. આવરણની તારતમ્યતાને લઇને આનંદમાં તારતમ્યતા જણાય છે. શુકદેવજીએ પરીક્ષિત રાજાને એવી કથા કહી કે સાતમે દિવસે તેના બધાં આવરણ નષ્ટ થઇ ગયા અને તેને બ્રહ્મ દશા પ્રાપ્ત થઇ ગઇ. દ્વૈતનું ભાન બ્રહ્મના આનંદને અટકાવે છે. જે દશામાં દ્વૈત રહે નહિ તેવી દશા પ્રાપ્ત થાય તો પછી કાંઇ જાણવાનું રહે નહિ અને જ્ઞેયની સમાપ્તિ થાય. તત્વજ્ઞાન માણસના પૂર્ણ જીવનને સંતોષ આપે છે. બીજા જ્ઞાન માત્ર બુદ્ધિને સંતોષ

આપે છે. જ્યાં દ્વૈતભાવ રહી જાય છે ત્યાં કાંઈક જાણવાનુ બાકી રહી જાય છે. હિંદુઓનું તત્વજ્ઞાન બુદ્ધિ માટે નથી પણ મોક્ષ માટે છે મોક્ષ એટલે આત્યંતિક દુઃખ નિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ. એવી દશા મેળવવી એ મનુષ્ય જીવનનું મુખ્ય કર્તવ્ય છે.

શ્રીમદ્ ભાગવત એ સમાધિ ભાષાનો ગ્રંથ છે. તેથી તેમાં આપેલી કથાઓ અધ્યાત્મ ભાવે સમજવાની ટેવ પાડવી જોઇએ. ચિદાત્મા જેવા જેવા સંકલ્પને સ્ફુરાવે છે તેવું તેવું તે દેખે છે. તે જ્યારે પોતાનું સ્વરૂપ ભૂલી જાય ત્યારે મોહ નામથી પ્રસિદ્ધ થાય છે અને પોતાના સ્વરૂપનું જ્ઞાન થતાં મોક્ષ રૂપ થાય છે. જેણે જેવો નિશ્ચય બાંધ્યો હોય તે પ્રત્યે ચૈતન્ય તેવું થઇ રહેલ જણાય છે, તેથી માણસોએ સંકલ્પ બાંધવામાં ધ્યાન રાખવું જોઇએ. સંકલ્પની સત્તાને શાસ્ત્રોમાં કામધેનું કહે છે અને કલ્પવૃક્ષ કહે છે સંકલ્પની વિચિત્રતાને લઇને ઘણા પ્રકારના દર્શન ઉત્પન્ન થયા છે. તેમાંથી સાચું દર્શન પ્રાપ્ત કરી લેવું તેમાં જ્ઞાની પુરૂષોનો મહિમા છે. હજારો જાતના પાપ કરતાં મિથ્યાદર્શનમાં વધારે પાપ છે. મૂળતત્વની સત્તા બહુ વિચિત્ર છે. અજ્ઞાનીને રજ્જુ સર્પરૂપે દેખાય છે અને એજ વસ્તુ જ્ઞાનીને રજ્જુ રૂપે દેખાય છે. આત્મા સત્ય સંકલ્પરૂપ છે. તે જેવા જેવા સંકલ્પ કરે છે તેવો જણાય છે. તેથી સાચો માર્ગ શોધવા માટે શુકદેવજી જેવા મહા ત્યાગી અને જ્ઞાની ગુરૂ મળી જાય તો તેનો આશ્રય લેવો જોઇએ. વિશાળ ચિદાકાશની અંદર પ્રાણીઓના ભોગ સંબંધી તૃષ્ણા લતાનાં પેઠે પ્રથમ હજારો જગતરૂપી વેલાઓને પ્રસારી દઈ પોતે પણ પ્રસરી રહેલ છે, તેમાં સારાસારનો વિચાર કરી પરમાર્થ તરફ લક્ષ રાખનારા તત્વજ્ઞ પંડિતો વિરલ હોય છે.

શ્રીમદ્ ભાગવતના માહાત્મ્યમાં શરૂઆતમાંજ નીચેના સાત પ્રશ્નો શૌનકજી સુત પુરાણીને પૂછે છેઃ—

૧. કાનને રસ ઉપજે એવી કથા કહો

૨. ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યથી પ્રાપ્ત થયેલ વિવેકની વૃદ્ધિ કેવી રીતે થાય ?

૩. માયાનો મોહ કેવી રીતે મટે ?

૪. કલિયુગમાં આસુરી જીવો માટે શુદ્ધિનું સાધન શું છે ?

૫. જીવનનું પરમ કલ્યાણ શેમાં છે ?

૬. પવિત્રમાં પવિત્ર વસ્તુ કઈ છે ?

૭. ભગવાનની પ્રાપ્તિનું સાધન શું છે.

આ બધા પ્રશ્નોના જવાબ શ્રીમદ્ ભાગવતની કથામાં સમાઈ જાય છે, કારણકે ભગવાને પોતાનું તેજ ભાગવતમાં મુકેલ છે. એ કથા સાંભળવાથી અને વાંચીને મનન કરવાથી શરીર અને સંસારનું વિસ્મરણ થઈ જાય છે. ભગવાન મેળવવા મુશ્કેલ નથી કારણકે આત્મા રૂપે તે પ્રાપ્ત છે પણ એ દશા પ્રાપ્ત કરવાના સાધનમાં પરીક્ષિત રાજાની માફક મનને દૃઢ પણે જોડવું એ મુશ્કેલ છે. તે માટે હૃદય શુદ્ધ કરી માર્ગ વિશાળ કરવો જોઇએ. મોટા માણસો ગલીકુંચીમાંથી આવતા નથી, તો ભગવાન સાંકડા અને અશુદ્ધ હૃદયમાં શી રીતે આવે ! બધા ઉપર પ્રેમ રાખવો જોઇએ, ભગવાનને જોવા નીકળેલ માણસ ભગવાનના સર્જને દુભવી શકે નહિ, ભગવાને માછલાંનો, કાચબાના, અને વરાહ અને નૃસિંહ વગેરે શરીરોમાં અવતાર લીધેલ છે તે એમ બતાવે છે કે ભગવાનને બીજા શરીરો પણ ગમે છે? તે એકલા રહી શકે છે અને એકલા પણ થઈ શકે છે, એકલા એટલે એકલા અથવા અનંત કલા બતાવી શકે તેવા છે, તેનામાં અનંત શકયતા છે.

યાસ્ક મુનિએ વેદના ઉપર જે નિરૂકત (ટીકા) લખેલ છે તેમાં ગો શબ્દના ૨૧ અર્થ લખ્યા છે. ગો એટલે ગાય, પૃથિવી, પ્રકાશ, ઇંદ્રિયો, જ્ઞાન વગેરે થાય છે. તેથી ગોપાલ એટલે જ્ઞાનની રક્ષા કરનાર બ્રહ્મનિષ્ઠ પુરુષ અથવા પરમાત્મા એવો અર્થ પણ થાય છે. તેથી

શ્રીકૃષ્ણને ગોપાલ કહેવામાં આવે છે અને તેની બંસી એટલે સંસારના જુદા જુદા રાગમાં ચૈતન્ય ભરીને તેનો સુમેળ ભરવાની કળા. એવી કળાથી ગોપીઓનો ગુણ પ્રવાહ રૂપ દેહ નાશ પામ્યો હતો.

ભક્તિના પુત્રો જ્ઞાન અને વૈરાગ્ય વૃદ્ધ થઇ ગયા હતા, તેને જુવાન કરવાની કળા શ્રીમદ્ ભાગવતમાં છે અને જે રોજ જુવાન રહેતા હતા અને વૃદ્ધ થતા નહોતા એવા સનકાદિ પાસેથી નારદજીએ એ કથા સાંભળી હતી એવું ભાગવતના માહાત્મ્યમાં લખે છે.

માણસ પ્રકાશ માટે પ્રયત્ન કરે છે, પરંતુ સાથેજ એવું ખોટું અભિમાન રાખે છે કે તેનું થોડુંક અંધારૂં જતું રહેવું ન જોઇએ. પ્રકાશ જોઇએ અને અંધારૂં જતું ન કરવું એ કેમ બને? ભગવાન જોઇએ પણ સંસારિક વૈભવ જતો કરવો ગમે નહિ તો કેમ ચાલે! જ્ઞાન જોઇએ તો અજ્ઞાનને દૂર કરવાની તૈયારી પણ રાખવી જોઇએ.

પ્રાચીન કાળમાં જે ઇતિહાસ તૈયાર થતા હતા તેમાં મુખ્ય હેતુ એ હતો કે તે કથામાંથી માણસના જીવન ઉપર અસર કરે એવો સાર કાઢવો, અમુક કથા ખરેખર વ્યવહારિક સૃષ્ટિમાં બનેલી હોય અથવા બનેલી ન હોય તે જોવાનું નથી. તેમાં કંઇક તત્વ છે કે નહિ અને તે તત્વ જીવનને સ્પર્શતું હોય તો તેને ઇતિહાસ માનવામાં આવતો હતો. આ દૃષ્ટિથી ભાગવતની કથાઓ વાચવાની છે.

હાલ જે રીતે ઇતિહાસ લખવામાં આવે છે તેને માત્ર નોંધ પોથી કહી શકાય. તેમાં વ્યવહારિક સત્યતાની કક્ષાનીજ વાત હોય છે, તેમાં અસંભવ્યતા ન હોવી જોઇએ. શિવાજીએ ૧૬૭૪ માં રાજ્યારોહણ કર્યું પછી અમુક અમુક કામો કર્યાં પણ તેમાં અલૌકિક ચમત્કાર જેવું કંઈ આવવું જોઇએ નહિ, એ હાલનો ઇતિહાસ છે.

પુરાણોમાં વ્યવહારિક સત્ય રાખવાની દૃષ્ટિ નથી. તેમાં ગજેન્દ્ર મોક્ષ, કપોત આખ્યાન કે શિબિરાજાનું દાન અને રાસલીલામાં છ મહિનાની રાત્રી, એ બધા ઇતિહાસ છે, તેમાં અતિશયોક્તિ છે, અસંભાવ્યતા

પણુ હોય છે પણ તેનો હેતુ જીવને પરમાર્થ દષ્ટિ આપવાનો હોય છે. કથા પ્રસંગો તો વાણીનો વિલાસ છે એમ ભાગવતમાં બારમા સ્કંધમાં ત્રીજા અધ્યાયમાં કહેલ છે.

રામાયણ મહાભારત અને ભાગવતમાં ઘણો અર્થવાદ છે એટલે તેમાં દ્વૈતની નિંદા અને અદ્વૈતની સ્તુતિ એ લક્ષમાં રાખીને ઘણી અસંભવિત કથાઓ કહેલ છે પણ તેનો હેતુ સમજીએ તો એવા અર્થ-વાદની ખાસ જરૂર છે. એવા ઇતિહાસમાં એ બનાવો ખરેખરા બનેલા હતા કે નહિ એ શોધ કરવી નકામી છે. તેમાં ભક્તિ, ભગવાન અને ભક્ત એની પ્રશંસા આવે છે કે નહિ અને આસુરી પ્રકૃતિવાળા માણસની નિંદા કરેલ છે કે નહિ એટલું જ જોવાનું છે. તેનો સળંગ અર્થ કાઢવો જોઇએ પણ એક એક કથા જુદી લઇને તેની તારીખ મેળવવાનો પ્રયત્ન કરવો નહિ. પુરાણોની કથાનો હેતુ સમજવો જોઇએ.

રામાયણમાં ભગવાન શ્રીરામચંદ્રજીએ વાનરની સેનાનો ઉપયોગ કર્યો, તે વાનરો માણસોની માફક કેવી રીતે બોલી શકતા હશે અને રાવણને દશ માથા શી રીતે હશે અથવા સીતાજી જમીનમાંથી શી રીતે ઉત્પન્ન થયા હશે એ બાબત ઉપર વિચાર કરવાની જરૂર નથી, પણ રામાયણની કથાઓ વાંચવાથી ભક્તિ અને નીતિ વધે છે કે નહિ એટલુ સમજવાનુ છે. જે હેતુથી પ્રાચીન ઇતિહાસ લખાયા હતા તે હેતુજ ધ્યાનમાં રાખવાનો છે.

ભાગવતના નવમા સ્કંધમાં છેવટના શ્લોકમાં કહેલ છે કે ભગવાને દુષ્ટ રાજાઓને દષ્ટિ માત્રથી મારીને પૃથ્વિીનો ભાર ઉતાર્યો હતો અને કંસને લીલાથી માર્યો હતો, એવી વાતો બ્રહ્મમાં અનંત શક્તિ છે એ સમજાવવા માટે કહેવામાં આવેલ છે. ભગવાન એટલે શું એની શાસ્ત્રીય કલ્પના જો ન હોય તો ઉપરની વાતો બધી ગપાટા જેવીજ લાગે છે; પણ ભગવાન એ ઇશ્વર—સર્વવ્યાપી, સર્વ શક્તિમાન

પરમા વ તત્ત્વ છે, જે જે વસ્તુ દેખાય છે તે બધી વસ્તુઓ એની સત્તા ઉપર નભે છે, એ સિદ્ધાન્ત આપવાનો કથાકારનો ઉપદેશ હોય છે, તેથી અર્થવાદની જરૂર પડે છે.

ભગવાનની લીલા વાચ્યાર્થથી વ્યવહારિક દૃષ્ટિએ અસંભવિત લાગે છે, પણ ભગવાન શબ્દનો અર્થ શાસ્ત્ર પ્રમાણે સમજીએ તો ભગવાન માટે કાંઈ અસંભવિત રહેતું નથી. વ્યસની માણસને વ્યસનથી નિવૃત કરવા માટે વ્યસનની નિંદા કરવા ઉપરાંત. વધારે સારૂં સુખ કોઈપણ પ્રકારે બતાવવું જોઇએ. તેમાં ઇતિહાસ લખનારની કળા સમાયેલી છે આ પ્રમાણે નારદજીની સુચનાથી વ્યાસજીએ ભાગવતમાં વેદાન્તનો બધો સાર આપી દીધો છે.

હાઈસ્કુલો અને કોલેજોમાં જે ઇતિહાસો ચાલે છે તેમાં તારીખો અને સાલો યાદ રાખવાની જરૂર માનવામાં આવે છે. તે પણ સાચી હોતી નથી. અકબરે ઇ. સ. ૧૫૫૬ થી ૧૬૦૫ સુધી રાજ્ય કર્યું એમ વિદ્યાર્થીઓ ભણે છે પણ એ સાલની અકબરને ખબર નહોતી, કારણકે અંગ્રેજી સાલ તે વખતે શરૂ થઈ. નહોતી વળી એવા ઇતિહાસથી જીવને આત્મ જ્ઞાન થતું નથી હવે સત્યાગ્રહનો ઇતિહાસ તયાર કરાવવાની ગોઠવણ ચાલે છે. તેમાં પણ તારીખો અને વ્યવહારિક વાતો આવશે પણ સત્ય કોને કહેવું તે વાત હાલના ઇતિહાસકારો સ્પષ્ટ કરી શકતા નથી.

બંન્ને જાતના ઇતિહાસોમાં ખાસ ફેર એ છે કે હાલના રાજકીય અને વ્યવહારિક દૃષ્ટિવાળા લેખકો સંસારના સુખને ખોટું કહેતા નથી અને પ્રાચીન લેખકો સંસારના વિષયોના સુખને મિથ્યા કહીને પરમ નિત્ય સુખનો માર્ગ બતાવતા હતા. હિંદના વડા પ્રધાન પંડિત, જવાહિરલાલ નેહરૂ કહે છે કેઃ—

"જો હિંદુ મહાસભા, જનસંઘ, રામરાજ્ય પરિષદ, રાષ્ટ્રીય સેવા સંઘ જેવી ધાર્મિક અને કોમી સંસ્થાઓને તેમની પ્રવૃત્તિઓ ચાલુ રાખવા દેવામાં આવશે તો આપણો દેશ પાછો ગુલામીમાં પડશે. જો આપણે ધર્મ અને રાષ્ટ્રીયતાનું મીશ્રણ કરશું તો આપણે તાકાત ગુમાવશું. આ કોમી સંસ્થાઓ હિંદની સંસ્કૃતિ અને ધાર્મિક લાગણીઓનો ગેરલાભ ઉઠાવવાનો પ્રયાસ કરી રહેલ છે. આપણે તે સંસ્થાઓથી સાવચેત રહેવું જોઈએ. આપણે ભારતના ૩૬ કરોડ લોકો આર્થીક આઝાદી હાંસલ કરવાની યાત્રાના પંથે જઈ રહ્યા છીએ. આપણે ઉદ્યોગ પ્રાપ્ત કરશું અને વધુ ધન ઉત્પાદન કરશું ત્યારેજ આ યાત્રાનો અંત આવશે."

હવે તત્વ દૃષ્ટિથી જોઇએ તો જે દેશમાં વધારે ધન છે તે પણ સુખી નથી. તેને હજુ વધારે જમીન અને વધારે ધન મેળવવાની ઇચ્છા રહે છે. પંડિત જવાહરલાલ કહે છે કે 'જો આપણે રાજ્યનો પાયો ધર્મ અથવા સંસ્કૃતિ ઉપર રચશું તો આપણે ચાર દીવાલો અંદર મર્યાદિત રહેવું પડશે. આપણે આગળ ધપીને વિશ્વપ્રગતિ સાથે પ્રગતિ કરવી જોઈએ. પાકીસ્તાનની હાલની મુશ્કેલીનું કારણ એ છે કે તે રાષ્ટ્રનો પાયો ધર્મ ઉપર છે.'

હિંદના વડા પ્રધાનના આવા મતનું કારણ એ છે કે તેણે ઇંગ્લાંડમાં કેળવણી લીધી છે, તેને આર્યોના સંસ્કારનું પુરૂં જ્ઞાન નથી અને વિશ્વની પ્રગતિનો અર્થ તે બરાબર જાણતા નથી. જ્યારે રાજાઓના રાજ્યો હતા ત્યારે આપણે તેમને ગૌ–બ્રાહ્મણ પ્રતિપાળની ડીગ્રી આપતા હતા અને તે રાજાઓ બધા ધર્મને અને સંસ્કૃતિને ઉત્તેજન આપતા હતા અને છતાં તે વખતે કોમી ઝઘડા, થતા નહોતા.

ઇંદ્રીયોથી મળતું વાસનાનું સુખ સારૂં છે એવી ભાવના જ્યાં સુધી દુર કરી નહિ શકાય ત્યાં સુધી વિશ્વની પ્રગતિ થાય છે એમ કહી શકાય તેમ નથી. જેમ વ્યવહારિક સુખ માટે મુશ્કેલીઓ

આવે છે તેમ પારમાર્થિક સુખ માટે પણ મુશ્કેલી આવે છે, વસ્તી વધે નહિ અને ધર્મ અને સંસ્કાર વધે એવું રાજ્ય કર્યું હોય તોજ પ્રજાને સાચો રસ્તો મળી શકશે.

સારૂં જ્ઞાન તે કહેવાય છે કે જેમાં ઓછા તત્વથી જીવનના ઘણા ખુલાસા મળી શકે. એવું વેદાન્ત દર્શન છે

સારૂં રાજ્ય તે કહેવાય છે કે જેમાં પ્રજા ઉપર ઓછા કાયદા અને ઓછા કર હોય, તેને રામરાજ્ય કહે છે.

સારો સમાજ તે કહેવાય છે કે જેમાં માણસોને ઓછા ભોગથી સંતોષ થાય. તેને વર્ણાશ્રમનો સમાજ કહે છે.

સારા સેવકો તે કહેવાય છે કે જે સેવાના બદલામાં માત્ર આજીવિકા પુરતોજ બદલો લે છે. તે સાધુઓની સેવા છે.

આત્માનો અપરોક્ષ અનુભવ ઘણીવાર મુશ્કેલીઓની વચ્ચે થાય છે, મુશ્કેલીઓ માણસની અંદર જાગ્રતી લાવે છે.

પરીક્ષિત રાજાને ૭ દિવસમાં શરીર છોડવાનું હતુ, તેથી તેનામાં દરેક ક્ષણે આત્મામાં જાગ્રતિ રહેતી હતી ખરો સાધુ એમ સમજે છે કે માણસના જીવનના દરેક બનાવ એ એક પ્રકારની લડાઇ છે, કારણકે દરેક સંજોગોમાં આત્મજ્ઞાનને અનુકૂળ થાય એવા નિર્ણય લેવા પડે છે. બહારના યુદ્ધ કરતાં પોતાની અંદર રહેલ કામ, ક્રોધ અને લોભ વગેરે જીતવા એ વધારે અઘરૂં કામ છે.

જ્ઞાનમાં સંકલ્પપણું અને પ્રકાશપણું રહે છે પણ જ્યારે એ બન્નેનો વિવેક થતો નથી ત્યારે સંકલ્પનું પરિણામ એ પ્રકાશનું પરિણામ હોય તેમ માની લેવામાં આવે છે, સંકલ્પ એ માયા છે, પ્રકાશ અવિભક્ત અને અદ્વૈત ભાવવાળો છે. એવો પ્રકાશ છેલ્લે વખતે પરીક્ષિત રાજાને શુકદેવજીના બોધથી થઇ ગયો હતો.

જે પદાર્થમાં અથવા બનાવમાં યોગ્ય દેશ–કાળ મળતા નથી તે પદાર્થ માયાનો રચેલો હોય છે, સ્વપ્નામાં એવા બનાવનો અનુભવ થાય છે. જાગ્રતમાં બધું દ્રશ્ય એવું છે એ બાબત હવે સાપેક્ષવાદના સાયન્સથી પણ સિદ્ધ થઈ શકે છે. રામાયણમાં ભગવાન શંકર પાર્વતીજીને કહે છે કે "ઉમા કહું મેં અનુભવ અપના, સત હરિભજન જગત સબ સપના." પણ જગતને સ્વપ્નું માનીને વ્યવહાર કરવો એ બધું કઠણ કામ છે, તેથી કાંઈક સહન કરવાની ટેવ પણ પાડવી જોઈએ.

હિંદના સદ્ગત યોગી શ્રી અરવિંદ કહેતા કે "જગતનું કલ્યાણ કરવાની વાસના જેટલી ભયંકર વાસના બીજી એકે નથી. સદ્ગુણની પાછળ તો એટલું અભિમાન રહેલું હોય છે કે તેને ચલિત કરવું એ મહા વિકટ કામ છે, કારણકે સદ્ગુણની વૃત્તિ એમજ માની લે છે કે પોતે સંપૂર્ણપણે સાચી છે, પરંતુ એ સદ્ગુણવાળી વૃત્તિમાં એવું જ્ઞાન નથી કે એનાથી પણ મહાન એવું એક ઉર્ધ્વ સત્ય આવેલું છે અને તેની સમક્ષ તેને ઝુકવાનું છે. એકાદશ સ્કંધનાં ૧૯મા અધ્યાયમાં છેવટે કહેલ તે કે કોઇના ગુણ કે દોષ જોવા એ દોષ છે અને કોઇના ગુણ કે દોષ ને જોવા એ ગુણ છે અને એકાદશ સ્કંધના ૨૮મા અધ્યાયમાં કહે છે કે જો દ્વૈત સાચુ નથી તો જગતમાં ભદ્ર કે અભદ્ર (સારૂં નરસું) કેમ બની શકે. તેથી કોઇપણ રીતે દ્વૈત દૃષ્ટિ છોડવાની જરૂર છે. જ્યાં ત્રણ અવસ્થાનો વિચાર આવે છે અને આત્યન્તિક પ્રલયની વાત ચાલે છે ત્યાં દ્વૈતની ભાવના ટકી શકતી નથી.

વેદાન્તના મૂળ સિદ્ધાન્તો પ્રાચીન ઋષી મુનિઓ અને તે પછીના વિદ્વાન આચાર્યો બહુ સ્પષ્ટ પણે કહી ગયેલ છે તેથી નવું કહેવાનું રહેતું નથી પણ નવા નવા કાળે નવી નવી પ્રકૃતિનાં માણસો જન્મતા હોવાથી તેમને નવી નવી શંકા ઉત્પન થાય છે અને તેથી મૂળ સિદ્ધાન્તો નવી રીતે સમજાવવાની જરૂર રહે છે. કોઇ અંધ માણસ હાથમાં લાકડી લઇને ચાલતો હોય અને જ્યાં તેની લાકડી અડે

તેટલુંજ જગત માને અથવા જેટલું તે કોઇની પાસેથી સાંભળે તેટલો ઇતિહાસ માને તો તે જેમ ભૂલ ભરેલું જ્ઞાન છે તેમ સામાન્ય માણસની બુદ્ધિ પરિમિત હોવાથી તેનું જ્ઞાન ભૂલ ભરેલું છે. તેથી આત્મજ્ઞાન વગર સત્ય મળશે નહિ. પ્રમાતા મૂળ અજ્ઞાનથી ચિદાત્મામાં કલ્પિત છે. સ્વપ્નામાં જેમ ભૂલથી અહં ઇદં થાય છે તેમ જાગ્રતમાં પણ થાય છે. આત્મજ્ઞાનથી મૂળ અજ્ઞાન નિવૃત થવાથી ફરીથી પ્રમાતા ઉત્પન્ન થતો નથી તેથી જ્ઞાનથી અમરત્વ સિદ્ધ થાય છે. જે દશામાં દ્વૈત નથી ત્યાં આનંદને અટકાવે તેવું કાંઇ નથી. સામાન્ય માણસની મિથ્યા જ્ઞાનની દશામાં દ્વૈત જેવું જણાતું હોવાથી આનંદ પ્રતિબદ્ધ થાય છે; તેથી સામ્રાજ્ય મળતું નથી. બ્રહ્મમાં જીવ–જગતની બુદ્ધિથી આવરણ ઉત્પન્ન થાય છે. જીવ જગતમાં બ્રહ્મ બુદ્ધિથી આવરણ ભંગ થાય છે. આત્માનો સ્વભાવ જોતાં જણાંશે કેઃ—

૧. તે નિત્ય હોવાથી તેની ઉત્પત્તિ બનતી નથી.

૨. કૂટસ્થ હોવાથી તેનામાં વિકાર નથી.

૩. શુદ્ધ હોવાથી તેનામાં સંસ્કારની જરૂર નથી.

૪. આત્મ સ્વરૂપ હોવાથી તેની પ્રાપ્તિ (બીજી વસ્તુઓની માફક) બનતી નથી.

૫. વ્યાપક હોવાથી તેના સિવાય બીજી વસ્તુ નથી.

તેથી

૧. અન્યથા દર્શન એજ સૃષ્ટિની ઉત્પત્તિ છે.

૨. અન્યથા દર્શન એજ સૃષ્ટિની સ્થિતિ છે.

૩. સત્ય દર્શન એજ સૃષ્ટિનો બાધ છે.

સ્વપ્ન પ્રપંચ જેમ તત્ત્વના અગ્રહણ વાળો છે તેમ જાગ્રત પ્રપંચ પણ તત્ત્વના અગૃહણવાળો છે. આરોપનો નિવૃતિથી કલ્પિતનો અપવાદ થાય છે. અબાધ્યત્ત્વ અને સત્યત્ત્વ એ મિથ્યાત્ત્વના વિરોધી છે. વેદાન્ત વાક્ય અજ્ઞાત અબાધિત બ્રહ્મનું બોધક હોવાથી પ્રમાણ

છે. પ્રત્યક્ષ પ્રમાણ અબાધિત અર્થને જણાવતું નથી. દ્વૈત પ્રપંચમાં પારમાર્થિક સત્તાનો શ્રુતિ બાધ કરે છે. જ્ઞાન થતાં પ્રમાતાની નિવૃત્તિ થાય છે. ધર્મીની નિવૃત્તિ સિવાય ધર્મની નિવૃત્તિ થતી નથી. અગ્નિની નિવૃત્તિ સિવાય ઉષ્ણતાની નિવૃત્તિ થતી નથી. કર્તૃત્વ ભોક્તૃત્વ રૂપ સંસાર આત્મામાં સ્વાભાવિક હોય તો મુક્તિની આશા રહે નહિ અજ્ઞાનની સિદ્ધિ અજ્ઞાનથી છે. જ્ઞાનની દૃષ્ટિથી અજ્ઞાન સિદ્ધ નથી. બ્રહ્મ સાક્ષાત્કારવાળા તત્ત્વવેત્તા પુરુષને ફરી સંશય કે વિપર્યયની ઉત્પત્તિ થતી નથી, તેનું નામ જ્ઞાન રક્ષા છે, તેને ગોપાલ પણ કહે છે સંશય અને વિપર્યયનું કારણ ભ્રાંત મનુષ્યના વચન છે; માટે અજ્ઞાની માણસોનો સંગ કરવો જોઇએ નહિ.

બ્રહ્મ અનન્ય હોવાથી ઉપાદેય નથી, બ્રહ્મ આત્મરૂપ હોવાથી હેય નથી આવા બ્રહ્મજ્ઞાનીને સર્વાત્મભાવરૂપ મોક્ષ ન દેવામાં દેવો પણ સમર્થ નથી. બ્રહ્માત્મ ભાવનો નિશો ચડ્યા પછી દુઃખ કે ભય વગેરે કલ્પવા શક્ય નથી. સર્વ વિધિ તેમજ બીજા પ્રમાણ બ્રહ્માત્મ જ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે. અદ્વૈતમાં પ્રમાતા નથી તેમજ વિષય પણ નથી. જગતના વિલાસથી દ્વૈતની સિદ્ધિ નથી, કલ્પિત માયાથી બ્રહ્મનું સદ્વિતીયત્વ થતું નથી. વાયુ નિઃસ્પંદ થતાં વાયુ મટી જતો નથી. વાયુનું સ્પન્દન થતાં એ વસ્તુ બની જતી નથી. જેને દ્વૈત દેખાતું નથી, તેના જીવનમાં ફેર પડી જશે.

અવિદ્યા સતથી વિલક્ષણ છે તેથી દ્વૈતાપત્તિ નથી, અસતથી વિલક્ષણ છે તેથી સવિશેષ જેવી પણ લાગે છે. તેથી જાગ્રત વગેરે અવસ્થા બની શકે છે પણ તે પારમાર્થિક નથી. આરોપિત સર્પ ચક્ષુનો વિષય નથી, તેમ જગત પણ ચક્ષુનો વિષય નથી. તેનું પ્રાતિભાસિક શરીર હોવાથી ભાનના પહેલાં તે નથી, તેથી ચક્ષુની પહેલાં ન હોવાથી જગત ઇંદ્રિયગ્રાહ્ય નથી પણ સાક્ષી ભાસ્ય છે. જે વસ્તુ એક જ્ઞાનથી સાચી લાગે અને બીજા જ્ઞાનથી બાધ પામે તે મિથ્યા હોય છે. જાગ્રતની

સૃષ્ટિ સ્વપ્નના જ્ઞાનથી બાધ પામે છે, અને સ્વપ્નું જાગ્રત દશામાં બાધ પામે છે, તેથી બંન્ને મિથ્યા છે. બાકી અધિષ્ઠાન રહે છે. સંસ્કૃત ભાષામાં જે સદા મળેલું હોય તેને અદ્વૈત કહે છે. જે ભેગું કરવાનું હોય તેને અદ્વૈત કહેતા નથી. આ બાબત એકાદશ સ્કંધના ૨૮મા અધ્યાયમાં ૨૫મા શ્લોકમાં સ્પષ્ટ કરેલ છે.

સામાન્ય માણસોને વેદાન્તની ભાષાનો પરિચય ન હોવાથી રૂપક વગર તે સમજી શકતા નથી તેથી શ્રીમદ્ ભાગવતમાં રૂપક (Symbols) દ્વારા વેદાન્ત સમજાવવામાં આવેલ છે. તેમાંથી રૂપકનો ભાગ બાધ કરવાં ન આવડે તો તત્ત્વ પકડાતું નથી. તેથી રૂપકના ભાગનું આધ્યાત્મ રહસ્ય ખુલ્લું કરવાનો પ્રયત્ન પાંચ ભાગમાં કરેલ છે. આ પાંચમા ભાગમાં અધ્યાત્મ ભાગવત આખું પુરૂં થાય છે પાંચે ભાગને તૈયાર કરતાં દશ વર્ષ લાગેલ છે. એવું અઘરૂં અને મહાન કાર્ય ભગવાનની કૃપા વગર બની શકે નહિ, તેમના ગુણ વાણીથી પુરા ગાઇ શકાતા નથી, તેથી વેદ પણ નેતિ નેતિથી તે સ્વરૂપ જણાવીને ઉપરામ પામી જાય છે; છતાં ભગવાનના ગુણ ગાવાથી મન અને વાણી પવિત્ર થાય છે. તેથી છેલ્લા બે શ્લોકમાં ભગવાનની સ્તુતિ આવે છે. તે આ પુસ્તકના છેવટના ભાગમાં આપવામાં આવેલ છે.

વેદાન્ત આશ્રમ,
પોસ્ટ—વલાદ
(અમદાવાદ—પ્રાંતિજ રેલ્વે)
તા. ૧—૭—૫૩

સ્વામી માધવતીર્થ.

# શુદ્ધિ પત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૧૫ | આગ્નિધ્ન | આગ્નિધ્ર |
| ૨૨ | ૧૪ | જાય છે | થાય છે |
| ૨૬ | ૩ | અસ્વરરતા | અસ્વસ્થતા |
| ૩૫ | ૨૨ | શાત્ત | શાન્તઃ |
| ૪૮ | ૨૩ | અહંકારને | અહંકારનો |
| ૬૦ | ૧૪ | વિગાત | વિગત |
| ૬૨ | ૩૪ | મેળવયું | મેળવવું |
| ૬૯ | ૧૭ | તો તે | તે તે |
| ૭૧ | પ્રકરણ ૮મું | ઉદ્ધવ ગીતા (ચાલુ) | |
| ૭૨ | ૮ | પૂર્વ | પૂર્ણ |
| ૭૪ | ૧૨ | પડયો | પડ્યા |
| ૯૨ | ૧ | નિવૃત્તિજનક | પ્રવૃત્તિજનક |
| ૧૦૧ | ૧૮ | દિશામાં | દશામાં |
| ૧૧૨ | ૬ | ચિત્તપાં | ચિત્તમાં |
| ૧૧૨ | ૧૪ | અભિદાન | અભિમાન |
| ૧૨૦ | ૧૫ | માણિપુર ચક્રમા | મણિપુર ચક્રમાં |
| ૧૨૧ | ૨૨ | દેવરૂપી | દેહરૂપી |
| ૧૨૩ | ૨૨ | गुरुपासनयक | गुरुपासनयैक |
| ૧૨૩ | ૨૨ | भकत्वा | भकत्या |
| ૧૨૬ | ૧૧ | અનુભવન | અનુભવ ન |
| ૧૩૩ | ૨૪ | Envirohment | Environment |
| ૧૩૭ | ૨ | અક્ય | ઐક્ય |
| ૧૪૦ | ૧૦ | પ્રતીત | પ્રતીતિ |

| | | | |
|---|---|---|---|
| ૧૬૨ | ૭ | માટે | માટે |
| ૨૧૩ | ૧૭ | બ્રાહ્મણોઓએ | બ્રાહ્મણોએ |
| ૨૧૫ | છેલ્લી | આર્યમા | અર્યમા |
| ૨૨૦ | ૭ | ભગવાન | ભગવાને |
| ૨૫૭ થી ૨૬૩ | ૧ | પ્રકરણ ૨૭ | પ્રકરણ ૨૮ |
| ૨૬૫ | ૫ | પ્રકરણ ૨૮ | પ્રકરણ ૨૯ |
| ૨૬૭ થી૨૭૧ | ૧ | પ્રકરણ ૨૮ | પ્રકરણ ૨૯ |
| ૨૭૨ | ૬ | સૂર્ય ન દેખાવાથી | સૂર્ય દેખાવાથી |
| ૨૭૮ | ૧૬ | ૧૧–૨૨–૧૮ | ૧૧–૨૩–૧૮ |
| ૨૯૭ | ૧૪ | યાસુમિ : | યાસુમિ : ॥ ૧૧–૨૫–૬ |
| ૩૦૧ | ૧૪ | અઢાર | અઢારમા |
| ૩૧૫ | ૨૯ | અકાશમાં | આકાશમાં |
| ૩૨૦ | ૫ | ભક્ત વગરનો | ભક્તિ વગરનો |
| ૩૨૦ | ૨૧ | માત્રોમાં | પાત્રોમાં |
| ૩૨૭ | ૧૦ | કર્મેની | કર્મોની |
| ૩૫૯ | ૧૭ | થય | થઇ |
| ૩૭૪ | છેલ્લી | સપં | સર્પ |
| ૩૭૬ | ૫ | બ્રાહ્ય | બાહ્ય |

# પ્રકરણ–૧

## પરમહંસની સંહિતા

માણસના જીવનમાં ચાર પુરુષાર્થ છે. તેને ધર્મ અર્થ, કામ અને મોક્ષ કહે છે. એ ચારમાં મોક્ષ એ મુખ્ય પુરુષાર્થ છે કારણ કે પહેલા ત્રણ પુરુષાર્થનું ફળ અનિત્ય છે અને મોક્ષનું ફળ નિત્ય છે. મોક્ષ એટલે આત્યન્તિક દુઃખ નિવૃત્તિ અને પરમ આનંદની પ્રાપ્તિ.

મોક્ષની દશા તરત પ્રાપ્ત કરાવી આપે એવું કોઈ જ્ઞાન હોય તો તે શ્રીમદ્ભાગવતની કથા છે. એ કથા માત્ર સાત દિવસ સાંભળવાથી પરીક્ષિત રાજા બ્રહ્મ દશાને પ્રાપ્ત થયા હતા. એ કથાને પરમહંસની સંહિતા કહે છે. એટલે શુકદેવજી જેવા પરમહંસ પાસેથી સાંભળવી જોઇએ અથવા પરમહંસ થવા માટે સાંભળવી જોઇએ અથવા પરમહંસ થઈને નિષ્ઠા માટે સાંભળવી જોઇએ; તેમાંઃ—

૧. પહેલે દિવસે સાંજે પરમહંસ કપિલનો ઉપદેશ આવે છે.

૨. બીજે દિવસે સાંજે પરમહંસ જડભરતનો ઉપદેશ આવે છે.

૩. ત્રીજે દિવસે સાંજે પરમહંસ પ્રહ્લાદની કથા આવે છે.

૪. ચોથે દિવસે સાંજે પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણના જન્મની કથા અને ગર્ભસ્તુતિ આવે છે.

૫. પાંચમે દિવસે સાંજે નિષ્ઠા માટે પરમહંસિની શ્રી રુક્મિણી-ની વચ્ચે અને ભગવાન વચ્ચે થયેલ હાસ્યની કથા આવે છે.

૬. છઠ્ઠે દિવસે સાંજે પરમહંસ દત્તાત્રેયની કથા આવે છે.

૭. સાતમે દિવસે પરીક્ષિત રાજા પોતે જ બ્રહ્મ નિર્વાણમાં પ્રવેશ કરે છે.

આવો અદ્ભૂત સંદેશ ભાગ્યે જ બીજે કોઇ સ્થળે મળી શકે તેમ છે.

શ્રીમદ્ભાગવતની કથામાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે બાબત ઉપર સારો સુમેળ જોવામાં આવે છે. જેને ટુંકા જીવનમાં બ્રહ્મપ્રાપ્તિ કરવી હોય તેમને માટે એ ત્રણે તરફ બરાબર દૃષ્ટિ રાખવાની જરૂર છે.

એ સાત દિવસની કથામાં ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યની ભૂમિકાની તપાસ કરીએ તો નીચે પ્રમાણે ક્રમ નજરે પડે છેઃ—

૧ પ્હેલે દિવસે કપિલ ભગવાન માતા દેવહૂતિને જડ ચેતનનો વિભાગ કેમ કરવો તે બાબત સાંખ્યના જ્ઞાનની રીતથી બતાવે છે.

૨ બીજે દિવસે જડભરતના આખ્યાનમાં જ્ઞાન અને વૈરાગ્ય બંનેનું સ્વરૂપ આપવામાં આવેલ છે, પણ જડભરત માણસોના સંગથી બીતા હતા.

૩ ત્રીજે દિવસે પ્રહ્લાદની કથામાં રાક્ષસોની વચ્ચે રહી પ્રહ્લાદ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય સિદ્ધ કરી શકયા છે, છતાં તે સંસારના વિષયોથી બીએ છે એવું ભગવાનને કહે છે. તેથી ભકિત એટલે અંશે ખામીવાળી છે.

૪ ચોથે દિવસે વિષયોની વચ્ચે રહેવા છતાં વિષયો અસર કરી શકતા નથી એ શ્રીકૃષ્ણના જીવનની શરૂઆતથી બતાવવામાં આવેલ છે.

પાંચમે દિવસે રૂકિમણીને સંસારનું મોટામાં મોટું સુખ વિવાહ વખતે મળી શકે તેવું છે અને સ્વયંવરમાં કોઇ પણ રાજાને તે પસંદ કરી શકે તેવું છે, છતાં બધું સુખ છોડીને ભગવાનને પસંદ કરે છે, એટલે એક ભગવાનમાં બધા પુરુષાર્થ સમાપ્ત થાય છે એમ બતાવેલ છે.

૬ છઠ્ઠે દિવસે ગુરુ દત્તાત્રેયના જેવા અવધૂતની ગુણાતીત દશાની વાત આવે છે.

૭ સાતમે દિવસે ભકિત, જ્ઞાન અને વૈરાગ્યની પરાકાષ્ઠા જણાવેલ છે અને શુકદેવજી પરીક્ષિત રાજાને **अहं ब्रह्मास्मि**નો બોધ આપે છે.

એ જ સાત દિવસની કથા જ્ઞાનમાર્ગની સાત ભૂમિકામાં પણ ગોઠવીને નીચે પ્રમાણે સમજી શકાય છેઃ—

૧ પહેલા દિવસમાં શ્રવણનું જોર કપિલ આખ્યાનમાં છે.

૨ બીજા દિવસની કથામાં મનનનું જોર ભરતની કથામાં છે.

૩ ત્રીજા દિવસે પ્રહ્લાદ એવું નિદિધ્યાસન કરે છે કે તે જગત-ની વાતો શીખવાની જ ના પાડે છે.

૪ ચોથે દિવસે શુદ્ધ સત્વગુણરૂપી વસુદેવજીને ત્યાં સત્વાપત્તિરૂપી આત્માનો આવિર્ભાવ છે.

૫ પાંચમે દિવસે સાંજે અસંસકિતરૂપી પાંચમી ભૂમિકા પ્રાપ્ત થાય તેવી રૂકિમણીની કથા છે.

૬ છઠે દિવસે સાંજે એકાદશસ્કંધની શરૂઆતમાં પદાર્થાભાવિની ભૂમિકા રજુ થાય છે.

૭ સાતમે દિવસે પરીક્ષિત રાજા તુરીયપદમાં સ્થિતિ પામે છે.

શ્રીમદ્ ભાગવતમાં ત્રણ પ્રકારની ભાષા છે. (૧) સમાધિ ભાષા એટલે આખું ભાગવત આપણી અંદર ઉતારી શકાય તેવું છે. (૨) બીજી પરમત ભાષા તેમાં ઉપનિષદ વગેરેનાં પ્રમાણ ચાલ્યાં આવે છે અને (૩) લૌકિક ભાષા કથાનો રસ ગુંથવા માટે રાખવામાં આવેલ છે. કથાનો ભાગ સાચો નથી એ વાત શુકદેવજી પરીક્ષિત રાજાને બારમા સ્કંધમાં કહે છે.

મૂળ ભાગવત ચાર શ્લોકનું હતું. તેમાં ભગવાનના અવતારની વાત નથી. તે ભાગવત ભગવાને બ્રહ્માજીને કહ્યું હતું, પછી બ્રહ્માજીએ નારદજીને

કહ્યું, નારદજીએ વ્યાસજીને કહ્યું, વ્યાસજીએ તેનો વિસ્તાર કરીને શુકદેવજીને સંભળાવ્યું અને શુકદેવજીએ પરીક્ષિત રાજાને સંભળાવ્યું હતું.

ભાગવતની શરૂઆતમાં કહેલ છે કે **सत्यं परं धीमहि** એટલે અમે પરમસત્યનું ધ્યાન કરીએ છીએ અને છેવટે પણ એ જ ઉપદેશ આવે છે. શરૂઆતમાં કહેલ છે કે એ જ્ઞાનયજ્ઞ છે અને છેવટે પણ કહેલ છે કે એ જ્ઞાનપ્રદીપ છે. શરૂઆતનો પરીક્ષિત રાજાનો પ્રશ્ન મરણ બાબતનો છે અને છેવટે શુકદેવજી તેનો જવાબ આપતાં પરીક્ષિત રાજાને કહે છે કે—

"હે રાજા! હું મરી જઈશ એ પશુબુદ્ધિ છે, માટે તે બુદ્ધિ છોડ, વાસ્તવમાં તું જન્મ્યો જ નથી."

જેમ રામાયણ વાલ્મિક ઋષિની સમાધિમાં પ્રાપ્ત થયું હતું તેમ ભાગવત પણ વ્યાસ ભગવાનને સમાધિમાં મળ્યું હતું. રામાયણમાં પહેલા શ્લોકમાં કહેલ છે કે રજ્જુમાં સર્પ જેમ ભ્રાંતિથી દેખાય છે તેથી મિથ્યા છે તેમ બ્રહ્મમાં જગત મિથ્યા છે. ભાગવતમાં પહેલા શ્લોકમાં જગતનું **मृषात्व** એટલે મિથ્યાત્વ આવે છે, અને રજ્જુ-સર્પનાં દૃષ્ટાંત પણ ભાગવતમાં નીચેના શ્લોકોમાં આપેલ છેઃ—

૪–૨૨–૩૮, ૬–૯–૪૭, ૬–૧૭–૩૦, ૧૦–૬–૮, ૧૦–૧૪–૨૮ ૧૧–૨૬–૧૭.

વાંઝણી સ્ત્રીને દીકરો ન હોય તો પણ માહાત્મ્યમાં ધુંધુલી વાંઝણી છતાં દીકરાને રમાડે છે અને આત્મદેવ બ્રાહ્મણ માને છે કે એ મારો દીકરો છે. હાલના જે દીકરાને મા–બાપ રમાડે છે તે ગયા જન્મમાં કોના દીકરાં હશે તે કોને ખબર છે?

શરૂઆતમાં ભક્તિના બે ઘરડા દીકરા જ્ઞાન અને વૈરાગ્યની વાત આવે છે. મા કરતાં મોટા દીકરા હોય નહિ તેથી જેઓ શ્રીમદ્-

ભાગવતની કથા સાંભળવા બેઠા હોય તેમના જ્ઞાન અને વૈરાગ્ય જુવાન થવા જોઇએ એમ સમજવાનું છે.

છેવટના ભાગમાં એમ કહેલ છે કે જે સંસારરૂપી સર્પ પરીક્ષિત રાજાને કરડવાનો હતો તેમાંથી જે શુકદેવજીએ તેમને છોડાવ્યા તેમને અમે નમસ્કાર કરીએ છીએ. આ પ્રમાણે જોતાં જેમ શરૂઆતમાં અને છેવટે સમાધિભાષા છે તેમ વચમાં પણ ઘણે ઠેકાણે સમાધિભાષા આપવામાં આવેલ છે. વચમાં દશમસ્કંધમાં કંસનું સ્વરૂપ એવું આપવામાં આવેલ છે કે બે ન હોય ત્યાં તે બે દેખતો. એ જ અવિદ્યાનું સ્વરૂપ છે. એવી અવિદ્યાના અનુચર પૂતનારૂપી કામના, અઘાસુરરૂપી પાપ, બકાસુરરૂપી દંભ, તૃણાવર્તરૂપી આવરણ, કાળીનાગરૂપી તમોગુણ વગેરે માલુમ પડે છે.

શ્રીમદ્‌ભાગવતની કથા કહેવાવાળા શુકદેવજીના ગુણનું વર્ણન નીચે પ્રમાણે આપવામાં આવેલ છે.

**ज्ञान महाब्धि चन्द्रमाः** એટલે જ્ઞાનરૂપી સાગરમાં જેમ ચંદ્ર શોભે તેમ જ્ઞાનરૂપ હતા.

**अलक्ष्यलिंगो निजलाभतुष्टः** તે વર્ણાશ્રમથી અતીત હતા અને સ્વરૂપના લાભથી પૂર્ણ હતા.

**निखिलात्मदृशा समेन** સંપૂર્ણ પ્રાણીઓને પોતાનું સ્વરૂપ સમજતા હતા, વળી શુકદેવજીમાં સ્ત્રી પુરુષનો ભેદ નહોતો. આવા ગુરુ મળે તો સાત દિવસમાં મોક્ષવાળી શ્રીમદ્‌ ભાગવતની કથા સમજવામાં આવે. પરીક્ષિત રાજા પણ પૂર્ણ અધિકારી હતા. તેમને કથા સાંભળતાં સાંભળતાં એવી તૃપ્તિ થતી હતી કે ખાવા પીવાનું યાદ આવતું ન હતું. ગર્ભમાં અશ્વત્થામા રૂપી માયાનું બાણ તેને મારવા આવ્યું પણ ભગવાનના સુદર્શન ચક્રથી તેની રક્ષા થઈ હતી. એ તે જ કોનું હતું તેની પરીક્ષા કરવાની જેની વૃત્તિ તે પરીક્ષિત એમ સમજ-

વાનું છે. બધાની રક્ષા પણ ગર્ભમાં ભગવાને જ કરેલ છે છતાં ઘણા માણસો તેને ભૂલી જાય છે.

શરૂઆતમાં માહાત્મ્યમાં ગર્ભના દુઃખનું વર્ણન ધુંધુલીની વાણીમાં મૂકીને સંસાર શરૂઆતથી દુઃખરૂપ છે એમ બતાવેલ છે. કુંતાજી પણ સંસારની આસકિત છોડાવવા માટે ભગવાનને પ્રાર્થના કરે છે, તેથી ત્યાગથી રહેવાની જરૂર બતાવેલ છે. માહાત્મ્યમાં આત્મદેવ બ્રાહ્મણને સાધુ કહે છે કે સંન્યાસમાં સર્વ સુખ છે, તો પણ તે સમજતો નથી અને પુત્રની માગણી કરે છે અને પછી પસ્તાય છે. સંસારની માયા એવી છે કે પરણેલા પસ્તાય છે અને વગર પરણેલા પણ પસ્તાય છે. જો સારા ગુરુ મળ્યા હોય અને વૈરાગ્ય સારો હોય તો જ એ માયા જીતી શકાય તેમ છે. જેને તરત મુક્તિ જોઇએ તેણે ખૂબ વૈરાગ્ય રાખવો જોઇએ. વૈરાગ્યના સ્વરૂપનું વર્ણન આપતાં બીજા સ્કંધમાં કહેલ છે કે ડાહ્યા પુરુષોએ ધનવાનો પાસે શા માટે લાચાર થઇને ફરવું જોઇએ? હાથ આપ્યા છે તો અન્નપાત્રની શી જરૂર છે? પૃથ્વી છે તો ઘરની શી જરૂર છે? હાથ છે તો ઓશીકાની શી જરૂર છે? દિશા છે તો વસ્ત્રની શી જરૂર છે? વલ્કલ છે તો વસ્ત્રની શી જરૂર છે? પાણી માટે નદીઓ શું સુકાઈ ગઈ છે? ઘર જોઇએ તો શું ગુફાઓ નથી? વગેરે બાબતો વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે કહેલ છે. વૈરાગ્ય એટલે ફાંસીની સજા સમજવાની છે. વૈરાગ્ય એ ભકિતનો દીકરો છે, જ્ઞાન પણ ભકિતનો દીકરો છે. અદ્વૈતજ્ઞાનને જ જ્ઞાન કહેલ છે તેથી તેવું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. જ્ઞાનને ટકાવવા માટે વૈરાગ્ય જોઇએ, ભક્તિ ટકાવવા માટે શરણાગતિ જોઇએ.

દરેક વ્યકિત કોઇ ને કોઈ રૂપમાં શરણભાવ રાખે છે. તેમાં ભેદ એટલો છે કે આસ્તિક માણસ એકને શરણે રહે છે અને નાસ્તિક માણસ અનેકને શરણે રહે છે. આસ્તિક માણસ જરૂરી વસ્તુ અથવા

મુખ્ય વસ્તુ તરફ ધ્યાન રાખે છે, નાસ્તિક માણસ પોતાની ઇચ્છાઓ પૂરી કરવા તરફ ધ્યાન રાખે છે. જરૂરી વસ્તુ એક હોય છે, ઇચ્છાઓ અનેક હોય છે. જરૂરી વસ્તુ આત્મા છે, તેનો સાક્ષાત્કાર થયા પછી ફરીને મેળવવાની જરૂર રહેતી નથી. ઈચ્છા પૂરી કરવા જનાર માણસ ક્ષક્તિ વગરનો થતો જાય છે તેથી શરણાગત માણસ જ્યારે પ્રભુને શરણે થાય છે ત્યારે ઈચ્છાઓની નિવૃત્તિ થાય છે અને પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે. ઈચ્છા આસક્તિથી ઉત્પન્ન થાય છે. તેથી ઇચ્છાની નિવૃત્તિ થોડીવાર થાય છે પણ ઇચ્છાની પૂર્તિ થતી નથી. ઇચ્છાવાળો પ્રાણી વિષયવાસનાથી ભિન્ન કાંઈ જોતો નથી.

શરણાગતિ શરૂ થતાં જ અહંકારમાં પરિવર્તન થાય છે. શરણાગતિ બે પ્રકારની હોય છેઃ—

૧ ભેદ ભાવની.

૨ અભેદ ભાવની.

ભેદભાવની શરણાગતિ પ્રેમીના (શરણ્યના) સ્વીકાર માત્રથી સિદ્ધ થઈ જાય છે. અભેદભાવની શરણાગતિ શરણ્યના યથાર્થજ્ઞાનથી થાય છે. અભેદભાવની શરણાગતિ શરણાત થયા પહેલાં જ નિર્વિષય થઈ જાય છે. શ્રીમદ્‌ભાગવતમાં દશમસ્કંધમાં ભેદભાવની શરણાગતિ આપેલ છે અને એકાદશ સ્કંધમાં અભેદભાવની શરણાગતિ આપેલ છે. ભેદભાવવાળો ભક્ત પણ ભગવાનથી વિભક્ત થતો નથી. જેમ કોઈ પતિવ્રતા સ્ત્રી પિતાના ઘરમાં હોય તો પણ પતિથી વિભક્ત થતી નથી, તેમ ભેદ-ભાવવાળો ભક્ત પણ જુદો થતો નથી, પણ ફેર એટલો છે કે ભેદ-ભાવની શરણાગતિમાં વિરહ અને મિલન એ બંન્ને પ્રકારના રસ રહે છે અને અભેદ ભાવની શરણાગતિમાં નિત્ય એક રસનો અનુભવ રહે છે.

શરણાગતિમાં હદવાળો ભાવ અને કલ્પિતની સત્તા બન્ને મટી

જાય છે. હદવાળો ભાવ અને કલ્પિતની સત્તા સ્વીકારવાથી અનેક વિઘ્ન ઉત્પન્ન થાય છે. એક દેશના પ્રેમવાળા બીજા દેશના માણસોનો સંહાર કરે છે. જ્યારે હદવાળો અહંકાર દૂર થાય છે ત્યારે અલૌકિક પ્રેમ પ્રાપ્ત થાય છે. એ જ વાસ્તવમાં માનવજીવન છે.

શ્રીમદ્ ભાગવતમાં અલૌકિક પ્રેમની વાતો આવે છે. અલૌકિક પ્રેમ સમજાવવા માટે અલૌકિક ભાષા મળતી નથી તેથી લૌકિક ભાષામાં વિવાહનાં દૃષ્ટાંત આપીને અલૌકિક પ્રેમ સમજાવેલ છે. શ્રી કૃષ્ણની ૧૬૧૦૮ સ્ત્રીઓ એ અંતઃકરણની વૃત્તિઓ છે એમ પહેલા સ્કંધમાં કહેલું છે (૧–૧૧–૩૯). તેમની એકતા અથવા તેમનો સંબંધ બ્રહ્મ સાથે થાય છે, તે બ્રહ્મને સર્વના પતિ તરીકે બીજા સ્કંધમાં વર્ણવેલ છે (૨–૪–૨૦). ટુંકામાં ભેદનો અભેદ કરવો એ ભક્તિમાર્ગ છે. ભેદનો નિષેધ કરવો એ જ્ઞાનમાર્ગ છે. બંનેનું ફળ એક છે. ભેદ રહી જાય તો વૈકુંઠમાંથી પડવું પડે છે. એ વાત જયવિજયના દૃષ્ટાંતથી ત્રીજા સ્કંધમાં જણાવેલ છે. જે સાધનથી સાધક પોતાના આશ્રયથી વિભક્ત રહે તે સાચું સાધન નથી, પૂર્ણ સાધન તો તે જ કહેવાય કે જે સાધકને સાધ્યથી વિભક્ત થવા ન દે. જે માણસ શરણ થાય છે તેનામાં કોઇ પણ પ્રકારનું અભિમાન રહેવું ન જોઇએ. ભિન્નતાથી અભિમાન આવે છે અને ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. એકતા થતાં ભય રહેતો નથી અને ગુણદોષની બુદ્ધિ રહેતી નથી.

એવા કોઈ દોષ નથી કે જે ભિન્નતાથી ઉત્પન્ન ન થાય અને એવો કોઈ સદ્‌ગુણ નથી કે જે એકતાથી ઉત્પન્ન ન થાય.

વિષયી માણસો ચાલુ જીવનનો ઉપયોગ કરે છે, ભક્ત અને જીજ્ઞાસુ તેને સાધનરૂપ માને છે. સાધારણ પ્રાણીવર્ગ વર્ણ, આશ્રમ, સંપ્રદાય, સંસ્થા, જાતિ, દેશ, સમાજ વગેરે દશાને જીવન માની લે છે પણ વાસ્તવમાં એ બધી દશા છે, એ નાટક છે, જીવન નથી. તેથી

બ્હારનું જીવન ફેરવવા પહેલાં પ્રકૃતિ ફેરવવાની જરૂર છે. ખરૂં જીવન તો એ છે કે જેમાં પોતાને માટે પોતાથી જુદી કોઈ વસ્તુની જરૂર ન રહે. કલ્પિત વસ્તુને નિજ સ્વરૂપના સાનિધ્યમાત્રથી સત્તા મળી જાય છે. વળી જેમાં સત્તા લાગે છે તેમાં પ્રિયતા ઉત્પન્ન થાય છે. પછી તેમાં આસક્તિ થાય છે. તેમાંથી તરત છૂટવું હોય તો ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય એ ત્રણે જોઈએ. એ જ શ્રીમદ્‌ભાગવતનો સંદેશ છે.

જો કે કર્તા એક છે અને તેનું લક્ષ્ય પણ એક છે પરંતુ જીવનને સાધનરૂપ ન કરવાથી જીવની બધી ક્રિયાઓ એક લક્ષ્યમાં લય પામતી નથી, તેથી જીવ અનેક વાસનામાં બંધાઇ જાય છે.

ભોગમાં અરુચિ ઉત્પન્ન થાય ત્યારે યોગ પ્રાપ્ત થાય છે. અવસ્થાનો ભેદ મટતાં જ જીવ નિત્યપદનો અનુભવ કરીને અમરત્વને પ્રાપ્ત કરે છે.

એવો ઉપદેશ શુકદેવજીએ પરીક્ષિત રાજાને શ્રીમદ્‌ભાગવતમાં આપેલ છે. શ્રીમદ્‌ભાગવતમાં બધા વેદાન્તનો સાર છે, તેમાં જીવ–બ્રહ્મની એકતાનું વર્ણન છે, તેમાં અદ્વૈતભાવનું સાધન બતાવેલ છે. તેના રસથી જેને તૃપ્તિ થાય છે તેને બીજા કોઈ વિષયમાં પ્રીતિ રહેતી નથી. પરીક્ષિત રાજા પણ છેવટે શુકદેવજીને કહે છે કે, આપે મને અનાદિ હરિનું સ્વરૂપ બરાબર સમજાવ્યું તેથી હું બ્રહ્મનિર્વાણ પામ્યો છું, મારૂં અજ્ઞાન નાશ પામ્યું છે અને મારી જ્ઞાન વિજ્ઞાનમાં નિષ્ઠા થઇ છે. સાત દિવસમાં આવી નિષ્ઠા થાય એવો સત્પુરૂષનો સંદેશ શ્રીમદ્‌ભાગવતમાં જેવો મળે છે તેવો બીજે ભાગ્યે જ મળી શકે. તેથી આ કથા પરમહંસની સંહિતા કહેવાય છે.

# પ્રકરણુ–૨

## ભાગવત ધર્મ

શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં પ્રધાનપણે યોગમાર્ગ છે અને એકાદશ સ્કંધમાં પ્રધાનપણે જ્ઞાન માર્ગ છે. યોગમાર્ગમાં પ્રકૃતિને સાચી માનેલ છે. જ્ઞાનમાર્ગમાં પ્રકૃતિને મિથ્યા માનેલ છે. સાચી પ્રકૃતિના ત્રણુ ગુણુ છે. સત્વ, રજ અને તમ, એવા ત્રણુ પ્રકારના ભકતોનું ભગવાનની સાથે કેવી રીતે મિલન થાય તે દશમ સ્કંધમાં સમજાવેલ છે. રાસલીલામાં તમોગુણી ભકતોનું મિલન છે. જ્યાં ૧૬૧૦૮ સ્ત્રીઓના શ્રીકૃષ્ણુની સાથે વિવાહની વાતો આવે છે ત્યાં રજોગુણી ભકતોનું મિલન છે. તે પછી જ્યાં વસુદેવનો યજ્ઞ, સુદામા વગેરેની વાતો આવે છે ત્યાં સાત્વિક ભકતોની કથા શરૂ થાય છે અને વેદસ્તુતિમાં એવો પ્રશ્ન પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે વેદ સગુણ છે અને ભગવાન નિર્ગુણ છે તો સગુણની મદદથી નિર્ગુણને કેમ પામી શકાય? એ પ્રશ્નથી એટલે દશમસ્કંધના અંતના ભાગમાંથી નિર્ગુણના સ્વરૂપનું વર્ણન આવે છે.

દશમસ્કંધના ૮૪મા અધ્યાયમાં જ્યાં વસુદેવજીના યજ્ઞની વાત આવે છે ત્યાં તે વખતે શ્રીકૃષ્ણુ ભગવાન પધારે છે અને બીજા ઋષિ-મુનિઓ પણુ આવે છે. ત્યાં ભગવાન ઋષિમુનિઓની સ્તુતિ કરે છે અને કહે છે કે જ્યાં સુધી ભેદવાળી ભકિત રહે છે ત્યાં સુધી માણસ-નું અજ્ઞાન દૂર થતું નથી પણુ જ્ઞાની મહાત્માઓની એક મુહૂર્તની સેવાથી સંપૂર્ણ અજ્ઞાન નાશ થાય છે ( ૧૦–૮૪–૧૨ ). જેઓ માત્ર પથ્થરની પ્રતિમામાં દેવબુદ્ધિ રાખે છે, જળમાં તીર્થબુદ્ધિ રાખે છે અને મહાત્માઓમાં પૂજ્યબુદ્ધિ રાખતા નથી તે ગધેડાના જેવા છે ( ૧૦–૮૪–૧૩ ). આવાં વચન કહેવાનું કારણુ એ છે કે તે પછી

શ્રીમદ્ ભાગવતમાં નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપનો ઉપદેશ વધારે આવે છે, અને તે બરાબર સમજવા માટે મહાત્માઓના સત્સંગની જરૂર રહે છે. મહાત્માઓ તે વખતે ભગવાનને એમ કહે છે કે 'આપ સાધુજનોની એક માત્ર ગતિ છો. પછી વસુદેવજી નારદજી વગેરેને એમ પૂછે છે કે જે કર્મથી મોક્ષ મળે તેવું કર્મ મને બતાવો. નારદજી કહે છે કે "તમે ભગવાન કૃષ્ણને બાળક સમજી બેઠા છો તે ભૂલ છે. શ્રી કૃષ્ણ બ્રહ્મસ્વરૂપ છે, તેને છોડીને અમને પ્રશ્ન કરો છો તેમાં આશ્ચર્ય નથી, કારણ કે સંસારમાં સમીપતાથી અવિશ્વાસ આવી જાય છે" (૧૦-૮૪-૩૦). પછી નારદજી વસુદેવજીને અંતઃકરણની શુદ્ધિ માટે યજ્ઞ કરવાનું કહે છે, યજ્ઞમાં વારંવાર **ન મમ** બોલવું પડે છે. તેનો અર્થ બરાબર સમજાય તો મમતા છૂટી શકે છે. યજ્ઞ પૂરો કર્યા પછી વસુદેવજીમાં સર્વત્ર ભગવદ્ દૃષ્ટિ ઉત્પન્ન થાય છે. તેને પહેલાં પોતાની અંદર શરીરમાં આત્મબુદ્ધિ થઇ હતી અને પરમાત્મામાં પુત્રબુદ્ધિ થઈ હતી તે માટે પશ્ચાત્તાપ કરે છે (૧૦-૮૫-૧૯). તે પછીના અધ્યાય-માં કહેલ છે કે ભગવાન શ્રીકૃષ્ણ અને બલરામજી પોતાના છ ભાઈ (કે જેમને કંસે મારી નાખ્યા હતા તેઓ)ને પાતાળમાંથી લાવી આપે છે અને દેવકીજી તેમને ફરીથી ધવરાવે છે. એ મન અને પંચ તન્માત્રા છે (૧૦-૮૫-૫૧). તેમને દેવકીરૂપી બ્રહ્મવિદ્યાનો સંબંધ થાય ત્યારે તેમનો મોક્ષ થાય છે. તેની વધારે વિગત સમજાવવા માટે ૮૬મા અધ્યાયમાં શ્રુતિરૂપી શ્રુતદેવની કથા છે, બ્રહ્મના જીજ્ઞાસુરૂપી બહુલાશ્વની કથા આવે છે. ॐ **भद्रं कर्णेभि** રૂપી શાંતિપાઠને બદલે સુભદ્રાનું આખ્યાન મૂક્યું છે અને અર્જુન સંન્યાસી થયો ત્યારે તે શાંતિપાઠરૂપી શાંતિનો અધિ-કારી થયો. તે પછી ૮૭મા અધ્યાયમાં વેદસ્તુતિ રૂપે ઉપનિષદોનો સાર આપેલ છે. ૮૮મા અધ્યાયમાં અહંકારને બાળવાની વાત આવે છે. ૮૯ મા અધ્યાયમાં બ્રાહ્મણના બાળકના ઉદ્ધારના નિમિત્તે બ્રહ્મા-કારવૃત્તિનું સ્વરૂપ આવે છે અને એવી વૃત્તિ જાગ્રત રહે તો બ્રહ્મની સાથે કેવો લીલાવિહાર થઈ શકે અને કેવો સ્વરૂપ આનંદ મળે તેની હકીકત ૯૦ મા અધ્યાયમાં આપીને દશમસ્કંધ શુકદેવજી પૂરો કરે છે.

એકાદશ સ્કંધના પહેલા અધ્યાયમાં પુરુષ જો સ્ત્રીનો વેશ લે એટલે પ્રકૃતિમાં આવે તો ઋષિઓના જ્ઞાનનો અપરાધ થાય છે એ બતાવી યાદવાસ્થળીનું નિમિત્ત બતાવ્યું છે. પુરુષ પ્રકૃતિના ધર્મમાં કેવી રીતે આવી જાય છે એ બતાવવા માટે એકાદશ સ્કંધના બીજા અધ્યાયમાં વસુદેવજીમાં થયેલું આત્મવિસ્મરણ આવે છે. તેને દશમ સ્કંધમાં ( ૮૪ મા અધ્યાયમાં ) સારૂં જ્ઞાન થયું હતું પણ નિષ્ઠા થઈ નહોતી તેથી જ્ઞાનનું વિસ્મરણ થયું હતું, તેથી નારદજી પાસે વસુદેવજી જ્ઞાન માગે છે.

નારદજી સાક્ષીનું સ્વરૂપ છે (૧-૫-૭). તે ભગવાનના નિત્યદર્શન-ની ઇચ્છાથી દ્વારકામાં રહેતા હતા. એટલે બ્રહ્માકારવૃત્તિથી રહેતા હતા. એક દિવસે વસુદેવજીએ નારદજીને પૂછ્યું કે આપ જેવા સાધુઓ તો દીન પુરુષો ઉપર કૃપા કરવાવાળા હોય છે. હું તો આપનાં દર્શન-થી જ પવિત્ર થઈ ગયો છું છતાં પૂછું છું કેઃ–

**ब्रह्मंस्तथापि पृच्छामो धर्मान्भागवतांस्तव ।**
**यच्छ्रुत्वा श्रद्धाया मर्त्यो मुच्यते विश्वतो भयात् ॥** (૧૧-૨-૭)

અર્થ.– જે ભાગવતધર્મ શ્રદ્ધાથી સાંભળવાથી માણસ બધા પ્રકારના ભયથી મુક્ત થાય છે તેવો ધર્મ હું તમને પૂછું છું.

વધારામાં વસુદેવજી કહે છે કે મેં ભગવાનની ભકિત પુત્ર માટે કરી હતી પણ મોક્ષ માટે કરી નહોતી, તેથી હવે આ સંસારના બધા દુઃખથી અને બધા ભયથી હું વિના પ્રયત્ને જે રીતે છૂટી શકું તેવો ઉપદેશ મને આપો (૧૧-૨-૯).

જેમ વસુદેવજીએ ભગવાનને પુત્ર રૂપે માની લીધા હતા તેમ બધા સંસારમાં બધે એક ભગવાન હોવા છતાં લગભગ બધા માણસો કાંઇક ને કાંઇક ખોટો સંબંધ બાંધી લે છે. જન્મ વખતે સંબંધ નથી, માર્યા પછી પણ કોઇની સાથે સંબંધ નથી, છતાં વચમાં દરેક પ્રસંગે

વ્યવહારમાં પહેલાં સબંધની વાત આવે છે. એવી વાતોજ ભગવાનનો સંબંધ થવા દેતી નથી. જ્યાં દ્વૈતનું ભાન બહુ રહે છે ત્યાં અદ્વૈત જ્ઞાન ટકતું નથી.

નારદજીએ વસુદેવજીને જવાબ આપતાં કહ્યું કે તમારો આ વિચાર બહુ ઉત્તમ છે, કારણ કે તમે બધાને પવિત્ર કરે એવો ભાગવત ધર્મ પૂછો છો.

**श्रुतोऽनुपठितो ध्यात आदृतो वानुमोदितः ।**
**सद्यः पुनाति सद्धर्मो देव विश्वद्रुहोऽपि हि ॥**

૧૧–૨–૧૨

અર્થ:– ભાગવત ધર્મ સાંભળવાથી, વારંવાર તેનું પઠન કરવાથી, સ્મરણ કરવાથી વિશ્વદ્રોહી પણ તરત પવિત્ર થઇ જાય છે.

જેનું નામ અને જેની લીલાઓનું શ્રવણ અને કીર્તન પવિત્ર કરનાર છે એવા પરમ કલ્યાણકારી ભગવાન નારાયણનું આજ તમે મને સ્મરણ કરાવી આપ્યું. હવે આ વિષયમાં મહાત્મા રાજા વિદેહ અને ઋષભપુત્રોના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ હું તમને કહું છું. સ્વયંભુ મનુનો પુત્ર પ્રિયવ્રત હતો. તેનો પુત્ર આગ્નિધ્ન થયો, આગ્નિધ્રના નાભિ અને નાભિના પુત્ર ઋષભદેવજી થયા. એ ઋષભદેવજી ભગવાન વાસુદેવના અંશ હતા, તેણે મોક્ષ ધર્મનો ઉપદેશ કરવા માટે અવતાર લીધો હતો. તેને સો પુત્રો હતા. તેમાંથી સૌથી મોટા ભરતજી હતા. તે ભગવાન નારાયણના પરમ ભકત હતા. તેના નામથી આ દેશને ભારતવર્ષ કહે છે. તેણે પૃથ્વીનું રાજ્ય છોડી વનમાં જઈ તપ કરી શ્રી હરિની ઉપાસના કરી હતી અને ત્રણ જન્મ પછી મોક્ષ મેળવ્યો હતો. બાકીના ૯૯ ભાઈઓમાંથી નવ આ ભૂમંડળના નવદ્વિપોના અધિપતિ થયા, ૮૧ કર્મતંત્રના રચનાર બ્રાહ્મણ થયા. અને ૯ પરમાર્થતત્ત્વનું નિરૂપણ કરનાર બ્રાહ્મણ થયા. એ નવ

અધ્યાત્મવિદ્યામાં કુશળ હતા. તેમનાં નામ કવિ, હરિ, અન્તરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રૂમિલ, ચમસ અને કરભાજન હતાં. તે બધા યોગેશ્વર હતા અને:—

एते वै भगवद्रूपं विश्वं सदसदात्मकम् ।
आत्मनोऽव्यतिरेकेण पश्यन्तो व्यचरन्महीम् ॥
(૧૧-૨-૨૨)

અર્થ:—તેઓ આ સત્ (વ્યકત) અસત્ (અવ્યક્ત) રૂપ સંપૂર્ણ સંસારને પોતાનાથી અભિન્ન ભગવદ્રૂપ દેખતા પૃથ્વી ઉપર વિચરતા હતા.

આ શ્લોકમાં જ્ઞાન અને યોગનું સ્વરૂપ બહુ જ સ્પષ્ટ રીતે જણાવેલ છે. આવી દશા ઉત્પન્ન થાય એટલે આખું જગત ભગવાન રૂપે જણાય અને પરમ પુરુષાર્થ સિદ્ધ થાય છે. જેમ કોઈ સ્ત્રી બે ચાર દિવસે અથવા રોજ નવી નવી સાડી પહેરે તેથી તે બદલાતી નથી, તેમ ભગવાન રોજ પોતાના જગતમાં નવાં નવાં નામ રૂપ બદલે તેથી તેઓ બદલી જતા નથી. જે વસ્તુ નિત્ય રહે છે તે ધર્મના સ્વભાવ તરફ નજર રાખીએ તો રોજ બધે માત્ર ભગવાન રહે છે અને સાડીની માફક નામ અને રૂપમાં નજર જાય તો ભેદ જણાવા લાગે અને ગુણદોષમાં પણ વૃત્તિ ચાલી જાય. તંત્રયોગમાં, ભક્તિયોગમાં, અષ્ટાંગયોગ વગેરેમાં છેવટે અવ્યતિરેક ભાવ એટલે અન્વય-ભાવ સુધી પહોંચવાનું કહેલ છે, પછી કાંઈ મેળવવાનું કે મૂકવાનું રહેતું નથી. જ્ઞાનયોગમાં અન્વયભાવ માનેલો નથી કારણ કે સાચો ભેદ થતો નથી, અને કલ્પિત ભેદ માત્ર જ્ઞાનથી નિવૃત્ત થઈ જાય છે. કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાન રૂપ થાય છે તેથી અન્વય બનતો નથી.

શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાં જે બોધ છે તેમાં બધા પ્રકારના યોગનું રહસ્ય આવે છે. એ બોધનું ટુંકું નામ "ભગવાનની

મુક્તિલીલા" છે. મોક્ષ માટે જ્ઞાન અને વૈરાગ્યની જરૂર છે. તેથી વસુદેવના રાગનું સ્વરૂપ અને તેમાં રહેલી ભૂલ નવ યોગેશ્વરના ઉપદેશ-ને અંતે જણાવાશે. અહીં હાલ એવી કથા આવે છે કે એ નવ યોગેશ્વરો અવ્યતિરેક ભાવે ફરતા હોવાથી તેમની સ્વેચ્છાગતિને કોઈ અટકાવી શકતું નહોતું. તે બધા લોકમાં પોતાની મરજી પ્રમાણે ફરતા હતા. જેમ આપણા ઘરમાં ૩–૪ ઓરડા હોય તેમાં આપણે ફરીએ તો આપણા ઘરમાં જ ફરીએ છીએ એમ લાગે છે તેમ સાધુઓ જે ગામ જાય અથવા જે લોકમાં જાય ત્યાં પોતાનું જ ઘર સમજે છે. આકાશ એ તેમના ઘરનું છાપરૂં છે. તેમને બધે ભગવાન રહેલા લાગે છે.

એક વાર એ નવ યોગેશ્વરો ફરતા ફરતા નિમિરાજાના યજ્ઞમાં આવી પહોંચ્યા. રાજાએ ઊભા થઈ તેમને નારાયણપરાયણ જાણી સન્માન આપ્યું અને તેમનું યથાયોગ્ય પૂજન કર્યું, પછી રાજાએ પ્રસન્નતાપૂર્વક પૂછ્યું કેઃ—

"હું આપને સાક્ષાત વિષ્ણુના પાર્ષદો સમજું છું, આપ તો સંસારના પ્રાણીઓને પવિત્ર કરવા માટે ફર્યા કરો છો. જીવને માણસનું શરીર મળવું દુર્લભ છે અને તેમાં પણ ભગવાનના ભક્તોનો સંગ મળવો એ અત્યંત દુર્લભ છે. તેથી,

**अत आत्यन्तिकं क्षेमं पृच्छामि भवतोऽनघाः।**
**संसारेऽस्मिन्क्षणार्धोऽपि सत्संगः शेवधिर्नृणाम्॥**
(૧૧–૨–૨૦)

અર્થઃ—હું આપને એમ પૂછું છું કે સંસારમા આત્યન્તિક કલ્યાણ શામાં છે? કારણ કે આ જગતમાં મહાત્માઓનો અર્ધી ક્ષણનો સત્સંગ પણ માણસને માટે બહુ કિંમતી છે.

તેથી અમારી યોગ્યતા હોય તો અમને ભાગવતધર્મ સંભળાવો

કે જે ધર્મ પાળવાથી ભગવાન પ્રસન્ન થઇને પોતાનું સ્વરૂપ પણ ભક્તોને અર્પણ કરી દે છે.

હાલના કાળમાં આત્યન્તિક કલ્યાણની ભાવના જે રાજાના હૃદયમાં હોય તેવા રાજાઓ બહુ થોડા છે. લોકસેવકોમાં પણ એવા સેવક બહુ થોડા હોય છે. ગીતામાં પણ ભગવાન કહે છે કે હજારો મનુષ્યોમાં કોઇક જ આ માર્ગે ચઢે છે. તેમાં પણ કોઇકિ જ ભગવાનને બરાબર જાણી શકે છે. પહેલા સ્કંધના પાંચમા અધ્યાયમાં જ્યાં નારદજી પોતાનું જીવન ચરિત્ર વ્યાસજીને કહે છે ત્યાં પોતે કેવી રીતે મહાપુરૂષોની સેવા કરી પછી તેના ઉપર મહાત્માઓની કૃપા થઇ, પછી તેની ભક્તિ વધી અને તેને આત્મજ્ઞાન થયું વગેરે હકીકત આપવામાં આવી છે. તેમાંથી શ્રીધર સ્વામીને ભક્તિમાર્ગ માટે નીચે પ્રમાણે દશ ભૂમિકા નજરે પડી છે:—

૧. મહાપુરૂષની સેવા.
૨. મહાત્માની કૃપા.
૩. ધર્મ ઉપર શ્રદ્ધા.
૪. ભગવાનની કથાનું શ્રવણ.
૫. ભગવાન ઉપર પ્રીતિ.
૬. અવિદ્યાનિવૃત્તિ.
૭. આત્મજ્ઞાન.
૮. દૃઢભક્તિ.
૯. ભગવાનના તત્ત્વનું જ્ઞાન (સર્વાત્મભાવ).
૧૦. ભગવાનના દિવ્ય ગુણોનો આવિર્ભાવ

અહીં નિમિ રાજા પોતાના પ્રશ્નમાં દૃઢભક્તિનું સ્વરૂપ પૂછે છે, જે ધર્મો પાળવાથી ભગવાન પ્રસન્ન થઇને પોતાનું સ્વરૂપ ભક્તને અર્પણ કરી દે છે તે ધર્મો સંભળાવવાનું તે યોગેશ્વરોને કહે છે. આ પ્રશ્નો એમ બતાવે છે કે એકાદશ સ્કંધમાં છેવટના નિર્ણયની વાતો

આવે છે. વળી આ કથા સાતમે દિવસે આવે છે અને તે જ દિવસે પરીક્ષિત રાજાનો મોક્ષ થવાનો છે. તેથી હવે પછીની કથામાં જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનું સારૂં જોર જોવામાં આવે છે.

હવે નારદજી એ પ્રશ્નના નિમિત્તથી વસુદેવજીને ભાગવત ધર્મ સંભળાવે છે, અને (પહેલા) કવિ નામના યોગેશ્વર નિમિ રાજાને સંભળાવે છે.

કવિ કહે છે કે હે રાજા! આ સંસારમાં ભગવાન અચ્યુતના ચરણકમળની નિત્ય ઉપાસના જ માણસને ભયરહિત કરે છે. દેહ વગેરે-માં આત્મભાવના થવાથી જેની બુદ્ધિ ચંચળ રહે છે તેમના સંપૂર્ણ ભય એની ઉપાસનાથી નષ્ટ થાય છે, અજ્ઞાની માણસોને આત્મજ્ઞાન થવા માટે જે ઉપાય ભગવાને બતાવેલા છે તેને જ ભાગવત ધર્મ સમજો. એવા ભાગવત ધર્મોનો આશ્રય લઈને માણસ કદાપિ પ્રમાદ-માં પડતો નથી, તેને વિઘ્નો હેરાન કરતાં નથી. એવા ધર્મોમાં પહેલો મુખ્ય ધર્મ એ છે કે બધાં કર્મો શ્રી નારાયણને અર્પણ કરવાં.

**कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वानुसृत स्वभावात् ।**
**करोति यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ॥**

(૧૧-૨-૩૬)

અર્થ:—શરીરથી, વાણીથી, મનથી, ઈંદ્રિયોથી, અહંકારથી અને અનુગત સ્વભાવથી જે કાંઇ કર્મ થાય તે બધાં પરમાત્મા નારા-યણને માટે છે એમ અર્પણ કરી દેવાં.

તેનું કારણ એ છે કે બધાં કર્મ ભગવાનની સત્તાથી થાય છે. તો પછી જગતમાં અનીતિ કેમ ચાલે છે? તેનો ઉત્તર એ છે કે તેમાં ક્રિયાનો અંશ માયાનો છે અને સત્તાનો અંશ ભગવાનનો છે તેથી ભગવાનના રચેલ જગતમાં વિષમતા જોવામાં આવે છે. એવો પ્રશ્ન સાતમા સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજાએ શુકદેવજીને પૂછેલ છે,

૨

ત્યાં શુકદેવજીએ એવો જ ખુલાસો કરેલ છે. માયા ત્રણ ગુણવાળી હોવાથી જ્યારે જીવનું મન માયામાં જાય છે ત્યારે ભેદ જણાય છે અને જ્યારે ભેદ જણાય છે ત્યારે ભય ઉત્પન્ન થાય છે. તે બાબત સમજાવતાં કવિ નામના યોગેશ્વર કહે છે કેઃ—

**भयं द्वितीयाभिनिवेशतः स्यादीशादपेतस्य विपर्ययो स्मृति।**
**तान्माययातो बुध आभजेत्तं भक्त्यैकयेशं गुरू देवतात्मा ॥**
(૧૧-૨-૩૭)

અર્થ:—જે માણસ ભગવાનથી વિમુખ રહે છે તેને ભગવાનની માયાથી ભગવાનના સ્વરૂપની વિસ્મૃતિ થાય છે. તેને દેહ હું છું એવું વિપરીત જ્ઞાન થાય છે. પછી આત્માથી જુદી વસ્તુની સત્તાનું અભિમાન થવાથી ભયની પ્રાપ્તિ થાય છે. તેથી બુદ્ધિમાન પુરુષોએ પોતાના ગુરુમાં ઇષ્ટબુદ્ધિ કરીને તેમાં રહેલ શ્રીહરિનું અનન્ય ભક્તિ ભાવથી ભજન કરવું.

પણ એવો ભેદ ઉત્પન્ન થયો શી રીતે? તેના જવાબમાં કહે છે કે **अविद्यमानोऽप्यवभाति हि द्वयो** આ દ્વૈત પ્રપંચ વાસ્તવમાં છે નહિ, છતાં સાચા જેવો લાગે છે તેનું કારણ એ છે કે સ્વપ્નામાં અને મનોરથમાં સાચો પદાર્થ ન હોવા છતાં તેનું ચિંતન કરનાર બુદ્ધિમાં જેમ સત્યવત્ પ્રતીત થાય છે તેમ જાગ્રતમાં તેવી બુદ્ધિ એ જ કારણ છે, એટલે અવિદ્યા જ દ્વૈત પ્રપંચનું કારણ છે. અવિદ્યા ક્યારે ઉત્પન્ન થઈ? તો તેનો જવાબ મળી શકશે નહિ. સ્વપ્નું ક્યારે આવ્યું? ઊંઘ કઈ મિનિટે આવી? તે જેમ જાણી શકાતું નથી તેમ જાગ્રતમાં કોઇ વસ્તુ ભૂલાઈ ગઈ તો તે કઈ મીનીટે ખોવાણી તે જાણી શકાતું નથી, કારણ કે ભૂલ થવાના વખતમાં અને ભૂલ શોધવાના વખતમાં ફેર પડી જાય છે. તેવી જ દશા અવિદ્યાની છે. વળી આત્મવ્યતિરિક્ત વસ્તુ આત્મામાં કલ્પિત હોવાથી આત્મમાત્ર સ્વરૂપ છે તેથી વ્યતિરેક બનતો નથી અને

અન્વય પણ બનતો નથી. કલ્પિતની પૃથક્ સત્તા નથી તેથી અન્વય શી રીતે થાય ? છતાં જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી ભૂલની ખબર પડતી નથી. સ્વપ્ન વખતે સ્વપ્નાની ભૂલની ખબર પડતી નથી કારણ કે સ્વપ્નના પ્રમાણથી સ્વપ્નું સિદ્ધ થાય છે. જે પ્રમાણથી જે વસ્તુ સિદ્ધ થાય તે પ્રમાણથી તેની નિવૃત્તિ થતી નથી. સ્વપ્નું સ્વપ્ન વખતે સ્વપ્નું નથી, જાગ્યા પછી જાગ્રતના પ્રમાણથી તેને આપણે સ્વપ્નું કહીએ છીએ, તેવી જ રીતે જાગ્રતના પ્રમાણથી જાગ્રત પ્રપંચનો બોધ થઇ શકશે નહિ, તેને માટે શાસ્ત્ર પ્રમાણની જરૂર છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી જો બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થાય તો તે જાગ્રત પ્રપંચનો બાધ કરી શકે છે. જ્યાંસુધી પ્રતીયમાન પ્રપંચના સ્વરૂપનો અપલાપ ન થાય ત્યાં સુધી જ્ઞાન શ્રદ્ધાવાળું થતું નથી. જેમ છીપમાં ભ્રાંતિ હોય ત્યારે તે રૂપાને છીપ કહેવામાં આવે તો છીપના સ્વરૂપનું વાસ્તવિક (શંકા વગરનું) જ્ઞાન થઇ શકે નહિ, પરંતુ સંદેહ એ થશે કે આ છીપ છે કે રૂપું છે ? તેટલા માટે રૂપાના નિશ્ચયવાળો પુરૂષ પહેલાં અન્યથા પ્રસક્ત રૂપાનો નિષેધ કરે છે અને કહે છે કે "આ રૂપું નથી" તો પછી આ શું છે ? એ શંકાની નિવૃતિ માટે કહે છે કે "આ છીપ છે." તેવી જ રીતે સિદ્ધાંતમાં પહેલાં પ્રપંચમાં પ્રતીયમાન રૂપનું નિરાકરણ કરીને પછી આત્મસ્વરૂપનો બોધ એવી રીતે કરવામાં આવે છે, કે આ બધું આત્મરૂપ છે.

વસુદેવજીને પણ જ્યાં સુધી શ્રીકૃષ્ણમાં પુત્રની ભાવના હતી ત્યાં સુધી તે તેને બ્રહ્મ રૂપે જોઈ શકતા ન હતા. જે આખા જગતના પિતા છે તે વસુદેવના પુત્ર શી રીતે થાય ? ગીતામાં ભગવાન કહે છે કે **पिताऽहमस्य जगतो माता धाता पितामहः** એટલે હું જગતનો પિતા છું, માતા, ધાતા અને પિતામહ છું. એ વસુદેવના પુત્ર થઇ શકે નહિ. નારદજી પણ છેવટે વસુદેવજીને કહે છે કે તમે શ્રીકૃષ્ણમાંથી પુત્રની ભાવના કાઢી નાંખો. માણસના સંસારમાં પણ જ્યારે માણસો પરસ્પર મળે છે ત્યારે પહેલાં સંબંધની અથવા સગાની

વાતો કરે છે. જ્યાં એવું જ્ઞાન થાય છે ત્યાં બ્રહ્મજ્ઞાન થતું નથી. જન્મ વખતે કોઈ સગાં નહોતાં, મરતી વખતે કોઇ સાથે આવતું નથી; પણ વચમાં મિત્રો અને સગાં વગર ચાલતું નથી, એ માયા છે.

જગતના પિતા તરીકેનો ભગવાનનો સંબંધ પણ સાપેક્ષ છે. તેથી બંગાળમાં ચૈતન્યવૈષ્ણવના સંપ્રદાયમાં નીચે પ્રમાણે છ પ્રકારના સંબંધ માનેલા છેઃ—૧ શાંતભાવ, ૨ દાસ્યભાવ, ૩ સખ્યભાવ, ૪ વાત્સલ્યભાવ, ૫ કાન્તાભાવ અને ૬ મહાભાવ. મહાભાવ વખતે અદ્વૈતભાવ આવે છે.

વસુદેવ એ સત્વગુણનું સ્વરૂપ છે. સત્વગુણી માણસો પણ થોડી માયામાં રહી જાય છે. ભાગવતમાં તો સાત દિવસમાં મોક્ષ મળે તેવી કથા હોવાથી જરાપણ માયા ન રહે તેવી કથા વારંવાર આવે છે, તેમાં ખાસ કરીને એકાદશ સ્કંધમાં તો વેદાન્તની માફક માયાનો ત્રિકાલિક નિષેધ બતાવેલ છે. આ જગતરૂપી કાર્યનું કારણ (સ્વપ્નાની માફક) ભ્રાંતિ સિવાય બીજું કાંઇ પણ નથી એ વાત એકાદશ સ્કંધમાં ઘણીવાર આવે છે. એવી ભ્રાંતિ સંન્યાસ દશામાં દૂર કરવી સહેલી પડે છે, તેથી ભાગવતના માહાત્મ્યમાં આત્મદેવ બ્રાહ્મણને એક સાધુ કહે છે કે સંન્યાસમાં બધી રીતે સુખ છે. હિંદના પ્રધાન નહેરૂ એ પણ એક વાર કહેલ છે કે રાજ્યના અધિપતિ થવા કરતાં સંન્યાસમાં સુખ લાગે છે અને એકાદશ સ્કંધમાં પણ ભગવાન ઉદ્ધવજીને સંસાર છોડી એકાન્તમાં આત્મનિષ્ઠા કરવાનો ઉપદેશ આપે છે. ગીતામાં એવો ઉપ-દેશ બહુ જણાતો નથી, તેનું કારણ એમ લાગે છે કે અર્જુનનો અધિકાર કર્મ માટે હતો. લડાઈ થાય તો સમાજનું શું થશે તેની ચિંતા અર્જુનને રહ્યા કરતી હતી. એ પ્રશ્નનો જવાબ ગીતામાં ભગ-વાને કઈ જગ્યાએ આપ્યો છે એ શોધવું મુસ્કેલ પડે છે પણ વ્યક્તિગત જેને આગળ વધવું હોય તેમને માટે સદા સારો વખત છે અને તેમને માટે રસ્તા પણ ઘણા છે.

# પ્રકરણ—૩

## જ્ઞાની ભક્ત અને પ્રેમી ભક્ત

નવ યોગેશ્વર નિમિરાજાને ભાગવતધર્મ સંભળાવતા શરૂઆતમાં જ કહે છે, કે ભગવાનમાં ભેદ બની શકતો નથી. જેમાં ભેદ બની શકતો નથી તેને જ 'ભગવાન્' કહે છે. એ વાત પહેલા સ્કંધમાં (૧-૨-૧૧) અને પાંચમા સ્કંધમાં (૫–૧૨–૧૧) પણ સ્પષ્ટ કરેલ છે, છતાં કલ્પિત ભેદથી વ્યવહાર ચાલે છે. તે વખતે 'ભેદ કલ્પિત છે' એવું ઘણાના જાણવામાં આવતું નથી. જેમ સ્વપ્નામાં ભૂલ થાય છે તેમ જાગ્રતમાં પણ ભૂલ થાય છે. આપણે કોઇ વસ્તુ એક જગ્યાએ કાળજી પૂર્વક સંભાળીને રાખી. પાછળથી તેનું વિસ્મરણ થઇ ગયું અને તે વસ્તુ મળી નહિ એવો અનુભવ ઘણાને થાય છે. એવું વિસ્મરણ કેમ થયું અને કયારે થયું તેનો ઉત્તર મળશે નહિ. એ જ માયા છે. આપણને સ્વપ્નું આવે છે ત્યારે સ્વપ્નું કયારે શરૂ થાય છે? ઉંઘ આવે છે ત્યારે ઉંઘ કયારે શરૂ થાય છે? તે કોણ કહી શકશે? ઉંઘ વખતે જગતનું વિસ્મરણ થાય છે. એ અજ્ઞાન કયારે શરુ થયું. જાગ્રત ના વ્યવહારમાં પણ જ્યારે ભૂલ થાય છે ત્યારે તે ભુલ કઇ મીનીટે થઈ તે જાણી શકાતું નથી. તેનું કારણ એ છે, કે ભૂલ થવાના કાળમાં અને ભૂલ શોધવાના કાળમાં ફેર પડી જાય છે તેથી પ્રમાણ ફરી જાય છે. પ્રમાણ ફરી જવાથી ભૂલની ખબર પડતી નથી. હવે જગ્યાનો ભેદ કેવો છે તે જોઈએ.

ચૈતન્ય એક છે. માત્ર ઉપાધિ ભેદથી ભિન્ન દેખાય છે. એ ભેદ પ્રત્યક્ષ જ્ઞાનકાળે કેમ દેખાતો નથી? કારણ કે તે વખતે પ્રમાતૃ ચૈતન્ય, પ્રમાણ ચૈતન્ય અને પ્રમેય ચૈતન્ય એક થઇ જાય છે. અંતઃકરણના પરિણામ વિશેષ રૂપ છાયા જ ઘટાકાર થઈ જાય છે તેથી

તદવચ્છિન્ન પ્રમિતિ ચૈતન્ય પણ ઘટાકાર થઇ જાય છે. તે વખતે પ્રમાતૃ ચૈતન્ય પણ ઘટાકાર છે, કારણ કે અંતઃકરણ અવિચ્છિન્ન પ્રમાતૃ ચૈતન્ય છે અને અંતઃકરણ તે વખતે ઘટગત અભિવ્યકિતયોગ્યતા રૂપ થઈ જાય છે. વિષયગત અભિયોગ્યતા પણ અંતઃકરણનો ત્રીજો ભાગ છે, તેથી તે પ્રકારનું અભિવ્યકિતયોગ્યતા અવચ્છિન્ન પ્રમિતિ ચૈતન્ય એ પ્રમાતૃ ચૈતન્ય છે. આ પ્રકારે વ્યાવહારિક જ્ઞાનકાળે ત્રિવિધ ચૈતન્ય એક થઇ જાય છે અને વિષયાકાર થઈ જાય છે, તેથી ભૂલ શોધવા જેટલું ચૈતન્ય (વિષયની સાથે તન્મયતાને લીધે) બાકી રહેતું નથી, તેથી ભૂલની ખબર પડતી નથી. સ્ફટીકની પાસે લાલ પુષ્પ પડયું હોય પણ તે પુષ્પ અલગ દેખાય નહિ તો સ્ફટીક લાલ છે એમ જણાવા લાગે; તેવી જ રીતે જે દશામાં અંતઃકરણથી સાક્ષી જુદો જોવામાં આવતો નથી તે દશામાં અંતઃકરણના ધર્મ આત્મામાં અને આત્માના ધર્મ અનાત્મામાં મનાઇ જવાય છે. એવી ભૂલ જેમ સ્વપ્નામાં જાય છે. તેમ જાગ્રતમાં પણ થાય છે તેથી મનનો નિરોધ કરવો જોઈએ. એ બાબત કવિ નામના યોગેશ્વરે નિમિરાજાને સંભળાવી.

(૧૧–૧–૩૮).

જ્ઞાની ભક્ત અને પ્રેમી ભક્તમાં ફેર એટલો છે, કે જ્ઞાની ભક્ત ભેદનો નિષેધ કરે છે અને પ્રેમી ભક્ત ભેદનો અભેદ કરે છે. Nirgun Brahma denies differences, Sagun Brahma unites differences. છાંદોગ્ય ઉપનિષદમાં એમ કહેલ છે કે, જેમ માટીનાં વાસણો માટીથી જુદાં નથી તેમ જગતના નામ અને રૂપ બ્રહ્મથી જુદા. નથી. ત્યાં અનન્ય શબ્દ વાપરેલો છે. ત્યાં એવો અર્થ છે કે કારણથી કાર્ય જુદું નથી. ત્યાં વેદાન્તવાળા અભેદ અર્થ કરતા નથી પણ ભેદનો નિષેધ કરે છે. જો પ્રપંચ અને બ્રહ્મનો પરસ્પર અભેદ માનવામાં આવે તો 'પ્રપંચ અને બ્રહ્મ બે તત્ત્વ છે અને તેનો અભેદ કરવાનો છે' એમ માનવું પડે પણ પ્રપંચ અને બ્રહ્મ બે તત્ત્વ નથી કે જેની એકતા કરવાની છે. તત્ત્વ એક છે અને

તે બ્રહ્મ છે અને પ્રપંચ કલ્પિત છે, તેથી જ્ઞાની ભક્ત ભેદનો નિષેધ કરે છે, એ વાત શ્લોક ૧૧-૨-૩૮ માં સ્પષ્ટ કરેલી છે.

આવી સૂક્ષ્મ બાબત ઘણા માણસો સમજી શકતા નથી. જે ભેદ પ્રત્યક્ષ દેખાય છે તે કેમ દેખાય છે, કયા પ્રમાણથી દેખાય છે, એ જાણવામાં બહુ સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે. એવી મુશ્કેલીને લઈને પ્રેમી ભક્તો માટે શ્રીમદ્ ભાગવતમાં 'ક્રિયાવાળી ભક્તિ' બતાવેલી છે. પ્રેમી ભક્તોએ તો લોકમાં ચક્રપાણિ ભગવાન વિષ્ણુના કલ્યાણકારી જન્મ અને કર્મ સાંભળવા અને તેની વિચિત્ર લીલાઓને અનુસરી સંકોચ વગર તેમના નામનું કીર્તન કરવું અને અસંગભાવથી વિચરવું (૧૧-૨-૩૯). આંહી અસંગભાવથી વિચરવા માટે ખાસ ધ્યાન રાખવાનું છે, કારણ કે કીર્તન વખતે ઘણા માણસોનો સંગ થવાનો સંભવ છે અને તેમાં ઊંચા કોટીના ભક્તો બહુ ઓછા હોય છે. તેથી જો સંગમાં ધ્યાન ન રહે તો ભક્તિમાં જે ભૂમિકા પ્રાપ્ત થઈ હોય ત્યાંથી પડી જવાય છે. તેથી કવિ નામના યોગેશ્વર નિમિરાજાને કહે છે કે આ પ્રકારનું આચરણ કરનાર પુરુષમાં જ્યારે પ્રભુના નામ-સંકીર્તનથી અનુરાગ ઉત્પન્ન થઈ જાય અને ચિત્ત દ્રવીભૂત થઇ જાય, ત્યારે તે ભક્ત સંસારની પરવા કર્યા વગર કોઈવાર હસે છે, કોઈવાર રડે છે, કોઇવાર ગાય છે અને કોઈવાર ઉન્મત્તની માફક નાચવા માંડે છે. પ્રેમલક્ષણા ભક્તિમાં સાધનાથી જડને ચિન્મય કરવાનું છે. કોઈપણ રીતે દ્વૈત દૂર કરવાનું છે. જ્ઞાની ભક્ત જડને કલ્પિત માનીને તેનો ત્રિકાલિક નિષેધ કરે છે અને પ્રેમી ભક્ત સાધનાથી જડને ચિન્મય કરીને તેને અને પોતાને અભિન્ન કરે છે. ખરી રીતે બધું જગત ચિન્મય જ છે. તે બાબતના પ્રમાણ માટે હવે કહે છે કેઃ—

खं वायुमग्निं सलिलं महीं च
ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन्।
सरित्समुद्रांश्च हरेः शरीरं
यत्किञ्च भूतं प्रणमेदनन्यः ॥११-२-४१

અર્થ:—આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વિ, નક્ષત્ર, પ્રાણી, દિશાઓ, ઝાડ વગેરે, નદીઓ અને સમુદ્ર જે કાંઈ છે તે બધું ભગવાન હરિનું શરીર છે, તેથી બધાને અનન્યભાવથી પ્રણામ કરવા.

શ્રીમદ્ ભાગવતમાં આ શ્લોક વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતવાળાને ખાસ પ્રિય છે. આ દર્શનમાં ભગવાન બધે હોવાથી નિત્ય હાજર છે એટલે જે કાંઈ છે તે ભગવાનનું રૂપ છે. તેથી બધાને નિત્ય ભગવાનનાં દર્શન થાય છે. માત્ર સ્વપ્ન વખતે જાગ્રતનું ભગવાનનું સ્વરૂપ ક્યાં જતું રહે છે તે પ્રશ્નના જવાબમાં વિશિષ્ટાદ્વૈતવાળા એમ કહે છે કે સ્વપ્નામાં સ્વપ્નાના ભોગ માટે ભગવાન નવી જાતનું રૂપ ધારણ કરે છે. તંત્રવાળા એમ ખુલાસો કરે છે કે ભગવાનને સ્વપ્ન અવસ્થા નથી. સ્વપ્ન અવસ્થા એ તો જીવની એક પ્રકારની દશા છે. છતાં આ શ્લોક પ્રેમી ભક્તોને માટે બહુ સારો આધાર આપે છે. પણ હાલના કાળમાં માણસોમાં બુદ્ધિ અને તર્ક વધ્યાં છે અને શ્રદ્ધા ઓછી થયેલ છે તેથી નવી કેળવણીવાળા એમ પૂછે છે કે જો બધું ભગવાનનું સ્વરૂપ છે તો તેમાં હુલ્લડ, લડાઇ, કજીઆ, રાગ દ્વેષ વગેરે વિરૂદ્ધ સ્વભાવ કેમ જોવામાં આવે છે? તેનો ખુલાસો પ્રેમી ભક્તો એવો કરે છે કે જેના ઉપર પ્રેમ હોય તેનો દોષ દેખાતો નથી એટલે અમારા ભગવાન જે કરે છે તે ઠીક કરે છે, અથવા શરીરમાં જેમ સારૂં સારૂં ખાવા માટે જીભની જરૂર છે તેમ કચરો કાઢવા માટે શરીરના નીચેના ભાગમાં ગટરની પણ જરૂર છે. એ ગટરો રચવામાં ભગવાને ભૂલ કરી છે એમ કહેવાય નહિ. છતાં વિરુદ્ધ સ્વભાવને લઇને પૂરો ખુલાસો ન મળે તો એ વિરુદ્ધ સ્વભાવનું કારણ માયા છે એવું ભાગવતમાં ઘણે ઠેકાણે સ્પષ્ટ કરેલ છે. વિરુદ્ધ સ્વભાવ જોવો એ જ વિરુદ્ધતા છે અને તે અહંકારથી ઉત્પન્ન થાય છે. એ અહંકાર દૂર કરવા માટે પ્રેમી ભક્તો ભગવાનને પ્રણામ કરી શરણભાવ રાખે છે, અને જ્ઞાની ભક્તો જ્ઞાનથી અહંકારનો ત્રિકાલિક નિષેધ કરે

છે. સામાન્ય માણસોમાં આ સંસારની જાળમાંથી નીકળવું અને પ્રભુ તરફ વળવું એ બહુ મુશ્કેલ છે. તેથી ભક્તિની સાથે જ્ઞાન અને વૈરાગ્ય જોઈએ. ભાગવતનો એ મુખ્ય સિદ્ધાંત છે. ગીતામાં પણ ભગવાન કહે છે કે હજારો મનુષ્યોમાં કોઇક જ આ માર્ગે ચડે છે. અને આ માર્ગે ચડેલામાં પણ કોઈક જ તેનું ખરૂ ફળ એટલે આત્માનો આનંદ લઇ શકે છે. પોતામાં અહંકાર રાખીને અથવા વાસનાના વિકાર કાયમ રાખીને કોઇ ઊંચી ભક્તિ પ્રાપ્ત કરી શક્યું નથી. તેથી કવિ નામના યોગેશ્વર હવે કહે છે કેઃ—

**भक्ति परेशानुभवो विरक्तिरन्यत्र चैष त्रिक एककालः ।**
**प्रपद्यमानस्य यथाश्नतः स्युस्तुष्टि पुष्टिः क्षुदपायोऽनुघासम् ॥**

૧૧–૨–૪૨

અર્થ—જેમ ભોજન કરનારને તે ભોજનના પ્રત્યેક કોળીયાની સાથે તુષ્ટિ, પુષ્ટિ અને ભૂખની નિવૃત્તિ એ ત્રણે એકી સાથે થાય છે તેમ જેઓ ભગવાનનું ભજન કરે છે તેમનામાં પરમેશ્વર ઉપર પ્રેમ, તેમના સ્વરૂપનો અનુભવ અને અન્ય વસ્તુમાં વૈરાગ્ય એકી સાથે પ્રાપ્ત થાય છે.

એટલે અરધું જમ્યા હોઇએ તો અરધી પુષ્ટિ, તુષ્ટિ અને ક્ષુધાનિવૃત્તિ થાય છે, તેમ જેટલી ભક્તિ વધે તેટલું જ્ઞાન અને તેટલો વૈરાગ્ય વધે છે; પછી જ્યારે એ પૂર્ણ થાય ત્યારે ભક્ત પરમ શક્તિને પ્રાપ્ત થાય છે. જે હૃદયને અલૌકિક પ્રેમદર્શન થયું હોય તેની દશા અદ્‌ભુત જ હોય છે. તે હૃદય બીજા કશા સુખમાં લેપાતું નથી. અનાત્માકાર વૃત્તિ એ જ વ્યુત્થાન દશા છે, તેથી ભક્તો વૃત્તિને અનાત્મામાં જવા દેતા નથી. ભક્ત ભગવાનના પ્રેમમાં ફના થઈ જવામાં જ ખરો પુરુષાર્થ માને છે. પ્રેમી ભક્તની દશાનું વર્ણન બરાબર આપી શકાતું નથી. જે ભક્તને જેવી લાગણી છે, તેવી લાગણી જ્યાંસુધી બીજાને ન થાય ત્યાંસુધી તે ભક્તની દશા સમજી શકાતી

નથી. વિરહથી થયેલ પ્રેમનું દર્દ, તેનું આક્રન્દન, પ્રેમની મૂર્તિનું સતત સ્મરણ અને તેનું જ્ઞાન, તેના દર્શનની ઉત્કટ આતુરતા, તેના વગરની અસ્વસ્થતા, પ્રેમી જીગરની બળતરા, તેના ઉભરા, દુઃખભર્યું રૂદન એ બધાનું વર્ણન કેટલાક પ્રેમી ભકતો કરે છે, પણ જેની લાગણી તેના જેવી હોય તે જ તે સમજી શકે છે. પ્રેમને અનુકૂળ રંગભૂમિ, તેને અનુકૂળ ઋતુ વગેરેનું વર્ણન દશમ સ્કંધમાં આવે છે પણ પ્રેમનું મુખ્ય ક્ષેત્ર હૃદયમાં છે. શરૂઆતની ભક્તિવાળા બહારની દુનિયાની પરવા કરતા નથી પણ આગળ વધેલા પ્રેમી અહંની સાથે ઇદમાં (બહારના જગતમાં) પણ પોતાના પ્રિયતમનું સ્વરૂપ જોઈ શકે છે.

હવે નિમિરાજા નવ યોગેશ્વરોને ભગવાનના ભકતોના લક્ષણ પૂછે છે. એવા ભકતોનાં લક્ષણો કેવાં હોય, ભકતોને કેવી રીતે ઓળખવા, તેનો સ્વભાવ કેવો હોય છે, તે કેવું આચરણ કરે છે, તેની વાણી કેવી હોય છે અને કેવાં લક્ષણોથી તે ભગવાનને પ્રિય બને છે એ બાબત નિમિરાજા પૂછે છે, કારણ કે, રાજાની પાસે પણ ઘણી જાતના સાધુઓ આવે છે અને તેમાં સાચો સાધુ કોણ તેની ખબર પડતી નથી. જવાબમાં હરિ નામના યોગેશ્વર કહે છે કેઃ—

**सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।**
**भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तम ः ॥ ११-२-४५**

અર્થઃ જે સમસ્ત પ્રાણીઓમાં રહેલ આત્માને ભગવદ્ભાવ રૂપે જુએ છે, એટલે એમ જાણે છે કે હું પરબ્રહ્મ સ્વરૂપ અને બધા પદાર્થોમાં વ્યાપક છું, અને જે પોતાના આત્મસ્વરૂપમાં અથવા ભગવાનમાં બધા પ્રાણીઓને દેખે છે તે ભગવદ્ ભકતોમાં શ્રેષ્ઠ છે.

આવી ભક્તિ ઉત્પન્ન થવી એ બહુ અઘરું કામ છે. આવા ભકતને જગતમાં કોઇ ખરાબ માણસ દેખાતો નથી. એકાદશ સ્કંધના ૨૯ માં અધ્યાયમાં પણ કહેલ છે, કે જે કેવળ જ્ઞાનદૃષ્ટિનો આશ્રય

લઈને બધા પ્રાણીઓમાં મારૂં સ્વરૂપ માની બધાનો સત્કાર કરે છે તથા બ્રાહ્મણ અને ચંડાળ, ચોર અને બ્રાહ્મણ ભક્ત, સૂર્ય અને સ્ફુલ્લિંગ (ચિનગારી) તથા કૃપાળુ અને ક્રૂરમાં સમાન દ્રષ્ટિ રાખે છે તે જ પંડિત છે (૧૧–૨૯–૧૪). અધિક સમય સુધી બધા પુરુષોમાં નિરંતર ભગવાનની ભાવના કરવાથી મનુષ્યમાં સ્પર્ધા, અસૂયા, (પર-નિન્દા), તિરસ્કાર અને અહંકાર વગેરે દોષ દૂર થાય છે. ૧૯મા અધ્યાયને છેડે એમ પણ કહેલ છે, કે કોઇના ગુણ કે દોષ જોવા એ દોષ છે અને કોઈના ગુણ કે દોષ ન જોવા એ ગુણ છે. આવી દશા પ્રાપ્ત કરવા માટે હાલની સ્વરાજની પદ્ધતિ અનુકૂળ નથી. હાલની સ્વરાજની પદ્ધતિમાં લોકોએ પસંદ કરેલ માણસોની બહુમતિથી રાજ્ય ચાલે છે અને એવા માણસોની ચુંટણી વખતે એટલે 'ઇલેકશન' વખતે કયો માણસ સારો છે અને કયો ખરાબ છે તે જાણવું પડે છે, અને ગુણદોષમાં વધારે પડવું પડે છે. વળી જેને લોકો તરફથી ચુંટાઇને ધારાસભામાં બેસવું હોય તેણે પણ પોતાથી ઓછી બુદ્ધિવાળા પાસેથી પોતા માટે સારૂં સર્ટીફીકેટ અથવા પોતા તરફનો મત મેળવવો પડે છે. આવા સમાજની રચનામાં અને આવા સ્વરાજમાં આખી પ્રજાને રાજ્યના રાગદ્વેષવાળા વિચાર કરવા પડે છે, અને આખી પ્રજાને લડાઇને માટે તૈયાર રહેવું પડે છે. એવી દશામાં સર્વાત્મભાવ ઉત્પન્ન થતો નથી પણ રાગદ્વેષ અને અહંકાર વધે છે. જે અસહકાર અંગ્રેજોની સામે વાપર્યો હતો તે હવે મૂડીવાળા અને મજુરીવાળા વચ્ચે ઉત્પન્ન થવા લાગ્યો છે. તેનું પરિણામ શું આવશે તે કહી શકાય તેમ નથી, પણ સંસ્કારની દષ્ટિએ જોઇએ અને ભક્તિની દષ્ટિએ જોઇએ તો બધા દેશોનું એક રાજ્ય થવું જોઇએ. થોડી વસ્તીને સંસ્કારી બનાવી શકાય છે પણ અસંખ્ય માણસોનાં ટોળાંઓમાં સંસ્કારની સેળભેળ એવી થઈ જાય છે કે માણસના જીવનનું લક્ષ્ય શું છે તેની ખબર રહેતી નથી અને સાધનને ફળ માની બેસવામાં આવે છે. આવી દશામાં સારા જીવન-

કરતાં સારા મરણની કિંમત વધે છે. કોઈ માણસનું જીવન મૂર્ખતા ભરેલું હોય પણ જો તે પોતાના દેશ માટે મરે તો તેનાં વખાણ થાય છે. જ્ઞાની પુરૂષો સારા મરણ કરતાં સારા જીવનને વધારે પસંદ કરે છે. હાલનાં કેટલાંક રાજ્યો જે સુધારા કરે છે તેનાથી જીવનની મુખ્ય ભૂલો દૂર થતી નથી પણ એક ભૂલ દૂર થતાં બીજી તરત ઉત્પન્ન થાય છે. તેથી ભૂલોની દશામાં ફેરફાર કરવાને બદલે ભૂલોનું મૂળ તપાસીને દૂર કરવાની જરૂર છે અને તેને માટે સ્વરાજ કરતાં સંસ્કારની વધારે જરૂર છે. પરદેશી પ્રજા હિંદમાં આવ્યા પહેલાં રાજ્ય કરતાં સંસ્કારની કિંમત વધારે હતી. શ્રીમદ્ ભાગવત જેવા ગ્રંથો, ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર વગેરે સાહિત્ય એ બહુ સંસ્કારી પ્રજાના વિચારનાં ફળ છે. એવું સાહિત્ય ઘણાં વર્ષો થયાં ફરીથી પ્રસિદ્ધ થયું નથી. છાપખાનાની કળાથી થોડુંક સારૂં સાહિત્ય પ્રસિદ્ધ થયું છે પણ તેના ઉપર પૂરતો અંકુશ ન હોવાથી ખરાબ અને અધિક સાહિત્ય પણ છાપખાનામાંથી નીકળે છે. માણસને મળેલ સિદ્ધિઓ ઉપર માણસોનો કાબૂ રહી શક્યો નથી.

માણસના જીવનનો મુખ્ય હેતુ સર્વાત્મભાવ કેળવવાનો છે. ખરી વાત એ સમજવાની છે, કે પ્રેમી ભક્તની આંખ પોતાના ઉપાસ્યમાં શું જુએ છે? અને પોતાનું વ્યક્તિત્વ એ પ્રેમયજ્ઞમાં કેવી રીતે ફના કરે છે? સ્નેહ એટલે 'હું' મટીને 'તું' થવું અને પછી 'હું' અને 'તું' મટીને 'તે' થવું. ભક્ત ભગવાન વગર રહી શકતા નથી અને ભગવાન ભક્ત વગર રહી શકતા નથી. પ્રેમ એટલે આત્માનું દર્શન અને આત્માનું દર્શન થતાં માયિક ભાવ ઉપર અભાવ આવ્યા વગર રહેતો નથી. ભક્તનો પ્રેમ પૂરો ન હોય તો જ ભગવાનની જગ્યાએ માયા દેખાય છે. પૂરો પ્રેમ હોય તો માયા ક્યાં ગઈ તેનો પત્તો લાગતો નથી. ભગવદીય ભાવમાં જડ કે ચેતન, દેહ કે દેહી એવો ભાવ રહેતો નથી. જે કાંઈ જડ અથવા અનાત્મ દેખાય તેને પોતાની

સાધનાથી ચેતન બનાવીને અભિન્ન કરવું, એ બધા યોગની મુખ્ય ચાવી છે. કળાનું અને તંત્રનું પણ એ જ રહસ્ય છે.

હવે હરિ નામના યોગેશ્વર વચલા (બીજા) પ્રકારના ભક્તોનાં લક્ષણ કહે છે :–

**ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च ।**
**प्रेममैत्रीकृपोपेक्षा यः करोति स मध्यमः ॥ ११–२–४६**

અર્થ – જે માણસ ભગવાનમાં પ્રેમ કરે છે, તેના ભક્તો સાથે મિત્રતા કરે છે, અજ્ઞાનીઓ ઉપર કૃપા કરે છે અને ભગવાનનો દ્વેષ કરવાવાળાની ઉપેક્ષા કરે છે તે મધ્યમ ભક્ત છે.

પહેલા પ્રકારના ભકતને કોઈ જાતનો ભેદ દેખાતો નથી. બીજા પ્રકારના ભકતને સહેજ ભેદ જોવામાં આવે છે. 'જગતમાં ભગવાન સિવાય બીજું કાંઈ છે' એવું જોનાર પોતે દેહનો અભિમાની છે. જેને બીજું દેખાય છે તે સાચો દ્દષ્ટા નથી. 'બીજું છે નહિ' એવી દ્રષ્ટિ એ જ ખરી ભકિત છે. પણ એ બહુ અઘરૂં કામ છે. ગીતામાં પણ ભગવાને કહેલ છે, કે 'બધું વાસુદેવમય છે એવી દ્રષ્ટિવાળો મહાત્મા દુર્લભ છે.' એક પણ વિચાર એ દષ્ટિથી વિરૂદ્ધ રાખવો એ લુંટારાપણું છે. પ્રેમ વખતે બીજામાં મન જાય તો સામા પ્રેમીને દુઃખ થાય છે. તેથી ભકતોની પરીક્ષા બધા સંજોગોમાં થાય છે. આખા જગતનું રાજ્ય મળે તે કરતાં સારા સંસ્કારની કિંમત વધારે છે. ખરી રીતે જગતમાં ઘણા માણસો નથી પણ એક જ માણસ છે અને તે પુરૂષોત્તમ છે. તે સારો છે અને ખરાબ છે એમ બન્ને બાબત કહી શકાય નહિ. વેદાન્તમાં જેને એક જીવવાદ કહે છે તેને ભકિત-માર્ગમાં **वासुदेव सर्वम्** કહે છે. તેથી જીવનની બધી કલ્પનાઓ ભગવાનને અર્પણ કરવી જોઈએ. ગીતામાં પણ ભગવાન કહે છે, કે 'તું બધા ભાવથી મને અર્પણ થઈ જા.' જ્યારે જીવ ભગવાનને અર્પણ

થઈ જાય છે ત્યારે તે ભગવાનથી જુદો રહી શકતો નથી. હવે ત્રીજા પ્રકારના એટલે પ્રાકૃત ભકતનાં લક્ષણ સમજાવે છેઃ-

**अर्चायामेव हरये पूजां यः श्रद्धये हते ।**
**न तद्भक्तेषु चान्येषु स भक्त प्राकृतः स्मृतः ॥ ११-२-४७**

અર્થ:-જે ભકત ભગવાનની અર્ચામાં એટલે પ્રતિમા વગેરેની પૂજામાં શ્રદ્ધાથી પ્રવૃત્ત થાય છે અને ભગવાનના ભકતોમાં અથવા બીજામાં જેની ભગવદ્ દૃષ્ટિ થતી નથી તે સાધારણ ભકત અથવા પ્રાકૃત ભકત મનાય છે.

આ ત્રણે શ્લોક હરિજનની બાબતના છે. ઉત્તમ હરિજનનાં લક્ષણ ૧૧-૨-૪૫ શ્લોકમાં આપેલાં છે, મધ્યમ હરિજનનું વર્ણન શ્લોક નંબર ૧૧-૨-૪૬ માં આપેલ છે અને કનિષ્ટ હરિજનનું વર્ણન આ શ્લોકમાં એટલે ૧૧-૨-૪૭ માં આપેલ છે. જેઓ માત્ર મંદિરમાં પ્રવેશ કરવા માગે છે અને તે માટે બીજા સાથે ઝઘડો કરવા માગે છે, તેઓ બધામાં ભગવાનને જોઇ શકતા નથી. જેઓ હરિજનને મંદિરમાં આવવા માટે અટકાવવા માટે ઝઘડા કરે છે તેઓ પણ બધામાં ભગવાનને જોઇ શકતા નથી. એ બન્ને પ્રકારના માણસો ખરા ભકત નથી એવું તાત્પર્ય આ શ્લોકમાં નીકળે છે.

અત્યંત અભેદ વગર આત્માને તૃપ્તિ થતી નથી. સ્ત્રી દિવસમાં પતિની દાસી છે, રાત્રે દાસી નથી. ક્ષણવારનો અભેદ તો સંસારના પ્રેમમાં અને સમાજ સેવામાં અને દેશસેવામાં પણ પ્રાપ્ત થાય છે પણ નિત્ય અભેદ માટે ભકિત સાથે જ્ઞાન અને વૈરાગ્યની જરૂર છે. બ્રહ્મ પ્રેમસ્વરૂપ છે પણ પ્રેમ શબ્દ ઘણી વાર વ્યવહારમાં સંસારી સુખ માટે વપરાતો હોવાથી બ્રહ્મને ઘણી જગ્યાએ જ્ઞાનસ્વરૂપ કહેલ છે. ખરા પ્રેમની શોધ એ ખરી રીતે આત્માની શોધ છે એટલે કે પરમાત્માની શોધ છે. આ પૃથ્વી ઉપર માણસનું શરીર અલ્પકાલ

સુધી ટકે છે છતાં તેટલામાં જો સત્ય સમજાય અને તે સમજણ પ્રમાણે જીવનનું પરિવર્તન કરી શકાય તો તેનો ઉપયોગ ઘણો છે. સત્ય સમજવું એટલે ભાગવતધર્મ સમજવા. ભાગવતધર્મ જે ભક્ત પાળે છે તેના ઉપર ભગવાન પ્રસન્ન થઈને પોતાનું સ્વરુપ આપી દે છે. (૧૧-૨-૩૧). તે કરતાં બીજો કોઇ મોટો લાભ નથી.

## પ્રકરણ ૪

### સાચા હરિજનનાં લક્ષણ.

ત્રણ પ્રકારના ભક્તોનું વર્ણન આપીને હવે હરિ નામના યોગેશ્વર ઉત્તમ ભક્તનું અથવા ઉત્તમ હરિજનનું વધારે સ્પષ્ટ વર્ણન નીચે પ્રમાણે આપે છે.

**गृहीत्वापीन्द्रियैरर्थान्यो न द्वेष्टि न हृष्यति ।**
**विष्णोर्मायामिदं पश्यन्स वै भागवतोत्तमः ॥ ११-२-४८**

અર્થ—ઇંદ્રિયો દ્વારા વિષયો ગ્રહણ કરતા છતાં "આ બધી ભગવાનની માયા છે" એમ સમજીને જે વિષયો મળવાથી ખુશી થતા નથી અને ન મળવાથી જેમને દ્વેષ થતો નથી તે ભગવાનના ભક્તોમાં ઉત્તમ ભક્ત છે.

શરીરની રક્ષા માટે ખાવાપીવાનું વગેરે કેટલુંક જરૂરી કામ કરવું પડે છે, તે કામ ભક્તો સહજ ભાવે કરી લે છે પણ તેમાં તેમને રાગદ્વેષ થતો નથી. જેને એક જન્મમાં ભગવત્ પ્રાપ્તિ કરવી હોય અથવા આત્મજ્ઞાન મેળવવું હોય તેમણે વૈરાગ્ય કેળવવાની જરૂર છે. વૈરાગ્ય વગર્ જ્ઞાન ટકતું નથી, છતાં આંખ બંધ કરીને અથવા કાન બંધ કરીને જગતમાં જીવી શકાતું નથી તેથી આંખના વિષયો, રૂપ વગેરે, આંખ દ્વારા અને શબ્દો કાન દ્વારા અંતઃકરણમાં પેસી જાય છે અને ધ્યાન ન રહે તો અંતઃકરણને

બગાડે છે પણ સાચા હરિજનો તેનાથી પોતાના અંતઃકરણને બગડવા દેતા નથી.

**देहेन्द्रियप्राणमनोधियां यो जन्माप्ययक्षुद्भयतर्षकृच्छ्रैः ।**
**संसारधर्मैरविमुह्यमानः स्मृत्या हरेर्भागवतप्रधानः ॥**
११–२–४९

અર્થઃ—જે ભક્તો હરિના સ્મરણમાં તલ્લીન રહે છે અને દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિના સંસારી ધર્મ એટલે જન્મમરણ, ક્ષુધા, ભય, તૃષ્ણા અને પરિશ્રમ વગેરેથી મોહિત થતા નથી તે ભગવાનના ભક્તોમાં શ્રેષ્ઠ છે.

સામાન્ય રીતે શરીરના ધર્મ જન્મમરણ, પ્રાણના ધર્મ ભૂખતરસ અને મનના ધર્મ સુખદુઃખ ઘણા માણસોને સતાવે છે. તેમાં સાધારણ ભક્તો મનના ધર્મ સુખદુઃખાદિ જીતી શકે છે અને ચિંતા કરતા નથી પણ ઉત્તમ ભક્તો તો ભૂખ તરસની પીડા આવે કે જન્મમરણની પીડા આવે તો તેમાં પણ ગભરાતા નથી અને સમતાથી તેવા બનાવને પણ ઓળંગી જાય છે. જ્ઞાનની સાતમી ભૂમિકામાં પ્રાણના ધર્મ અને દેહના ધર્મ સંપૂર્ણ જીતી શકાય છે પણ એવી દશાવાળા હાલના કાળમાં મળવા મુશ્કેલ છે, પાંચમી ભૂમિકાએ એમ લાગે છે કે એ ધર્મ આત્માના નથી, છઠ્ઠી ભૂમિકાએ તે સહન થઇ શકે છે. પરીક્ષિત રાજા સાતમે દિવસે આવા ધર્મો જીતી શકે તેટલા માટે શુકદેવજી તેને આ કથામાં સાવધાન કરે છે.

**न काम कर्मबीजानां यस्य चेतसि संभवः ।**
**वासुदेवैकनिलयः स वै भागवतोत्तमः ॥** ११–२–५०

અર્થ—જેના ચિત્તમાં કામના કર્મના બીજરૂપ અજ્ઞાન વગેરે ઉત્પન્ન થતા નથી અને એક માત્ર ભગવાન વાસુદેવ જ જેની સહાયતામાં છે તે ખરેખર ઉત્તમ હરિજન છે.

ઉત્તમ ભક્તોમાં ખરી રીતે રાગ દ્વેષ હોતા નથી છતાં લેશમાત્ર રાગ દ્વેષ આવે તો તેમનો રાગ બીજાને ઉપદેશ દેવામાં ઉપયોગી થાય

છે અને તેમનો લેશ દ્વેષ તેમને કુસંગમાંથી છોડાવે છે. જે નિત્ય છે અને જેનો નિત્ય સંબંધ છે. તેને નિત્ય પ્રગટ રાખવા એ જ ખરી ભક્તિ છે. પોતે કોઇથી પૃથક્ નથી અને પોતાથી કોઇ પૃથક્ નથી એ કાર્યથી બતાવવાનું છે. આધાર સહિત રહેવું એ જ ખરૂં રહેવું છે. પોતાના નિત્ય રહેવામાં શંકા રાખવી નહિ અને કાંઈ પ્રાપ્તિ અને પ્રાપ્તિની ચિંતા રાખવી નહિ. માત્ર સહજ ભાવે જે કામ આવે તે આત્મભાવે કરી લેવાનું છે. રહે છે માત્ર તે એક. તેનું પરિવર્તન કે રૂપાંતર થતું નથી. તેથી જ્યાં સુધી જે શરીર દ્વારા જે કામ થવાનું હોય તેમાં ભગવાનના વિશેષ ગુણની વિશેષતા પ્રગટ થાય તો બધા કામનો બધો પરિશ્રમ સફળ છે.

જો એક શરીરમાં અનેક ભાવનો સમન્વય રહે છે અને છતાં (તે દ્રષ્ટાંતે) એક વ્યક્તિનું રહેવું માનવામાં હરકત આવતી નથી તો એક સાથે સમસ્ત જગતના, સમસ્ત પ્રાણીના સમસ્ત ગુણ એક અવિનાશીની અંતર્ગત નિત્ય વર્તમાન છે એમ માનવામાં શી હરકત છે? ટુકામાં ખરા ભક્તો કોઈના ગુણ દોષમાં પડતા નથી અને ગુણદોષવાળાના સંગથી કોઇ વખતે એવી બુદ્ધિ આવી જાય તો પાણીમાં કરેલા લીટાની માફક જરા વારમાં તે દૂર થઇ જાય છે, કારણ કે બધુ એકની સત્તાથી ચાલે છે. ઝાડમાં થડ, ડાળીઓ, પાંદડાં, ફુલ, ફળ વગેરે એક સત્તાને આધારે રહેલ છે, તેવી જ રીતે બધું જે કાંઇ દેખાય છે તે એક પરમાત્માની સત્તાથી તેનામાં તેનાથી અભિન્ન રહેલ છે. તે વખતે સત્તાનો વિચાર કરીએ તો નિત્ય એક સત્તા રહે છે. તે સત્તા બદલાતી નથી તેથી કાર્ય કારણભાવ બનતો નથી. ક્રિયામાં દ્રષ્ટિ જાય તો કાર્ય કારણભાવ જેવું જણાય છે પણ ક્રિયામાં સ્વતંત્ર સત્તા નથી. ક્રિયામાં સ્વતંત્ર સત્તા હોય તો બે સત્તા જેવું સાંખ્યનું સ્વરૂપ થઈ જાય, પણ શ્રીમદ્ ભાગવતના સિદ્ધાંત પ્રમાણે બે સત્તા નથી.

**न यस्य जन्मकर्माभ्यां न वर्णाश्रमजातिभिः ।**
**सज्जतेऽस्मिन्नहंभावो देहे वै स हरेः प्रियः ॥ (११-२-५१)**

અર્થ—જેને જન્મ અથવા કર્મથી તથા વર્ણ, આશ્રમ અથવા જાતિના કારણે દેહમાં અહંભાવ થતો નથી તે અવશ્ય ભગવાનને પ્રિય છે.

આવા હરિજનનાં દર્શન થવાં બહુ અઘરાં છે. માણસનું જીવન જ એવા પ્રકારનું છે કે કોઈક પ્રકારનું અભિમાન તરત આવી જાય છે અને જ્યારે અભિમાન ઉત્પન્ન થાય છે ત્યારે એ ભગવાન જેવું અથવા અનેક ભગવાન જેવું થઇ જાય છે. અભિમાન કાઢવા માટે ભકતો શરણાગતિનો પ્રયોગ કરે છે અને જ્ઞાની પુરુષો અહં શબ્દનો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ સમજી વાચ્યાર્થનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરે છે, છતાં ઘણીવાર ભકતને ભકિતનું અભિમાન આવી જાય છે અને જ્ઞાનીને જ્ઞાનનું અભિમાન આવી જાય છે. તે ઉપરાંત જાતિનું, પ્રાંતનું અને દેશનું અભિમાન પણ ઘણીવાર આવી જાય છે. દેશનું અભિમાન અને કોમનું અભિમાન ઘણાં હુલ્લડો અને ઘણી લડાઇઓનું કારણ બને છે. કોઇને માટે કાંઇ સારું કામ કરી આપ્યું અને તે કામનાં વખાણ થવા લાગ્યાં એટલે અભિમાન આવતાં વાર લાગતી નથી અને તે કામની કોઇ નિંદા કરે તો પણ તેના પરિતાપ રૂપે પણ અભિમાન આવે છે. માણસની પ્રકૃતિનો સ્વભાવ એટલો હલકો છે, તેમાં એટલો દંભ અને અભિમાન છે કે માણસને પોતાના જ મત અને વિચારોનો આગ્રહ બહુ રહે છે. તે નવી જાતની મૂર્તિપૂજા છે. જે નીતિમાં અહંકાર, દંભ અને અભિમાન ભરેલાં હોય છે તે બગડેલું જીવન છે. વળી ભગવાન દુઃખ આપી જીવની કસોટી કરે છે. કોઇ વિઘ્ન આવે ત્યારે જ ખબર પડે છે કે પોતામાં કેટલો દંભ છે અને કેટલું અભિમાન છે. પરમાત્મા જીવની અંદર નિવાસ કરે એટલા માટે એ જરૂરતું છે કે જીવ શુદ્ધ અને નિર્દોષ રહેવો જોઇએ. તેથી ભગવાન કેટલીકવાર જીવને ભયંકર અને દુઃખદાયક મોહની ભઠ્ઠીમાં નાખી, સોનાની માફક શુદ્ધ કરે છે. જીવને જ્યારે દુઃખ અને વ્યાકુળતા થાય છે ત્યારે તે જેવી ભકિત કરે છે અને શ્રદ્ધા રાખે છે

તેવી તે બીજે વખતે રાખતો નથી. તેથી કુંતાજીએ પણ ભગવાન પાસે દુઃખ માગ્યું હતું. જ્યારે મોહનો વિક્ષેપ લાગે ત્યારે શાંતિ રાખી મોહની સામે થવું જોઇએ. આવે પ્રસંગે પોતે પોતાને ભગવાનના હાથમાં મુકી દેવો જોઈએ. ભગવાનની મરજી પ્રમાણે આપણા જીવનનો ઉપયોગ થાય તેમ રહેવું જોઈએ. જ્યાં સુધી અંદરનો સૂર્ય ઊગે નહિ અને ભગવાન તેનો પોતાનો આનંદ આપે નહિ ત્યાં સુધી તિતિક્ષા રાખવી. બહારને રસ્તે ચાલનારા ઘણા સાધક હોય છે પણ અંદરને રસ્તે જતાં અંદરના શત્રુઓ એટલે દંભ, અભિમાન વગેરે જોર કરે છે. ખોટા વિચાર કાઢવાના પ્રયત્નમાં પણ વિઘ્નો આવે છે અને જીવને વધારે ચિંતામાં નાખે છે. તે વખતે શાંતિથી તેનો તિરસ્કાર કરવો. કોઇ વખતે ખોટા વિચારો દૂર ન થાય, અંદરનો આરામ ન મળે અને અંદર આધ્યાત્મિક ભાવ ન આવે તો પણ અંતર્મુખ વૃત્તિ છોડવી નહિ. બહાર અનિત્ય વસ્તુઓમાં વૃત્તિને ભટકવા દેવી એ દુશ્મનની જાળમાં ફસાઇ જવા જેવું છે, તેથી દઢતાથી શરણભાવ રાખવો, ધીરજથી બધું સહન કરવું, પોતે નિત્ય ભગવાનની હાજરીમાં છે એવું જ્ઞાન સતત રાખવું અને જે દશા આવે તે સહન કરવી. જેમ જેમ વૃત્તિ અંદર જશે તેમ તેમ ગુપ્ત રહેલા દોષો પ્રગટ થઈ સામે આવી હુમલો કરશે અને દુઃખ દેશે, પણ દિલગીર થવું નહિ, કંટાળો લાવવો નહિ. આવું અંદરનું દુઃખ ભોગવવું એ ભક્તિનું નાનું ફળ નથી. આ વખતે પોતાને ભગવાનની સેવામાં અર્પણ કરવાનો પ્રસંગ મળે છે.

**न यस्य स्वःपर इति वित्तेष्वात्मनि वा भिदा**
**सर्वभूतसमः शान्तः स वै भागवतोत्तमः ॥ ११-२-५२**

અર્થ: જેને ધનમાં અથવા શરીરમાં "આ મારૂં છે અને આ પારકું છે." એવો ભેદભાવ ન હોય તે હરિજનોમાં શ્રેષ્ઠ છે.

એમ હરિ નામના યોગેશ્વર નિમિરાજાને બોધ આપે છે. આવી દશામાં તદ્દન અદ્વૈતભાવ રહે છે. પરમાત્મા અથવા આત્મા સર્વવ્યાપક

હોવાથી તેમાં દેશનો ભેદ બનતો નથી. તે નિત્ય હોવાથી તેમાં કાળનો ભેદ બનતો નથી અને તે સર્વમાં એક હોવાથી વસ્તુથી પણ ભેદ બનતો નથી. દેશ કાળ અને વસ્તુનો વિરોધ નીકળી જાય ત્યારે જ અભેદપ્રાપ્તિ થાય છે અને સ્વસ્થતા પ્રાપ્ત થાય છે. પછી જ્ઞાનનું અભિમાન પણ નીકળી જવું જોઈએ. મને એકને જ જ્ઞાન થયું અને બીજા હજુ અજ્ઞાનમાં રહી ગયા છે આ પ્રકારનો અહંકાર પણ ખોટો છે. તે ભકત પણ સ્વસ્થ રહી શકતો નથી. ખરો ભકત બધું અભિન્નપણે જુએ છે. તેથી તેની દૃષ્ટિમાં કોઈ લોક રહેતા નથી. એવો ભકત આત્મામાં જ વિહાર કરે છે, કદાપિ અનાત્મામાં રહેતો નથી. જેમ વિવેકી પુરુષ સૂક્ષ્મબુદ્ધિથી તરંગ, ફીણ, પરપોટા વગેરેને જળ માત્ર જુએ છે, સોનાના દાગીનાને સોનારૂપ જુએ છે, રજ્જુ સર્પને રજ્જુરૂપ જુએ છે, તેમ ખરા હરિજનં પોતાને અને જગતને બ્રહ્મમાત્ર જુએ છે. આવા હરિજનનાં દર્શન થવાં બહુ મુશ્કેલ છે. આરોપિત વસ્તુ અધિષ્ઠાન વગર રહેતી નથી. જ્ઞાન થાય ત્યારે જે આરોપિત હોય છે તે અધિષ્ઠાનરૂપ થઈ જાય છે. જેમ સૂર્યમાં અંધારૂં રહેતું નથી તેમ જ્ઞાની ભકતમાં દ્વૈત સ્ફૂરતું નથી. સાકરના બનાવેલા પદાર્થોમાં સાકર જ રહે છે તેમ જે ચૈતન્યથી બનેલું છે તેમાં ચૈતન્ય જ રહે છે. આવા ભકતોની કર્મમાં જે પ્રવૃત્તિ થાય છે તે તેમને આનંદના સાગરમાં તરંગરૂપ લાગે છે. પોતાનો હાથ ઊપાડે તો તે ભગવાનનો હાથ લાગે છે, પોતાની આંખમાંથી ભગવાન જોતા હોય તેવું લાગે છે, પોતાના કાનથી ભગવાન સાંભળતા હોય તેવું લાગે છે. પગથી ભગવાન ચાલતા હોય તેવું લાગે છે; હરિના જન તો ચેતનના સુખમાંજ મસ્ત રહે છે.

**त्रिभुवन विभव हेतवेऽप्यकुण्ठस्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात्**
**न चलति भगवत्पदारविन्दाल्लवनिमिषार्धमपि यः स वैष्णवाग्र्यः**

**११-२-५३**

અર્થ:–ત્રણ ભુવનના રાજ્યવૈભવને માટે પણ જેનું ભગવત ચિંતન નથી છૂટતું, ભગવાનમાં મન રાખનાર દેવો પણ જે રાજ્યને ઈચ્છે છે તેવા રાજ્યને પણ હરિજન ઈચ્છતા નથી. ભગવાનના ચરણથી જે અરધી ક્ષણ પણ વિમુક્ત થતા નથી તે ખરા હરિજન છે.

ખરા હરિજન સદા અભેદ રૂપે જ વર્તે છે. તેઓ જે કાંઇ જુએ છે તેમાં બ્રહ્મસત્તા અને બ્રહ્મજ્ઞાન જુએ છે. તેઓ કોઇ જગ્યાએ સજાતીય વિજાતીય કે સ્વગત ભેદ જોતા નથી, સૃષ્ટિની પહેલાં જે ચૈતન્ય જેવી રીતે સ્ફૂરતું હતું તેવું જ હમણાં પણ સર્વત્ર સ્ફૂરે છે. જ્ઞાન વગર કોઇનું અસ્તિત્વ નથી. સૂર્યનો પ્રકાશ જેમ સૂર્યરૂપ છે તેમ બ્રહ્મનો પ્રકાશ બધે છે. તેને બીજાનો સ્પર્શ થતો નથી, કારણ કે બીજું છે નહિ. જેમ આકાશનાં ચિત્રો આકાશરૂપ છે તેમ જગત બ્રહ્મરૂપ છે. જેમ વસ્ત્ર તંતુરૂપ છે, ઘડો માટીરૂપ છે, ચંદ્ર કળારૂપ છે, અગ્નિ ઉષ્ણતારૂપ છે, જળ રસરૂપ છે, તેમ બધું જગત જ્ઞાનરૂપ છે. જેમ રજ્જુ સર્પરૂપ થતી નથી તેમ બ્રહ્મ જગતરૂપ થયું નથી તેથી માત્ર બ્રહ્મ જ છે. તેથી હરિજનો બ્રહ્માત્મૈક્યના ચિંતનપરાયણ જ રહે છે. વૃત્તિમાં ચંચળતા આવે ત્યારે જે બ્રહ્માનંદ તિરોહિત થાય છે તે વૃત્તિની સ્થિરતા વખતે મળેલો હોય તેમ જણાય છે.

કીડો ભમરી થઈ ગયા પછી તેને કીડાનો ભાવ યાદ આવતો નથી તેમ બ્રહ્મરૂપ થયેલ જીવ પોતાનો પહેલાંનો માણસનો ભાવ ભૂલી જાય છે અને બ્રહ્મભાવે રહે છે. એ દશામાં તે કોણ? તું કોણ? કે હું કોણ? તેની ખબર રહેતી નથી. એ દશામાં જીવને અખંડ સૌભાગ્યપણું પ્રાપ્ત થાય છે. પ્રેમ પ્રેમીને પરવશ કરી દે છે તેથી એ રહેતા નથી.

આવી ભકિત માટે ઘણી તિતિક્ષા જોઈએ. જેટલી અગવડ ભોગવવાની જરૂર લાગે તેટલી અગવડ ભોગવવાની તૈયારી જોઇએ. પૂર્ણ પ્રેમ માટે અપૂર્ણ તૈયારી ચાલે નહિ. પૂર્ણતા આવશે ત્યારે તે પોતાનું પ્રમાણ સાથે લઈને આવશે.

**भगवत उरुविक्रमाङ्घ्रिशाखा नखमणिचन्द्रिकया निरस्ततापे ।**
**हृदि कथमुपसीदतां पुनः सः प्रभवति चन्द्र इवोदितेऽर्कतापः ॥**
**११–२–५४**

અર્થઃ–ભગવાન વિષ્ણુના મહાન ચરણોની આંગળીઓનાં નખ-રૂપ મણિઓની શીતલ કાન્તિથી જેના કામ વગેરે તાપ શાન્ત થઇ ગયા છે એવા ભગવાનની શરણમાં પડેલ પુરુષોને ફરીથી એવા તાપ કેમ વિઘ્ન કરે ! જેમ ચંદ્રમાં ઉદય પામતા સૂર્યનો તાપ રહેતો નથી તેમ ભક્ત હરિરૂપ થતાં, પ્રપંચનો તાપ તેને લાગતો નથી.

આવા શ્લોકોમાં જો કે ભગવાનના સ્થૂલ અંગનું વર્ણન આવે છે તો પણ બારમા સ્કંધના ૧૧મા અધ્યાયમાં (શ્લોક ૧ થી૨૩ સુધીમાં) ભગવાનના અંગોનું આધ્યાત્મિક સ્વરૂપ બહુ સારી રીતે વર્ણવેલ છે.

ખરા ભક્ત માટે આખું જગત ભગવાનનું સ્વરૂપ છે અને તે તેની એક દિવ્ય લાગણીમાં સમાઇ જાય છે. જ્યારે મન શાંત થાય છે ત્યારે સૃષ્ટિની પહેલાં જેવા ભગવાન હતા તેવો ભક્ત થાય છે, અને જ્યારે મન અને ઇન્દ્રિયો કામ કરે છે ત્યારે ભક્તનું બધું જીવન ભગવાનને માટે હોય છે, પોતાના અહંકારને માટે હોતું નથી. દિવ્ય જીવન પ્રાપ્ત કરવા માટે ધીરજ જોઇએ અને નિરાશા ન જોઈએ. ભગવદ્‌ભાવ વધારીને અનાત્મભાવ જીતવો એ મોટામાં મોટી કળા છે. કેટલીકવાર ભગવાન બુદ્ધિમાં ઘણું તેજ આપે છે, કોઈવાર હૃદયમાં વધારે પ્રેમ ઉત્પન્ન કરે છે, કોઈવાર અંધકાર જેવું પણ લાગે પણ તેથી નિરાશ થવાની જરૂર નથી. મન અને ઇચ્છાઓ વશ કરવાથી એટલે અનાસક્ત ભાવથી ભગવાનની કૃપા મળે છે. તેની સાથે જ ભગવાનના મહિમાનું જ્ઞાન થાય છે.

**विसृजति हृदयं न यस्य साक्षाद्धरिरवशाभिहितोऽप्यघौघनाशः ।**
**प्रणयरशनया धृताङ्घ्रिपद्मः स भवति भागवतप्रधान उक्तः ॥**
**११–२–५५**

અર્થ. જે વિવશ થઇને ભગવાનના નામનું ઉચ્ચારણ કરે છે તેનાં બધાં પાપ નાશ પામે છે, તે હરિ પોતાના પ્રેમપાશમાં પોતાના ભક્તોને એવા રાખે છે કે તેના હૃદયમાંથી કદાપિ દૂર થતા નથી. એ બધા હરિજનોમાં ઉત્તમ હરિજન છે.

તેથી માણસનો પુરુષાર્થ નવી જાતનો થવો જોઇએ. ભગવાન અંદર જે ગુપ્ત પ્રેરણા આપે તે સમજવી જોઇએ અને સ્વીકારવી જોઈએ. અંતર્મુખવૃત્તિથી જે સાધના થાય છે તેમાં શરણભાવ વધારે સારો રહે છે. ખરા હરિજન તો તે જ છે કે જે શરૂઆતની સાધના ઓળંગી પૂર્ણતાને રસ્તે પડ્યા હોય અને જેને ભગવાને પોતાની અખૂટ કૃપાથી બહારના રસ્તેથી અંદર વાળ્યા હોય. આવા માણસો બધી રીતે અંતર્મુખ રહે છે, ભગવાનના હાથમાં પોતાને સોંપી દે છે, પોતા વિષે બધું ભૂલી જાય છે, શ્રદ્ધાથી, સંકલ્પ વગર, રૂપ વગર, નામ વગર ભગવાનની હાજરીમાં પોતાના આત્માને ઉંચો કરી મુકે છે. તેનામાં ઘણી દૃઢતા આવે છે અને તે અંદરની શાંતિ અને આરામ ભોગવે છે. તે દશામાં આત્મામાં એટલું જોર રહે છે કે ત્યાં મન, હૃદય અને શરીર તથા બધી સ્થૂલ શક્તિઓ પણ એકાગ્ર થઇ જાય છે.

આવા સાધુને ઘણું તેજ મળે છે. ભગવાન તેનાથી દૂર જઈ શકતા નથી. ભગવાનના અનુગ્રહનું તેજ જે જીવને મળે છે. તેનાં બે પરિણામ આવે છે. એક, તેમાં ભગવાનની મોટાઈ જણાય છે, બીજું તેમાં અનાત્માની હલકાઇ જણાય છે. જેનામાં ભગવદીય એકતા આવે છે તેવા જીવનો એટલો વિકાસ થાય છે કે તેને અનંત જગ્યા મળે છે, પછી તે પોતાનું આખું જીવન ભગવાનને સોંપે છે. જગતના નાથ જીવની બધી અલ્પ શક્તિઓનો લોપ કરીને તેને મધુર આરામવાળી દશામાં મુકે છે. તેથી પોતે મધુર સુખ કેમ ભોગવે છે તે સમજ્યા વગર જીવ શાંતિ અને આનંદ ભોગવે છે. અંદર પ્રભુ પ્રગટ થાય

છે અને તેજ વખતે તેની ભલાઈ, શાંતિ, અને મધુરતાનો અનુભવ થાય છે.

---

## પ્રકરણ ૫મું

### માયા અને માયાને તરવાના ઉપાય

હવે નિમિ રાજા યોગેશ્વરોને એવી વિનંતિ કરે છે કે મોટા મોટા માયાવીઓને પણ મોહ કરવાવાળી ભગવાન વિષ્ણુની માયા હું જાણવા માગું છું, માટે આ માયાનું વર્ણન કરો. હું સંસારના તાપથી તપેલ એક મરણ ધર્મવાળો મનુષ્ય છું, તેને માટે હરિકથામૃત રૂપી વચન એ જ એક માત્ર ઔષધિ છે.

તેના જવાબમાં અન્તરિક્ષ નામના યોગેશ્વર કહે છે કે સર્વ ભૂતમાત્રના આત્મારૂપ આદિદેવ નારાયણે પોતાના સ્વરૂપભૂત જીવોના ભોગ માટે અને મોક્ષ માટે પાંચ મહાભૂત રચીને ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ પ્રાણીઓની સૃષ્ટિ રચી છે. આવી રીતે પાંચ મહાભૂતથી રચેલા પ્રાણીઓમાં પોતે જીવ રૂપે પ્રવેશ કરીને પોતાને મન રૂપથી એક અને બહાર ઇંદ્રિઓના રૂપથી દશ ભાગમાં વિભકત કરી વિષયોનો ઉપભોગ કરે છે ( ૧૧–૩–૪ ). વળી જીવ આત્મા દ્વારા પ્રકાશિત ઇંદ્રિયોથી એ વિષયોને ભોગવતાં ભોગવતાં તથા તેનાથી ઉત્પન્ન થયેલ શરીરને આત્મા માનતાં માનતાં તેમાં આસકત થઈ જાય છે, એટલું જ નહિ પણ પોતાની કર્મેન્દ્રિયોથી વાસનાયુકત કર્મ કરતો અને તેના સુખ દુઃખ રૂપ ફ્લ ભોગવતો સંસારમાં ભટકતો રહે છે, અને મહાપ્રલય પર્યંત જન્મ–મરણને પ્રાપ્ત થાય છે.

આંહી એ પ્રશ્ન સહજઉભો થાય છે કે ભગવાનની રચેલી માયા જીવને કેમ મુશ્કેલીમાં નાંખે છે? પહેલા સ્કંધના ૭મા અધ્યાયમાં પણ કહેલ છે કે જ્યારે વ્યાસજીએ સમાધિ કરીને પરમતત્ત્વનો સાક્ષા-

ત્કાર કર્યો ત્યારે તેણે જોયું કે માયા પુર્ણ-પુરૂષ પરમેશ્વરને આધારે રહેલી છે. એ માયાથી વસ્તુત: જીવ અતીત છે છતાં માયાના ગુણોથી મોહિત થઇને પોતાને ત્રિગુણાત્મક માની બેસે છે અને તેથી અનર્થમાં પડે છે. એવા અનર્થનો મૂળથી ઉચ્છેદ કરનાર તો ભગવાન વિષ્ણુની ભકિત જ છે. ભકિત એટલે પ્રેમ. એ પ્રેમ માયામાં જાય તો જીવ અનર્થમાં પડે અને એ પ્રેમ ભગવાનમાં જાય તો જીવ પુરુષ-અર્થ અથવા પુરુષાર્થ કરી શકે. માયાથી જીવને માયાનો ભોગ મળે છે અને ભકિતથી જીવને માયાથી મુકિત મળે છે. જે જીવને જે ગમે તે લે એવી વ્યવસ્થા ભગવાને કરી છે, તેમાં ભગવાનનો દોષ કાઢી શકાય નહિ. માયાના આગ્રહથી માયાનું સુખ મળે અને ભગવાનના આગ્રહથી ભગવાનનું સુખ મળે. આગ્રહ એટલે જે આગળ દૃશ્ય દેખાય છે તેને પકડવું અને અનુગ્રહ એટલે પહેલાં ભગવાનને લઈને પછી ( અનુ-પશ્ચાત ) જગતને જોવું. અનુગ્રહ એ જ સત્ય-આગ્રહ છે અથવા સત્યાગ્રહ છે.

શ્રીમદ્ ભાગવતમાં સૃષ્ટિ-દૃષ્ટિવાદ અને દૃષ્ટિ-સૃષ્ટિવાદ બંને માનેલા છે. પહેલાં સૃષ્ટિ દેખાય તે આગ્રહ છે, તેમાં સત્તા બ્રહ્મની છે અને ક્રિયા માયાની છે. પહેલાં ત્યાં બ્રહ્મ સત્તા દેખાય તેને અનુગ્રહ કહે છે. એ દૃષ્ટિ-સૃષ્ટિવાદની રીત છે. દૃષ્ટિ-સૃષ્ટિવાદમાં જોનારો કેવી દૃષ્ટિથી જુએ છે તેનો વિચાર કરેલો છે, તેથી દૃષ્ટિ-સમકાળ-સૃષ્ટિ છે. તે દરેકને સરખી દેખાતી નથી તેથી પ્રાતિભાસિક છે. તેમાં સ્વપ્નાની માફક જ્ઞાત-સત્તા છે, એટલે જ્યાં સુધી પદાર્થને જાણ્યો નથી ત્યાં સુધી પદાર્થ નથી. સૃષ્ટિ-દૃષ્ટિવાદમાં અજ્ઞાત-સત્તા રહે છે, ત્યાં માયા ત્રિગુણાત્મક છે. દૃષ્ટિ-સૃષ્ટિવાદમાં માયા અધ્યાસરૂપ છે અથવા સ્વપ્નરૂપ છે. તે વાત ઉદ્ધવગીતામાં ૧૦મા અધ્યાયની પછી આવશે.

સામાન્ય માણસો સૃષ્ટિને પહેલાં દેખે છે. તે ભગવાને રચી

હશે એમ માની શકે છે પણ ભગવાન આનંદરૂપ અને જ્ઞાનરૂપ છે તો તેમાંથી દુઃખ અને અજ્ઞાન શી રીતે ઉત્પન્ન થયાં એ સમજવું અઘરૂં છે. તેથી બ્રહ્મા જેવા માયાવીઓને પણ મોહ કરનાર માયાનું સ્વરૂપ નિમિ રાજા પૂછે છે. જીવ અને જગત બંને ભગવાનનાં રચેલાં હોવા છતાં જ્યારે જીવ વિષયોને ભોગવે છે ત્યારે દેહને આત્મા માનવા લાગે છે અને તેમાં આસકત થઇ જાય છે. શરીરની ઇંદ્રિયોમાં તેને સુખ મળે છે તેથી તે તેનું પ્રમાણ બની જાય છે અને એ જ માયા છે. જીવ માણસની વચ્ચે જન્મી માણસ જેવો બનવા લાગે છે, માણસનું જ્ઞાન તેને સાચું લાગે છે અને તેથી માણસનું સુખ પણ સાચું લાગે છે. પણ એ સુખનાં સાધન શરીર અને ઇંદ્રિયો અનિત્ય હોવાથી નબળાં પડવા લાગે છે અને તેથી તેના સુખમાં વિઘ્નો આવવા લાગે છે. તે વખતે તેને એવો વિચાર આવે છે કે ખરૂં સુખ અને તેનાં સાધન કાંઇક જુદાં હોવાં જોઈએ.

માયાનું વર્ણન શાસ્ત્રોમાં અનેક રીતે આવે છે. અર્જુનને મહાભારત વખતે (ગીતા–અધ્યાય ૧૧) ભગવાને એક જ જગ્યાએથી વિશ્વરૂપ બતાવેલ છે, અક્રૂરજીને જલમાં અને સ્થળમાં પોતાનું સ્વરૂપ બતાવેલ છે, સુદામાજીને એક મીનીટની ડૂબકીમાં ઘણા વર્ષનો અનુભવ કરાવેલ છે, નારદજીને બધા ઘરમાં એટલે ૧૬૧૦૮ ઘરમાં પોતે જ રહેલા છે એવું બતાવેલ છે. સામાન્ય માણસને માટે અને ખાસ કરીને નિમિ રાજા જેવા રાજાઓને એ બધા પ્રકારની માયા સમજવી અઘરી લાગે, તેથી અંતરિક્ષ નામના યોગેશ્વર સાંખ્યની રીતે માયાનું સ્વરૂપ સમજાવે છે અને કહે છે કે "જ્યારે પાંચ ભૂતોના પ્રલયનો સમય આવે છે ત્યારે અનાદિ અને અનંત કાળ આ દ્રવ્ય–ગુણાત્મક સ્થૂલ–સૂક્ષ્મ વ્યક્ત સૃષ્ટિને અવ્યક્તની તરફ ખેંચી જાય છે, તે વખતે આ પૃથ્વી ઉપર સો વર્ષની ઘોર અનાવૃષ્ટિ થશે અને સૂર્ય નારાયણ ત્રણે લોકને તપાવવા લાગે છે, તે વખતે શેષ નાગના મુખમાંથી

નીકળેલ અગ્નિ વાયુથી પ્રેરિત થઈ પાતાલથી આરંભ કરી બધાને બાળી નાંખે છે. પછી વાદળામાંથી હાથીની સૂંઢ જેવી ધારાવાળો વરસાદ સો વર્ષ સુધી વરસે છે, તેથી બધું બ્રહ્માંડ જળમાં ડૂબી જાય છે. પછી વિરાટ પુરુષ એટલે બ્રહ્મા પોતાના બ્રહ્માંડરૂપ શરીરને છોડી સૂક્ષ્મ સ્વરૂપ અવ્યક્તમાં લીન થઈ જાય છે, વાયુદ્વારા ગંધ ખેંચાઇ જવાથી પૃથ્વી જલરૂપ થઈ જાય છે, અને રસ ખેંચાઇ જતાં જળ અગ્નિરૂપ થઈ જાય છે. પછી અંધકાર દ્વારા રૂપરહિત થયેલ અગ્નિ વાયુમાં અને અવકાશદ્વારા સ્પર્શહીન થયેલ વાયુ આકાશમાં લીન થઇ જાય છે, પછી કાલદ્વારા પોતાના ગુણ શબ્દથી રહિત થતાં આકાશ તામસ અહંકારમાં લીન થાય છે. ઈંદ્રિયો રાજસ અહંકારમાં અને ઈંદ્રિયોના અધિષ્ઠાતા દેવોની સાથે મન અને બુદ્ધિ સાત્વિક અહંકારમાં લીન થાય છે, અને અહંકાર પોતાના ગુણો સહિત મહત્તત્ત્વમાં લીન થાય છે અને મહત્તત્ત્વ મૂળ પ્રકૃતિમાં લીન થાય છે. આવી રીતે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાવાળી ભગવાનની ત્રણ ગુણવાળી માયાનું વર્ણન કર્યું. હવે તમારે શું સાંભળવાની ઇચ્છા છે? ( ૧૧–૩–૧૬ )."

સામાન્ય રીતે માણસોને ઉત્પત્તિ અને સ્થિતિ ગમે છે પણ લય અથવા નાશ ગમતો નથી. પોતાના ઘરમાં છોકરાં વધે અને બધાની સ્થિતિ સારી રહે એવું ગમે છે પણ તેમાંથી કોઇનું મરણ થાય તો ગમતું નથી. પણ નાશ વગર ઉત્પત્તિ થતી નથી. ખેતરમાં વાવેલું બી નાશ પામ્યા વગર તેમાંથી ઝાડ થતું નથી અને આપણાં નાની ઉંમરનાં શરીર નાશ પામ્યા વગર મોટાં શરીર ઉત્પન્ન થતાં નથી. તેવી જ રીતે બધી બાબતમાં સમજવાનું છે. લડાઈ અને હુલ્લડ એ પણ નાશની લીલા છે. ગઈ લડાઈમાં અંગ્રેજો હાર્યા ન હોત તો તેઓ હિંદુસ્તાન છોડત નહિ. નવા જીવન માટે જુના જીવનનો નાશ થવો જરૂરનો છે. બ્રાહ્મણોમાં અનીતિ આવે ત્યારે તેમની સત્તાનો નાશ થાય, ક્ષત્રીઓમાં

અનીતિ આવે ત્યારે તેમની સત્તાનો નાશ થાય, મૂડીવાળામાં અનીતિ આવે ત્યારે તેમની સત્તાનો નાશ થાય અને મજુરો જો વધારે પગાર માગે અને કામ ઓછું કરે તો તેમની સત્તાનો પણ નાશ થાય. આ જગત બહુ જ વિચિત્ર છે. મ. ગાંધીજીએ પણ પોતાના મરણને આગલે દિવસે કહ્યું હતું કે "આ જગત એક આશ્ચર્ય" છે. ગીતાના બીજા અધ્યાયમાં ભગવાન અર્જુનને કહે છે કે આ જગતને અને આત્માને કોઈ આશ્ચર્ય માફક જુએ છે અને કોઈ આશ્ચર્ય માફક કહે છે. એવું જોતાં અને કહેતાં પણ કોઈ બરાબર જાણી શકતા નથી.

આવી માયાને સમજવા માટે મનની ચંચળતા જીતવી જોઇએ. અને તે માટે અભ્યાસ અને વૈરાગ્ય જોઇએ.

નિમિરાજા પૂછે છે કેઃ—"જેઓએ પોતાનું મન જીતેલું નથી એવા ચંચળ ચિત્તવાળાને માટે જે માયા જીતવી મુશ્કેલ છે તે સ્થૂલ બુદ્ધિવાળા જીતી શકે એવો કોઈ ઉપાય બતાવો."

પ્રબુદ્ધ નામના યોગેશ્વર કહે છે કેઃ—દુઃખના નાશ માટે અને સુખની પ્રાપ્તિ માટે માણસો કર્મો કરે છે, છતાં તેનાથી વિપરીત ફળ સંસારમાં કેમ મળે છે તે જોવું જોઇએ. ધન મળ્યું હોય તો પણ સુખ થતું નથી. ઘર, પુત્ર, કુટુંબ અને સાથો વગેરે પ્રાપ્ત થયા છતાં માણસોને સુખ મળતું નથી. આ લોક અને પરલોક બન્ને કર્મજન્મ હોવાથી નાશવાન છે. તેમાં રાજાઓની માફક સમાન તરફ સ્પર્ધા રહે છે, જે ઉત્કૃષ્ટ હોય તે તરફ દ્વેષ રહે છે અને પોતે ઉંચી પદવીએ ચડયો તો પડવાનો ભય પણ રહે છે. તેથી જેને પોતાનું ઉત્તમ કલ્યાણ કરવું હોય તેમણે નિષ્ઠાવાળા શાન્ત ચિત્તવાળા ગુરુનું શરણ લેવું જોઈએ. પછી એ ગુરુદેવને આત્મા અને ઇષ્ટદેવ માની તેની પાસેથી ભાગવદ્ ધર્મ શીખવા. એવા ધર્મના પાલનથી શ્રીહરિ પ્રસન્ન થાય છે અને પોતાનું સ્વરૂપ અર્પણ કરી દે છે ( ૧૧–૩–૨૨ )."

અહીં વૈરાગ્યનું સ્વરૂપ સમજાવીને હવે સાધનનું સ્વરૂપ નીચે

પ્રમાણે સમજાવે છે. બધા સાધનનું મુખ્ય લક્ષ્ય એ છે કે જીવને દેહના અભિમાનમાંથી છોડાવીને બ્રહ્મસ્થિતિમાં લાવવો. તેથી પ્રબુદ્ધ નામના યોગેશ્વર કહે છે કે " જિજ્ઞાસુ ભક્તે બધા પ્રકારની અસંગતા રાખવી અને સંગ જોઈએ તો સાધુઓનો સંગ કરવો, બધા પ્રાણી ઉપર દયા રાખવી, વિનય રાખવો, શૌચ, તપ, તિતિક્ષા, મૌન, સ્વાધ્યાય, સરળતા, બ્રહ્મચર્ય, અહિંસા, સુખદુઃખમાં સમાનતા, આત્મ-સ્વરૂપ હરિને સર્વત્ર જોવા, એકાન્તસેવન, ઘર વગેરેમાં મમત્વ ન રાખવું, પવિત્ર વસ્ત્ર ધારણ કરવું, જે કાંઈ મળી જાય તેમાં સંતોષ રાખવો, ભગવત્ સંબંધી શાસ્ત્રોમાં શ્રદ્ધા રાખવી, બીજાં શાસ્ત્રોની નિંદા ન કરવી; મન, વાણી અને કર્મનો સંયમ રાખવો, સત્ય ભાષણ કરવું, શમ દમ રાખવા, ભગવાનના જન્મ, કર્મ અને ગુણોનું શ્રવણ, કીર્તન અને ધ્યાન, યજ્ઞ, દાન, તપ, જપ અને સદાચાર રાખવા. ટુંકામાં, બધી ચેષ્ટા ભગવાનને માટે કરવી અને સ્ત્રી, પુત્ર, ઘર અને પ્રાણ એ બધાં પરમાત્માને અર્પણ કરવાં, ( ૧૧-૩-૨૮ ).

પ્રાચીન કાળમાં આ બધું ફરજીયાત કેળવણીની અંદરનો ભાગ હતો. હાલની ફરજીયાત કેળવણીમાં પણ આ બધું સમાઈ જવું જોઇએ. ઉત્તમ સંસ્કારવાળું જીવન કરવું હોય તો એજ રસ્તો છે.

હવે આગળ કહે છે કે " શ્રી કૃષ્ણ જ જેના આત્મા અને સ્વામી છે એ પુરુષો સાથે પ્રેમ કરવો, સ્થાવર જંગમ બંને પ્રકારના જગતની સેવા કરવી, મહાત્માઓની અને સાધુઓની સેવા કરવી, ભગવાનના પરમપાવન ગુણોનું પરસ્પર કથન કરવું અને જે રીતે આપસમાં પ્રેમ વધે, સંતોષ વધે અને શાંતિનો વિસ્તાર થાય એવાં કર્મો કરવાનું શીખવું (૧૧-૩-૩૦)."

આ બધા ગુણોથી માયાને તરી શકાય છે, તેથી ઉલટી રીતે રહેવામાં આવે તો માયા વધે છે. આ પ્રમાણે પાપને હરણ કરનાર ભગવાન હરિનું સ્મરણ કરતાં અને બીજાને સ્મરણ કરાવતાં ભક્ત-

જનોની અંદર ભક્તિનો ઉદય થાય છે અને રોમાંચ ખડાં થાય છે. એવી દશા પ્રાપ્ત થતાં ભક્ત ભગવાનનું ધ્યાન કરતાં કોઈ વખત રડે છે, કોઈ વખત હસે છે, કોઇ વખત આનંદમાં આવી જાય છે, કોઈ વખતે નાચે છે અને અજન્મા પ્રભુની લીલાઓનું ચિંતન કરે છે, પછી પરમ ઉપરતિને પ્રાપ્ત થઈ મૌન થઈ જાય છે. આ પ્રમાણે ભાગવત ધર્મોનો અભ્યાસ કરતાં કરતાં એ ધર્મોથી ઉત્પન્ન થયેલ પ્રેમ–ભક્તિ દ્વારા નારાયણપરાયણ થતાં પુરુષ અનાયાસ આ દુસ્તર માયાને તરી જાય છે. (૧૧–૩–૩૩).

આવી દશા પ્રાપ્ત થવા માટે સંગમાં બહુ ધ્યાન રાખવું જોઇએ. જેમ નાના ઝાડને બકરાં વગેરે ખાઇ ન જાય તેટલા માટે રક્ષણ આપવું પડે છે તેમ શરૂઆતમાં ભકિત વધારવા માટે ભકતોનો સંગ રાખવો અને વિષયી પુરુષોનો સંગ છોડવો એ જરૂરનું છે. અંતે બધામાં પરમાત્મા જોવાના છે પણ જ્યાં સુધી પોતાની અંદરની દશા ઠીક ન થાય ત્યાં સુધી બધામાં પરમાત્મા જણાતા નથી.

હવે નિમિ રાજા પૂછે છે કે :– હે મુનિઓ, આપ બ્રહ્મનું નિરૂપણ કરવાવાળા છો, તેથી આપ અમને નારાયણ નામવાળા પર બ્રહ્મ પરમાત્માના સ્વરૂપનો ઉપદેશ આપો.

પિપ્પલાયન નામના યોગેશ્વર કહે છે કે જે આ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણ છે તથા સ્વયં કારણરહિત છે, જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ વગેરે ત્રણે અવસ્થાની અંતર્ગત છે તથા સાક્ષી રૂપથી તેનાથી બહાર પણ છે અને જેની સત્તાથી સત્તાવાળાં થઇને દેહ, ઇંદ્રિય, પ્રાણ અને હૃદય પોતપોતાના કામમાં પ્રવૃત્ત થાય છે તેને તમે પરમતત્ત્વ નારાયણ જાણો. જેમ અગ્નિના તણખા અગ્નિને પ્રકાશિત કરી શકતા નથી તેમ આ આત્મતત્ત્વમાં મનની ગતિ જતી નથી. વાણી, ચક્ષુ, બુદ્ધિ, પ્રાણ અને ઇંદ્રિયો પણ તેને પહોંચી શકતી નથી, શબ્દો પણ માત્ર નિષેધ વૃત્તિ દ્વારા એટલે

અનાત્મ પદાર્થોનો નિષેધ કરતાં કરતાં નિષેધના અવધિરૂપથી બાકી રહેલ તેને અર્થાપત્તિ પ્રમાણથી લક્ષિત કરે છે કારણ કે જો નિષેધનું અધિષ્ઠાન ન હોય તો નિષેધની સિદ્ધિ જ થતી નથી. સૃષ્ટિની શરૂઆતમાં એક બ્રહ્મ જ હતું, તે જ સત્વ, રજ અને તમ રૂપથી ત્રિવૃત (પ્રધાન) કહેવાયું, તે જ્ઞાનમય હોવાથી મહત્તત્વ, ક્રિયાત્મક હોવાથી સૂત્ર અને જીવની ઉપાધિ હોવાથી અહંકાર કહેવાય છે, તે જ મહાન શકિતવાન બ્રહ્મ, પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય રૂપે ભાસે છે. આ પ્રમાણે સત્ અને અસત્ તથા તેનાથી પર જે કાંઈ ભાસે છે તે બ્રહ્મ જ ભાસે છે (૧૧-૩-૩૭).

જેનામાં આવી ભાવના ઉત્પન્ન થાય છે અને નિષ્ઠા થાય છે તેમને માટે પછી કોઇ પ્રશ્ન રહેતો નથી. બ્રહ્મ દશામાં બધા પ્રશ્નોનો અંત આવી જાય છે કારણ કે વસ્તુ એક છે, અનેકરૂપે પણ એક જ ભાસે છે પણ સામાન્ય માણસની દ્રષ્ટિમાં જ્યારે વિરુદ્ધ ધર્મ ભાસે છે અને લડાઇ, હુલ્લડ, દુકાળનો ભય વગેરે જોવામાં આવે છે ત્યારે તેની બુદ્ધિ માયામાં મુંઝાઈ જાય છે. આવી દશામાં આત્માનું અસંગત્વ સમજવું જોઇએ અને માયાની અનિત્યતા અથવા માયાનો બાધ સમજવો જોઇએ. માયાનો બાધ કરવા માટે નીચે પ્રમાણે કોઈ પણ ઉપાય લેવો જોઇએઃ—

૧. ભગવાનની સત્તા સિવાય બીજી સત્તાનો નિષેધ કરવો.
૨. ભગવાન સિવાય બીજી વસ્તુ નથી એમ સમજવું.
૩. બીજી વસ્તુ ન હોવાથી જીવ-જગતનો અભાવ થવાથી જીવ-જગતનું જ્ઞાન ન રાખવું.
૪. જે કર્મથી દ્વૈતની ભાવના ઉત્પન્ન થાય તેવાં કર્મ ન કરવાં.
૫. ખોટાં અનિત્ય સુખનો ત્યાગ કરવો.

બ્રહ્મ સિવાય બીજી વસ્તુનો નિષેધ કરવાથી બ્રહ્મ શૂન્ય થતું નથી. ઘુવડ દિવસે ખોટું અંધારૂં દેખે છે, તે અંધારાનું જ્ઞાન તે દૂર કરે તેમાં ઘુવડને લાભ છે, ગેરલાભ નથી, કારણ કે સામું અંધારૂં

હતું જ નહિ તેમ બ્રહ્મમાં સાચી માયા છે નહિ, એટલે બ્રહ્મ અને માયા એવી બે સત્તા છે નહિ. જ્યાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય જોવામાં આવે ત્યાં સત્તા બ્રહ્મની અને ક્રિયા માયાની છે એમ સમજવું.

યોગેશ્વર કહે છેઃ—

**नात्मा जजान न मरिष्यति नैधतेऽसौ**
**न क्षीयते सवनविद् व्यभिचारिणां हि ।**
**सर्वत्र शश्वदनपाय्युपलब्धि मात्रं**
**प्राणो यथेन्द्रियबलेन विकल्पितं सत् ॥ ११-३-३८**

અર્થ. આત્માનો જન્મ થતો નથી તેમજ તે મરતો પણ નથી, તે વધતો નથી અને ઘટતો પણ નથી, કારણ કે તે સર્વવ્યાપક છે, નિત્ય છે, અચ્યુત છે અને જ્ઞાન સ્વરૂપ છે. વળી તે બધા પરિવર્તનશીલ વિકારોનો સાક્ષી છે. જે પ્રકારે એકજ પ્રાણ ઇંદ્રિયભેદથી અથવા સ્થાન ભેદથી જુદા જુદા વિકલ્પોને પ્રાપ્ત થાય છે તે પ્રકારે એક જ બ્રહ્મ વિવિધ રૂપથી પ્રતીત થાય છે.

**अण्डेषु पेशिषु तरूष्वविनिनिश्चितेषु**
**प्राणो हि जीवमुपधावति तत्र तत्र ।**
**सन्ने यदिन्द्रियगणे ऽहमि च प्रसुप्ते**
**कूटस्थ आशयमृते तदनुस्मृतिर्नः ॥ ११-३-३९**

અર્થઃ—અંડજ, જરાયુજ, ઉદ્‌ભિજ્જ અને અનિશ્ચિત જીવનું સ્વેદજ યોનિઓમાં જ્યાં ત્યાં જે પ્રકારે પ્રાણ જીવનું અનુસરણ કરે છે તે પ્રકારે આત્મા પણ બધી અવસ્થઓમાં સાક્ષી રૂપથી સ્થિત રહી અસંગ રહે છે. સુષુપ્તિમાં ઈંદ્રિયો ચેષ્ટા વગરની થતાં અને અહંકારને લય થતાં કૂટસ્થ આત્મા વગર એ અવસ્થાનું સ્મરણ બની શકતું નથી.

હવે આત્મ–સાક્ષાત્કાર કેવી રીતે થાય છે તે કહે છેઃ—

**यर्ह्यब्जनाभ चरणैषणयोरुभक्त्या**
**चेतो मलानि विधमेद् गुणकर्मजानि।**
**तस्मिन्विशुद्ध उपलभ्यत आत्मतत्त्वं**
**साक्षाद्यथामलदृशोः सवितृ प्रकाशः ॥ ११-३-४०**

અર્થ-જ્યારે કમલનાભ ભગવાન વિષ્ણુનાં ચરણકમળોની પ્રાપ્તિની ઇચ્છાથી વધેલી તીવ્ર ભક્તિ રૂપ અગ્નિ દ્વારા જીવ પોતાના ચિત્તના ગુણ-કર્મવાળા મેલને બાળી નાંખે છે તે વખતે તેનું અંતઃકરણ શુદ્ધ થતાં જેમ નિર્મળ નેત્રોમાં સૂર્યનો પ્રકાશ દેખાય છે તેમ આત્મતત્ત્વ સ્પષ્ટ ભાસવા લાગે છે.

જે જીવ પોતાને ભગવાનથી જુદો માની સાધન કરે છે તેને ભગવાન સાથે એકતા પ્રાપ્ત કરવા માટે અભેદની ઉપાસના કરવાની જરૂર છે અને તે માટે જીવનો શરણભાવ ખાસ જરૂરનો છે. જે એમ માને છે કે ભગવાનથી જુદું કોઈ થઈ શકે નહિ તેમને માટે ભેદનો નિષેધ કરવાની સાધના છે. અનાત્માનું અદર્શન એ જ્ઞાનીની ઉપાસના છે. બન્ને રીત ભાગવતમાં માન્ય કરેલી છે.

ભગવાનનું રહેવું સર્વત્ર સર્વદા છે, તેને આદિ કે અંત નથી તેમ તેમાં પરિવર્તન પણ બનતું નથી છતાં તેમાં ભેદની કલ્પનાથી અથવા ભિન્નતાના આરોપથી પ્રથક્ પ્રથક્ અંશનું રહેવું માનતી વખતે સામાન્ય માણસની દ્રષ્ટિ ભિન્નભાવમાં ચાલી જાય છે અને જે ભગવત્ તત્ત્વ સર્વદા સર્વત્ર રહેલ છે તેમાં દૃષ્ટિ સ્થિર રહેતી નથી અને એ ભૂલ પકડવી મુશ્કેલ પડે છે. તેનું કારણ એ છે કે જગતને મિથ્યા માનવું જેટલું સહેલું છે તેટલું જીવને મિથ્યા માનવું સહેલું નથી. આ કારણને લઇને વૈષ્ણવોએ જીવને મિથ્યા માનવાને બદલે જીવની સત્તાને મિથ્યા માની છે. તેવી માન્યતા થયા પછી જે એક ભગવાનની સત્તા રહે છે, તેના રહેવામાં કાંઈ અન્યથા થતું નથી, તે તો એવા ને

એવા જ રહે છે, તો જે ભાવથી એના રહેવાનો અનુભવ મળે તે ભાવ કેમ પ્રાપ્ત થાય તે શિખવું તેનું નામ ભક્તિ છે.

ભગવાન કોઇ ક્રિયાનું ફળ નથી. ફળ ભવિષ્યમાં રહે છે પણ ભગવાન તો હંમેશાં આપણી સાથે છે. તેનું આપની સાથે સદા રહેવું છે એ પ્રમાણિત કરવું એ આપણો ધર્મ છે. તેથી ભગવાન મળતા નથી એમ કહેવાય નહિ. તે મળી રહેલ છે, તેની સાથે આપણો નિત્ય સંબંધ છે. તેની ખબર ન હોય તો ખબર રાખવી એ ભક્તિ છે. એમાં ભૂલ થાય તે અજ્ઞાન છે અથવા માયા છે. તે માણસની ખોટી દૃષ્ટિનું ફળ છે. જ્યાં માયાની દૃષ્ટિ છે, માયાનો વ્યવહાર છે ત્યાં અનેક સત્તા ન હોવા છતાં અનેક હોવાની કલ્પના ઉઠે છે. નિશ્ચય સાચો રાખવો અને તે પ્રમાણે વર્તવું એ આપણો ધર્મ છે. કોઇપણ ભાવ વગેરેના રૂપ રૂપાંતરમાં અથવા અવસ્થામાં કે ગુણમાં આપણે માત્ર તે સતરૂપી પરમાત્માને પ્રાપ્ત રાખીને રહીએ તો વ્યવહારમાં બીજા કોણ આવી શકે? જ્યારે ભગવાનનું વિસ્મરણ થાય છે ત્યારે કર્તાપણું, અહંકાર અને ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેથી ભકિતની અને જ્ઞાનની ખાસ જરૂર છે.

---

## પ્રકરણ ૬ ઠું

### કર્મ અને યુગ ધર્મ

નિમિરાજા નવ યોગેશ્વરને પૂછે છે કે આપ મને કર્મયોગનો ઉપદેશ આપો કે જેથી માણસ શુદ્ધ થઇને છેવટે કર્મોનો ત્યાગ કરી પરમ નૈષ્કર્મ્ય (આત્યન્તિક નિવૃત્તિ) ને પ્રાપ્ત કરી લે છે. એકવાર મેં આવો પ્રશ્ન મારા પિતા ઇક્ષ્વાકુની પાસે સનકાદિ ઋષિઓને પૂછ્યો હતો, પરંતુ તેમણે તે બાબત કંઇ ઉત્તર આપ્યો ન હતો તેનું કારણ પણ મને કહો.

આ પ્રશ્નના જવાબમાં આવિર્હોત્ર નામના યોગેશ્વર બોલ્યા કે—કર્મ, અકર્મ અને વિકર્મ એ વિષયમાં વેદનું પ્રમાણ માનવું જોઈએ. લૌકિક બુદ્ધિથી તેનું જ્ઞાન થતું નથી. વળી વેદ એ ભગવાનનું સ્વરૂપ છે. તેનો અર્થ કરવામાં મોટા મોટા બુદ્ધિશાળી માણસો પણ મોહિત થાય છે, તેથી સનકાદિએ તમને તે વખતે આ વિષયમાં કાંઇ કહ્યું નહોતું. વળી તે વખતે તમારી બાલક અવસ્થા હતી. વેદ પરોક્ષવાદથી તત્ત્વ સમજાવે છે. જેમ કોઈ બાળકને કડવી દવા પીવરાવવી હોય તો પહેલાં તેની પાસે મીઠી મીઠી વાતો કરવી પડે છે અથવા પહેલાં મીઠી ચીજો આપવી પડે છે તે પ્રમાણે.

કર્મરુપી રોગમાંથી છોડાવવા માટે તેમાં કર્મરૂપી ઔષધનું વિધાન કરેલ છે. જે માણસ અજીતેન્દ્રિય છે અને અજ્ઞાની છે તે જો કર્મનું આચરણ કરે નહિ અને વિહિત કર્મ છોડી દે તો તેના પાપથી તેને વારંવાર જન્મમરણમાં પડવું પડે છે. પણ જે વેદોકત-કર્મ કરે છે અને નિઃસંગ ભાવથી કર્મ ઇશ્વરાર્પણ કરે છે તે પુરુષ નિષ્કર્મ સિદ્ધિ પ્રાપ્ત કરે છે એટલે જ્ઞાનની અવસ્થા પ્રાપ્ત કરે છે વેદમાં સ્વર્ગ વગેરે મળવાની જે ફળશ્રુતિ છે તે કેવળ- કર્મમાં રુચિ ઉત્પન્ન કરવા માટે છે.”

અહીં ત્રણ બાબત સમજાવવામાં આવેલ છે.

૧. અજીતેન્દ્રિય અને અજ્ઞાની માટે કર્મની જરૂર છે.

૨. કર્મ જેની સત્તાથી થાય છે તેને અર્પણ કરવાં.

૩. અંતે કર્મથી નિવૃત્ત થઈ જવું જોઈએ.

શ્રીમદ્ ભગવાનની કથા એ ૭ દિવસમાં મોક્ષ આપે તેવી કથા હોવાથી તેમાં કર્મ ઉપર બહુ આગ્રહ નથી. જ્યારે શુકદેવજી પહેલાં પરીક્ષિત રાજાને મળ્યા ત્યારે પરીક્ષિત રાજાએ શુકદેવજીને એમ પૂછ્યું હતું કે એવું કયું શુદ્ધ કર્મ છે કે જેથી સાત દિવસમાં આત્મ-

કલ્યાણ થાય ત્યારે શુકદેવજીએ કહ્યું હતું કે હે રાજા! ગૃહસ્થાશ્રમમાં રહેનાર ગૃહસ્થોને આત્મતત્ત્વનું ચિંતન કરવાનો પ્રસંગ આવતો નથી (૨-૧-૨) કારણુ કે તેમના સાંભળવામાં ઘણા લૌકિક વિષયો આવે છે. તેમના આયુષ્યમાં રાત્રિ નિદ્રા વડે વ્યતીત થાય છે અને દિવસ કમાવામાં અને કુટુંબના પોષણમાં ચાલ્યો જાય છે. દેહ, પુત્ર, સ્ત્રી એ બધાં અસત્ છે, તે બધાનું મૃત્યુ પોતે જુએ છે છતાં પ્રમાદથી પોતાના મૃત્યુ પહેલાં તે સ્વકર્તવ્ય કરી શકતો નથી, માટે ઈશ્વરનું શ્રવણ કરવું, કીર્તન કરવું અને સ્મરણ કરવું. એવી રીતે કરવું કે અંતે નારાયણનું સ્મરણ થાય, અને એ જ પરમ લાભ છે. મૌન ધારણ કરી ભગવાનનું ચિંતન કરનાર વિધિ નિષેધને છોડીને નિર્ગુણ અવસ્થા પ્રાપ્ત કરી, ભગવાનના ગુણનું અનુકથન કરી તેમાં જ રમ્યા કરે છે. (૨-૧-૭)

જેઓની બુદ્ધિ બહુ સૂક્ષ્મ ન હોય તેમને માટે ભગવાનની પૂજા સારી છે, તેથી વેદવિધિથી અને તંત્રવિધિથી ભગવાન કેશવની પૂજા આવિર્હોત્ર યોગેશ્વર નિમિ રાજાને સમજાવે છે અને કહે છે કે પોતાને ગમે તેવી મૂર્તિ પસંદ કરી લેવી. પહેલાં શરીર અને અંતઃકરણને શુદ્ધ કરવું, પ્રતિમાની સામે બેસવું, પ્રાણાયામથી નાડીશુદ્ધિ કરવી અને પછી અંગન્યાસ કરવો. જે પૂજનની સામગ્રી મળી જાય તેનાથી પૂજાના સ્થાનને અને શરીર વગેરેને પહેલાં શુદ્ધ કરવું, પછી અર્ઘ્ય અને પાદ્ય વગેરે પાત્રોને બરાબર ગોઠવવાં, પછી મૂલ મંત્ર દ્વારા પ્રતિમાનું પૂજન કરવું. પોતાના ઉપાસ્યદેવની અંગ અને પાર્ષદ સહીત વસ્ત્ર, આભૂષણ અને ધૂપદીપ અને નૈવેદ્યથી પૂજા કરવી અને પછી સ્તુતિ કરવી. પોતાનો આત્મા બ્રહ્મરૂપ છે એમ માનીને ભગવાનની પ્રતિમાનું પૂજન કરવું, પછી ભગવાનને ચડાવેલી માળા પોતાના માથા ઉપર ચડાવવી. અગ્નિ, સૂર્ય, જલ અતિથિમાં અને પોતાના હૃદયમાં પણ ભગવાનની પૂજા થઇ જાય છે અને એવી રીતે પણ તરત મોક્ષ મળે છે (૧૧-૩-૫૫).

મૂર્તિપૂજાનું રહસ્ય એવું છે કે બધું ભગવાનનું સ્વરૂપ હોવાથી જડ પણ ચેતનરૂપ છે. તેમાં માણસની દ્રષ્ટિથી દેખાતું જડપણું કોઈ પણ રીતે દૂર કરવું જોઈએ. તેમાં ત્રણ માર્ગ છેઃ—

૧. તંત્રની રીતે પૂજા કરીને જડને ચેતન બનાવવું.

૨. અથવા જડને અધ્યસ્ત માની જ્ઞાનથી ત્યાં રહેલ અધિષ્ઠાન સાથે એકતા કરવી, એ વેદ માર્ગ છે અથવા–

૩. વૈદિક અને તાંત્રિક બંને વિધિનો ઉપયોગ કરવો.

ઘણાં મંદિરોમાં તાંત્રિક વિધિનો વધારે ઉપયોગ થાય છે. બધો આધાર પૂજા કરનાર ઉપર છે. તેની શુદ્ધિ પ્રમાણે અને ભાવના પ્રમાણે મૂર્તિમાંથી જડપણું દૂર થાય છે. એટલી ખાત્રી થયા પછી આખા જગતમાં જ્યાં જ્યાં જડ દેખાય ત્યાં ત્યાં બધું ચેતન છે એવો અનુભવ કરવો સહેલો પડે છે. મૂર્તિ વખતે આરતીનું તેજ અને ઘંટનો નાદ એ બંનેથી પણ મૂર્તિના પરમાણું તેજોમય બની શકે છે. તેમાં પૂજા કરનારનું ચૈતન્ય મળે છે. પછી આરતીનું તેજ બધાને આપવામાં આવે છે પણ બધો આધાર પૂજા કરનારની શુદ્ધિ ઉપર છે. તેનું અંતઃકરણ શુદ્ધ ન હોય અને જડ જેવું હોય તો મૂર્તિમાં ચેતન જોવામાં આવતું નથી.

હવે નિમિ રાજા પૂછે છે કે આ લોકમાં શ્રી હરિએ પોતાની ઇચ્છાથી જે જે અવતારોમાં જે જે લીલા કરી હોય, કરતા હોય અને કરશે તે બધી સમજાવો. તેના જવાબમાં દ્રુમિલ નામના યોગેશ્વર કહે છે કે સગુણ ભગવાનના ગુણ અનંત છે, તે કોઇ ગણી શકે નહિ, કોઈ પૃથ્વીના રજકણોને કદાપિ ગણી શકે પણ સર્વશકિતમાન ભગવાનના ગુણોનો પાર પામી શકતા નથી. પહેલા પંચભૂત દ્વારા બ્રહ્માંડ રચીને નારાયણે પોતાના અંશભૂત જીવરૂપથી તેમાં પ્રવેશ કર્યો ત્યારે તેનું નામ પુરૂષ થયું. તેના વિરાટ શરીરમાં ત્રણે ભુવન સમાઈ જાય છે. તે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે. ધર્મની પત્ની

દક્ષકન્યા મૂર્તિના ગર્ભથી ભગવાને નર અને નારાયણ રૂપે અવતાર લીધો. તેણે કર્મના ત્યાગરૂપ સાંખ્યનિષ્ઠાનો ઉપદેશ આપ્યો. તે વખતે ઈંદ્રને એવું લાગ્યું કે આ તપ દ્વારા મારૂં પદ છીનવી લેશે તેથી તેણે નર નારાયણના તપમાં ભંગ કરવા માટે કામદેવ સહિત કેટલીક સારી અપ્સરાઓ મોકલી. તે સ્ત્રીઓ કામબાણોથી તેમને વિંધવાની ચેષ્ટા કરવા લાગી, પણ નારાયણને તેની કંઈ અસર થઈ નહિ. તેણે કામદેવ અને અપ્સરાઓને કહ્યું કે હે મદન! હે દેવાંગનાઓ! તમે અમારા અતિથિ છે, માટે બીક ન રાખો અને અહીં ખુશીથી બેસો. દેવો અને દેવીઓએ કહ્યું કે હે વિભુ! આપ માયાથી અતીત છો અને નિર્વિકાર છો. આત્મારામ ધીર પુરુષો નિરંતર આપના સેવક છે તેના માર્ગમાં દેવો અનેક વિઘ્નો નાંખે છે કારણ કે આપના સેવકો સ્વર્ગને ઓળંગીને પરમપદને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. જેઓ કર્મકાંડમાં રહી યજ્ઞ દ્વારા દેવોને ભાગ આપે છે તેમને દેવો વિઘ્ન કરતા નથી છતાં જો આપ ભકતની રક્ષા કરો છો તો ભકતો બધાં વિઘ્ન ઓળંગી જાય છે. જેઓ ક્રોધને વશ થાય છે તેમની દશા તો પામર જેવી થાય છે.

**क्षुत्तृट् त्रिकाल गुण मारुत जैह्व शैश्न्या-**
**नस्मान पार जलधीनतितीर्य केचित्।**
**क्रोधस्य यान्ति विफलस्य वशं पदेगो**
**मंज्जन्ति दुश्चर तपश्च वृथोत्सृजन्ति ॥ ११-४-११**

અર્થ : અપાર સમુદ્રની સમાન ભૂખ, તરસ, ટાઢ, તડકો વગેરે જેણે જીત્યા છે; વાયુ, રસના અને કામવાસના જેણે જીતી છે તેઓ જો ક્રોધથી દબાઈ જાય છે તો સમુદ્રપાર કરીને ગાયના પગના ખાબોચીયામાં ડૂબી ગયા જેવું છે. તેઓ પોતાના કઠણ તપનું ફળ ગુમાવી બેસે છે. ( ટુંકામાં કોઈ પણ રીતે ક્રોધને જીતવો જોઈએ. )

દેવોનો ગર્વ ઉતારવા માટે નારાયણ ભગવાને પોતાની સેવામાં

રહેલ અદ્‌ભુત લાવણ્યવાળી અનેક સ્ત્રીઓ પોતાના આશ્રમમાં બતાવી. તે જોઇને દેવો અને અપ્સરાઓ પણ મોહિત થઇ ગયાં. પછી હસીને ભગવાને તેમને કહ્યું કે " આ મારી પાસે જે સ્ત્રીઓ સેવામાં છે તેમાંથી તમારા સ્વર્ગ લોકને શોભાવે તેવી એક લઈ જાઓ. " પછી દેવોએ તેમાંથી ઉર્વશીને પસંદ કરીને તેને સ્વર્ગમાં લઇ ગયા, અને ભગવાન નારાયણનો પ્રભાવ કેવો છે તેની વાત ઇંદ્રને કરી. તે સાંભળી ઇંદ્ર પણ વિસ્મિત થયો.

અહીં ઉર્વશી એટલે અંતઃકરણની વાસના વશ કરવાની શકિત એમ સમજવું. એવી શકિત સ્વર્ગમાં નથી હોતી પણ ભગવાન પાસે હોય છે તેથી ભગવાન પાસેથી દેવો એ કળા શીખીને ગયા.

હવે દ્રુમિલ યોગેશ્વર બીજા અવતારોનું વર્ણન ટુંકામાં આપે છે એટલે હંસાવતારમાં સનકાદિને જ્ઞાન આપ્યું. દત્તાત્રેય, સનકાદિ અને શ્રી ઋષભદેવજી વગેરે કલાવતાર હતા. હયગ્રીવ અવતારમાં ભગવાને વેદનો ઉદ્ધાર કર્યો, પ્રલયકાળમાં મત્સ્યાવતાર લઇ મનુ, પૃથ્વી અને ઔષધીઓની રક્ષા કરી અને હિરણ્યાક્ષનો વધ કર્યો, કૂર્માવતારમાં સમુદ્રમન્થન કર્યું. હરિઅવતારમાં ગજેન્દ્રનો મોક્ષ કર્યો. એ પ્રમાણે ભિન્નભિન્ન અવતારમાં ભિન્નભિન્ન પરાક્રમ દેખાડ્યાં છે. આપણા હૃદયમાં પણ જ્યારે આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે ઘણા ચમત્કારો જોવામાં આવે છે. નૃસિંહ અવતારમાં હિરણ્યકશિપુને માર્યો. વામન અવતારમાં પૃથ્વી બલિ પાસેથી લઇને દેવોને આપી, પરશુરામ અવતારમાં ૨૧ વાર પૃથ્વીને ક્ષત્રીય વગરની કરી. તેનું કારણ એમ હોઇ શકે કે ક્ષત્રીઓ માત્ર પોતાના દેશને જ પોતાનો માને છે તેથી ક્ષત્રીય કરતાં બ્રાહ્મણના સંસ્કાર ઉંચા હોય છે. રામાવતારમાં રાવણને માર્યો અને હવે કૃષ્ણ રૂપે અવતાર લઇ અનેક અદ્‌ભૂત કર્મ કરી બતાવશે. વળી કલિયુગને અંતે કલ્કિનો અવતાર લઈને શુદ્ર જાતિના રાજાઓનો નાશ કરશે. આવી રીતે ભગવાનના અનેક જન્મ અને કર્મોનું મહાત્માઓ વર્ણન

કરે છે. આંહી શૂદ્રજાતિના રાજાઓ એટલે મજુરોના રાજ્યના અધિકારીઓ સમજવા કે જે માત્ર બધાને મજુરીના ધર્મ ઉત્તમ છે એમ સમજાવે છે.

મજુરો કરતાં બ્રાહ્મણના સંસ્કાર ઉંચા હોય છે. બ્રાહ્મણના સંસ્કાર સાચી દ્રષ્ટિ કેળવતાં શીખવાડે છે અને સારા વિચાર કરતાં શીખવાડે છે. એવા સંસ્કાર હિંદના સંસ્કારી બ્રાહ્મણો આ દેશની અને પરદેશની પ્રજાને આપી શકે તો નવા યુગની શરૂઆત થાય.

હવે નિમિ રાજા યોગેશ્વરને પૂછે છે કે જેઓની કામનાઓ શાન્ત થઈ નથી અને ઈંદ્રિયો પણ જેના વશમાં નથી અને જેઓ ઘણે ભાગે હરિનું ભજન કરતા નથી તેમની શી ગતિ થાય છે? તેના જવાબમાં ચમસ નામના યોગેશ્વર કહે છે કે જેઓ પોતાના જન્મના કારણરૂપ શ્રી નારાયણને ભજતા નથી અથવા તેનો અનાદર કરે છે તે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઈને નીચે પડે છે. કર્મમાં જેને બહુ અભિમાન છે એવા માણસો રજોગુણની અધિકતાથી ઘોર સંકલ્પવાળા થાય છે, કામી થાય છે, સર્પની સમાન ક્રોધી થાય છે, પાખંડી, અભિમાની અને પાપી હોય છે અને ભગવાનના ભક્તોની મશ્કરી કરે છે. તેઓ સ્ત્રીલંપટ હોય છે અને એવા સુખની જ ચર્ચા કરે છે. ધનનું ખરૂં પ્રયોજન ધર્મ માટે તેનો ઉપયોગ કરવામાં છે, તેને બદલે તેઓ બધું ધન ઘરના કામમાં જ વાપરે છે. (૧૧-૫-૧૨). જેઓ પશુઓને ખાય છે તે મર્યા પછી પશુ થાય છે અને બીજા તેને ખાય છે. બીજા શરીરમાં પણ ભગવાન રહેલા છે; તેનો દ્વેષ જે કરે છે તે અવશ્ય અધોગતિને પ્રાપ્ત થાય છે.

નિમિ રાજા પૂછે છે કે ભગવાનનો જે યુગમાં જેવો વર્ણ હતો અને જેવું સ્વરૂપ હતું, જેવાં નામ હતાં અને પૂજાની જેવી વિધિ હતી તેનું વર્ણન કરો.

કરભાજન નામના યોગેશ્વર નીચે પ્રમાણે જવાબ આપે છે:—

કલિયુગમાં નીચે પ્રમાણે સ્તુતિ માન્ય થયેલી છે:—હે શરણાગત પાલક! હે મહાપુરુષ! અમે આપના ચરણકમળની વંદના કરીએ છીએ. તે ચરણકમળ સદા ધ્યાન કરવા યોગ્ય છે, માયાકૃત મોહને હરવાવાળું છે. ઈચ્છિત ફળ આપનાર છે, તીર્થ સ્વરૂપ છે, શિવ અને બ્રહ્માથી વન્દિત છે, શરણદાયક છે, સેવકોનું દુઃખ દૂર કરવાવાળું છે અને સંસારનો સમુદ્ર તરવામાં વહાણરૂપ છે. હે ધર્માત્મન્! હે મહાપુરૂષ! પિતા દશરથનાં વચનોથી, રાજ્યવૈભવને છોડી જે વનમાં ચાલ્યા ગયા તથા સીતાજીના અભીષ્ટ કપટમૃગની પાછળ જે દોડ્યા તે આપનાં ચરણકમળની અમે વન્દના કરીએ છીએ.

આ પ્રમાણે જુદા જુદા યુગના લોકો પોતપોતાના યુગ પ્રમાણે વર્ણ, નામ અને રૂપ વગેરેથી સમસ્ત પુરુષાર્થના અધીશ્વર શ્રી હરિની પૂજા કરે છે.

હે રાજા, ગુણવાન અને સારગ્રાહી સજ્જન પુરુષો બધાથી કલિયુગને વધારે પ્રિય માને છે કારણ કે તે વખતે ભગવાનના નામ સંકીર્તનથી જ બધી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જેઓ જન્મ–મરણના ચક્રમાં પડ્યા છે તેમને માટે હરિકીર્તનથી વધારે બીજો કોઈ લાભ નથી કારણ કે તેનાથી સંસારનું બંધન તૂટી જાય છે અને પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. સત્યુગ વગેરે બીજા યુગમાં રહેવાવાળા લોક પણ કલિયુગમાં જન્મ લેવાની ઇચ્છા કરે છે. કલિયુગમાં કેટલાક ભક્તો અને મહાપુરુષો પવિત્ર નદીઓને કાંઠે જન્મ લેશે.

ગયા ૩૦ વર્ષમાં થયેલ બે મોટી લડાઈઓ પછી સત્ય અને અહિંસા વધ્યાં હોય તેવું લાગતું નથી. લોકો સંકીર્તન કરે છે પણ જેવા ભાવથી થવું જોઈએ તેવું થતું હોય તેમ જણાતું નથી. શ્રીમદ્ ભાગવતની શરૂઆતમાં માહાત્મ્યમાં કહેલું છે કે "જ્ઞાન દ્રઢ ન થાય

તો જતું રહે છે, પ્રમાદથી શ્રવણ કરેલું ફળ આપતું નથી, જે મંત્રમાં શંકા હોય તે મંત્રનું ફળ મળતું નથી અને વ્યગ્રચિત્તથી કરેલો જપ પણ નિષ્ફળ જાય છે. ચાલુ વખતમાં માણસોના મનમાં અનેક જાતની ચિંતાઓ આવી પડેલી હોવાથી જપ વખતે ચિત્તને શાંત રાખવું એ કામ ઘણાને મુશ્કેલ થઈ પડે છે. હાલના કાળમાં માણસોના જીવનમાં અનેક પ્રકારની ભૂલો પડતી જાય છે અને તેમાંથી કેમ નીકળવું એ તેમને સૂઝતું નથી. ભક્તિમાર્ગમાં અનન્ય ભાવ રાખવો એ ખાસ જરૂરનું છે અને છતાં તે અઘરૂં કામ છે. મ. ગાંધીજીએ પણ છેલ્લી અવસ્થામાં કહેલુ કે 'હું હજુ અનન્ય ભાવ સિદ્ધ કરી શક્યો નથી.' વસુદેવજી પણ શ્રીકૃષ્ણને પુત્ર માનવામાં અનન્ય ભાવ રાખી શકયા નહોતા. અનન્ય ભાવ શીખવા માટે નીચેની કથા ઉપયોગી છે.

ભગવાન ૧૬૧૦૮ સ્ત્રીઓની સાથે શી રીતે રહેતા હશે તે જોવા માટે નારદજી જ્યારે દ્વારકા ગયા ત્યારે પહેલાં રૂક્મિણીને મહેલે ગયા. ત્યાં રૂક્મિણી ભગવાનની સેવા કરતી હતી. ભગવાને નારદજીનું સન્માન કર્યું અને તેમને આસન આપ્યું, પછી પૂછ્યું કે, "અમે આપની શી સેવા કરીએ ?" તેના જવાબમાં નારદજી એવું માગે છે કે, "આપ એવી કૃપા કરો કે જેથી હું આપનું સ્મરણ કરતો વિચરૂં." પછી નારદજી બીજાં ઘરોમાં ગયા તો કોઇ જગ્યાએ ભગવાન ચોપાટે રમતા હતા, કોઈ જગ્યાએ બાળકોને રમાડતા હતા, કોઇ જગ્યાએ જમતા હતા, કોઇ જગ્યાએ યુદ્ધ કરતા હતા અને કોઈ જગ્યાએ સંધી કરતા હતા, કોઈ જગ્યાએ સાધુઓના રક્ષણનો વિચાર કરતા હતા. ટુંકામાં ધર્મ અર્થ અને કામનું પાલન કરતા હતા. આપણામાં પણ એવી દ્રષ્ટિ આવી જાય તો જ અનન્ય ભાવ પ્રાપ્ત થાય પણ એ કામ બહુ અઘરૂં છે. કોઇ જગ્યાએ કોઇ વખતે પોતાની મરજી પ્રમાણે કામ ન થાય કે તરત અનન્ય ભાવ જતો રહે છે, તેથી અનન્ય

ભાવવાળી ભકિત કરવી તે બહુ અઘરૂં કામ છે. થોડી ભૂલો તો ભગવાન પણ માફ કરે છે પણ ઘણી ભૂલો થાય તો જીવન ભેદભાવ-વાળું થઈ જાય છે. કલિયુગમાં માનસિક પાપ ભગવાન માફ કરે છે પણ શારીરિક પાપ તો કરવાં જ ન જોઇએ. જો માનસિક પાપ આ કાળમાં ભગવાન ગણવા બેસે તો ભગવાન ગણી શકે નહિ. તેથી ભગવાન દયા કરીને કેટલાક દોષ માફ કરે છે. યોગેશ્વર નિમિરાજાને કહે છે કે :—

स्वपादमूलं भजतः प्रियस्य त्यक्तान्यभावस्य हरिः परेशः।
विकर्म यच्चोत्पतितं कथञ्चिद् धुनोति सर्वं हृदि सन्निविष्टः॥
११–५–४२

અર્થ:—અનન્ય ભાવથી પોતાના ચરણકમળનું ભજન કરવા-વાળા પોતાના અનુરક્ત ભકતથી કદાચ અકસ્માત કોઈ નિષિદ્ધ કર્મ થઈ જાય તો તેના હૃદયમાં રહેલ પ્રભુ એ બધાનું માર્જન કરી દે છે.

ઉત્તમ કોટિની ભકિત કરવા માટે ભકિતની સાથે જ્ઞાન અને વૈરાગ્ય જોઇએ. જ્ઞાન અને વૈરાગ્ય એ ભકિતના પુત્રો છે, એ બુઢ્ઢા હોય તો ભકિત રડતી રહે છે, એ વાત ભાગવતની શરૂઆતમાં જ સમજાવેલી છે.

આ પ્રમાણે ભાગવત ધર્મો નવ યોગેશ્વરોએ નિમિરાજાને સંભળાવ્યા. રાજાએ યોગેશ્વરોનું પૂજન કર્યું. પછી એ સિદ્ધગણ ત્યાં અંતર્ધાન થઇ ગયા. નિમિ રાજાએ એ ધર્મોનું આચરણ કર્યું અને અન્તે તેને પરમપદ મળ્યું.

હવે નારદજી વસુદેવજીને કહે છે કે " આ જે ધર્મ નવયોગેશ્વરો-એ નિમિરાજાને સંભળાવ્યા તેને ભાગવતધર્મ સમજો, તેમાં નિષ્ઠા થાય તો પરમપદની પ્રાપ્તિ થાય છે. તમે બંને સ્ત્રી–પુરુષના યશથી

આખો સંસાર ભરેલો છે કારણ કે ત્રણે લોકના નાથ ભગવાન શ્રીહરિ તમારે ત્યાં પુત્રરૂપે આવેલા છે. તેમની સાથે રહેવાથી અને તેમની સાથે વાતો કરવાથી તમારૂં અંતઃકરણ શુદ્ધ થઈ ગયું છે. શિશુપાલ પૌણ્ડ્ર અને શાલ્વ વગેરે રાજાઓ સૂતાં, બેસતાં શ્રીકૃષ્ણનું વૈરભાવે ચિંતન કરતા, તેથી તેમની સમાન થઇ ગયા હતા તો જેઓ પ્રેમ-ભક્તિથી તેમનામાં મન લગાવી રહેલ છે તેમની સદ્ગતિ માટે શંકા જ કેમ રહે ? માયા માનવ રૂપથી જેણે પોતાનું ઐશ્વર્ય છુપાવી રાખેલ છે એ પરમ પુરુષ અવ્યય અને સર્વેશ્વર ભગવાન શ્રીકૃષ્ણમાં તમારે પુત્રબુદ્ધિ કરવી નહિ.

આ ઉપદેશ સાંભળી વસુદેવજીએ અને દેવકીજીએ અતિ વિસ્મય પામી મોહ છોડી દીધો. જે કોઈ સાવધાન થઇ આ પવિત્ર ઇતિહાસ-નું સ્મરણ રાખશે તે આ લોકમાં મોહનો નાશ કરી બ્રહ્મભાવને પ્રાપ્ત થશે.

બ્રહ્મભાવ કોને કહેવો તેની વધારે વિગાત હવે શુકદેવજી પરી-ક્ષિત રાજાને ઉદ્ધવ ગીતામાં સંભળાવશે.

---

## પ્રકરણ ૭

## ઉદ્ધવ ગીતા

એક વાર દેવો, બ્રહ્મા, શંકર, ગંધર્વ, સિદ્ધ, ચારણ, વિદ્યાધર વગેરે ભેગા થઇ શ્રી કૃષ્ણચંદ્રના દર્શન માટે દ્વારકામાં આવ્યા. ત્યાં ભગવાનના ઉપર દિવ્ય પુષ્પો ચઢાવીને તેઓએ નીચે પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી :—

હે નાથ ! કર્મમય વિકટ બંધનથી છૂટવાની જેમની ઇચ્છા હોય તેવા ભાવિક ભક્તો જે આપના ચરણનું પોતાના હૃદયની અંદર નિરંતર ધ્યાન કરે છે તે ચરણને અમે બુદ્ધિ, ઇંદ્રિય, પ્રાણ અને મનથી

પ્રણામ કરીએ છીએ. આપ આપની માયાથી માયાના ગુણોના નિંયતા રૂપથી રહી આ અનિર્વચની પ્રપંચની રચના, પાલન અને સંહાર કરો છો પણ આપ એ કર્મોથી લુપ્ત થતા નથી કારણ કે આપ અખંડ આનંદમાં નિમગ્ન રહો છો અને રાગ-દ્વેષ વિગેરેથી રહિત છો.

અહીં એટલું સમજવાનું છે કે જીવ પણ જો અખંડ આનંદમાં રહે અને રાગદ્વેષથી રહિત રહે તો તેને પણ કર્મનું બંધન લાગતું નથી. પણ સાધારણ જીવો વિષયોના આનંદમાં રહે છે તેથી રાગદ્વેષમાં પડે છે. તેમને ભગવાનની માયામાં ઉત્પત્તિ અને સ્થિતિ ગમે છે પણ સંહાર ગમતો નથી. ભગવાનની દૃષ્ટિમાં તો સંહારનાં કારખાનાં જેમ ચાલ્યા કરે છે તેમાં દ્વેષ નથી તેમ જન્મના કારખાનામાં રાગ નથી. ભગવાનનો જન્મ માણસની પેઠે કર્મના બંધનથી થતો નથી પણ સ્વેચ્છાથી અલ્પ માયા દ્વારા થાય છે તેથી તેને અવતાર કહે છે અને ભગવાનની માયા સમેટાઈ જાય ત્યારે ભગવાન સ્વધામ પધાર્યા એમ કહેવાય છે, બધે સ્વ દેખાય ત્યારે સ્વધામનો અનુભવ મળે છે અને માયા રહેતી નથી.

દેવો કહે છે ' હે પ્રભો ! જેનાં મન મલિન છે તેમની શુદ્ધિ પણ આપના ચરિત્ર રૂપી કથા સાંભળવાથી થાય છે. તેમની શુદ્ધિ બીજા સાધનથી થતી નથી. આપ પ્રકૃતિ પુરૂષથી અતીત છો અને બ્રહ્મા વગેરે સંપૂર્ણ દેહધારી જીવો આપને વશ થઈ પોતાનું કામ કર્યા કરે છે. આપ સંપૂર્ણ ચરાચરના અધીશ્વર છો તેથી માયાના ગુણવૈષમ્ય દ્વારા ઉત્પન્ન થયેલ સમસ્ત પદાર્થોને ભોગવતાં છતાં તેમાં લુપ્ત થતા નથી અને બીજા જીવો એ પદાર્થોનો ત્યાગ કરતા છતાં તેનાથી બીએ છે. ( ૧૧-૬-૧૭ )

આપની નિર્વિકારતાનું વર્ણન કેટલું આપી શકાય ? જેનામાં બધી ઇંદ્રિયો મોહ કરે તેવી હતી એવી ૧૬૦૦૦ રમણીઓનાં કામબાણો પણ આપનામાં વિકાર ઉત્પન્ન કરી શકયાં નથી. તેથી આપની કથારૂપી

કીર્તિનદીમાં નાહીને અને શરીર દ્વારા શ્રીગંગાજીમાં નાહીને સત્સંગ-સેવી વિવેકી જનો પોતાને પવિત્ર કરે છે. ( ૧૧-૬-૧૯ )

હવે બ્રહ્માજી સ્તુતિ કરતાં કહે છે કે " પહેલાં મેં જ આપને ભૂમિનો ભાર ઉતારવા માટે પ્રાર્થના કરી હતી. એ બધું કાર્ય હવે બરાબર થઈ ગયું છે. આપે સાધુપુરૂષોમાં ધર્મની સ્થાપના કરી અને દશે દિશામાં કીર્તિનો વિસ્તાર કર્યો. આપે એવાં ચારિત્રો કરી બતાવ્યાં છે કે તેનું શ્રવણ અને કીર્તન કરવાથી સાધુ પુરૂષો કલિયુગમાં સુગમતાથી અજ્ઞાનરૂપી અંધકારને પાર થઈ જાય છે. આપનો યદુકુળમાં અવતાર થયે ૧૨૫ વર્ષ થયાં છે. હવે દેવોનું કોઈ કામ બાકી રહેલ નથી. વળી બ્રાહ્મણના શાપથી આપનું યદુકુળ પણ નાશ પામવાનું છે. તેથી આપની ઈચ્છા હોય તો આપના પરમ ધામમાં પધારો અને અમારા જેવા આપના સેવકોનું પાલન કરો.

ભગવાને કહ્યું :—" હે દેવેશ્વર ! તમે જે પ્રમાણે કહો છો તે જ પ્રમાણે મેં નિશ્ચય કરી રાખેલ છે. મેં તમારું કામ સંપૂર્ણ પૂરૂં કરેલ છે અને પૃથ્વીનો ભાર પણ ઉતારેલ છે. આ યાદવોનું કુળ વૈભવથી ઉન્મત્ત થઈ સંસારને બગાડવાનો પ્રયત્ન કરત તેથી તેમના નાશ માટે પણ મેં બ્રાહ્મણોના શાપ રૂપી નિમિત્ત ઉત્પન્ન કરેલ છે, માટે તેનો અંત આવતાં હું તમારા ધામમાં આવીશ."

આ જવાબ સાંભળી દેવો સહિત બ્રહ્માજી ભગવાનને પ્રણામ કરી પોતાના લોકમાં ગયા.

આ બાબતમાં સમજવાનું એ છે કે ભગવાનનો અવતાર પોતાને માટે થતો નથી પણ સાધુઓની રક્ષા માટે અને દુષ્કર્મીઓના નાશ માટે થાય છે. સો ટચના સોનામાંથી ઘાટ થતો નથી કારણ કે તે બહુ પાતળું હોય છે તેથી તેમાં ત્રાંબુ કે રૂપું મેળવવું પડે છે; તેવી જ રીતે શુદ્ધ બ્રહ્મનો જન્મ થતો નથી પણ બ્રહ્મા વગેરે દેવોની પ્રાર્થ-

નાને લઈને ભગવાન અલ્પ માયા સ્વીકારીને અવતાર લઇ શકે છે. શ્રીકૃષ્ણના જન્મ વખતે પણ પહેલાં માયા આવેલ છે. તેને મારવા માટે કંસે મહેનત કરી પણ તે કંસના હાથમાંથી છટકી ગઇ હતી. ગીતામાં પણ ભગવાન કહે છે કે **एकांशेन स्थितो जगत्** એટલે આખું જગત હું મારા એક અંશથી ધારણ કરૂં છું. પુરૂષસુકતમાં પણ કહેલ છે કે **पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि** એટલે એક પાદમાંથો સર્વ પ્રાણી માત્ર થયાં છે અને ત્રણ ભાગ દિવ્ય અમૃતરૂપે રહેલ છે.

મ. ગાંધીજીને અવતાર માની શકાય કે નહિ તે બાબત કેટલાક માણસો વિચાર કરે છે. તેમનામાં ઇંદ્રિયોનો સંયમ, તપ, સમતા વગેરે ઠીક હતાં પણ ભગવાનનો અર્થ છ પ્રકારનાં ઐશ્વર્ય જેનામાં હોય એટલે જેનામાં સંપૂર્ણ જ્ઞાન, વૈરાગ્ય, યશ, ઐશ્વર્ય તપ, અને યોગ વગેરે હોય તેને ભગવાન કહે છે. આટલું સામર્થ્ય મ. ગાંધીજીમાં હતું નહિ. પણ ભગવાનના બીજા કેટલાક ગૌણ અવતાર થાય છે. જેમ કે દ્રૌપદીને માટે ભગવાનનો વસ્ત્રાવતાર થયો હતો, પરીક્ષિતને માટે શાપાવતાર થયો હતો, તેમ હાલમાં પણ જે જે ભકતોને જે જે પ્રકારની દૈવી મદદ મળ્યા કરે તેને પણ એક પ્રકારનો અવતાર કહી શકાય. છેલ્લાં બસો વર્ષ થયાં આપણી પૃથ્વી ઉપર અનીતિનો પ્રવાહ બહુ વધી ગયો હતો. એવા સંજોગોમાં નીતિથી કેવી રીતે રહી શકાય અને જીવનમાં સાદાઈ અને સંયમ કેમ લાવી શકાય એ બતાવનારની જરૂર હતી. ખાસ કરીને પશ્ચિમની પ્રજા ઇંદ્રિયોના ભોગમાં એવી તણાય છે કે તેમને તેમની ભાષામાં નીતિના પાઠ કોઇ શીખડાવે એવા મહાત્માની જરૂર હતી. તેઓ એમ કહે છે કે તેમના બાપ–દાદા પશુઓ હતા અને તેમાં સુધારો થતાં થતાં, ઉત્ક્રાંતિ થતાં, માણસનાં શરીર આવ્યાં છતાં પણ પશુપણું અને અનીતિ રહી ગયાં. તેમને માણસ બનાવવા માટે કોઈ સંયમી અને તપસ્વી માણસની જરૂર હતી. તેથી તે ખોટ પૂરી કરવા માટે અને એશીયામાંથી પશ્ચિમના સંસ્કાર દૂર કરવા માટે

એવા કોઇ પુરુષની જરૂર હતી. હિંદની વિદ્યા એમ કહે છે કે આર્યોના બાપદાદા ઋષિમુનિઓ હતા તેથી જ આપણને ગીતા અને ભાગવત અને ઉપનિષદો જેવા ગ્રંથો મળી શકે છે. તેથી ઉત્તમ કોટીનાં મહાત્મા થવાનું બીજ પણ થોડુંક અહીં રહી ગયેલ છે. મ. ગાંધીજીના જીવનથી થોડોક લાભ થયો છે પણ હજુ સમાજમાં કેટલીક અનીતિ બાકી રહી ગયેલ છે. હજુ સમાજમાંથી બધી અનીતિ દૂર થઈ નથી. હજુ વસ્તી વધતી જાય છે અને અજ્ઞાન પણ વધતું જાય છે. તેથી સમાજનું ભવિષ્ય કેવું થશે તે કહી શકાય તેવું નથી, પણ વ્યકિત પરત્વે જેને સુધરવું હોય તેમને માટે હમેશાં સત્યુગ છે.

બ્રહ્મા અને દેવો પોતાના લોકમાં ગયા પછી દ્વારકામાં નિત્ય નવા ઉત્પાત જોઇને ભગવાને વૃદ્ધ માણસોને બોલાવીને કહ્યું કે હાલ ઘણા ઉત્પાત શરૂ થયા છે, તેથી બ્રાહ્મણોએ આપેલ શાપની શરૂઆત થઇ ગઇ છે, આપણે બધાએ હવે અહીં રહેવું જોઇએ નહિ. આપણે બધા પ્રભાસક્ષેત્રમાં તરત ચાલો, તેમાં સ્નાન કરવાથી ચંદ્રમા દક્ષ પ્રજાપતિના શાપથી પ્રાપ્ત થયેલ ક્ષયથી મુકત થયેલ છે. આપણે પણ ત્યાં પિતૃઓનું અને દેવોનું તર્પણ કરશું, બ્રાહ્મણોને ભોજન કરાવશું અને સત્પાત્રોને દાન આપશું. આવો ભગવાનનો આદેશ થતાં બધા યાદવોએ પ્રભાસ જવાની તૈયારી કરી. આ બધી તૈયારી જોઈને અને ભગવાનની આજ્ઞા સાંભળીને ભગવાનના ભકત ઉદ્ધવજી ભગવાન પાસે એકાંતમાં ગયા અને તેમને પ્રણામ કરીને નીચે પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યા. ઉદ્ધવજીનું નામ ભાગવતમાં દશમા સ્કંધમાં ૪૬મા અધ્યાયમાં આવે છે ત્યાં તેને બૃહસ્પતિના પરમ બુદ્ધિવાન શિષ્ય કહેલ છે. વળી શ્રીકૃષ્ણે કંસને માર્યા પછી ઉજ્જેનમાં સાંદિપની ગુરૂ પાસે ઉપનિષદ્ વગેરે અભ્યાસ કરેલ છે, તેમાં રહેલ વેદાન્તનું જ્ઞાન ગોપીઓને આપવા માટે બુદ્ધિ રૂપી ઉદ્ધવજીને ગોકુલ મોકલેલ છે. તે ઉપરથી એમ જણાય છે કે ઉદ્ધવજી એ બુદ્ધિનું સ્વરૂપ છે. જેનામાં બુદ્ધિ તીવ્ર હોય અને વૈરાગ્ય સારો હોય તે વેદાન્તનો રસ પી શકે છે. ઉદ્ધવજીમાં બુદ્ધિ

સારી હતી પણ વૈરાગ્ય પૂરો ન હતો તેથી તેમને દશમ સ્કંધમાં મળેલું જ્ઞાન સ્થિર થઇ શક્યું ન હોતું. એવું જ્ઞાન સ્થિર કરવા માટે ગોપીઓના જેવી નિષ્ઠા જોઈએ.

બીજા એક પ્રસંગમાં એટલે દશમ સ્કંધમાં ૭૦મા અધ્યાયમાં પણ ઉદ્ધવજીનો પ્રસંગ આવે છે. જ્યારે જરાસંધે પકડેલા રાજાઓએ તેના બંધનમાંથી છૂટવા માટે ભગવાન પાસે દૂત મોકલ્યો અને તે જ વખતે નારદજીએ ભગવાનને વિનંતિ કરી કે યુધિષ્ઠિરે આપને યજ્ઞ માટે પધારવાનું આમંત્રણ આપેલ છે ત્યારે ભગવાને ઉદ્ધવજીને પૂછ્યું કે, " તમે બધી બાબત બરાબર સમજો છો તેથી અમારા ઉત્તમ ચક્ષુ-રૂપે છો માટે આ બન્ને કાર્યમાં પહેલું કયું કરવું તે કહો. જ્યારે બે ફરજ એક જ સાથે આવી પડે ત્યારે જેમ માણસ પોતાની બુદ્ધિને પૂછે છે તેમ ભગવાને તે વખતે ઉદ્ધવજીને પૂછેલ છે. દશમસ્કંધના ૬૯ માં અધ્યાયમાં પણ (૧૦–૬૯–૨૭) કહેલ છે કે ભગવાન ઉદ્ધવ વગેરે મંત્રિઓની સલાહ લેતા હતા. આવા પ્રસંગો ઉપરથી જણાય છે કે અધ્યાત્મ દૃષ્ટિથી જોઈએ તો ઉદ્ધવજી એ બુદ્ધિનું સ્વરૂપ છે. બુદ્ધિને જ્ઞાન માટે આતુરતા થઇ છે, તેથી ઉદ્ધવજી હવે ભગવાનને કહે છે કેઃ–હે દેવદેવેશ્વર, હે યોગેશ્વર, આપે યાદવકુળના સંહારનું નિમિત્ત ઉત્પન્ન કરીને આ લોક છોડવાનો વિચાર કર્યો હોય તેમ જણાય છે, હું તો અરધી ક્ષણ સુધી પણ આપનું ચરણકમળ છોડવાની ઇચ્છા કરતો નથી, તેથી મને પણ આપની સાથે આપના ધામમાં લઈ ચાલો. આપના ભક્તજનો આપની કથા સાંભળીને બધી ઇચ્છાઓ છોડી દે છે. પણ આપને અમે છોડી શકતા નથી. આપે પહેરેલી માળા અને અલંકારો સ્વીકારીને તથા આપના જમેલા પ્રસાદમાંથી વધેલું જમીને પણ આપની માયા જીતી શકાય છે. જેઓ અધ્યાત્મવિદ્યામાં પ્રવીણ ઋષિગણ છે અને જે નિર્મલ ચિત્તવાળા શાન્ત સંન્યાસી છે તેઓ બ્રહ્મપદને પ્રાપ્ત કરી લે છે, પણ અમે તો

કર્મમાં પડેલા છીએ, અમને આપનાં ચરિત્ર, વાણી, ચેષ્ટા, કીર્તન વગેરેની મદદ મળતી હતી પણ આપ સ્વધામ જશો તો અમારા કલ્યાણ માટે શો ઉપાય રહેશે? (૧૧-૬-૫૦)

ભગવાને કહ્યું: "તમે જે કહ્યું તેનો ઉપાય હું બતાવું છું. બ્રહ્મા અને મહાદેવ વગેરે લોકપાલો સ્વધામમાં મારી રાહ જોઈ રહેલ છે. મેં દેવોનું સંપૂર્ણ કામ પૂરું કરી લીધેલ છે. આજથી સાતમે દિવસે આ દ્વારકાપુરી સમુદ્રમાં ડૂબી જશે અને હું આ લોક છોડી દઈશ ત્યારે અહીં કલિયુગનું જોર વ્યાપી જશે, કલિયુગમાં પ્રજાની રુચિ અધર્મમાં રહેશે તેથી તમારે અહી રહેવું યોગ્ય નથી.

**त्वं तु सर्वं परित्यज्य स्नेहं स्वजन बन्धुषु ।**
**मय्यावेश्य मनः सम्यक् समदृग्विचरस्व गाम् ॥ ११-७-६**

અર્થ: તમે તમારા કુટુંબી બન્ધુજનોનો સંપૂર્ણ મોહ છોડી મારામાં બરાબર ચિત્ત રાખી સર્વત્ર સમદૃષ્ટિ રાખી પૃથ્વી ઉપર વિચરો.

શ્રી કૃષ્ણ ભગવાને પોતાનો ઉપદેશ ઘણી જગ્યાએ આપેલ છે છતાં ત્રણ જગ્યાએ તેની વિશેષતા છે. અર્જુનને કર્મ કરવાનું કહ્યું, ઉદ્ધવજીને વૈરાગ્ય અને ત્યાગનો ઉપદેશ આપ્યો અને ગોપીઓને સાધન વગર માત્ર અનુગ્રહથી બ્રહ્મનો આનંદ આપ્યો, એ ત્રણેના અધિકાર પ્રમાણે ઉપદેશ હતો.

ઉદ્ધવજીને બહાર ફરવાનો ઉપદેશ આપ્યો, પણ ઘરમાં કુટુંબમાં સ્નેહ રહી જાય તો બહાર જવાથી પણ ફાયદો થતો નથી, માટે પહેલાં બધો ક્ષણિક સ્નેહ છોડવો જોઇએ, અભિમાનનો ત્યાગ કરવો જોઇએ. બધું છોડીને જીવન કેવી રીતે રહે તો ભગવાન કહે છે કે મારૂં સ્વરૂપ કે જે સર્વ ઠેકાણે છે તેમાં મનને પરોવવું એટલે ત્યાગ અને એકાંત કઠણ લાગશે નહિ. જેમ કીડો ભમરીનું ધ્યાન કરતાં કરતાં ભમરી-

રૂપ થઈ જાય છે તેમ જીવ બ્રહ્મનું ધ્યાન કરતાં બ્રહ્મરૂપ થઇ જાય છે. ભમરી થયા પછી જેમ ભમરીના ધર્મ રહે છે તેમ બ્રહ્મરૂપ થતાં બ્રહ્મના ધર્મ રહે છે.

**यदिदं मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभिः।**
**नश्वरं गृह्यमाणं च विद्धि माया मनोमयम्॥ ११-७-७**

અર્થ :—મન, વાણી, નેત્ર અને કાન વગેરેથી જે કાંઈ પ્રતીત થાય છે તે બધું નાશવાન છે, મનોમય હોવાથી એ બધી માયા જ છે.

માયાનું સ્વરૂપ શ્રીમદ્ ભાગવતમાં ઘણે ઠેકાણે સ્પષ્ટ રૂપમાં સમજાવેલ છે. ચતુઃશ્લોકી ભાગવતમાં કહેલ છે કે જે વસ્તુ સાચી ન હોય છતાં સાચા જેવી લાગે અને જે આત્મદશામાં બાધ પામે તેને માયા જાણવી. માણસની ઇંદ્રિયો એ માણસનું પ્રમાણ છે અને તે પ્રમાણે જણાતું જગત સાચા જેવું લાગે છે પણ માણસનું પ્રમાણ સાચું નથી. આંધળાનું જગત જુદું હોય છે, નાની ઉમરનાં બાળકોનું જગત જુદું હોય છે, જુવાનોનું જુદું હોય છે, ધનવાનો અને ગરીબો એક જગતમાં રહેતા નથી. મ. ગાંધીજીને ઝીણાના મરણની ખબર નથી અને ઝીણાને નિઝામની લડાઇના પરિણામની ખબર નથી. નવા જન્મેલા બાળકોને મ. ગાંધીજીના મરણની ખબર નથી અને ૧૫ મી ઓગસ્ટ ૧૯૪૭ પહેલાં મરી ગયેલાને સ્વરાજની ખબર નથી. તેથી જેને જે દેખાય તે કેવા જ્ઞાનથી દેખાય છે તે જાણવાનો પ્રયત્ન કરીએ તો માયાનું સ્વરૂપ સ્પષ્ટ રૂપમાં પ્રતીત થાય છે. ગઈ લડાઈ વખતે હિન્દુસ્તાનના વાઇસરોયે ત્રણ વર્ષ સુધી બધી ઘડીયાળોમાં એક કલાક-નો વધારો કર્યો હતો. તે કલાક ખોટો હતો છતાં ઘણા માણસોને નવા ટાઇમ પ્રમાણે ઊંઘ આવતી હતી અને ઘણાને નવા ટાઇમ પ્રમાણે ભૂખ લાગતી હતી એ પણ એક જાતની માયા હતી. અર્જુનને ભગવાને એક જગ્યાએથી પોતાનું વિશ્વરૂપ બતાવ્યું હતું. અક્રૂરજીને જલમાં અને સ્થલમાં ભગવાનનું દર્શન થયું હતું. સુદામાજીને અરધી

મીનીટની ડૂબકીમાં ૩૦ વર્ષનો અનુભવ થયો હતો. માયા બાબતનાં એવાં ઘણાં દ્રષ્ટાંતો આપણાં શાસ્ત્રોમાં મળી શકે છે. ગોગવાસિષ્ઠમાં લીલાના આખ્યાનમાં ગાધી બ્રાહ્મણના આખ્યાનમાં અને લવણ રાજાના આખ્યાનમાં દેશકાળની વિચિત્ર રમત નજરે પડે છે. પણ હાલના વખતનું માણસનું જીવન એવું વ્યવસાયવાળું થઈ ગયું છે કે એવી ઉત્તમ વાતો ઉપર સૂક્ષ્મ વિચાર અને એકાંતની જે જરૂર છે તે માણસો લઈ શકતા નથી.

**पुंसोऽयुक्तस्य नानार्थो भ्रमः स गुणदोष भाक्**
**कर्माकर्म विकर्मेति गुणदोषधियो भिदा ॥** ૧૧–૭–૮

અર્થ—જે પુરૂષને આત્માનું અનુસંધાન રહેતું નથી તેનામાં ભેદ બુદ્ધિ ઉત્પન્ન થાય છે, જેનામાં ભેદ બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેનામાં દોષની ભ્રાંતિ ઉત્પન્ન થાય છે અને તેનામાં કર્મ, અકર્મ અને વિકર્મ રૂપ ભેદ પણ ઉત્પન્ન થાય છે.

જે માણસ પરમાત્માથી વિભક્ત છે, તેને અયુક્ત કહેવામાં આવે છે. તે માયામાં રહે છે અને તેનામાં અનેક પ્રકારના ભેદ ઉત્પન્ન થાય છે કારણ કે તે નિજ સ્વરૂપ વિસરી જાય છે. તેને મિથ્યા-ભેદ સાચા દેખાય છે, અને તેવા ભેદના આવેશમાં તેને ગુણ દોષ જોવામાં આવે છે. જો ભેદ સાચા નથી એમ લાગે તો ગુણ દોષ શી રીતે દેખાય? જે શુદ્ધ બ્રહ્મ છે તેમાં ભેદ રહી શકતા નથી. ભેદદષ્ટિ ઊઠી કે તરત કર્મ, અકર્મ, વિકર્મની ત્રિપુટી પણ સાથે જ ઊઠે છે. ખોટા કર્મથી નરક પ્રાપ્ત થાય છે, કામ્યકર્મથી સ્વર્ગ મળે છે તેથી નિષ્કામ કર્મથી અથવા જ્ઞાનથી છૂટી શકાય છે. જીવની ઉત્પત્તિ જ અવિદ્યાથી છે તેથી તેનાં કર્મ પણ અવિદ્યાથી થાય છે. જેમ સાપને દૂધ પાઈએ તેનું ઝેર થાય છે તેમ ઇંદ્રિયોને જેમ જેમ સુખ આપીએ તેમ તેમ દુઃખ વધે છે, ઇંદ્રિયો અથવા માયા બ્રહ્મમાં અધ્યસ્ત છે, તેથી મિથ્યા છે. અથવા અસત છે. તે સ્વપ્નામાં જતી રહે છે. કઠો-

પનિષદમાં જ્યારે નચિકેતા યમરાજાને પૂછે છે કે માણસ મરીને ક્યાં જાય છે? તેના જવાબમાં આખું ઉપનિષદ કહે છે પણ તેનો સાર એ છે કે જેને ભેદ જેવું જણાય છે તેને મરણ જણાય છે. તેથી કોઈ પણ રીતે ભેદ દ્રષ્ટિ દૂર કરવાની છે અને તે એક આત્માનું જ્ઞાન થયા વગર દૂર થતી નથી. જ્યારે એમ લાગે કે બધામાં એક આત્મા છે ત્યારે બધા રહેતા નથી. જ્યારે બધા રહેતા નથી ત્યારે ગુણદોષ પણ રહેતા નથી. જ્યારે કોઈ માણસમાં દોષ દેખાય ત્યારે એવો વિચાર કરવો કે તે માણસ ભગવાનથી જુદો છે કે નહિ? જો જુદો લાગે તો જોનારની દ્રષ્ટિમાં ભૂલ છે, જો જુદો ન લાગે તો તે ભગવાનનું અંગ થયો અને તેથી તેમાં દોષ જોવો જોઈએ નહિ. તેથી ગુણ દોષની દ્રષ્ટિ એ મિથ્યાદ્રષ્ટિ છે. ભેદ મિથ્યા છે એમ માનીને જે વ્યવહાર કરે છે તેના પ્રારબ્ધનો ક્ષય થાય છે. જેઓ ભેદને સાચો માનીને વ્યવહાર કરે છે તેને કર્મમાં કર્તાપણું ઉત્પન્ન થાય છે. ભેદનું કારણ અજ્ઞાન છે. એ અજ્ઞાન ક્યારે શરૂ થયું તો તેના જવાબમાં વેદાન્ત કહે છે કે તે અનાદિ છે. એ બાબત દ્રષ્ટાંતથી વધારે સ્પષ્ટ થઇ જશે, એક માણસ ઊંઘી ગયો, તેને કઇ મીનીટે ઊંઘ આવી તો તે જાણી શકતો નથી. જાગૃતમાં તેણે કાંઈક ભૂલ કરી અથવા કોઇ ચીજ ભૂલથી બીજી જગ્યાએ મૂકી દીધી. તે ભૂલ કઇ મીનીટે કરી તે તે જાણી શકતો નથી કારણ કે જે દેશ–કાળમાં ભૂલ કરી અને જે દેશકાળમાં ભૂલ શોધવાનો પ્રયત્ન થાય છે તેમાં ફેર પડી જાય છે, તેથી ભૂલ ક્યાંથી આવી? અજ્ઞાન ક્યાંથી આવ્યું? પહેલો ભેદ ક્યારે થયો? તે જાણી શકાતું નથી પણ ભેદ દૂર થઈ શકે છે. આત્મજ્ઞાન થયા પછી ભેદ રહેતો નથી કારણ કે આત્મા એક છે અને માયા અને તેનું કાર્ય મિથ્યા છે.

એક માણસે એવો પ્રશ્ન પૂછ્યો હતો કે પહેલાં બધું બ્રહ્મ જ હતું તો તેમાંથી જીવ–જગત થયાં શો રીતે? અમે તેને એમ પૂછ્યું

કે પહેલાં બધું બ્રહ્મ હતું એ તમે શી રીતે જાણ્યું ? તેનો જવાબ તે આપી શકયા નહિ, ટુંકમાં ભેદ અહંકારી જીવને દેખાય છે કે જ્ઞાનીને દેખાય છે ? તેના ઉત્તરમાં એમ કહેવું પડે છે કે જ્ઞાનીને ભેદ દેખાતો નથી અને અજ્ઞાની તો ભેદ સ્વીકારીને વાત કરે છે તેથી જે પ્રશ્ન પૂછે છે તેને તેના અજ્ઞાનથી ભેદ દેખાય છે. આ બાબત એકાદશ સ્કંધના ૧૩ મા અધ્યાયમાં હંસાખ્યાનમાં વધારે સ્પષ્ટતાથી ભગવાન ઉદ્ધવજીને સમજાવશે. અર્જુનગીતા કરતાં પણ ઉદ્ધવગીતાનો ઉપદેશ બહુ જ આશ્ચર્યકારક છે.

**तस्माद्युक्तेन्द्रियग्रामो युक्तचित्त इदं जगत्**
**आत्मनीक्षस्व विततमात्मानं मय्यधिश्वरे ११-७-२**

અર્થ—તેથી ચિત્ત અને ઈંદ્રિયોનો સંયમ કરી જગતને પોતાના આત્મામાં જોવું અને પોતાના વ્યાપક આત્માને પરમાત્મામાં જોવો.

આવી દ્રષ્ટિથી ભેદ દૂર થાય છે અને જે અયુકત જણાતો હતો તે યુકત અથવા યોગી બની જાય છે, જે વિભકત જણાતો હતો તેનું વિભક્તપણું છૂટી જતાં તે ભક્ત થાય છે. જે મુમુક્ષુ છે તેને કોઈ વિષય સારો લાગતો નથી. કારણ કે વિષયસુખ આત્માનું વિસ્મરણ કરાવે છે માટે ચિત્તનો નિગ્રહ કરવો જોઈએ. યોગનો અર્થ પણ એ જ થાય છે. ચિત્તના પાંચ પ્રકાર છે. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરૂદ્ધ. તેમાં એકાગ્ર ચિત્ત અને નિરુદ્ધ ચિત્ત સમાધિ માટે ઉપયોગી છે. પહેલા ત્રણમાં વિક્ષેપ રહે છે, જ્યારે ચિત્ત એકાગ્ર અથવા નિરૂદ્ધ થાય છે ત્યારે જેમ મીઠાનો ગાંગડો દરીઆમાં નાંખ્યો હોય અને તેમાં ઓગળી જાય છે તેમ ચિત્ત બ્રહ્મરૂપ થઇ જાય છે. જ્યાં સુધી ચિત્તનો અથવા અહંકારનો સમૂળ ઉચ્છેદ થતો નથી ત્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત થતું નથી અને જ્ઞાન પ્રાપ્ત થયા વગર ભેદ દૂર થતો નથી અને ભેદ દૂર થયા વગર ગુણ દોષની વૃત્તિ દૂર થતી નથી.

**ज्ञानविज्ञानसंयुक्त आत्मभूतः शरीरिणाम् ।**
**आत्मानुभवतुष्टात्मा नान्तरायैर्विहन्यसे ॥ ११-७-१०**

અર્થ : જ્ઞાન અને વિજ્ઞાનથી યુક્ત થતાં તમે બધા દેહધારીઓના આત્મારૂપ થઇ જશો. આત્માના અનુભવથી સંતોષ પામ્યા પછી કોઇ વિઘ્નો તમને નડશે નહિ.

શાસ્ત્રથી જ્ઞાન થાય છે અને અનુભવથી વિજ્ઞાન થાય છે. એ બન્ને પ્રાપ્ત થયા પછી બધામાં એક આત્મા લાગ્યા કરશે. એવી દશામાં જે રહે તેને વિઘ્ન કેવી રીતે નડે ? ભગવાન ઉદ્ધવજીને કહે છે કે જો બધે તું જ છે તો વિઘ્ન કોણ કરશે ? જે કાળ બ્રહ્મા વગેરેનો ગ્રાસ કરે છે તે કાળનો આત્મા પણ તું જ બની જઇશ. આ દશામાં બાધ્ય બાધક ભાવ રહેતો નથી, સંકલ્પ વિકલ્પ રહેતો નથી. બ્રહ્માનંદનો સાગર ઉછળ્યા કરે છે અને બધાં કર્મ ત્રુટી જાય છે. જેને પરમાત્મા સાથે એકતા થઇ તેને કર્મ શું કરી શકે ? તેને પ્રપંચ મિથ્યા લાગે છે, વિષયો પણ મિથ્યા લાગે છે તેથી વિષયો ભોગવવાનું રહેતું નથી. સ્વપ્નામાંથી જાગ્યા પછી સ્વપ્નાના વિષયો ભોગવવાની ઇચ્છા રહેતી નથી.

એવો જ્ઞાની માણસ કર્મ કેવી રીતે કરે છે ? તેનો ખુલાસો હવે ભગવાન ઉદ્ધવજીને આપે છે.

ઉદ્ધવજીને જ્ઞાન આપતાં ભગવાન કહે છે કે :—

**दोषबुद्ध्योभयातीतो निषेधान्न निवर्तते ।**
**गुण बुद्ध्या च विहितं न करोति यथार्भकः ॥ ११-७-११**

અર્થ : જેમ બાળક ગુણદોષ બુદ્ધિથી કર્મ કરતો નથી તેમ જે જ્ઞાની પુરુષમાં ગુણદોષની બુદ્ધિ નથી તે દોષ બુદ્ધિથી નિષિદ્ધનો ત્યાગ કરતો નથી અને ગુણ બુદ્ધિથી વિહિતનું અનુષ્ઠાન કરતો નથી.

જે માણસ ગુણ દોષથી ઉપર જાય છે તે નિષિદ્ધ કર્મમાં પડતો નથી તેમ દોષબુદ્ધિથી તેનાથી નિવૃત્તિ થતી નથી. વિહિત કર્મમાં ગુણ

બુદ્ધિથી પડતો નથી પણ જેમ કુંભારનું ચક્ર ફર્યાં કરે છે તેમ પ્રારબ્ધ અનુસાર જીવન વ્યતીત કરે છે. તેને સંકલ્પ કે વૃત્તિ સ્ફુરતાં નથી, કારણ કે તેનામાં ગુણ દોષ સ્ફુરતા નથી. તેનાં કર્મ માત્ર શરીરની સ્થિતિ જેટલાં રહે છે. તે સહજ સ્થિતિમાં રહે છે. બાળકની માફક તેનું જીવન રહે છે. ઘણાં કર્મ અભિમાનથી થાય છે. તેવું અભિમાન જ્ઞાનીમાં રહેતું નથી. તેથી જ્ઞાનીની દશા બીજા માણસોના સમજવામાં આવતી નથી.

આપણે આપણું પૂર્ણ સ્વરૂપ ન સમજીએ ત્યાં સુધી સર્વાત્મભાવ ઉત્પન્ન થશે નહિ અને નિષ્ઠા થશે નહિ. પૂર્ણમાંથી પૂર્ણ નીકળેલ છે અને પૂર્ણમાં રહેલ છે, મોટામાં મોટું રાજ્ય મેળવવું તેના કરતાં નાનામાં નાની વસ્તુ બ્રહ્મ સ્વરૂપે જોવી તેમાં મોટો લાભ છે. જ્યાં સુધી માણસની બુદ્ધિ ભેદવાળા વ્યવહારને અનુમોદન આપે છે ત્યાં સુધી તે પૂર્ણતાનું ખરૂં સ્વરૂપ પકડી શકશે નહિ.

**सर्वभूतसुहृच्छान्तो ज्ञानविज्ञाननिश्चयः ।**
**पश्यन्मदात्मकं विश्वं न विपद्येत वै पुनः ॥ ११-७-१२**

અર્થ : જ્ઞાની પુરૂષ બધા પ્રાણીઓનો મિત્ર બને છે, શાન્ત રહે છે અને જ્ઞાન વિજ્ઞાનના અટલ નિશ્ચયથી સંપન્ન થાય છે. તે સંપૂર્ણ જગતમાં મારૂં જ સ્વરૂપ જુએ છે અને કોઇ જાતની વિપત્તિમાં પડતો નથી.

શાસ્ત્રના શ્રવણને જ્ઞાન કહે છે અને તે પ્રમાણે અનુભવ થાય તેને વિજ્ઞાન કહે છે. તેનાથી પુરૂષ નિરભિમાન થાય છે. તેને ફરીથી જન્મ મરણની વેદના ભોગવવી પડતી નથી.

જેને જ્ઞાન થાય છે તેને જણાય છે કે એક અદ્વૈત તત્ત્વજ સાચું છે તેથી આખું જગત ભગવાન રૂપે જણાય છે. જ્યાં સંસારનો એટલે દ્વૈતનો અભાવ છે ત્યાં સમાધિદશાનો આનંદ મળે છે. કોઈ એમ કહે કે અદ્વૈતનો નિશ્ચય કર્યા છતાં વાસનાના જોરથી દ્વૈત

સાચું હોય એવું થઈ જાય છે તો તેનો ઉપાય એ છે કે ફરી ફરી દ્વૈત મિથ્યાત્વનો નિશ્ચય કરવો. જેટલું અહંકારનું વિસ્મરણ તેટલો નિજાનંદ પ્રગટ અનુભવમાં આવે છે. સાચી સ્ફૂર્તિ એ જ આનંદ છે. અજ્ઞાનીને અશુદ્ધ સ્ફૂર્તિ રહે છે. જ્ઞાનીને શુદ્ધ સ્ફૂર્તિ રહે છે. ભગવાન સિવાય બીજું કાંઇ છે નહિ એવી સ્ફૂર્તિથી નિષ્ઠા થઇ શકે છે. તેવા સંસ્કાર અંતઃકરણમાં પડી જાય છે. પછી એવા સંસ્કાર પ્રમાણે વૃત્તિ રહે છે. બ્રહ્મનું જ્ઞાન થયા પછી જગતના જ્ઞાનની જરૂર નથી. કારણનું જ્ઞાન થયા પછી કાર્યના જ્ઞાનની જરૂર રહેતી નથી. એક જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એવું ઉપનિષદમાં કહેલું છે. સંસારમાં રહીને નિવૃત્તિનું સુખ મેળવવું મુશ્કેલ છે અને એકદમ સંસાર છૂટી શકવો પણ મુશ્કેલ છે તેથી ધીમે ધીમે નિવૃત્તિમાં આવવા માટે આશ્રમ–ધર્મની ગોઠવણ આર્યોના ઋષિ મુનિઓએ કરેલી છે. અર્જુનનો અધિકાર એવો હતો કે ભગવાને તેને લડવાનું કહ્યું. ઉદ્ધવજીનો અધિકાર એવો હતો કે ભગવાને તેને જ્ઞાન–વૈરાગ્યનો માર્ગ બતાવ્યો. ગીતામાં અર્જુનનો પ્રશ્ન વર્ણ ધર્મ બાબત હતો તેથી ભગવાને બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્રના ધર્મનું વર્ણન ત્યાં આપેલ છે અને એ રસ્તે સમાજના દરેક માણસ આગળ વધી શકે છે પણ એકાદશ સ્કંધમાં ભગવાનની છેલ્લી વાણી છે, તેથી અધ્યાય ૧૬–૧૭માં વર્ણ અને આશ્રમ બંનેના ધર્મો આપેલા છે. આશ્રમધર્મ એટલે બ્રહ્મચર્ય; ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીના ધર્મ; નવી દશામાં જુની દ્રષ્ટિ અને જુનું જ્ઞાન છોડવાનો પ્રસંગ મળે છે. સંસારમાં વિષય ન મળે તો દુઃખ થાય છે અને વિષય મળે તો વિવેક દૃષ્ટિનો નાશ થાય છે. બધાના હિતમાં રહેવું એ સારું છે, પણ હું બધાનો ઉદ્ધાર કરી નાખું એવું અભિમાન આવે તો ખોટું છે. જો અહંકાર આવશે તો અનાત્મભાવના વિચાર આવશે અને તે વિચારને ટકાવવા માટે બીજા અનાત્મભાવના વિચાર રાખવા પડશે. કોઈ પણ રીતે દ્વૈતની ઉપેક્ષા કરવી જોઇએ. જેના ચિત્તમાં સંગજન્ય દોષનો સંચાર ન થાય તે જો

લોકસેવામાં જોડાય તો હરકત નથી પણ ઘણી વખતે જેનું હૃદય કોમળ હોય છે તે લોકસેવામાં જોડાય છે તેથી તે સંગદોષથી દૂષિત થઈ જાય છે, તેને પરોપકારથી ખાસ લાભ થતો નથી. તેણે એકાન્તમાં રહીને સાધન કરવું જોઈએ. ઘટના અભાવમાં ઘટબુદ્ધિ થતી નથી તેમ જ્યાં સુધી બધે પરમાત્માનો અનુભવ ન થાય ત્યાં સુધી તેવી બુદ્ધિ થતી નથી. પરમાર્થ દ્રષ્ટિથી માત્ર બ્રહ્મ જ છે, છતાં તે અનુભવ પાકો ન થાય તો માયાના કારણથી અનેકરૂપ પ્રતીત થાય છે. ભગવાનનો આવો ઉપદેશ સાંભળી મહાન ભગવદ્ ભકત અને આત્મતત્વના જીજ્ઞાસુ ઉદ્ધવજીએ અચ્યુતને પ્રણામ કરીને નીચે પ્રમાણે કહ્યું:–હે યોગેશ્વર, યોગસ્વરૂપ, મારા મોક્ષને માટે આપે સંન્યાસરૂપ કર્મ–ત્યાગનો ઉપદેશ કર્યો પણ મને એમ લાગે છે કે જે માણસો વિષયોમાં પડયો છે તેમને માટે કામનાનો નાશ કરવો બહુ મુશ્કેલ છે, વળી જેની આપનામાં ભકિત નથી તેમને માટે તો આવું સાધન બહુ જ દુ:સાધ્ય છે. 'આ હું, આ મારૂં' આ પ્રકારની મૂઢ બુદ્ધિવાળો હું આપની માયાથી રચિત દેહ અને સ્ત્રી પુત્ર વગેરે સંબંધીઓમાં નિમગ્ન થઈ ગયો છું, તેથી આ દાસને આપે સંક્ષેપમાં સંન્યાસ ધર્મવાળો જે ઉપદેશ આપ્યો તે હું સુગમતાથી સાધી શકું એવી રીતે સમજાવવાની કૃપા કરો. આપ સત્યસ્વરૂપ, સ્વયંપ્રકાશ આત્મા છો, આપના જેવા આત્મજ્ઞાનના ઉપદેશક તો મને દેવલોકમાં પણ મળશે નહિ. વળી:—

सर्वे विमोहितधिय स्तव माययेमे ।
ब्रह्मादयस्तनुभृतो बहिरर्थभावा: ।। ११-७-१७

અર્થ–બ્રહ્મા વગેરે સમસ્ત દેહધારી જીવો આપની માયાથી મુગ્ધ થઈને માયિક પદાર્થોને સાચા માની રહેલ છે.

તેથી ઘણા પ્રકારની આપત્તિઓથી સંતપ્ત થઈને સંસારથી ખેદ પામેલો હું નિર્મળ, અનન્ત, અપાર, સર્વજ્ઞ, ઇશ્વર, કાળથી

અપરિચ્છેદ્ય, વૈકુંઠ ધામમાં રહેવાવાળા અને માણસોના મિત્રરૂપ આપ નારાયણ સ્વરૂપની શરણમાં આવ્યો છું. (૧૧-૭-૧૮)

અહીં ઉદ્ધવજી એમ કહેવા માગે છે કે વેદાન્તના જ્ઞાન જેવું અદ્વૈત જ્ઞાન માયામાં રહેલ માણસો સહેલાઈથી ટૂંકામાં સમજી શકે તેમ નથી, માટે તેના સાધન સહિત તે બતાવવું જોઈએ. વાસ્તવમાં પ્રપંચ સાચો નથી પણ છતાં જેને પ્રપંચમાં રાગ છે તે પ્રપંચને મિથ્યા માની શકશે નહિ, તેથી વિવેક વૈરાગ્યની જરૂર છે. સામાન્ય માણસો એમ માને છે કે જો જગત મિથ્યા હોય તો મિથ્યા વસ્તુથી દુઃખ કેમ થાય છે? પણ અનુભવ એમ કહે છે કે સ્વપ્નું મિથ્યા છે છતાં તેનાથી સુખ દુઃખ થાય છે તેથી જેમ સ્વપ્ન વખતે સ્વપ્નની માયા સમજવી પણ મુશ્કેલ પડે છે તેમ જાગ્રત વખતે જાગ્રતની માયા સમજવી પણ મુશ્કેલ પડે છે. ભગવાનનું સગુણ સ્વરૂપ તો ઉદ્ધવજીની સામે હાજર હતું છતાં તેના દર્શનથી ઉદ્ધવજીની બધી માયા દૂર થઇ શકતી નહોતી તેથી ઉદ્ધવજી આત્મજ્ઞાન માગે છે. સંસારનાં વ્યવહારનાં સાધન જુદાં હોય છે અને આત્મજ્ઞાનનાં સાધન જુદાં હોય છે. ઉદ્ધવજીમાં ભક્તિ સારી છે પણ હું બ્રહ્મ છું એવું જ્ઞાન નથી. જ્યાંસુધી આત્મજ્ઞાન થતું નથી ત્યાંસુધી ગુણદોષની બુદ્ધિ દૂર થતી નથી અને જ્યાંસુધી ગુણ દોષની બુદ્ધિ દૂર થતી નથી ત્યાં સુધી આત્મજ્ઞાન થતું નથી તેથી જ્ઞાન અને વૈરાગ્ય કે જે ભક્તિના દિકરા છે તે બન્ને સાથે સાથે કેળવવા જોઈએ.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે ઘણે ભાગે બુદ્ધિશાળી માણસો પોતે જ પોતાની અશુભ વાસનાઓ વિચાર દ્વારા જીતી શકે છે, ખરી રીતે બધા પ્રાણીઓનો આત્મા એ જ ખરો ગુરુ છે અને મનુષ્યનો આત્મા એવો છે કે પ્રત્યક્ષ અને અનુમાન દ્વારા વિચાર કરે તો માણસ પોતાના કલ્યાણનો નિર્ણય કરી શકે છે. મનુષ્યમાં જે બુદ્ધિમાન પુરૂષ પ્રકૃતિ અને પુરુષનો વિવેક કરી શકે છે તે મારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે, (૧૧-૭-૨૧). મેં ઘણા પ્રકારના જીવો બનાવ્યા છે તેમાં

માણસનું શરીર મને અધિક પ્રિય છે. જેણે પોતાનું મન વશ કરેલ છે તે પુરુષો આ દેહમાં જ હેતુ અને ફળનો વિચાર કરી, જે માયાના ગુણો દેખાય છે તેના ચિન્હ દ્વારા અનુમાન કરીને અગ્રાહ્ય આત્માનું અનુસંધાન કરી લે છે.

એટલે સાંખ્યની રીતે વિચાર કરીએ તો મુખ્ય બે તત્ત્વ છે, પ્રકૃતિ અને પુરુષ, પણ એ બંનેના સ્વરૂપ અને સ્વભાવ એવા વિરૂદ્ધ છે કે તેમનો કોઈ પણ પ્રકારે સંબંધ થઈ શકતો નથી તેથી પુરૂષ પ્રકૃતિથી નિત્ય મુક્ત છે છતાં અવિવેકથી પુરુષ પ્રકૃતિના ધર્મમાં રહે છે. જે દશામાં બધા સંકલ્પરૂપી ચિત્તના વિકારોનો નાશ કરી જીવાત્મા-પરમાત્માની સમાન થઇ જાય છે તે દશાને સમાધિ કહે છે. વ્યુત્થાનકાળે જો અવિવેક હોય તો પ્રકૃતિના ધર્મ પોતાનામાં માની લે છે કારણ કે તે વખતે સુખ, દુઃખ અને મોહ આકારે પરિણામ પામેલું ચિત્ત ભોગ્ય-ભાવ વડે પોતાના સ્વામી પુરૂષનું સ્વ થઈ જાય છે. એવી દશામાં વૈરાગ્ય હોય તો વિવેક થતાં વાર લાગતી નથી. વ્યવહારિક જ્ઞાન પ્રમાણ નથી કારણ કે તે આત્મજ્ઞાનથી બાધિત થઈ જાય છે, છતાં આત્મ–જ્ઞાન થયું ન હોય ત્યાં સુધી વ્યહવારિક જ્ઞાન પ્રમાણ જેવું થઈને રહે છે. તેથી સ્થૂલ કલેશોને વૈરાગ્યથી બાળી નાંખવા જોઈએ અને સૂક્ષ્મ કલેશોનો નાશ ધ્યાનથી કરવો જોઈએ. દ્રષ્ટા શુદ્ધ છે પણ પ્રકૃતિના ધર્મોનું અનુસરણ કરે ત્યારે તેની શુદ્ધતા અનુભવમાં આવતી નથી. એવી દશામાંથી મુકત થવું તેને જ મોક્ષ કહે છે. તેને માટે જ્ઞાન અને વૈરાગ્ય જોઇએ. જ્ઞાન અને વૈરાગ્ય વગર ભકિત રડતી રહે છે. એ વાત ભાગવતની શરૂઆતમાં જ કહેલી છે. જ્ઞાનને ટકવા માટે વૈરાગ્યની જરૂર છે, તેથી જ્ઞાન આપીને હવે ભગવાન વૈરાગ્ય માટે અવધૂતની કથા ઉદ્ધવજીને કહે છે.

એક વાર ધર્મજ્ઞ રાજા યદુએ એક નિર્ભય મહા વિદ્વાન જુવાન અવધૂતને જોઈને પૂછ્યું કે, ' આપ કર્તાપણાના ભાવથી રહિત છો

તો આપમાં આવી ઉત્તમ બુદ્ધિ કયાંથી થઈ. આપ વિદ્વાન હોવા છતાં બાળકની સમાન અસંગભાવથી રહો છો. લોકો તો ઘણે ભાગે પોતાનું આયુષ્ય, કીર્તિ અથવા વૈભવ વગેરેમાં એટલે અર્થ, ધર્મ, કામ અથવા તત્ત્વજીજ્ઞાસામાં પ્રવૃત્તિ કરે છે પણ આપ તો સમર્થ વિદ્વાન, બુદ્ધિશાળી, સુંદર મિષ્ટ ભાષણવાળા હોવા છતાં જડ, ઉન્મત્ત અને પિશાચની સમાન કાંઈ કરતા નથી અને કાંઈ ચાહતા પણ નથી. સંસારમાં બધા લોક લોભ અને કામનાઓરૂપી દાવાનળથી બળી રહે છે, પણ આપ તો ગંગાજળમાં ઉભેલા હાથીની માફક સંસારના અગ્નિથી મુક્ત છો.

**त्वं हि नः पृच्छतां ब्रह्मन्नात्मन्यानन्दकारणम् ।**
**ब्रूहिस्पर्शविहीनस्य भवतः केवलात्मनः ॥ ११-७-३०**

અર્થ:–આપની પાસે પુત્ર, સ્ત્રી વગેરે સંસારનું કોઇ સુખ નથી આપ માત્ર આત્મામાં સ્થિત છો તો આપના આનંદનું કારણ શું છે તે અમને કહો.

વાસ્તવમાં આનંદ આત્મામાં જ છે. થોડી વાર બીજું ભૂલીને આત્મામાં નિમગ્ન થઈએ તો તેનો અનુભવ પણ થાય છે. પણ જેને એવી ટેવ પડી હોતી નથી તેમને અનાત્મામાં સુખ લાગે છે. જ્ઞાન-પ્રસાદ માત્ર પરવૈરાગ્યથી ઉત્પન્ન થાય છે. વ્યત્થાન સંસ્કારોનું ઉત્પાદન કારણ મન છે. વૃત્તિ તો માત્ર નિમિત્ત કારણ છે તેથી મનને એટલે ચિત્તને ઠીક કરવું જોઈએ. વ્યુત્થાન સંસ્કારોને જીતવા માટે નિરોધ સંસ્કારની વૃદ્ધિ કરવી જોઈએ. નિરોધ સંસ્કાર મંદ હશે તો વ્યુત્થાન સંસ્કારને જોર મળી જશે. તેથી વૈરાગ્યની જરૂર છે. વ્યુત્થાન સંસ્કાર એટલે દ્વૈત ભાવના સમજવી. નિરોધ સંસ્કારમાં વૃત્તિ બ્રહ્મરૂપે તદાકાર થાય છે. જ્યારે સમાધિમાંથી ઉઠી કોઈ પોતાનો અનુભવ જણાવે ત્યારે તે બીજી જાતની વૃત્તિ હોય છે. ધર્મીના અભ્યાસની સાથે જ ધર્મનો અભ્યાસ થાય છે તેથી જ્ઞાનને ઠીક કરવાની જરૂર છે. તે માટે

આત્માનું વિસ્મરણ થવા ન દેવું. જો આત્માનું વિસ્મરણ થાય તો મોટા કામની પણ કાંઇ કિંમત નથી અને આત્માનું સ્મરણ રહે તો નાના કામની કિંમત પણ ઘણી છે. વર્તમાન કાળમાં ધર્મના ત્રણ પગ જાણે કપાઈ ગયા હોય અને એક પગ રહ્યો હોય તેમ જણાય છે. માણસને ધર્મમાં સ્વતંત્રતા જોઈએ છે, વિચારમાં સ્વતંત્રતા જોઇએ, આચારમાં સ્વતંત્રતા જોઈએ, વિવાહમાં સ્વતંત્રા જોઈએ પણ તેનું પરિણામ સ્વછંદતામાં આવે છે. તેમાંથી સંયમ અને વૈરાગ્ય ઉત્પન્ન થતા નથી અને વૈરાગ્ય સિવાય આત્મજ્ઞાન પણ થતું નથી જે કાંઇ દેખાય છે તેની પછવાડે કાંઈ રહેલું છે કે નહિ તેનો વિચાર થતો નથી. શ્રદ્ધા–ઉપાસના એ પ્રદર્શનની વસ્તુઓ થઈ પડેલ છે, માયા દુરત્યય છે, એટલે મહેનત કર્યા વગર કે સંયમ વગર જીતાય તેવી નથી. તેથી અહીં પરમ સંયમી અવધૂત શ્રી દત્તાત્રેયનું દૃષ્ટાંત આપવામાં આવેલ છે. દત્તાત્રેય અત્રિ અને અનસૂયાના પુત્ર હતા. અત્રિ એટલે જેનામાં ત્રણ ગુણવાળી માયા નથી તે અને અન્ અસૂયા એટલે જેનામાં ઇર્ષ્યા નથી તે. એટલે આવા સદ્‌ગુણ જેનામાં હોય તેના પુત્ર અવધૂત જેવા થાય છે.

દત્તાત્રેયને ત્રણ મુખ હોય છે. તે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ કહેવાય છે. તેમાં ઉત્પતિ, સ્થિતિ અને લય એક સાથે છે, તેમાં ક્રમ નથી. એ જ્ઞાન દૃષ્ટિનો વિચાર છે. જેનામાં અસૂયા ન હોય તે અનસૂયા, અ-ત્રિ એટલે ત્રણ ગુણથી રહીત સાથે સંબંધ બાંધે છે અને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને બાળક બનાવી દે છે. તેને જગતમાં ઉત્પતિ, સ્થિતિ કે લય જણાતાં નથી.

દક્ષિણમાં એટલે મહારાષ્ટ્રમાં શ્રી દત્તાત્રેયને સગુણ રૂપે પણ ભક્તો ઉપાસે છે અને દત્તાત્રેય તેમને સગુણરૂપે હજુ દર્શન આપે છે. એમ કહેવાય છે કે દત્તાત્રેય રોજ સવારે કાશીમાં સ્નાન કરે છે, બપોરે દક્ષિણમાં–જમખંડીમાં ભિક્ષા લે છે, સાંજે ગિરનાર ઉપર આવે

છે અને રાત્રે નાગપુર પાસે કોઇ જંગલમાં નિદ્રા લેવા જાય છે. અમને મહારાષ્ટ્રના એ સંત કે જે દત્ત-ભક્ત હતા તેમનો પરિચય થયો હતો. તેમાંથી એક સંતે શ્રીદત્તાત્રયનાં સાક્ષાત દર્શન હિમાલયમાં કર્યાં હતાં.

ભગવાન ઉદ્ધવજીને કહે છે યદુ રાજાના પ્રશ્નોના ઉત્તરમાં અવધૂત દત્તાત્રયે નીચે પ્રમાણે જવાબ આપ્યો: "હે રાજા, મારે ઘણા ગુરુ છે કે જેને મેં મારી બુદ્ધિથી સ્વીકારી લીધા છે, તેનાથી વિવેક બુદ્ધિ પ્રાપ્ત કરી હું બંધન રહિત થઈ સ્વચ્છંદ રીતે ફર્યા કરૂં છું, તે ગુરુના નામ આ પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | પૃથ્વી | ૧૩ | હાથી |
| ૨ | વાયુ | ૧૪ | મધુહારી |
| ૩ | આકાશ | ૧૫ | હરણ |
| ૪ | જલ | ૧૬ | માછલી |
| ૫ | અગ્નિ | ૧૭ | પિંગલા |
| ૬ | ચંદ્રમા | ૧૮ | કુરરપક્ષી |
| ૭ | સૂર્ય | ૧૯ | બાળક |
| ૮ | કબુતર | ૨૦ | કુમારી |
| ૯ | અજગર | ૨૧ | બાણ બનાવવાવાળો |
| ૧૦ | સમુદ્ર | ૨૨ | સર્પ |
| ૧૧ | પતંગ | ૨૩ | કરોળીઓ |
| ૧૨ | મધુમક્ષિકા | ૨૪ | કીડો (ભમરી થયેલો) |

હવે અવધુત એ ગુરુઓ પાસેથી કેવી શિક્ષા લીધી તેનું વર્ણન યદુરાજાને આપે છે. એમાં મુખ્ય બાબત જ્ઞાન અને વૈરાગ્યની આવે છે. સાધારણ માણસોને પણ પોતાના સંસારમાં જ્ઞાન અને વૈરાગ્યના ઘણા પ્રસંગ મળે છે પણ માણસો તે તરફ પૂરતું ધ્યાન આપતા નથી. કેટલાકને સ્મશાને જવું પડે છે અને ત્યાં વૈરાગ્ય આવે તેવો દેખાવ નજરે જુએ છે છતાં તે વૈરાગ્ય ટકતો નથી તેથી તે ઉપર વિચાર અને

અભ્યાસની જરૂર છે, કેટલાક માણસોમાં અભ્યાસ ઠીક હોય છે પણ વૈરાગ્ય બરાબર હોતો નથી. ખરી રીતે બન્નેની જરૂર છે. વૈરાગ્યથી મન બહાર ભટકતું અટકે છે અને અભ્યાસથી મન આત્મામાં લય પામે છે.

શ્રીમદ્ ભાગવત એ પરમહંસની સંહિતા છે. તેમાં ઘણા પ્રકારના પરમહંસોની કથા પહેલા દશ સ્કંધમાં આવી ગયેલી છે. એકાદશમાં નિષ્ઠાવાળા પરમહંસ શ્રી ગુરુદત્તાત્રયની કથા આપવામાં આવેલી છે. હાલના કાળમાં સ્થિતપ્રજ્ઞ દશાવાળા અથવા જીવન્મુક્ત અને ગુણાતીત પરમહંસનો સમાગમ મળવો મુશ્કેલ છે. તેમની સંખ્યા બહુ થોડી છે કારણ કે એવી દશા પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. એ જ્ઞાનમાર્ગમાં છઠ્ઠી ભૂમિકાની દશા છે. જ્ઞાનીને પ્રારબ્ધ કર્મ રહે છે પણ તે લીલાબુદ્ધિથી થાય છે, તેમાં તેમને અહંપણું હોતું નથી.

જ્યાં સુધી નિષ્ઠા ન થાય ત્યાં સુધી કાંઇક વિક્ષેપ લાગ્યા કરશે. લોકસેવામાં પણ અનાત્મભાવના વિચાર રાખવા પડે છે અને તે વિચારને પોષવા માટે બીજા અનાત્મભાવના વિચાર રાખવા પડે છે તેથી જ ભગવાને શરૂઆતમાં ઉદ્ધવજીને કહ્યું કે, જેને આત્માનું અનુસંધાન રહેતું નથી તેને નાનાત્વ એટલે ભેદની ભ્રાંતિ થાય છે અને પછી તેનામાં ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થાય છે (૧૭–૧૮). જ્યાં સુધી લેશમાત્ર રાગ છે ત્યાં સુધી અજ્ઞાન દૂર થશે નહિ. લીંબડાનાં પાના ખાધા પછી સાકરની મધુરતા લાગતી નથી. મધ્યકાળનો સૂર્ય પણ જેને નેત્ર નથી તેને માટે આવૃત્ત લાગે છે. તેથી દ્વૈત પ્રપંચની ઉપેક્ષા કરવી જોઈએ. સંપૂર્ણ ચરાચરાત્મક વિશ્વને પોતાનું સમજવું. તે ભાવ ટકે નહિ તો એમ જાણવું કે વૈરાગ્યની જરૂર છે.

દ્વૈતદર્શન મિથ્યા છે. જાગ્રતમાં દ્વૈતદર્શનથી ભય થાય છે. સુષુપ્તિમાં દ્વૈતદર્શન મટી જતાં ભયનો અભાવ સૌને અનુભવ સિદ્ધ છે, જેમ અગ્નિ કાષ્ટમાં આરૂઢ થઈને ગામને બાળીને કાષ્ટને પણ બાળી

નાખે છે તેમ અખંડાકાર વૃત્તિમાં આરૂઢ ચૈતન્યનો પ્રકાશ સમૂળ સંસારને નિવૃત્ત કરી દે છે, નિરતિશય આનંદની અપરોક્ષતા સ્વપ્રકાશ ચેતનરૂપ છે, વૃત્તિરૂપ નથી. કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ છે. સામાન્ય વ્યવહારિક વૃત્તિ આવરણ ઉત્પન્ન કરે છે. તેમાં જોનારનો વિચાર કરવાથી વ્યાવહારિક સત્તા પ્રાતિભાસિક બની જાય છે અને સ્વપ્નમાં પ્રાતિભાસિક સત્તામાં જોનારાનો વિચાર ન કરવાથી તે વ્યાવહારિક બની જાય છે. તેથી અભ્યાસદ્વારા સાક્ષીનો અનુભવ લેવો જોઇએ અને વૈરાગ્યદ્વારા અનાત્માનું અદર્શન કરવું જોઈએ, તે માટે હવે ૨૪ ગુરુઓની કથા અવધૂત શ્રી દતાત્રય યદુરાજાને સંભળાવે છે.

---

# પ્રકરણ ૯

## ભગવાન દત્તાત્રયના ૨૪ ગુરુઓ

અવધૂત દતાત્રેય યદુરાજાને ઉપદેશ આપતાં કહે છે કે મેં ૨૪ ગુરુઓનો આશ્રય લઈ, તેમના તરફથી જે શિક્ષણ ગ્રહણ કર્યું તે હવે તમને અનુક્રમે સંભળાવું છું :—

### ૧. પૃથ્વી

મારો પહેલો ગુરુ પૃથ્વી છે. પૃથ્વી ઉપર લોકો ઘણા પ્રકારના આઘાત અને ઉત્પાત કરે છે, તેને ખોદે છે, તેના ઉપર વધેલા ઝાડને કાપે છે છતાં પૃથ્વી જેમ શાન્ત રહે છે તેમ દૈવમાયાથી પ્રેરિત કોઇ પ્રાણી વિદ્વાન માણસને કષ્ટ આપે તો પણ વિદ્વાન પુરૂષ પોતાના માર્ગથી ચલાયમાન થતો નથી. આવું ધૈર્ય હું પૃથ્વી પાસેથી શિખ્યો છું. વળી પર્વત અને વૃક્ષો જેમ પરોપકાર અર્થે જીવે છે તેમ સાધુ પુરુષોએ પરોપકાર કરતાં શીખવું.

### ૨. વાયુ

મારો બીજો ગુરુ વાયુ છે. પ્રાણ જેમ આહાર માત્રની ઇચ્છા રાખે છે પણ તેને કોઇ પ્રકારના રૂપ કે રસની જરૂર પડતી નથી, તેવી જ રીતે યોગીએ અલ્પ આહારથી સંતોષ માનવો, જીભ અને ઇંદ્રિયોના સ્વાદમાં લોભાવું નહિ. વળી બહારનો વાયુ જેમ નિર્લેપ રહે છે અને સુગંધ કે દુર્ગંધનો સ્પર્શ તેને થતો નથી તેમ આત્મજ્ઞાની પુરુષોએ માયાના ગુણોમાં આસકત થવું નહિ. માટે પ્રાણવાયુમાંથી સંયમ શીખવો અને બહારના વાયુમાંથી અસંગતા શીખવી.

### ૩. આકાશ

મેં આકાશ પાસેથી એવી શિક્ષા લીધી કે આકાશ જેમ અપરિચ્છિન્ન છે, અને અસંગ છે તેમ આત્મા પણ અપરિચ્છિન્ન અને અસંગ છે. જેમ તેજ જળ અને અન્નમય પદાર્થોથી અને વાયુજનિત વાદળોથી આચ્છાદિત થયેલ આકાશ તેનાથી અસંગ છે તેમ આત્મા પણ કાળકૃત અનિત્ય ધર્મોથી અસંગ છે.

### ૪. જળ

જળ જેમ સ્વભાવથી શુદ્ધ છે, સ્નેહયુકત છે તેમ મુનિએ સ્નેહયુકત અને મધુરભાષી થવું અને પોતાના સંબંધમાં જે આવે તેમને દર્શન–સ્પર્શનથી જળની માફક પવિત્ર કરી દેવા.

### ૫. અગ્નિ

અગ્નિ જેમ તેજસ્વી, દેદીપ્યમાન છે તેમ જીતેન્દ્રિય મુનિએ તેજસ્વી અને અક્ષોભ્ય થવું. અગ્નિ જેમ કોઇ વખતે અવ્યકત હોય છે અને કોઇ વખતે વિશેષરૂપથી પ્રગટ થાય છે તેમ સાધુઓએ કોઈવાર ગુપ્ત અને કોઇ વાર પ્રગટ રહેવું. વળી અગ્નિ જેમ સર્વભક્ષી છે તેમ સાધુઓ પોતાને ભિક્ષા આપનારના અતીત અને આગામી અશુભ કર્મોને ભસ્મ કરી નાંખે છે. વળી ભિન્ન ભિન્ન ઉપાધિઓ ( લાકડું, લોઢું વગેરે ) માં રહેલ અગ્નિ જેમ તદ્રૂપ પ્રતીત થાય છે તેમ

આત્મા પણ પોતાની માયાથી રચેલ સત્–અસત્ પ્રપંચમાં પ્રવેશ કરી ઉપાધિઓને અનુસર ચેષ્ટા કરતો હોય તેવો પ્રતીત થાય છે.

## ૬. ચંદ્ર

જેમ ચંદ્રની કલાઓ કાળના પ્રભાવવાળી કલ્પિત છે તેમ જન્મથી મૃત્યુ પર્યંત શરીરની બધી અવસ્થાઓ કલ્પિત છે. છતાં તેની ખબર પડતી નથી તેનું કારણ એ છે કે જેમ જળનો પ્રવાહ અથવા અગ્નિની શિખા ક્ષણ ક્ષણમાં ઉત્પત્તિ–નાશવાળાં છે પણ અજ્ઞાનથી તેવાં જણાતાં નથી પણ નિત્ય લાગે છે. તેમ શરીરની અવસ્થાઓ લાગે છે.

## ૭. સૂર્ય

સૂર્ય જેમ પોતાના કિરણોથી પૃથ્વી ઉપરના જળને ખેંચીને સમય પ્રમાણે વરસાદ આપે છે, તે પ્રમાણે યોગી ગુણાનુવર્તિની ઇંદ્રિયો દ્વારા ત્રિગુણમય પદાર્થોને ગ્રહણ કરે છે અને તેનો ત્યાગ પણ કરે છે એટલે તેમાં આસક્ત થતો નથી. વળી જળના પાત્રોમાં પ્રતિબિંબિત સૂર્યની સમાન વ્યક્તિગત ઉપાધિઓના ભેદથી સ્થૂળ બુદ્ધિવાળા લોકોનો આત્મા વ્યક્તિ વિશેષમાં રહેલો જણાય છે, પણ વસ્તુતઃ આત્મા એક છે અને અપરિચ્છિન્ન છે.

## ૮. કબુતર

એક કબુતર પોતાની સ્ત્રી કબુતરીની સાથે માળો બનાવી ઘણા કાળથી રહેતો હતો. તેમને કેટલાંક બચ્ચાં થયાં. તેમનામાં બહુ સ્નેહ થયો. એકવાર જ્યારે કબુતર અને કબુતરી ચારો લેવા ગયાં ત્યારે પાછળથી કોઈ પારધીએ આવી બચ્ચાંને જાળમાં પકડી લીધાં. કબુતરી ચારો લઈ આવી અને બચ્ચાંને ફસાયેલાં જોઈ દુઃખી થઈ અને તેમને બચાવવા જતાં પોતે પણ ફસાઈ ગઈ. તે જ પ્રમાણે કબુતર પણ જાળમાં ફસાઈ ગયો. પારધી એ બધાને પકડીને લઈ ગયો. એ પ્રમાણે જે માણસ અશાન્ત ચિત્તવાળો અને દ્વંદ્વમાં પડી રહે છે અને કુટુંબમાં

આસક્ત રહે છે તે કબુતરની માફક દીન થઈને દુઃખ ભોગવે છે. મુક્તિ મળી શકે તેવો મનુષ્યનો દેહ મળ્યા છતાં જે માણુસ કબુતરની માફક ઘરમાં આસક્ત થઈ જાય છે તેને શાસ્ત્રોમાં આરૂઢ ચ્યુત કહે છે, એટલે તે ચડેલો છતાં પડેલો મનાય છે.

## ૯. અજગર

અજગર પાસેથી મેં એવો બોધ લીધો કે ઇંદ્રિયોના સુખની ઇચ્છા ન કરવી અને ભિક્ષામાં જેવું અન્ન મળી જાય તેનાથી નિર્વાહ કરી લેવો. કોઈવાર ભોજન ન મળે તો પણ અજગરની માફક પડ્યા રહેવું. શરીરબળ, મનોબળ અને ઇંદ્રિયબળ હોવા છતાં પ્રવૃતિમાં પડવું નહિ.

## ૧૦. સમુદ્ર

સમુદ્ર જેમ શાંત, ગંભીર, અગમ્ય અને ક્ષોભરહિત હોય છે, તે વર્ષાઋતુમાં વધતો નથી તેમ ગરમીમાં ઘટતો નથી, તેમ નારાયણ પરાયણ યોગીએ પદાર્થો મળવાથી પ્રસન્ન થવું નહિ અને ન મળવાથી ઉદાસીન થવું નહિ.

## ૧૧. પતંગ

પતંગ જેમ રૂપ ઉપર મોહિત થઈ અગ્નિમાં પડીને બળી જાય છે તેમ અજીતેન્દ્રિય પુરુષ દેવમાયારૂપ સ્ત્રીને જોઇ, તેના હાવભાવથી પ્રલોભિત થઈ ઘોર અંધકારમાં પડે છે. જે માણસો સ્ત્રી, ધન અને વસ્ત્ર વગેરે માયિક પદાર્થોમાં ભોગબુદ્ધિથી ફસેલા છે તેઓ વિવેકબુદ્ધિ ખોઇને પતંગની માફક નષ્ટ થઈ જાય છે.

## ૧૨. મધુમક્ષિકા

ભિક્ષુએ ગૃહસ્થોને કોઈ પ્રકારનું કષ્ટ આપ્યા વગર ભિક્ષાવૃત્તિ કરવી અને શરીરયાત્રાના નિર્વાહ માટે થોડું અન્ન માંગી નિર્વાહ કરી લેવો. અન્નનો સંગ્રહ કરવો નહિ, નહિંતર મધની સાથે કોઈવાર

મધમાખ નષ્ટ થાય છે તેમ ભિક્ષુક પણ સંગૃહીત પદાર્થોના મોહમાં નષ્ટ થાય છે.

સામાન્ય માણસોને કાંઇક જોવાની ઇચ્છા થાય છે, કાંઇક સાંભળવાની ઇચ્છા થાય છે, ટુંકામાં ઇંદ્રિયોનો ભોગ લેવાની ઇચ્છા થાય છે તેમાં તેમનું મન એવું લુબ્ધ થઈ જાય છે કે પોતે કોણ? અને પોતાનું જ્ઞાન સાચું છે કે નહિ? તેની તપાસ કરવાની ફૂરસદ તેને મળતી નથી. તેનો આધાર પર વસ્તુ ઉપર રહે છે તેથી પરતંત્રતા ઉત્પન્ન થાય છે. જ્યારે માણસને પોતાના સુખ માટે પોતાના સિવાય બીજાની જરૂર ન પડે ત્યારે તેને સ્વતંત્રતા મળે છે. પરવસ્તુમાં જતા મનને પાછું વાળવા માટે વૈરાગ્યની જરૂર છે. વૈરાગ્ય એટલે ફાંસીની સમજવાની છે. આ બાબત અઘરી હોવાથી ઘણા માણસોને વૈરાગ્ય ગમતો નથી, છતાં રાગથી કોઈને તૃપ્તિ થતી નથી. જ. ઝીણાસાહેબે પાકીસ્તાનનું રાજ્ય તૈયાર કરવા માટે ઘણી મહેનત કરી પણ પાકીસ્તાન મળ્યા પછી બે વર્ષ સુધી પણ તે રાજ ભોગવી શકયા નહિ. હવે મર્યા પછી તેનો દેશ ફરી ગયો છે. તેનો કાળ પણ ફરી ગયો છે. અજ્ઞાની માણસના જીવનનો છેડો આવી રીતે આવી જાય છે. જે જે માણસો સંસારનાં સુખ ભોગવે છે તેમને પૂછીએ કે તેનાથી તેમને તૃપ્તિ થઈ છે કે નહિ તો જવાબમાં એમ કહે છે કે તૃપ્તિ થતી નથી તે છતાં જે સુખથી તૃપ્તિ થતી નથી તેની પાછળ માણસો પડે છે અને વારંવાર હેરાન થાય છે. એ હેરાનગતિ જોઇને, સમજીને, જ્ઞાની પુરુષો પોતાના મનને પાછું વાળે છે, તેમનો અનુભવ અજ્ઞાનીને આગળ વધવા માટે સાધનરૂપ થાય તેટલા માટે શાસ્ત્રોમાં આપેલો હોય છે. ઉદ્ધવજીએ જ્યારે શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું કે આત્મજ્ઞાન ઘરમાં રહેલા વિષયાસકત પુરુષોને થતું નથી ત્યારે ભગવાન તેમની પાસે અવધૂતનું જીવનચરિત્ર બતાવીને કેવી રીતે મનને જીતવું તે સમજાવે છે. તેમાં અવધૂતના ૧૨ ગુરુઓનું વર્ણન આપી હવે ૧૩ મા ગુરુની કથા કહે છે.

## ૧૩. હાથી

અવધૂત યદુ રાજાને કહે છે કે, હું હાથીના જીવનથી જે શિખ્યો તે તમને કહું છું. ભિક્ષુએ લાકડાની બનાવેલી સ્ત્રીનો પણ સ્પર્શ કરવો નહિ. જો સ્પર્શ કરશે તો હાથણીના અંગસંગથી જેમ હાથી બંધાઈ જાય છે તેમ કામી પુરુષ બંધાઈ જાય છે, હાથીને પકડવા માટે માણસો એક કાગળની હાથણી બનાવીને એક ખાડાના ઉપર મૂકી રાખે છે. તેને જોઈને હાથી તેનો સ્પર્શ કરવા માટે આવે છે અને પછી ખાડામાં પડે છે. એવી રીતે માણસો પણ સ્ત્રીના મોહમાં ફસાઈ જાય છે, માટે બુદ્ધિમાન પુરુષે મૃત્યુરૂપ સ્ત્રીનો કદાપિ સ્પર્શ કરવો નહિ. જે પુરુષ સ્ત્રીસંગ કરે છે તે હાથીની માફક ખાડામાં પડીને મરી જાય છે.

## ૧૪. મધ લઈ જનાર

લોભી પુરુષ જે પદાર્થનો ઘણા દુઃખથી સંગ્રહ કરે છે તે પોતે ભોગવી શકતો નથી અને બીજા કોઈને દેતો નથી. જેમ મધમાખોએ ભેગું કરેલું મધ બીજા લઇ જાય છે તેમ લોભીનું ધન બીજા લોકો ભોગવે છે.

## ૧૫. હરણ

હરણના જીવનમાંથી મેં એવો ઉપદેશ લીધો કે હરણ પારધીનાં ગીત સાંભળવા ઉભો રહે છે અને પારધી તેને મારી નાંખે છે, તેમ વનવાસી યતિએ ગામના માણસોની વાતો સાંભળવી નહિ. સ્ત્રીઓનાં ગીત સાંભળવાથી અને નૃત્ય દેખવાથી માણસો પોતાનો સંયમ ખોઈ બેસે છે. *

## ૧૬. માછલી

માછલીના જીવનમાંથી હું એ શિખ્યો કે જીભનો રસ

---

* હાલના કાળમાં સીનેમા જોવાથી અને જુવાન છોકરા-છોકરીનાં સહશિક્ષણથી માણસોમાં સંયમ ઓછો થઇ ગયો છે.

લેવાની વૃત્તિ બહુ ખરાબ છે. માછલાંને પકડવાના કાંટામાં ખાવાનો પદાર્થ મૂકીને માણસો તેને પકડી લે છે તેવી જ રીતે માણસો પણ જીભના સ્વાદમાં પકડાઈ જાય છે. બીજી ઇંદ્રિયો જીતી હોય પણ જીભનો રસ જો ન જીત્યો તો તે માણસ જીતેન્દ્રિય કહેવાતો નથી. જીભનો રસ જીતવાથી બીજી ઈંદ્રિયો જીતવી સહેલી પડે છે.

## ૧૭. પિંગલા વેશ્યા

એક પિંગલા નામની સ્ત્રી વેશ્યાનો ધંધો કરતી હતી. તે સારાં સારાં વસ્ત્રો પહેરી રસ્તે ચાલતા માણસોને મોહ કરવા બારણા આગળ બેસતી. એક વાર ઘણા દિવસ સુધી તેને કોઇ પુરુષ મળ્યો નહિ તેથી તેનું ચિત્ત વ્યાકુળ થયું અને તેને એવો વૈરાગ્ય આવ્યો કે "હું મૂર્ખ છું, કારણ કે આવા તુચ્છ સુખની ઇચ્છા કરૂં છું. મારા આત્મારૂપે રહેલ નિત્ય આનંદરૂપ પરમાત્માને છોડીને જેનાથી કામના પૂરી થતી નથી એવા માણસોમાં મારું મન પરોવી મેં નકામું જીવન ગાળ્યું. જે પુરુષોના શરીરમાં અંદર હાડકાં, માંસ, અને મળ-મૂત્ર ભરેલાં છે અને બહાર ચામડી, નખ, વાળ રહેલા છે એવા શરીરને પતિરૂપે માનવું એ મૂર્ખાઇ છે. હવે તો હું બધા શરીરમાં રહેલ પ્રિયતમ અને બધાના સ્વામી આત્મા છે તેને મેળવીને લક્ષ્મીજીની માફક તેમની સાથે રમણ કરીશ. જે માણસો મરણધર્મવાળા છે તેનાથી શી રીતે સુખ મળી શકે? જે વખતે જીવ બધા વિષયોથી ઉપરામ પામી જાય છે ત્યારે તે પોતાનો રક્ષક બની જાય છે. આશા પરમ દુઃખરૂપ છે અને નિરાશા પરમ સુખરૂપ છે.

## ૧૮. કુરર પક્ષી

જ્યારે કોઇ કુરર પક્ષી પોતાની ચાંચમાં માંસ લઇ જતો હોય ત્યારે તે પડાવી લેવા માટે બીજાં પક્ષીઓ તેને મારવા દોડે છે તેમ જે માણસ બહુ પરિગ્રહ રાખે છે તેનું ધન પડાવી લેવા માટે બીજા

માણસો તેની પછવાડે લાગે છે માટે ડાહ્યા પુરુષોએ પરિગ્રહ રાખવો નહિ.

## ૧૯. બાળક

જેમ બાળકને માન કે અપમાનના વિચારો હોતા નથી અને ઘર તથા પરિવારની ચિંતા હોતી નથી તેમ હું આત્મામાં જ ક્રીડા કરૂં છું અને આત્મામાં મગ્ન રહી બાળકની સમાન નિઃશંકપણે વિચરૂં છું.

## ૨૦. કુમારી

એક વાર એક કુમારી કન્યાના ભાઈ વગેરે બહાર ગયા હતા અને તેનું સગપણ કરવા માટે બહારગામથી મેમાન આવ્યા હતા. તે વખતે તે મેમાનને માટે ધાન્ય કૂટવા લાગી, ત્યારે તેના હાથની બંગડીઓનો અવાજ થવા લાગ્યો. ત્યારે તેને લાગ્યું કે આ અવાજ-થી અમારા કુટુંબની ગરીબાઇ પ્રસિદ્ધ થઇ જશે તેથી તેણે માત્ર બે જ બંગડી રાખી બીજી કાઢી નાંખી. છતાં એનો અવાજ પણ થવા લાગ્યો એટલે તેમાંથી એક ઉતારી નાંખી, પછી અવાજ થયો નહિ. તે ઉપરથી મેં એવી શિક્ષા લીધી કે ઘણા માણસોની સાથે રહેવાથી કલેશ થાય છે કારણ કે ઘણાના સ્વભાવ મળતા આવતા નથી. માટે યતિએ કુમારીની ચૂડીની સમાન એકલા જ રહેવું.

## ૨૧. બાણાવળી

એક બાણાવળી બાણ બનાવવામાં એવો એકાગ્ર ચિત્તવાળો થઇ ગયો હતો કે તેની પાસેથી રાજાની સ્વારી પસાર થઈ ગઇ તો પણ તેને ખબર રહી નહિ. તે જ પ્રમાણે જીજ્ઞાસુએ પોતાનું ચિત્ત અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા જીતીને પરમાત્મામાં લગાવવું જોઇએ. ( ગીતામાં અને યોગદર્શનમાં પણ મન વશ કરવા માટે અભ્યાસ અને વૈરાગ્ય બતાવેલ છે. )

## ૨૨. સર્પ

મુનિએ સર્પની માફક એકલા રહેવું, કોઈ એક સ્થાનમાં ન રહેવું. પ્રમાદ ન કરવો, કોઇ ગુફા વગેરેમાં પડી રહેવું, અને થોડું બોલવું. સર્પ બીજાના બનાવેલા ઘરમાં રહી સુખી થાય છે તેમ યતિએ કોઇ ગુફા વગેરેમાં પડી રહેવું.

## ૨૩. કરોળીઓ

એક કરોળીયાની જાળ જોઇ મને એવો વિચાર આવ્યો કે જેમ કરોળીઓ પોતાના શરીરમાંથી જાળ કાઢી તેમાં રમત કરીને પછી તે જાળને ગળી જાય છે તેમ પરમાત્મા પણ પોતામાંથી આ પ્રપંચને કાઢીને, ફેલાવીને, પાછો તેને પોતામાં લય કરી દે છે; તેથી કરોળીઓ પણ મારો ગુરુ થયો છે.

## ૨૪. કીડામાંથી થયેલ ભમરી

જેમ ભમરી કીડાને લઇને દરમાં પૂરી દે છે ત્યારે તે કીડો થોડા દિવસમાં ભમરીનું ધ્યાન કરતાં કરતાં ભમરી બની જાય છે તેમ જીવ સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી જો પરમાત્મામાં ચિત્ત લગાવી દે તો તે તદ્રૂપ થઇ જાય છે.

( અવધૂત કહે છે ) હે રાજા ! આ પ્રમાણે ૨૪ ગુરુઓ પાસેથી શિક્ષા ગ્રહણ કરીને તે પ્રમાણે મેં મારૂં જીવન સંયમી બનાવેલ છે. વળી મેં મારા શરીરને પણ ગુરુ કરેલ છે, તેનાથી મને વિવેક અને વૈરાગ્ય પ્રાપ્ત થયેલ છે. શરીર નાશવાન છે અને તેનાથી કુષ્ટ થાય છે તે જોઇ મને વૈરાગ્ય આવેલ છે. છતાં તે શરીર તત્ત્વ-ચિંતનમાં ઉપયોગી છે તેથી મને પરમાર્થમાં પણ ઉપયોગી છે. આવો બોધ લઇને હું નિઃસંગ થઇ ફરૂં છું. કોઈ માણસને ઘણી સ્ત્રીઓ હોય તો તે દરેક પોતાના સ્વામીને પોતાની તરફ ખેંચે છે તેમ દરેક જીવને જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો ખેંચે છે. જીભ એક તરફ ખેંચે છે તો કાન બીજી તરફ ખેંચે છે, આંખ

ત્રીજી તરફ, શિશ્ન ચોથી તરફ ખેંચે છે અને નાક પાંચમી તરફ ખેંચે છે. બધા શરીરોમાં મનુષ્ય શ્રેષ્ઠ છે અને તેનો ઉપયોગ બરાબર કરવો જોઇએ. આ દેહ અનિત્ય હોવા છતાં પરમ પુરુષાર્થનું સાધન છે, તેથી જ્યાં સુધી મૃત્યુ ન આવે ત્યાં સુધી તેનાથી મોક્ષનું સાધન કરવું જોઇએ. વિષયો તો બધી યોનિઓમાં મળે છે, તેને માટે પ્રયત્ન ન કરવો જોઇએ. આ પ્રમાણે વૈરાગ્ય અને જ્ઞાન ધારણ કરી અહંકાર રહિત થઈ હું નિઃસંગ થઈ ભૂમિ ઉપર ફર્યાં કરૂં છું. કેટલીકવાર એક ગુરુથી મળેલું જ્ઞાન દૃઢ થતું નથી. પોતે પણ તેના ઉપર વિચાર કરવો જોઈએ. તેથી એક અદ્વિતીય બ્રહ્મનું ઋષિઓએ ઘણા પ્રકારે નિરૂપણ કરેલું છે. ”

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે આ પ્રમાણે તે અવધૂતે યદુને ઉપદેશ આપ્યો. યદુએ તેની પૂજા કરી અને તેને પ્રણામ કર્યાં. તે પછી અવધૂત ત્યાંથી ચાલ્યા ગયા. યદુરાજા પણ એ ઉપદેશ ધારણ કરી સર્વથા નિઃસંગ થઈ સમદર્શી થયા હતા.

ભગવાને ઉદ્ધવજીને એમ કહેલું હતું કે, “ તું કુટુંબનો મોહ છોડી મારામાં ચિત્ત લગાવીને સર્વત્ર સમદૃષ્ટિ રાખી પૃથ્વી ઉપર ફર.” ( ૧૧–૭–૧૬ ) ઉદ્ધવજીએ એમ જવાબ આપ્યો કે આવા સંન્યાસતત્ત્વનું સુગમતાપૂર્વક હું જે રીતે સાધન કરી શકું તેવાં સાધન મને બતાવો. ( ૧૧–૭–૧૬ ) કારણ કે બ્રહ્મા વગેરે દેહધારી જીવો આપની માયાથી મુગ્ધ થઈને માયિક પદાર્થોને સાચા માને છે, તેના જવાબમાં ભગવાને ઉદ્ધવજીને ઉપર પ્રમાણે અવધૂતનું આખ્યાન કહ્યું. તેમાં જ્ઞાન વૈરાગ્ય બન્ને સમાયેલા છે. એ બન્ને ભકિતના દિકરા છે અને આ કથા સાતમે દિવસે આવે છે. તેથી તેમાં જ્ઞાન અને વૈરાગ્યનું જોર વધારે મુસ્કેલ છે. જ્ઞાન અને વૈરાગ્ય માટે સત્સંગની જરૂર છે. નિમિરાજા નવ યોગેશ્વર સાથે સત્સંગ કરીને જ્ઞાન પામ્યા, યદુરાજાએ અવધૂત પાસેથી જ્ઞાન મેળવ્યું, વસુદેવજીએ નારદ પાસેથી

જ્ઞાન મેળવ્યું અને ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણ ભગવાન પાસેથી જ્ઞાન મેળવ્યું. એવા જ્ઞાનના રક્ષણ માટે વૈરાગ્ય જોઇએ. જેનામાં એક ઇચ્છા પણ બાકી રહી ગઈ હોય છે તેનામાં અનેક ઈચ્છાઓ ઉત્પન્ન થાય છે. જે માણસ સત્સંગમાં રહે છે તેની ઈચ્છાઓ વધતી નથી પણ ઘટતી જાય છે. જ્ઞાનદશા ઉપાધિને ઓછી કરે છે, અજ્ઞાનદશા ઉપાધિને વધારે છે. જ્ઞાનથી બાધ પામેલ પ્રપંચ વધતો નથી. બાધ પામ્યા વગરનો પ્રપંચ વધ્યા કરે છે. એ બાબત દૃઢ કરવા માટે હવે ભગવાન ઉદ્ધવજીને વધારે ઉપદેશ આપે છે.

---

## પ્રકરણ ૧૦

## નિવૃત્તિનો ઉપાય

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે "મેં જે જે ધર્મ બતાવેલા છે તેમાં સાવધાન રહીને મારો આશ્રય લઇ પોતાના વર્ણ, આશ્રમ અને કુળના આચાર નિષ્કામ બુદ્ધિથી આચરવા. જ્યારે અંતઃકરણ શુદ્ધ થશે ત્યારે જણાશે કે જે જે માયાના ગુણવાળા કર્મોને વિષયી માણસો સાચા માને છે તેનું પરિણામ વિપરીત આવે છે.

**सुप्तस्य विषया लोको ध्यायतो वा मनोरथः ।**
**नानात्मकत्वाद्विफलस्तथा भेदात्मधीर्गुणैः ॥**

અર્થ:—જેમ સ્વપ્ન અવસ્થામાં દેખાતા પદાર્થો તથા જાગ્રતમાં મનોરથદ્વારા જણાતા પદાર્થોમાં ભેદ હોવાથી મિથ્યા છે તેમ ત્રણ ગુણવાળી ભેદ–બુદ્ધિ પણ મિથ્યા છે. તેથી—

**निवृत्तं कर्म सेवेत प्रवृत्तं मत्परस्त्यजेत् ।**
**जिज्ञासायां संप्रवृत्तो नाद्रियेत्कर्मचोदनाम् ॥**

મારા પરાયણ રહેલ પુરુષે નિવૃત્તિ ઉત્પન્ન કરે એવાં કર્મ

કરવાં, નિવૃત્તિજનક કામ્ય કર્મોને છોડી દેવાં અને જે વખતે આત્મ-જિજ્ઞાસા (બ્રહ્મ વિચાર) શરૂ થાય ત્યારે કોઇ કર્મ-વિધિની પરવા કરવી નહિ.

આ ઉપદેશમાં વેદાંતનું રહસ્ય છે. સંસારનું જ્ઞાન ભેદવાળું છે અને તેથી મિથ્યા છે. શ્રુતિમાં પણ કહેલું છે કે **नेह नानास्ति किञ्चन** એટલે અહીં કોઈ જાતનો ભેદ નથી. તેથી અનાત્મજ્ઞને સંસારની અનુવૃત્તિ ઉત્તરોત્તર હોય છે, આત્મજ્ઞને હોતી નથી. જેને બધું આત્મ-મય થઇ ગયું તે કોનાથી કોને દેખે,' એવી શ્રુતિઓથી એમ સ્પષ્ટ પ્રતીત થાય છે કે આત્મજ્ઞાનીઓને પરમાર્થતઃ પ્રપંચ ભાસે છે એમ કહી શકાય નહિ. અપરોક્ષ ભ્રાંતિ અપરોક્ષ પ્રમાજ્ઞાનથી નિવૃત્ત થાય છે. જેને આત્માનું યથાર્થ જ્ઞાન થતું નથી તેને સંસારના ફળમાં પ્રેમ થાય છે. તેથી તે પુરુષો માટે જગત સર્વથા ગ્રહણ કરવા જેવું છે. જેને આત્મજ્ઞાન થયું હોય અથવા જેનામાં આત્મ-જ્ઞાન માટે તીવ્ર જિજ્ઞાસા પેદા થઈ હોય તેને માટે જગતની બુદ્ધિ સર્વથા ત્યાજ્ય છે. વસ્તુતઃ સંસાર (સ્વપ્નાની માફક) અવિદ્યાથી કલ્પિત છે; વાસ્તવિક નથી અને કલ્પિત પદાર્થ આકારવાળો હોતો નથી. તેથી તેમાં અમુક અંશ ગ્રાહ્ય છે અને અમુક અંશ ત્યાજ્ય છે એમ બની શકશે નહિ. કલ્પિત સર્પમાં અમુક અંશ ત્યાજ્ય છે અને અમુક ગ્રાહ્ય છે એમ કહેવાય નહિ. જેમ ભ્રાન્ત પુરુષને છીપનું રૂપું ઉપાદેય છે અને અભ્રાન્ત વિવેકી પુરુષને અનુપાદેય છે તે પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાની પુરુષોના ભેદથી સંસાર હેય અને ઉપાદેય છે, અંશભેદથી સંસાર હેય અને ઉપાદેય નથી.

આ પ્રમાણે છીપમાં દેખાતા રૂપાની માફક બધી પ્રાતિભાસિક વસ્તુઓ ઇષ્ટ સાધન થતી નથી. જેનું ચિત્ત દ્વૈતમાં અત્યંત આસકત છે તેના ચિત્તને દ્રશ્ય વિષયથી વિમુખ કરાવવાને માટે દૃષ્યનો નિષેધ એ એક સાધન છે. જ્ઞાની પુરુષને આત્મામાં પ્રીતિ હોવાથી ચેતન અચેતન-

વાળા ઉત્તમ, મધ્યમ અને અધમ્ શરીરોમાં સુખ ભોગવાનું પ્રયોજન હોતું નથી. જેના ચિત્તમાં રાગદ્વેષ હોય છે ત્યાં બ્રહ્મભાવની અભિવ્યક્તિ થતી નથી.

તેથી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે, " મારો ભક્ત, સત્ય અહિંસા વગેરેનું નિરંતર સેવન કરે છે અને શૌચ, સંતોષ વગેરે નિયમોનું પણ સમયાનુસાર સેવન કરે છે. જેણે મારૂં સ્વરૂપ જાણ્યું છે એવા શાન્ત ( મારા સ્વરૂપરૂપ ) ગુરુદેવની સદા પ્રેમ અને શ્રદ્ધાથી ઉપાસના કરવી, મારો ભક્ત માન અને મત્સરથી રહિત હોય છે, કાર્યમાં કુશળ, મમતાશૂન્ય, દૃઢપ્રેમી, ઉતાવળાપણાથી રહિત અને આત્મતત્ત્વનો જીજ્ઞાસુ હોય છે. તે પરનિંદા અને વ્યર્થવચનથી દૂર રહે છે. તે પરમધનરૂપ આત્માને સર્વત્ર જુએ છે, સમદર્શી રહે છે; સ્ત્રી, પુત્ર, ઘર, ભૂમિ, સ્વજન અને ધન વગેરેમાં અનાસક્ત અને મમતારહિત હોય છે. જે પ્રમાણે લાકડાથી તેનો દાહક અને પ્રકાશક અગ્નિ જુદો રહે છે તે જ પ્રમાણે દૃશ્યરૂપ સ્થૂલ અને સૂક્ષ્મ શરીરથી તેનો સાક્ષી સ્વયંપ્રકાશ આત્મા અત્યંત ભિન્ન છે ( ૧૧–૧૦–૮ ). લાકડામાં પ્રવેશ કરેલ અગ્નિ જેમ નાશ, ઉત્પત્તિ, સૂક્ષ્મતા, મહત્તા અને અનેકતા વગેરે લાકડાના ગુણ ગ્રહણ કરી લે છે, તેમ જન્મ મરણ વગેરે દેહના ધર્મોને આત્મા ગ્રહણ કરી લે છે, વાસ્તવમાં તે એના ધર્મ નથી. ચેતનરૂપ પુરુષનું જે આ સત્ત્વ વગેરે ગુણોનું બનેલું શરીર છે તે જ જન્મમરણરૂપ સંસારનું નિમિત્ત છે. તેથી

**तस्माज्जिज्ञासयात्मानमात्मस्थं केवलं परम् ।**
**सङ्गम्य निरसेदेतद्वस्तु बुद्धिं यथाक्रमम् ॥ ११–१०–११**

અર્થ : " જિજ્ઞાસાપૂર્વક પોતાના અંતઃકરણમાં સ્થિત અદ્વિતીય પરમાત્માને જાણી બીજા પદાર્થોમાં જે સત્યત્વ બુદ્ધિ થઇ ગઇ હોય તેને છોડી દેવી."

એક ખોટી વૃત્તિને ટકાવવા માટે અનેક ખોટી વૃત્તિઓની જરૂર પડે છે. જ્ઞાની પુરુષ ખોટી વૃત્તિને અને ખોટી વસ્તુને ખોટી માની શકે છે તેથી તેવી વૃત્તિઓના પોષણ માટે બીજી વૃત્તિઓની જરૂર પડતી નથી. જાગ્રતમાં કે સ્વપ્નમાં જ્યાં સુધી ભ્રાંતિ હોય ત્યાં સુધી ભ્રાંતિનો બાધ થતો નથી. જ્યારે બાધક પ્રમાણ આવે ત્યારે જ ભ્રાંતિનો બાધ થાય છે. બાધકાળમાં ભ્રાંતિનો અભાવ હોવાથી ભ્રાંતિ સિદ્ધ વ્યહવારનો પણ અભાવ થાય છે.

તેથી જ્ઞાની પુરુષને કર્મ ભોગ આપીને જતાં રહે છે. અજ્ઞાનીને એક કર્મમાંથી અનેક કર્મ ઉત્પન્ન થાય છે. સમાજમાં ઘણી વૃત્તિઓ અને ઘણાં કર્મ એક સાથે કામ કરે છે અને ઘણે ભાગે એક માણસનું ચિત્ત બીજા માણસોના ગુણ દોષમાં પડી જાય છે, તેથી એક બનાવ ઉપર ઘણાં કારણોની અસર રહે છે. પણ જે માણસ આત્માને માર્ગે ચડેલ હોય તેને એમ લાગે છે કે બધા બનાવનું એક કારણ છે અને તે માત્ર પોતાનું અજ્ઞાન છે. જેમ સ્વપ્નમાં બધા બનાવનું કારણ સ્વપ્નમાં રહેલ માણસનું અજ્ઞાન છે તેમ જાગ્રતમાં પણ જગતને જોનારના અજ્ઞાન સિવાય જગતના બનાવોનું બીજું કારણ નથી. જેવું આપણું જ્ઞાન હોય તેવું આપણું જગત દેખાય છે એટલે જ્ઞેયની સત્તા જ્ઞાનની સત્તાથી સ્વતંત્ર નથી. કાંઈક જાણવાની ઇચ્છા થઇ કે તરત જ્ઞાનની રીત પકડવી જોઇએ. આંધળાની પાસે આરસી નકામી છે. જાણવાની શક્તિ પોતાનામાં ન હોય તો જાણવાનું હોય તો પણ શું ? અને જાણવાનું ન હોય તો પણ શું ? જે કાંઇ માણસ જાણી શકે છે તે સિવાય તેને માટે બીજું શું છે ? જે વસ્તુ એક જ્ઞાનથી સાચી લાગે અને બીજા જ્ઞાનથી બાધ પામે તે મિથ્યા છે. સૃષ્ટિ જાગ્રતના જ્ઞાનથી સાચી લાગે છે અને નિદ્રાના જ્ઞાનથી દેખાતી નથી તેથી સૃષ્ટિ સાચી નથી, તેથી જ ભગવાન ઉદ્ધવજીને કહે છે કે દશ્યમાં જે વસ્તુબુદ્ધિ છે તેનો નિરાસ કરવો જોઇએ. જેનું ચિત્ત અનિર્વચનીય અનાદિ અવિદ્યાથી

ઘેરાયેલું રહે છે તેમને અદ્વય બ્રહ્મ દ્વય જેવું જણાય છે. પરમાર્થ અવધારણ દશામાં અન્ય વસ્તુનું અસ્તિત્વ માની શકાતું નથી. અજ્ઞાનથી આત્મા ભૂખ તરસવાળો લાગે છે, તેથી કહે છે કે હું ભૂખ્યો છું, મને તરસ લાગી છે વગેરે, પરંતુ તે ધર્મથી આત્માને કાંઇ સંબંધ નથી. સ્વપ્નમાં તે ધર્મ ફરી જાય છે. જમીને સુતેલો માણસ સ્વપ્નમાં ભૂખ્યો થાય છે, અને સ્વપ્નમાં જમેલો જાગ્રતમાં ભૂખ્યો થાય છે તેથી જાગ્રત અને સ્વપ્ન બંને મિથ્યા છે, અને માત્ર બ્રહ્મ સત્ય છે. એવું જ્ઞાન મેળવવા માટે (ભગવાન ઉદ્ધવજીને કહે છે કે) ગુરુની જરુર છે. આચાર્ય નીચેની અરણી છે, શિષ્ય ઉપરની અરણી છે અને ઉપદેશ વચમાં થતું કાષ્ટમંથન છે તથા સુખ આપનાર બ્રહ્મવિદ્યા તેની સંધી છે. તે બ્રહ્મવિદ્યાથી અતિ નિપુણ અને વિશુદ્ધ બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તે ગુણોથી ઉત્પન્ન થયેલ માયાનો નાશ કરી દે છે. પછી આ સંસારના કારણરૂપ ગુણોનો નાશ થતાં લાકડા રહિત અગ્નિની સમાન માયા સ્વયં પણ શાન્ત થઈ જાય છે."

માયામાં ખરી સત્તા નથી પણ આરોપિત સત્તા છે, છતાં કર્મકાંડી જૈમિની મુનિના મતને અનુસારે જીવને કર્મનો કર્તા અને સુખદુ:ખનો ભોકતા માનીએ, જીવ અનેક માનીએ અને સ્વર્ગ વગેરે લોક સાચા છે એમ માનીએ અને પદાર્થોની સ્થિતિ પ્રવાહરૂપથી નિત્ય અને યથાર્થ માનીએ અથવા વિજ્ઞાનવાદી બુદ્ધના મત પ્રમાણે ઘટ પટ વગેરે બ્હારની આકૃતિઓના ભેદથી તેને અનુસરતી બુદ્ધિ જ ઉત્પન્ન થાય છે અને બદલતી રહે છે એમ માનીએ તો પણ દેહધારીઓના જન્મ મરણ વગેરે ભાવ નિરન્તર ચાલ્યા કરશે, જીવો કર્મના કર્તા અને ભોકતા થયા કરશે અને એ રીતે પણ પરાધીનતા રહેશે તો એવી પરવશ દશાથી જીવને શો લાભ છે? (૧૧-૧૦-૧૭). જેણે જેણે દેહ ધારણ કરેલ છે તેને સુખ મળતું નથી. કેટલાક માણસો સુખની પ્રાપ્તિનો અને દુ:ખની નિવૃત્તિનો ઉપાય જાણે છે, છતાં મોક્ષનો ઉપાય તેઓ જાણતા નથી. જે માણસને ફાંસી દેવાની હોય

તેને મિષ્ટાન્ન કે સંસારનાં કોઇ સુખ ગમતાં નથી. વળી જેમ અહીંનું લૌકિક સુખ મિથ્યા છે તેમ સ્વર્ગનું સુખ પણ મિથ્યા છે કારણ કે સ્વર્ગમાં પણ દેવો વચ્ચે પરસ્પર અદેખાઇ, સ્પર્ધા વગેરે હોય છે અને તે સુખનો પણ નાશ થાય છે. યજ્ઞો કરીને માણસ સ્વર્ગમાં જાય છે અને ત્યાં દેવોની માફક સ્વર્ગનું સુખ ભોગવે છે, પણ એક દિવસ ત્યાંથી પોતાનું પતન થવાનું છે તે જાણતો નથી. વળી જે કોઈ જીવ અધમ પુરુષોના કુસંગમાં પડી સ્વેચ્છાચારી, કૃપણ અને લોભી તથા હિંસક થાય છે તે પરવશ થઈને નરકમાં પડે છે. જેના ફળમાં માત્ર દુઃખ છે, એવાં કર્મ શરીરથી કરતો પુરુષ વારંવાર દેહ ધારણ કરે છે. એવા જીવને સુખ શી રીતે મળે ? જેઓનું આયુષ્ય કલ્પ જેટલું હોય છે તેને પણ ભગવાનની બીક લાગે છે અને જેની આયુષ્ય, બે પરાર્ધની છે તે બ્રહ્માને પણ કાળરૂપ ભગવાનનો ભય રહે છે. ભગવાન કહે છે કે (ઈંદ્રિયો) કર્મ કરે છે અને સત્વ વિગેરે ગુણો ઇંદ્રિયોને કર્મમાં પ્રવૃત્ત કરે છે. જીવ તો અજ્ઞાનવશ ઈંદ્રિયોથી યુક્ત થઈને એટલે તેમાં અહંબુદ્ધિ કરી કર્મનાં ફળોને ભોગવે છે.

**यावत्स्याद् गुणवैषम्यं तावन्नानात्वमात्मनः ।**
**नानात्वमात्मनो यावत्पारतन्त्र्यं तदैव हि ॥ ११–१०–३२**

અર્થઃ—જ્યાં સુધી ગુણોની વિષમ અવસ્થા રહે છે ત્યાં સુધી આત્માના ભેદ રહે છે અને જ્યાં સુધી ભેદ રહે છે ત્યાં સુધી પરાધીનતા છે.

આ શ્લોક બહુ ઉપયોગી છે. વ્યવહારમાં ગુણદોષની બુદ્ધિ ઘણીવાર માણસોના મનમાં ઉત્પન્ન થયા કરે છે. એવી દશામાંથી કોઇ જ બચી શકે છે. અગ્યારમા સ્કંધના ૧૯ મા અધ્યાયને અંતે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે "કોઇના ગુણ કે દોષ ન જોવા એ ગુણ છે અને કોઈના ગુણ કે દોષ જોવા એ દોષ છે. એ સાંભળી ઉદ્ધવજીએ ભગવાનને પ્રશ્ન

કરેલ છે કે આપે રચેલ વેદમાં અને વર્ણાશ્રમ ધર્મમાં પણ ગુણ દોષની બુદ્ધિ રહેલ છે, તેના જવાબમાં ભગવાન તેને કહે છે કે "મેં અધિકાર પ્રમાણે ત્રણ યોગ બનાવેલા છે. બહુ વૈરાગ્યવાળાને માટે જ્ઞાન છે, બહુ વૈરાગ્ય જેનામાં ન હોય તેના જીવનમાં એવા પ્રસંગ બહુ આવતા નથી. અરધા વૈરાગ્યવાળાને માટે ભક્તયોગ બતાવેલ છે. તેમાં પણ આગળ વધતા જ્યારે એકાન્તિક ભક્તિ ઉત્પન્ન થાય છે ત્યારે ગુણ–દોષની બુદ્ધિ રહેતી નથી. બીલકુલ વૈરાગ્ય ન હોય તેમને માટે કર્મયોગ છે. કર્મયોગ નિષ્કામ ભાવે થાય તો ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન ન થાય, પણ એ કામ અઘરું છે. તેથી વૈરાગ્ય આવે ત્યારે અથવા ભગવાનની કથામાં પ્રીતિ લાગે ત્યારે કર્મ ઓછાં કરવાની અથવા નિવૃત્તિ મેળવવાની જરૂર છે.

સાધ્ય સાધનના ભેદથી ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે. બ્રહ્મવેત્તામાં એવા ભેદ નથી તેથી તેમને માટે કર્મ નથી સંસારી ધર્મથી શૂન્ય, આત્માથી અતિરિક્ત, ક્રિયાકારક તથા તેનાં સાધન એ બધા અવિદ્યાના વિષય છે. આત્મજ્ઞનો વિષય અભેદ છે અને અજ્ઞાનીના વિષય ક્રિયા, ફળ, સાધન વગેરે ભેદ છે. કઠોપનિષદમાં કહેલ છે કે **मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति** એટલે જેને ભેદ જેવું દેખાય છે તેને મરણ જણાય છે. એ શ્રુતિમાં ભેદની નિંદા કરેલી છે. નિંદા ત્યાગને માટે થાય છે. ક્રિયા, સાધન, ફળ વગેરે જે અવિદ્યાના વિષય છે અને જે ભેદ ઉત્પન્ન કરે છે તે બધાનો આત્મવિદ્યાથી ત્યાગ કરવો જોઇએ. અજ્ઞાનીને માટે સાધન ફળનો આશ્રય છે, બ્રહ્મવેત્તા અસાધન ફળસ્વરુપ આત્માના વિજ્ઞાનરૂપ બળનો આશ્રય કરે છે. તેનો આશ્રય કરવાથી ઇંદ્રિયો પોતાના વિષયોમાં વિદ્વાનોને ખેંચીને લઇ જતી નથી; સંસારી માણસોને બ્રહ્માત્મૈકત્વનું ભાન થતું નથી, તેથી તેમને માટે બ્રહ્મજ્ઞાન એ રાત્રી છે, જ્ઞાનીઓને નહિ. જગતનું જ્ઞાન જ્ઞાનીઓને થતું નથી તેથી જગત એ બ્રહ્મજ્ઞાનીઓની રાત્રી છે. આત્માના અજ્ઞાનથી અનાત્માના ધર્મોની આત્મામાં પ્રતીતિ થાય છે અને યથાર્થ જ્ઞાનથી તેની

મુક્તિ થાય છે. જે ધર્મ આત્મામાં કોઇ વખતે દેખાય અને કોઇ વખતે ન દેખાય તે આત્માનો ધર્મ નથી. તે રજ્જુ–સર્પની માફક આત્મામાં અધ્યસ્ત છે. અધ્યસ્ત સંસારી ધર્મ સાથે આત્માને વાસ્તવિક સંબંધ થતો નથી. જ્ઞાની પુરુષને આ લોકના અને પર લોકના બધા કામમાં વૈરાગ્ય છે તેથી પ્રયોજનના અભાવથી કર્મ છોડી દે છે. જે પુરુષ રાગ વગેરેના પ્રાબલ્યથી કર્મનો ત્યાગ કરી શકતા નથી તે રાગ વગેરેના શમનને માટે કર્મ કરે તો ખોટું નથી. જ્ઞાનીમાં સંસારીના જેવા રાગદ્વેષ હોતા નથી. જ્ઞાનીને રાગદ્વેષનો આભાસ હોય છે. તેમના આભાસવાળા રાગથી લોકોને ઉપદેશ મળે છે, અને તેના આભાસ વાળા દ્વેષથી કુસંગની નિવૃત્તિ થાય છે. કામના અપ્રાપ્ત વિષયની હોય છે. તેવું જ્ઞાનીમાં હોતું નથી. જ્ઞાની આપ્તકામ હોય છે તેથી કામના પૂરી કરવા માટે તે કાર્ય કરતા નથી. જ્ઞાનીનાં કર્મ પ્રારબ્ધના ભોગ માટે થાય છે કારણકે તે અનાસક્તિપૂર્વક થાય છે. જેને દૃઢ અપરોક્ષ અનુભવ થયો હોય તેમને કર્મ બાધ કરી શકતાં નથી કારણ કે તેનામાં રાગદ્વેષ હોતા નથી. જે માણસમાં રાગ દ્વેષ ન હોય તે કર્મ કરે તો બંધાતો નથી. જેઓનું હૃદય બહુ કોમળ હોય અને જેને સંગદોષ લાગતો હોય તે જો સમાજસેવામાં પડે તો પોતાનું લક્ષ્ય બરાબર રાખી શકતો નથી અને તેનામાં ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. ગુણદોષની સાથે જ નાનાત્વ એટલે ભેદ ઉત્પન્ન થાય છે અને ભેદથી પરતંત્રતા આવે છે. વળી જ્યાં સુધી પરતંત્રતા જણાય છે ત્યાં સુધી ઈશ્વર વગેરેનો ભય પણ જણાય છે તેથી જે માણસો કર્મમાર્ગના ઉપાસક છે તે શોક અને મોહને પ્રાપ્ત થાય છે. ભગવાન કહે છે:—

"હે ઉદ્ધવ ! ગુણોનું વૈષમ્ય થતાં કાળ, જીવ, વેદ, લોક, સ્વભાવ અને ધર્મ વગેરે અનેક નામો દ્વારા મારું જ નિરૂપણ થાય છે." તો પછી બંધન કોને થયું અને કેવી રીતે થયું, તે બાબત વિશે હવે પછીના પ્રકરણમાં ઉદ્ધવજી ભગવાનને પ્રશ્ન પૂછે છે.

# પ્રકરણ ૧૧

## અવિદ્યાથી બંધન

ઉદ્ધવજી શ્રી કૃષ્ણ ભગવાનને નીચે પ્રમાણે પ્રશ્નો પૂછે છેઃ—

૧. દેહના કર્મમાં અને તેના ફળ વગેરે ગુણોમાં રહેનાર આ દેહધારી જીવ ગુણોના બંધનમાં કેમ પડતો નથી ?

૨. જો આકાશની સમાન તે નિર્વિકાર અને આવરણ વગરનો હોય અને તેને ગુણો સાથે કોઇ પ્રકારનો સંબંધ ન હોય તો તેમાં કેમ બંધાય છે ?

૩. ગુણોથી મુક્ત થયેલ પુરૂષ કેવી રીતે રહે છે ?

૪. કેવી રીતે વિહાર કરે છે ?

૫. કેવાં લક્ષણોથી તેને ઓળખી શકાય છે ?

૬. તે શું ખાય છે ?

૭. શું ત્યાગે છે ?

૮. કેવી રીતે સુએ છે, બેસે છે અને ચાલે છે ?

૯. વળી એક જ આત્મા નિત્યબદ્ધ તથા નિત્યમુકત કેવી રીતે હોઈ શકે ?

આવાં પ્રશ્નો ગીતાના બીજા અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ જાણવા માટે અને ગીતાના ૧૪મા અધ્યાયમાં ગુણાતીતનાં લક્ષણો જાણવા માટે અર્જુને શ્રીકૃષ્ણને પણ પૂછેલા છે. તેના જવાબ પણ લગભગ સરખા છે, છતાં એક વિશેષતા એ છે કે ગીતામાં જગતને મિથ્યા માનેલ નથી અને એકાદશ સ્કંધમાં હવે જ્યારે શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને જવાબ આપશે તેમાં સ્વપ્નાનાં દ્રષ્ટાંત આપીને જગતને મિથ્યા માનેલ છે. ઉપરના પ્રશ્નોના જવાબ આપતાં ભગવાન કહે છે કેઃ—

**बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ।**
**गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बंधनम् ॥**

૧૧–૧૧–૧.

અર્થ:—ગુણોના કારણથી બદ્ધ અને મુક્ત કહેવામાં આવે છે, વસ્તુતઃ નહિ અને ગુણોનું મૂળ માયા છે. તેથી વાસ્તવમાં મને બંધન નથી તેમ મોક્ષ પણ નથી. વળી:—

**शोकमोहौ सुखं दुःखं देहोत्पत्तिश्च मायया ।**
**स्वप्ने यथात्मनः ख्यातिः संसृतिर्न तु वास्तवी ॥**

૧૧–૧૧–૨

અર્થ:—શોક, મોહ, સુખ, દુઃખ અને દેહની ઉત્પત્તિ એ બધાં માયાનાં કાર્ય છે અને આ સંસાર પણ સ્વપ્નની માફક બુદ્ધિવૃત્તિની પ્રતીતિ જેવો છે, એ વાસ્તવમાં સાચો નથી.

આ શ્લોકમાં સ્વપ્નાનો દૃષ્ટાંત આપેલ છે અને સ્વપ્નની માફક જાગ્રતનો સંસાર પણ પ્રાતિભાસિક છે એમ કહેલ છે. જૈન ધર્મમાં અને બુદ્ધ ધર્મમાં પણ આત્મખ્યાતિવાદ માનવામાં આવે છે. આત્મખ્યાતિ એટલે જે વખતે જે વસ્તુ બુદ્ધિની વૃત્તિથી દેખાય છે તે વસ્તુ બુદ્ધિના જ્ઞાનરૂપ છે અને તે ક્ષણે જ છે, આગળ પાછળ નથી. સ્વપ્નની વસ્તુઓ તે વખતે સ્થિર દેખાય છે પણ વાસ્તવમાં એ સ્વપ્નના જ્ઞાનનો પર્યાય છે. તેવીજ રીતે જાગ્રતની વસ્તુઓ સ્થિર લાગે છે અને તેનાથી વ્યવહાર ચાલે છે પણ એ પ્રમાણ સાચું નથી એટલે જાગ્રતનું જ્ઞાન સાચું નથી. જો જાગ્રતનું જ્ઞાન સાચું હોય તો કોઈ વધારે જ્ઞાન માટે પ્રયત્ન કરે નહિ. ખરી વાત એવી છે કે જાગ્રત અવસ્થામાં અને સ્વપ્ન અવસ્થામાં જ્ઞેય ( વસ્તુ ) તરફ ધ્યાન જતું રહે છે અને જ્ઞાન તે વખતે કેવું છે તેની તપાસ કરી શકાતી નથી. જ્યારે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રણેનો વિચાર થાય છે ત્યારે ત્રણે પ્રાતિભાસિક બની જાય છે. દરેક માણસને સૃષ્ટિ સરખી દેખાતી નથી

કારણ કે દરેકની દૃષ્ટિ જુદા પ્રકારની હોય છે, તેથી દૃષ્ટિ–સૃષ્ટિવાદનો સિદ્ધાંત નીકળે છે. દૃષ્ટિ–સૃષ્ટિવાદમાં પ્રાતિભાસિકતા હોય છે અને પ્રાતિભાસિકતામાં જ્ઞાતસત્તા રહે છે, એટલે જેની દૃષ્ટિમાં જેટલું જગત જાણવામાં આવે છે તેને માટે એથી વધારે જગત રહેતું નથી. તેથી જ્ઞેય કરતાં જ્ઞાન તરફ વધારે ધ્યાન આપવાની જરૂર છે. નિષ્કામ કર્મ અને ઉપાસનાથી જેનું ચિત્ત શુદ્ધ થયું હોય તે જ સાચા જ્ઞાન તરફ વળી શકે છે.

ભગવાન કહે છે કે: "દેહધારીઓને મોક્ષ આપનાર વિદ્યા અને બંધન કરનાર, અવિદ્યા એ બંને મારી માયાથી ઉત્પન્ન થઇ છે. એક જ જીવરૂપ ધર્મીમાં બંધ અને મોક્ષ એ બંને વિરુદ્ધ ધર્મ શી રીતે આવે છે તે માટે હું હવે ખુલાસો આપું છું. એક જ ઝાડ ઉપર બે પક્ષી બેઠાં હોય એવી આ રચના છે. તેમાં જીવરૂપ પક્ષી સુખ-દુઃખ વગેરે ફળ ભોગવે છે અને ઈશ્વર કર્મના ફળથી અસંગ રહે છે તેથી જ્ઞાન, ઐશ્વર્ય, આનંદ અને શક્તિ વગેરેમાં પહેલાં કરતાં અધિક છે. જે ફળ લેતા નથી તે ઈશ્વર પોતાને અને પ્રપંચને જાણે છે પણ જે પક્ષી (જીવ) કર્મરૂપ ફળને ભોગવે છે તે પોતાને કે પ્રપંચને બરાબર જાણતો નથી. તેથી જે દશામાં જીવ અવિદ્યાયુક્ત છે તે દશામાં નિત્યબદ્ધ જેવો લાગે છે અને જે વિદ્યામય દશા છે તે નિત્યમુક્ત દશા છે. તેનો વધારે ખુલાસો નીચે પ્રમાણે છે:—

**देहस्थोऽपि न देहस्थो विद्वान्स्वप्नाद्यथोत्थितः ।**
**अदेहस्थोऽपि देहस्थः कुमतिः स्वप्नदृग्यथा ॥ ११-११-८**

અર્થ:—સ્વપ્નામાંથી ઉઠેલ માણસની માફક વિદ્વાન પુરુષ દેહમાં રહેલો છતાં (દેહનું અભિમાન ન હોવાથી) દેહમાં રહેલો નથી અને અજ્ઞાની સ્વપ્નદ્રષ્ટાની સમાન દેહસ્થ ન હોવા છતાં દેહસ્થ રહે છે એટલે દેહનું અભિમાન કરીને દેહથી ઉત્પન્ન થયેલ ઘણી ઉપાધિઓ ભોગવે છે.

તેથી બધો આધાર આસક્તિ અને અહંકાર ઉપર છે. અહંકાર એ મનોમય કોશનું સુખ છે, વાસના એ પ્રાણમય કોશનું સુખ છે અને નિંદ્રા એ અન્નમય કોશનું સુખ છે. એવા ખોટા સુખમાંથી છૂટવું એ મોક્ષનો માર્ગ છે. વિષયોના ચિંતનથી અને વિષયોના ભોગથી વિક્ષેપ પામેલ ચિત્તમાં સંકલ્પ, સ્મૃતિ, વિપર્યય વગેરે જાતની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. તેવા મનના નિગ્રહ માટે અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે. ખરૂં સુખ પરિપૂર્ણ પરમાત્મામાં છેઃ અલ્પમાં દુઃખ છે. જેમ તેજસ્વી ઘોડાને બહુ મારવું પડતું નથી પણ માત્ર ચાબૂક દેખાડવાથી તે ચાલવા માંડે છે તેમ ગયા જન્મના પુણ્યથી જેનું અંતઃકરણ પવિત્ર થઈ ગયું છે તેમને માત્ર થોડા શબ્દોથી એટલે મહાવાક્યથી જ આત્મજ્ઞાન થાય છે. જ્યારે વૃત્તિ બ્રહ્માકાર થાય ત્યારે બ્રહ્માનુભવના સંસ્કાર પડી જાય છે. એવી વૃત્તિ આખો દિવસ ટકતી નથી કારણ કે દેહના રક્ષણ માટે ખાવા પીવાનું કામ કરવું પડે છે, પણ બ્રહ્મસુખના સંસ્કાર પડી જાય અને વ્યવહારમાં અહંકાર નહિ આવે તો વિદ્યા બળવાન રહે છે. વિદ્વાન એમ માનતો નથી કે હું સંયોગ વિયોગને ગ્રહણ કરૂં છું. આ દૈવાધીન શરીરથી રચાયેલ ગુણોદ્વારા જે કર્મો થાય છે તેમાં અજ્ઞાની માણસ "હું કર્તા છું" એવી ભાવનાથી બંધાઈ જાય છે. જ્ઞાની પોતાના સ્વરૂપમાં વૃત્તિ રાખે છે તેથી બહારના સંસ્કારનું જોર નરમ પડે છે. જે જેને જુએ તે તેથી જુદો છે. એ વ્યતિરેક ભાવની ઉપાસના છે. તે ઉપાસના દેહનો અધ્યાસ, પ્રાણનો અધ્યાસ દૂર કરવામાં ઉપયોગી છે. દ્વૈતના સ્મરણકાળે વૈરાગ્યની ભાવના રાખવી. દ્વૈતનું વિસ્મરણ એ આત્મજ્ઞાન સ્થિર કરવાનો પરમ ઉપાય છે. વિવેકી પુરુષ, વૈરાગ્યના જોરથી, બેસતાં ઉઠતાં હરતાં ફરતાં, સ્નાન કરતાં, દેખતાં સુંઘતાં, ભોજન કરતાં ગુણોને કર્તા માને છે તેથી બન્ધનમાં પડતો નથી, એટલું જ નહિ પણ પ્રકૃતિના ગુણોમાં રહેતાં છતાં આકાશ, સૂર્ય અને વાયુની સમાન અસંગ રહે છે. જેમ દાતારને ધનની કિંમત નથી, ક્ષત્રિઓ મરણને તણખલા જેવું માને છે,

વૈરાગીને સ્ત્રીની કિંમત તણખલા જેવી છે તેમ નિસ્પૃહી વિદ્વાનને જગતનું સુખ તણખલા જેવું લાગે છે. માયા તરફ જે લક્ષ રાખે છે તેને માયાનું જોર લાગે છે. જે તે તરફ લક્ષ રાખતા નથી તેના પ્રત્યે માયા કાંઇ સત્તા બતાવતી નથી. તેથી કોઇપણ રીતે પોતાને દેહના ધર્મથી અસંગ માનતાં શીખવું જોઇએ. દેહના ધર્મ આત્મામાં છે એમ માનવું એ પરમાત્માનો તિરસ્કાર કરવા બરાબર છે. તેથી ભગવાન કહે છે કેઃ—

**वैशारद्येक्षयाङ्कशितया छिन्नसंशयः ।**
**प्रतिबुद्ध इव स्वप्नान्नानात्वाद्विनिवर्तते ॥**

૧૧–૧૧–૧૪

અર્થઃ—અસંગ ભાવથી તિક્ષ્ણ કરેલી પોતાની વિમળ બુદ્ધિથી બધા સંશયોને કાપી સ્વપ્નમાંથી જાગેલા પુરુષની માફક, વિદ્વાન ભેદભ્રાંતિથી નિવૃત્ત થઇ જાય છે.

નાની ઉંમરથી જેટલી જેટલી ભેદવાળી વાતો કરી તે બધી સ્વપ્નાના જેવી સમજીને ભૂલી જવી જોઇએ. પરમાત્મા જ સર્વત્ર ખેલી રહેલ છે, તેથી માત્ર ભ્રાંતિ કાઢવાની છે. જ્ઞાનદ્વારા આખું જગત બ્રહ્મરૂપ થઇ જાય છે તો જીવ (ચિદાભાસ) જેટલી નાની વસ્તુ બ્રહ્મ કેમ ન થાય ? છતાં જ્ઞાન થયા પછી જ્ઞાની પુરુષની ઇંદ્રિયોનું કામ છટ્ઠી ભૂમિકા સુધી કામ કરતી રહે છે. પણ તે કર્મ પોતે કરે છે એમ માનતા નથી. સુષુપ્તિમાં અને સમાધિમાં અંતઃકરણ મિથ્યા છે, માત્ર ચૈતન્ય જ સત્ય છે, એવો અનુભવ થાય છે. સ્વપ્નમાં જેમ ઘણું દેખાવા છતાં વાસ્તવમાં કાંઈ નથી તેમ જાગ્રતમાં પણ બધું દેખાવા છતાં કાંઇ નથી. સ્વપ્નમાં હજારો આંખો એક પુરુષની આંખો છે તેવું જ જાગ્રતમાં પણ છે.

તેથી ભગવાન કહે છે કેઃ—

**यस्य स्युर्वीतसङ्कल्पाः प्राणेन्द्रियमनोधियाम् ।**
**वृत्तयः स विनिर्मुक्तो देहस्थोऽपि हि तद्गुणैः ॥ ११-११-१४**

અર્થઃ—જેના પ્રાણ, ઇંદ્રિય, મન, અને બુદ્ધિની સમગ્ત ચેષ્ટાઓ સંકલ્પશૂન્ય થઇ જાય છે તે દેહમાં સ્થિત રહેવા છતાં દેહના ધર્મથી મુક્ત છે.

છતાં પ્રારબ્ધ યોગે કોઇ વૃત્તિઓ ઊઠે તો સમુદ્રના મોજાંની માફક શુદ્ધ ચૈતન્યનાં મોજાં માનવાં, અથવા વૃત્તિઓને મિથ્યા માનવી. સ્મૃતિ, વિસ્મૃતિ વગેરે ધર્મ ચિદાભાસમાં રહેલા છે અને તે ચિદાભાસ શુદ્ધ ચૈતન્યમાં અધ્યસ્ત છે, આત્માને પ્રકૃતિ સાથે આધ્યાસિક સંબંધ છે, તેથી પ્રકૃતિના દોષ, વિક્ષેપ, નિદ્રા વગેરે આત્માને લાગતાં નથી. જેમ ઉપાધિ કલ્પિત છે તેમ ઉપાધિનો સંબંધ પણ કલ્પિત છે. જેમ રજ્જુમાં સર્પનું સ્વરૂપ અને સંબંધ બન્ને આધ્યાસિક છે તેમ ઇશ્વર સાક્ષીમાં જગતનો સંબંધ અને જગતનું સ્વરૂપ બંને આધ્યાસિક છે.

બ્રહ્મજ્ઞાનીને બીજું છે જ નહિ તો જાણે શું ? અથવા જો બીજું જાણે તો દ્વૈત થાય અને અદ્વૈત સિદ્ધાંતની હાનિ થાય. તેથી ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—જેના પ્રાણ, ઇંદ્રિય, મન, અને બુદ્ધિની સમસ્ત ચેષ્ટાઓ સંકલ્પશૂન્ય હોય છે, તે દેહમાં રહેતા છતાં તેના ગુણોથી મુકત છે (૧૧–૧૧–૧૪). શરીરને કોઈ હિંસક માણસો પીડા કરે અને કોઈ દૈવયોગથી પૂજા વગેરે કરે તો પણ વિદ્વાનને કોઇ પ્રકારનો વિકાર થતો નથી; માટે—

**न स्तुवीत न निन्देत कुर्वतः साध्वसाधु वा ।**
**वदतो गुणदोषाभ्यां वर्जितः समदृङ्मुनिः ॥ ११-११-१६**

અર્થ : જે મુનિ ગુણદોષથી રહિત થયેલ છે તેણે કોઈ સારા

નરસા કર્મમાં કોઈ પડ્યા હોય તે બાબતમાં અને વાણીથી સારૂં નરસું કોઈ બોલે તો કોઈની સ્તુતિ કે નિંદા કરવી નહિ.

**न कुर्यान्न वदेत्किञ्चिन्न ध्यायेत्साध्वसाधु वा ।**
**आत्मारामोऽनया वृत्त्या विचरेज्जडवन्मुनि ॥ ११-११-१७**

અર્થ : પોતે કોઈ પ્રકારના સારા નરસા કર્મમાં પડવું નહિ, સારૂં નરસું બોલવું નહિ અને મનમાં પણ સારા નરસાનો વિચાર કરવો નહિ.

એવી વૃતિ રાખી માત્ર આત્મામાં આનંદ લેતા રહીને જડની માફક વિચરવું.

આત્માનું સુખ જ્ઞેયથી અવ્યતિરિક્ત હોવાથી વસ્તુતંત્ર છે. સ્વાનુભૂતિ રસના આવેશવાળું હોવાથી શાંત છે, શબ્દ શક્તિવૃત્તિથી પ્રકાશ કરી શકાય તેમ નથી તેથી અકથ્ય છે અને શરીર વગેરે સંબંધથી રહિત છે. જ્યારે ચિત્ત પોતાના વિષયની કલ્પના કરે ત્યારે સંબંધ અને કાર્ય કારણનું અસ્તિત્વ થાય, પણ બ્રહ્મ સિવાય બીજી વસ્તુ નથી એમ જાણી જ્ઞાની પુરુષો નિર્વિશેષ અજ સ્વરૂપમાં નિશ્ચિત થાય છે. બ્રહ્મ અપરોક્ષ વસ્તુ છે તેથી તેનું જ્ઞાન પણ અપરોક્ષ રહે છે. જેના ચિત્તમાં અસંભાવના અને વિપરીત ભાવનારૂપી મેલ થતો નથી તેને બ્રહ્મજ્ઞાન સંસારનો ભ્રમ નિવૃત્ત કરવાને સમર્થ થાય છે.

**शब्द ब्रह्मणि निष्णातो न निष्णायात्परे यदि ।**
**श्रमस्तस्य श्रमफलो ह्यधेनूमिव रक्षतः ॥ ११-११-१८**

અર્થ : જે માણસ શબ્દબ્રહ્મમાં પારંગત થયો હોય પણ જેની નિષ્ઠા પરબ્રહ્મમાં થઈ નથી, એટલે જેણે સમાધિદ્વારા પરમાત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર કર્યો નથી, તેને જે ગાય દૂધ આપતી નથી તેનું પાલન કરવા જેવું થાય છે એટલે માત્ર શ્રમના ફળમાં પરિશ્રમ લાગે છે.

गां दुग्ध दोहामसतीं च भार्यां
देहं पराधीनमसत्प्रजां च ।
वित्तं त्वतीर्थीकृतमङ्ग वाचं
हीना मया रक्षति दुःख दुःखी ॥ ११-११-१९

અર્થ : દૂધ દેવામાં અસમર્થ ગાય, કુલટા સ્ત્રી, પરાધીન શરીર, અસત્ સંતાન, પાપમય ધન તથા મારા ગુણાનુવાદથી શૂન્ય વાણી રાખવાથી દુઃખ ઉપર દુઃખ ઉત્પન્ન થાય છે. જેમાં સંસારની ઉત્પત્તિ, સ્થિતિ, ગતિ અને સંહારરૂપ મારાં પવિત્ર કર્મોના અથવા મારી લીલાના અવતારોનું અને સ્વેચ્છાથી ધારણ કરેલ જન્મોનું વર્ણન ન હોય એવી નિષ્ફળ વાણીનો ધીર પુરુષો આદર કરતા નથી.

જો વૃત્તિ આત્મસ્વરૂપમાં લય પામે તો સત્સંગ માટે અથવા બીજા કોઈ કામ માટે તેને બહાર કાઢવી નહિ. મુખ્ય કામ તો બ્રહ્મમાં નિષ્ઠા કરવાનું છે. ચોથી ભૂમિકામાં મનનો અને વાસનાનો સંપૂર્ણ ક્ષય થતો નથી. પાંચમી ભૂમિકાથી સત્ત્વની વૃદ્ધિ થાય છે અને ધીરે ધીરે જેમ જેમ આત્મામાં સ્થિતિ બંધાય છે તે પ્રમાણમાં વાસનાનો વધારે ક્ષય થાય છે અને મનના સંકલ્પોનો વધારે નાશ થાય છે.

જગતના પદાર્થ ઉપર જગત ભાવે ધ્યાન આપવાથી માણસ અવિદ્યામાં બંધાય છે. આત્માને જાણ્યા પછી બધું ભૂલી જવાનું છે, કોઈ વખતે જરૂર પડતી ચર્ચા વખતે તેનો ઉપયોગ કરી પછી ધ્યાનસ્થ રહેતાં શીખવું જોઈએ. જેમ શંખની અંદરનો જીવ ઊંચો નીચો થાય છે ત્યારે શંખ ઊંચો નીચો થતો લાગે છે તેમ સૂક્ષ્મ શરીર ઊંચું નીચું થાય ત્યારે આત્મા ઊંચો નીચો થતો લાગે છે; જન્મ-મરણ પણ સૂક્ષ્મ શરીરને લાગે છે. બ્રહ્મમાં જગતના બનાવો જાણવાની જરૂર નથી. તે બનાવો ન જાણવાથી જ્ઞાન ઓછું થતું નથી. સસલાને કેટલાં શીંગડાં છે તે ગણતાં ન આવડે તેથી સર્વજ્ઞતા

ઓછી થતી નથી. જે વસ્તુ અજ્ઞાનીને જગત રૂપે દેખાય છે તે જ જ્ઞાનીને ભગવાન રૂપે દેખાય છે. ભગવાન સિવાય જે કાંઇ બુદ્ધિમાં આવશે તે અધ્યારોપ થશે અને જ્ઞાનથી તેનો અપવાદ કરવો પડશે. જેને જગત દેખાય છે તે જગતને જાણતો નથી અને બ્રહ્મને પણ જાણતો નથી. જેને બ્રહ્મ દેખાય છે તે જગતના તત્ત્વને બરાબર જાણે છે અને બ્રહ્મને પણ બરાબર જાણે છે. પરમેશ્વરનું યથાર્થ સ્વરૂપ જાણવામાં તો જીવ અને તેનો કર્મ સાથેનો સંબંધ વગેરે કાંઈ રહેતું નથી. આત્મભાવ બીજા બધા ભાવનો બાધ કરીને સ્વરૂપમાં નિષ્ઠા કરાવે છે અને બાધ પામેલ અનાત્મભાવ ( એટલે કલ્પિત માયા અને તેનું કાર્ય) દેહ રહે ત્યાં સુધીપ્રતીતિ માત્ર રહે છે. દેહ છૂટે ત્યારે તે પ્રતીતિ પણ જતી રહે છે અને જે માત્ર કેવળ શુદ્ધ છે તે રહે છે. તે ભાવ અને અભાવથી રહિત છે એટલે સવિશેષ અને નિર્વિશેષથી અતીત છે માટે;—

**एवं जिज्ञासयपोह्य नानात्व भ्रममात्मनि ।**
**उपारमेत विरजं मनो मय्यर्प्य सर्वगे ॥ ११-११-२१**

અર્થ :—આત્મજીજ્ઞાસાથી પોતામાંથી ભેદની ભ્રાંતિ કાઢી નાખીને પોતાનું નિર્મળ ચિત્ત સર્વવ્યાપી પરમાત્મામાં સમર્પણ કરીને ઉપરામ પામી જવું.

માયા માણસને કાંઇ પણ હાનિ કરવા સમર્થ નથી, કારણ કે પોતે અધ્યસ્ત છે. જીવ પણ અધ્યસ્ત છે. બ્રહ્મને અડખે પડખે બીજું કાંઇ છે નહિ. જ્યારે જ્યારે પર રચિત પ્રારબ્ધના સંસ્કાર સ્ફૂરે ત્યારે ત્યારે બ્રહ્મ વિચારથી તેને દાબી દેવા એટલે માયાની નિવૃત્તિ થઈ જશે. પરિપૂર્ણ ચેતન વિશે આપણી અને જગતની પ્રતીતિ છે. વાસ્તવમાં ભગવદ્ વ્યતિરિક્ત કાંઈ છે જ નહિ. ચેતન નિર્ગુણ, નિર્ધર્મ રસરૂપ છે. તેમાં જીવ અને તેના ધર્મ, અને જગત અને તેના ધર્મ નિત્ય નિવૃત્ત છે. આનંદરૂપ બ્રહ્મમાં વિવર્ત રૂપે જણાતાં પ્રારબ્ધ,

જીવ, દેહ, જગત, સમષ્ટિ વ્યષ્ટિ જે ક્ષણે દેખાય તે ક્ષણમાં રજ્જુ સર્પની માફક કલ્પિત છે, આગળ પાછળ નથી, કલ્પિત હોવાથી. અધ્યસ્ત પદાર્થ અધિષ્ઠાન ચેતનને કાંઇ હાનિ કરવાને શકિતમાન નથી. પારમાર્થિક શ્રીહરિ વિષે માયા વિના વ્યવહારદૃષ્ટિ સંભવે નહિ એ વાત અગ્યારમા સ્કંધના અગ્યારમા અધ્યાયના પહેલા શ્લોકમાં અને બીજા શ્લોકમાં ઉપર પ્રમાણે ભગવાને સ્પષ્ટ કરેલી છે. તેથી ભગવાનથી ભિન્ન પોતાને અને સમષ્ટિ–વ્યષ્ટિ જગતને ન જોવા-તે જ સહજ સ્થિતિ છે, તે જ સમાધિ અને તે જ ભકિત છે. જેમ બપોરના સૂર્યને પોતાના અદર્શનાત્મક ધર્મ દ્વારા કોઈ ઘુવડ અંધકાર આરોપવા જાય તો તે ધર્મ સૂર્યને સ્પર્શ કરી શકતો જ નથી, કારણ કે તે સૂર્યમાં નિત્ય નિવૃત્ત છે તેમ શ્રીહરિને માયા અને તેના ધર્મો કોઇ કાળે સ્પર્શ કરતા જ નથી.

## પ્રકરણ ૧૨

### ઓછા વૈરાગ્યવાળા જિજ્ઞાસુ માટે ભકિતયોગ

ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—

**यद्यनीशो धारयितुं मनो ब्रह्मणि निश्चलम् ।**
**मयि सर्वाणि कर्माणि निरपेक्षः समाचर ॥** ૧૧–૧૧–૨૨

અર્થઃ—જો તમે મનને પરબ્રહ્મમાં નિશ્ચલતાપૂર્વક સ્થિર કરવામાં અસમર્થ હો તો નિરપેક્ષ થઈ બધાં કર્મ મારે માટે જ કરો.

પરબ્રહ્મમાં નિષ્ઠા કરવી એ કામ બહુ જ મુસ્કેલ છે, તેમાં જ્ઞાન અને વૈરાગ્ય સારાં જોઇએ. જ્ઞાનદ્વારા એમ લાગવું જોઇએ કે વસ્તુ માત્ર એક બ્રહ્મ છે અને વૈરાગ્યથી બહારના મિથ્યા વિષયોમાં જતી વૃત્તિને રોકવી જોઇએ, પણ એમ ન બની શકે તો બધાં કર્મ ભગ-

વાનને માટે કરવાં, કારણ કે સત્તા માત્ર બ્રહ્મની જ છે. ફળની આશા વગર કેવળ ભગવાનની પ્રીતિ માટે કર્મ કરવાં અને તેને અર્પણ કરવાં. એવાં કર્મો ભક્તને બંધનરૂપ થતાં નથી. જેના મુખમાં ભગવાનનું નામ છે, જેને ભજનમાં અત્યંત પ્રીતિ છે, તે ભગવાનને તરત વશ કરી લે છે. વૃત્તિ નિર્વિષયી થઇ કે તુરત મુક્તિ પ્રાપ્ત થાય છે. ભક્તને સર્વ કર્મમાં વિષયનું સ્ફુરણ નથી. જેને વિષયમાં ચિત્ત નથી તેને ભગવાન જ વિષય છે. તે સદા ભગવાનમાં નિમગ્ન રહે છે. પરમ પ્રેમથી, પરમ પ્રીતિથી જે ચિત્તવૃત્તિ ભગ-વાનને અર્પણ થાય છે તે ભગવાનને અત્યંત પ્રિય છે.

ગીતાના ૧૨ મા અધ્યાયમાં જેવો ભક્તિનો ક્રમ છે તેવી જ જાતનો ક્રમ અહીં જોવામાં આવે છે. ગીતામાં ૧૨મા અધ્યાયમાં કહેલ છે કે, "મારામાં મન અને બુદ્ધિ રાખ, એ ન બને તો અભ્યાસયોગ કર. એ ન બને તો મારા માટે કર્મ કર અને એ પણ ન બને તો બધાં કર્મના ફળનો ત્યાગ કર." પહેલાં ઉત્તમ ભક્તિ બતાવીને, તે ન બની શકે તો તે પછી બીજા નંબરની ભક્તિ બતાવવામાં આવેલ છે. જેમ જ્ઞાનમાર્ગમાં ૭ ભૂમિકા છે તેવી ભક્તિ-માર્ગમાં નિયત ભૂમિકા જોવામાં આવતી નથી, કારણ કે ભક્તિમાર્ગ લાગણીપ્રધાન છે. નારદભક્તિસૂત્રમાં ૧૧ ભૂમિકા આપેલી છે, રામાયણમાં શ્રી. રામચંદ્રજીએ શબરીને ૯ ભૂમિકા બતાવેલી છે, પુષ્ટિ માર્ગમાં પ્રવાહ, મર્યાદા અને પુષ્ટિ એમ ૩ ભૂમિકા બતાવેલી છે.

મુસલમાની સુફીઓની ભક્તિમાં ૪ ભૂમિકા બતાવેલ છે. ટૂંકામાં જે પ્રકારની માયા હોય તે પ્રકારે ભૂમિકાનો ક્રમ રહે છે. માયા એ પણ ભગવાનની એક શક્તિ છે. બાપની ઇચ્છા દિકરાને બ્રહ્મચારી રાખવાની હોય પણ દિકરાની ઇચ્છા પરણવાની હોય તો વિવાહ કર્યા વગર ચાલે નહિ, વિવાહ ન થાય તો દિકરો અધર્મી થઇ જાય, તેથી માયાની જરૂર પડે છે. માયામાં રહીને આગળ વધવાની જેની

ઈચ્છા હોય તેમને માટે ભકિતમાર્ગ છે. તેથી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે: "શ્રદ્ધાળુ થઈ લોકોને પવિત્ર કરવાવાળી મારી અતિ કલ્યાણકારી કથા સાંભળવાથી, મારા દિવ્ય જન્મ અને કર્મોનું ગાન, અને સ્મરણ કરવાથી અને મારે આશ્રિત રહી ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનું મારે માટે આચરણ કરવાથી સનાતન પરબ્રહ્મમાં નિશ્ચલ ભકિત પ્રાપ્ત થઈ જાય છે. સત્સંગ દ્વારા પ્રાપ્ત કરેલી મારી ભકિતથી તે માણસ મારો ઉપાસક થઈ જાય છે અને અંતે સુગમતાથી પરમપદ પ્રાપ્ત કરી લે છે.

હરિ કથાના અર્થમાં ચિત્ત આરૂઢ થાય તેજ શ્રદ્ધાપૂર્વક શ્રવણ છે. હરિકથા સાંભળતાં વિષયનું ચિંતન કે ઉદ્વેગ થાય તો પરિણામે કથામાં મન લાગતું નથી. તેથી ભગવાનની કથા પ્રેમથી સાંભળવી. જેમ મીઠાનો કટકો સમુદ્રમાં પડતાં સમુદ્ર જેવો થઈ જાય છે તેમ કથા સાંભળતાં એવો પ્રેમ લાગે કે જીવ બ્રહ્મરૂપ થવા લાગે તો તે ખરું શ્રવણ છે. પ્રેમથી અંતઃકરણને એવું ભરી દેવું કે ભગવાન સિવાય બીજું કાંઇ દેખાય નહિ.

ઉત્તમ ભકત, ભગવાનની પ્રાપ્તિના સંકલ્પ સિવાય બીજો સંકલ્પ કરતો નથી. પ્રેમના જોરમાં તેને જ્યાં ત્યાં એક જ તત્ત્વ દેખાય છે. તે જે કરે છે તે પૂજા છે, તે જે કરે છે તે જપ છે. જે અર્થાર્થી હોય છે, જેનો પ્રેમ સંસારમાં વહે છે, તેને ભગવત્પ્રાપ્તિ થતી નથી. ભગવત્પ્રાપ્તિ એટલે સર્વાત્મભાવ એટલે બધામાં, પોતામાં અને બીજા બધામાં ભગવાનને જોવા. એવી દશા સંસારી પ્રેમમાં પ્રાપ્ત થતી નથી. જો સંસારની રીતે ભગવદ્દશા પ્રાપ્ત થાત તો બધા ભકત અને જ્ઞાની થઇ જાત.

હવે ઉદ્ધવજી પૂછે છે કે :—( ૧ ) સાધુ કોને કહેવા ? ( ૨) સાધુઓ કેવી ભકિતનો આદર કરે છે ? અને ( ૩ ) તમારા માટે કેવી ભકિત કરવી જોઈએ ? હું તમારો શરણાગત ભકત છું, અને આપ

પ્રકૃતિથી પર પુરુષ છો. આપે આપની ઇચ્છાથી આ પ્રથક્ શરીર ધારણ કરી અવતાર લીધો છે.

ભગવાને કહ્યું :—જે માણસ બધા દેહધારીઓ ઉપર કૃપા કરે છે, કોઈની સાથે વેર રાખતા નથી, જે ક્ષમાશીલ અને સત્યશીલ હોય છે, સમદર્શી અને બધાના હિતમાં તત્પર રહે છે, જેની બુદ્ધિ કામનાઓથી ઘેરાયેલી હોતી નથી, જે સંયમી, મૃદુ સ્વભાવવાળા, સદાચારી અને અકિંચન છે, જે નિઃસ્પૃહ, મિતાહારી, શાન્તચિત્ત, સ્થિર બુદ્ધિવાળા, મારા શરણાગત, આત્મતત્ત્વનું મનન કરવાવાળા, પ્રમાદરહિત, ગંભીર સ્વભાવવાળા અને ધૈર્યવાન છે, જેણે દેહના છ ધર્મો જીતી લીધા છે, પોતે માનની ઇચ્છા રાખતા નથી, તથાપિ બીજાને માન આપે છે, જે સમર્થ અને મિલનસાર છે, કરુણામય અને સમ્યક્ જ્ઞાનયુક્ત છે, આવા ૨૮ લક્ષણવાળા પુરુષ એ શ્રેષ્ઠ સાધુ મનાય છે. ( ૧૧-૧૧-૩૧ )

આવી રીતે સંતમાં જરાપણ વિષમતા રહેતી નથી. સુખ-દુઃખ, ભય-અભય વગેરે દ્વંદ્વનું જ્યાં ભાન નથી ત્યાં સમભાવ છે. કાયા, વાચા અને મનથી ઉપકાર કરવા જ સાધુ જીવે છે અને કોઈને પારકા ન ગણતાં સર્વ ઉપર એક સરખો ઉપકાર કરે છે. સંતમાં કામના હોતી નથી. ઉર્વશી જેવી અપ્સરા તેની પાસે આવે તોયે સંતનું મન કામવિકારથી ક્ષુબ્ધ થતું નથી. એક વાર કોઇ સ્ત્રી કબીરજીને મોહ કરવા આવી એટલે કબીરજીએ કહ્યું કે, "દુમની નયના કયા ચમકાવે, તેરે હાથ કબીરા નહિ આવે." જે અંતરમાં સાવધાન છે તેની બહારની ઇંદ્રિયો સહજ નિયમમાં રહે છે. જેને અંતરમાં આત્મસ્થિતિ પ્રાપ્ત થઇ છે તે બહારથી પણ ભક્તિથી રંગાયો રહે છે. તેનાં સર્વ કર્મ બ્રહ્મરૂપ છે. સંતની વાણી ગંગાજળ જેવી મૃદુ અને શીતળ હોય છે. સંતની શુદ્ધતા એટલે ભગવદ્‌ભજનમાં પ્રીતિ. સંતને દ્રવ્ય, દારા વગેરેની નિરપેક્ષતા હોય છે. જેવા રંગના પુષ્પ ઉપર સ્ફટિકમણિ મુકીએ તેવો તેનો રંગ દેખાય છે, છતાં તેને કોઈ રંગ લાગતો નથી,

તેમ સંત જગતમાં રહે છે છતાં તેને જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિના ધર્મની આસકિત લાગતી નથી. તેને વિશ્વ ચૈતન્યઘન જણાય છે, તેથી પરિગ્રહનું ભાન રહેતું નથી. પારસમણિ સર્વધાતુને સોનું બનાવે છે તેમ સાધુ સર્વ પદાર્થને બ્રહ્મમય દેખે છે, નદી ડહોળું પાણી લઈ સાગરમાં મળે છે, છતાં સાગર જરાપણ ડહોળો થતો નથી. તેમ જુદી જુદી ઊર્મિઓ અને જુદા જુદા મનોધર્મ સંતના ચિત્તમાં ગરબડ કરતા નથી. મનમાં વિષયોની અભિલાષા રાખનાર ભગવાનને અનન્ય શરણ થઇ શકતા નથી. ત્રણે લોકના રાજવૈભવ છોડી જે સ્વરૂપને પામ્યા છે તે જ ભગવાનને શરણ આવ્યા છે. દીવો જ્યાં હોય ત્યાં સર્વત્ર પ્રકાશ થઇ રહે છે, તેવી રીતે જ્યારે મન ભગવદ્રૂપ થઇ જાય છે ત્યારે તે સર્વાત્મભાવનો અનુભવ કરે છે.

જગતમાં મનના જેવો કોઈ ઠગ નથી. તે જ્ઞાતાને પણ છળે છે અને સાધુને પણ ફસાવે છે; માટે સદા સાવધ રહેવું જોઈએ. મુકિતનું અભિદાન રાખનાર દુર્વાસા જેવા સાધુને પણ વૃત્તિ વિષયમાં આસકત કરી ચિત્તને ક્ષોભ પમાડે છે. કાળા સર્પને મુખમાંથી પકડયો હોય, પછી જરા હાથ ઢીલો કરીએ તો તરત ડંસે છે. સર્પ મરી જાય ત્યાં સુધી તેને મજબુત પકડવો પડે છે તેમ મનને મારવું આવશ્યક છે. જુદી જુદી અવસ્થાઓ આવે છતાં સાધુઓના મનની સ્થિતિ એક જ રહે છે. રાત કે દિવસ આવે કે જાય છતાં સૂર્યના પ્રકાશમાં પલટો થતો નથી તેમ અનેક પ્રકારની અવસ્થાઓ આવે અને જાય છતાં સાધુની ગંભીરતા કાયમ રહે છે. દેહમાં આત્મબુદ્ધિ થવા ન દેવી તેનું નામ ધીરજ છે. વૃદ્ધાવસ્થા મરણ વગેરે દેહના ધર્મનું સંતને ભાન થતુ નથી. સંત બધે ઠેકાણે પોતાના સ્વામીને જુએ છે, તેથી તેને માનવી ઇચ્છા રહેતી નથી, ઉલટું સંત સર્વની સાથે અતિ નમ્ર પણે વર્તે છે. દેહમાં અભિમાન હોય તો સન્માનની ઇચ્છા રહે. સંતને દેહનું ભાન નથી એટલે માનનું અભિમાન સહજ ડૂબી જાય છે. જે સંત બ્રહ્માનંદમાં સદા ડોલે છે તે શિષ્યને બોધ આપવામાં સમર્થ છે.

હવે સંતનાં વધારે ઊંચા લક્ષણ ભગવાન ઉદ્ધવજીને જણાવે છેઃ—

**आज्ञायैवं गुणान्दोषान्मयादिष्टानपि स्वकान् ।**
**धर्मान्सन्त्यज्य यः सर्वान्मां भजेत स सत्तमः ॥**
**૧૧–૧૧–૩૨**

અર્થઃ વેદરૂપ મેં ઉપદેશ કરેલ વર્ણાશ્રમ વગેરે ધર્મોના પાલનમાં ગુણ અને એ ધર્મોના ત્યાગમાં દોષ છે, છતાં મારે માટે એ ધર્મોની પણ ઉપેક્ષા કરી જે મને ભજે છે તે સાધુઓમાં શ્રેષ્ઠ છે.

કર્મ અને અકર્મની જાળ એવી છે કે કોઈ ભાગ્યશાળી વિરલ પુરૂષ જ વિધિ–નિષેધના પ્રવાહને ઓળંગી શકે છે. ઘણીવાર તો કર્મ કરવામાં અહંકાર આવે છે અને કર્મ છોડવામાં પણ અહંકાર આવે છે, ત્યારે કરવું શું? જેઓને ભગવાનમાં ભક્તિ છે તેમને સર્વ ઉપર પ્રેમ રહે છે. તેઓ જ એ જાળમાંથી નીકળી શકે છે. એવી ભક્તિ આગળ કર્મ રાંક બની જાય છે. ગુણ–દોષની મા અવિદ્યા છે. તે અવિદ્યાને ટાળી જે ભજનમાં પ્રવૃત્ત રહે છે તે ખરો સાધુ છે. દેહાત્મભાવ એ જ મુખ્ય અવિદ્યા છે, તે ભાવ ગયો કે અવિદ્યા ગઈ. અવિદ્યાનો ત્યાગ થયો એટલે સર્વ ધર્મ–અધર્મનો સહજ ત્યાગ થયો જ છે. માથું કપાયા પછી શરીર પોતાની ક્રિયા કરી શકતું નથી. ભગવાનના અનુસંધાન સિવાય સ્નાન, સંધ્યા, જપ, હોમ વગેરે નિરર્થક છે. પરપુરુષમાં મન જાય તે પતિવ્રતા નથી તેમ અનેક વિષયમાં મન રાખી ધ્યાન અનુષ્ઠાન વગેરે કરવામાં આવે છે તે વ્યભિચારી ભક્તિ છે. જપ કર્યા સિવાય ભગવાનનું સ્મરણ રહે, ધારણા સિવાય ધ્યાન રહે, સંકલ્પ કર્યા વગર બધાં કર્મ ભગવાનને અર્પણ થાય, અખંડ સ્વરૂપસ્થિતિ ભોગવાય અને વિષયભોગ સિવાય સદા સ્વાનંદ અનુભવાય તે જ શુદ્ધ ભક્તિ છે.

હવે ભગવાન એમ સમજાવે છે કે કેટલાક કેવળ ભાવનાથી

મારૂં ભજન કરે છે અને કેટલાક મારૂં સ્વરૂપ જાણીને ભજન કરે છે તે બન્ને પ્રકારના ભક્તોને હું સ્વીકારૂં છું:—

**ज्ञात्वाऽज्ञात्वाऽथ ये वै मां यावान् यश्चास्मि यादृशः ।**
**भजन्त्यनन्यभावेन ते मे भक्ततमा मताः ॥**

૧૧–૧૧–૩૩

અર્થ: હું જેવો છું, અને જેવડો છું, તે જાણ્યા વગર અથવા જાણીને જે અનન્યભાવે મારૂં ભજન કરે છે તે મારા પરમ ભક્ત છે.

એટલે મારૂં સ્વરૂપ સચ્ચિદાનંદ છે. હું નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત છું, દેશ–કાળ–વસ્તુથી અબાધિત છું, સર્વવ્યાપક છું અને સર્વનો આત્મા છું તથા ભેદ રહિત છું. મારૂં આ સ્વરૂપ ઓળખી જે મને ભજે છે તે ઉત્તમ ભકત છે. સાગરના તરંગ અંદર–બહાર જળરૂપ જ છે તેમ મ્હારો ભક્ત અંદર બહાર મદ્રૂપ જ છે. મારૂં આવું સ્વરૂપ જાણ્યા વગર મને જે ભજે છે તે ભોળો ભક્ત છે. જેણે શ્રુતિનું અધ્યયન કર્યું નથી, જેણે વેદાન્તની કથા સાંભળી નથી, જેના હૃદયમાં કપટ નથી તેનો પણ હું ઉદ્ધાર કરૂં છું.

હવે ભગવાન ઉત્તમ ભક્તિનું વધારે વર્ણન કરતાં ઉદ્ધવજીને કહે છે કે, "મારી પ્રતિમા તથા મારા ભકતોનું દર્શન અને પૂજન કરવું. સેવા, સ્તુતિ તથા વિનીતભાવથી ગુણ અને કર્મોનું કીર્તન કરવું. મારી કથા સાંભળવામાં પ્રીતિ રાખવી, મારું ધ્યાન કરવું, જે કાંઈ પ્રાપ્ત થાય તે મને નિવેદન કરવું, દાસભાવથી આત્મસમર્પણ કરવું, મારા દિવ્ય જન્મ અને કર્મોની ચર્ચા કરવી, ભક્તસમાજની સાથે મારાં મંદિરોમાં ઉત્સવ કરવો, મારા સ્થાનની જાત્રા અને પૂજન વગેરે કરવું, નિષ્કપટ રહેવું અને પોતે કરેલું સેવા વગેરે કાર્ય કોઈને કહેવું નહિ. વળી મને જે નિવેદન કર્યું હોય, દીપ વગેરે, તે પોતાના ઉપયોગમાં લેવું નહિ. ( ૧૧–૧૧–૪૦ )

જેમ લોભી માણસ ધન માટે ઉત્સુક હોય છે તેમ ભક્ત મારા સ્વરૂપના દર્શન માટે ઉત્સુક હોય છે. પ્રતિમા મારું અચેતન સ્વરૂપ છે અને સંત મારી સચેતન મૂર્તિ છે. હરિની પૂજા કરવાથી અને સત્પાત્રને દાન આપવાથી હાથ પવિત્ર થાય છે. વાણી હરિકીર્તનથી અને રામનામથી પવિત્ર થાય છે; માટે પદ્ય, કાવ્ય વગેરે ભગવાનને અર્પણ કરવાં. શ્રવણ એ જ કાનનું ખરૂં ભૂષણ છે. શ્રવણ કર્યા પછી મનન કરવું. મનન પછી ધ્યાન સારૂં થાય છે. માણસનું જીવન ટુંકું છે, તેથી અડધી ક્ષણ પણ વૃથા જવા દેવી નહિ. વિષ્ણુભકત અને શિવભકતને પરસ્પર વિરોધ હોવો જોઇએ નહિ. દેવસ્થાન બનાવીને મૂર્તિની પ્રતિષ્ઠા કરવી અને તેનું અભિમાન રાખવું નહિ. દાન વગેરેમાં જે દ્રવ્ય ખર્ચાયું હોય તે મોઢેથી કહી બતાવવું નહિ. દેવનો પ્રસાદ સર્વને વહેંચવો. આનું નામ ભજન છે. વળી

**यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः ।**
**तत्तन्निवेदयेन्मह्यं तदानंत्याय कल्पते ॥**

૧૧-૧૧-૪૧

અર્થ: સંસારમાં જે જે વસ્તુ પોતાને વધારે પ્રિય લાગે તે મને અર્પણ કરી દેવી, એમ કરવાથી તે અનંત ફળવાળી થઇ જાય છે.

એટલે દૈવયોગે પારસમણિ પ્રાપ્ત થાય તો પણ ભકત લોભમાં પડતો નથી પણ તે ભગવાનને જ અર્પણ કરી દે છે. પોતાના જીવ કરતાં પણ ભગવાન ઉપર તેને અધિક પ્રેમ હોય છે.

હવે ભગવાન પોતાની પૂજાના સ્થાનનું વર્ણન આપે છે:-

સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વૈષ્ણવ, આકાશ વાયુ, જળ, પૃથ્વી, આત્મા અને સમસ્ત પ્રાણીઓ બધાં મારી પૂજાનાં સ્થાન છે, વેદત્રયી દ્વારા સૂર્યમાં, ઘી દ્વારા અગ્નિમાં, અતિથિ દ્વારા બ્રાહ્મણમાં, ગાયોને ચારો નાખીને, વૈષ્ણવનો સત્કાર કરીને, ધ્યાનનિષ્ઠા દ્વારા

હૃદયાકાશમાં, મુખ્ય પ્રાણ દ્વારા વાયુમાં, જળ–પુષ્પ વગેરે સામગ્રી દ્વારા જળમાં, મંત્રો દ્વારા વેદીમાં અને સમદષ્ટિદ્વારા ક્ષેત્રજ્ઞ આત્માની પૂજા કરવી.

(૧૧·૧૧–૪૫)

સૂર્ય ભગવાનનું સ્થળ છે, તે ભગવાનના તેજથી જ પ્રકાશે છે. સવિતા તે ખરેખર નારાયણ જ છે. ત્રણે કાળે અર્ઘ્ય આપી તેનો જપ કરવો તે ત્રૈવિદ્યા છે. સર્વ ભેદ છોડી ભગવાનને એક સમિધ આપવામાં આવે તોપણ તે તૃપ્ત થાય છે. અતિથિને ભૂખ્યો રાખવો નહિ, ગાયને ઘાસ નાંખવું, બધાં કર્મ આકાશની માફક અલિપ્ત રહીને કરવાં. નદીઓ તૃપ્ત થાઓ, સમુદ્ર તૃપ્ત થાઓ એવા અર્થના મંત્રોમાં જળથી જળની જ સેવા કહેવામાં આવી છે. જળ પણ સાક્ષાત્ નારાયણનું સ્વરૂપ છે. પોતાના હૃદયમાં પણ ભગવાનની પૂજા થઈ શકે છે. પોતાના હૃદયમાં ચૈતન્યઘનનો ભાવ લાવી પોતે તદ્રૂપ થયા પછી જે જે ભોગ ભોગવશે તે સહજ બ્રહ્માર્પણ થશે. તેના રંગથી ભગવાન રંગાશે. સર્વાત્મભાવ એ ભગવાનની મુખ્ય પૂજા છે.

બધા સ્થાનમાં શંખ, ચક્ર, ગદા, પદ્મયુક્ત ભગવાનના ચતુર્ભુજ શાન્ત સ્વરૂપનું ધ્યાન કરતાં સમાહિત ચિત્તથી પૂજા કરવી. વળી શક્તિ હોય તો કૂવા, વાવ વગેરે જનહિતનાં કાર્યો પણ કરવાં. આવી ભક્તિથી અને સાધુસેવાથી ભગવાનનું જ્ઞાન થઇ જાય છે.

ભગવાન કહે છે: “ હે ઉદ્ધવ, સત્સંગ સહિત ભક્તિયોગથી અતિરિક્ત, આ સંસારને પાર કરવામાં બીજો કોઇ ઉપાય નથી, કારણ કે હું સાધુજનોનો નિત્ય સહગામી અને એક માત્ર આલંબન છું. ( ૧૧–૧૧–૪૮ )

સંસાર તરવા માટે અને ભગવત્પ્રાપ્તિ માટે ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ એ માર્ગ છે. તેમાં જ્ઞાનમાર્ગ કઠણ છે; કારણ કે તેમાં વધારે

વૈરાગ્યની જરૂર રહે છે, તેમાં બુદ્ધિ તીવ્ર જોઇએ અને વૈરાગ્યવાન જ્ઞાની ગુરુની સહાય પણ જોઇએ. ભક્તિમાર્ગમાં ઓછા વૈરાગ્યવાળા પણ ચાલી શકે છે, છતાં ભક્તિમાં પણ છેવટની કોટી તો અનન્ય ભાવની છે. તેને જ સર્વાત્મભાવ કહે છે. જ્ઞાનમાર્ગમાં છેવટની કોટી અદ્વૈતભાવની છે અને તેને જ સર્વાત્મભાવ કહે છે.

જો બધી જગ્યાએ ભગવાન છે તો આપણને જુદા રહેવાની જગ્યા ક્યાં મળે? જો તે જ અધિષ્ઠાન રૂપે અને આધાર રૂપે છે અને બધા તેની સાથે જોડાયેલા છે તો બધાએ જરૂર તે ધર્મથી રહેવું જોઈએ, તે ભાવ પ્રગટ રહે તેમ રહેવું એ જ નિજ કર્તવ્ય છે.

---

# પ્રકરણ ૧૩

## સત્સંગનો મહિમા

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે હવે હું તમને અત્યન્ત ગૂઢ અને ખાનગી રહસ્ય બતાવું છું, કારણ કે તમે મારા અનન્ય સેવક, સુહૃદ અને સખા છો.

**न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।**
**न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ॥**
**११-१२-१**

**व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।**
**यथावरुन्धे सत्सङ्गः सर्व सङ्गापहो हि माम् ॥**
**११-१२-२**

અર્થ—સર્વ સંગ નિવારક સત્સંગથી હું જેવો વશ થાઉં તેવો યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ ત્યાગ, ઇષ્ટિ, પૂર્ત, દક્ષિણા, વ્રત, યજ્ઞ, વેદ, તીર્થ, યમ, નિયમથી વશ થતો નથી.

આંહી સત્સંગનું વિશેષણ એવું આપ્યું છે કે જે બીજા બધા સંગથી છોડાવે તે સત્સંગ. બીજા સાધનમાં અભિમાન રહે છે અને પોતાની ભૂલની ખબર પડતી નથી પણ સત્સંગમાં પોતાની ભૂલની ખબર પડે છે. સત્સંગથી દૈત્યો અને રાક્ષસો પણ ભગવાનને પામી ગયા છે. તે ઉપરાંત મૃગ, પક્ષી, ગન્ધર્વ, અપ્સરા, નાગ, સિદ્ધ, ચારણ, ગુહ્યક, વિદ્યાધર, મનુષ્યોમાં વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી અને અન્ત્યજ વગેરે રાજસ તામસ પ્રકૃતિના જીવ અને વૃત્રાસુર, પ્રહ્લાદ, વૃષપર્વા, બલિ, બાણાસુર, મય-દાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન. જાંબુવાન, હાથી, ગીધ, તુલાધાર વૈશ્ય, વ્યાધ, કુબ્જા, વ્રજની ગોપી, યજ્ઞપત્ની અને એવા અનેક જન ભગવાનના પદને પામી ગયા છે. સત્સંગમાં હંમેશાં હરિકથાનું શ્રવણ હોય છે અથવા આત્મસાક્ષાત્કારનું સાધન મળે છે. તેમાં અભેદભાવ પ્રગટ થતો જાય છે. બીજા સંગમાં ભેદબુદ્ધિ વધતી જાય છે.

કેટલાક ભક્તો મંદબુદ્ધિવાળા હોય, જેમણે વેદનો અભ્યાસ કર્યો ન હોય, અથવા કોઈ વ્રત કે તપ કર્યાં ન હોય તેઓ પણ સત્સંગદ્વારા ભગવાનને પ્રાપ્ત થયા છે, વળી ગોપીઓના પ્રેમનું તો કહેવું જ શું, ભગવાન કહે છે કે હું જ્યારે બલરામજી સહિત મથુરા જતો હતો તે વખતે પરમ પ્રેમને લઇને ગોપીઓ મારા વિયોગના દુઃખથી બહુ જ દુઃખી થઈ હતી અને એક એક રાત્રિ એક કલ્પ સમાન તેમને થઈ હતી. તેમને પોતાના શરીરનું ભાન પણ રહ્યું નહોતું. માટે હે ઉદ્ધવ! તમે પ્રવૃત્તિ–નિવૃત્તિ બધાનો ત્યાગ કરી અનન્ય ભાવથી સમસ્ત દેહ-ધારીઓના આત્મા સ્વરૂપ એક મારા શરણમાં જ આવો અને મારા આશ્રિત થઇ સર્વથા નિર્ભય થઇ જાઓ.

ભક્તિમાર્ગમાં ! મુખ્ય ભાવને અનન્ય ભાવ કહે છે. પણ એ ભાવ પ્રાપ્ત કરવો કેટલો મુશ્કેલ છે! સારા માણસોમાં ભગવાનને જોવા એ સહેલું કામ છે પણ ખોટાં કામ કરનારમાં ભગવાનને જોવા એ અઘરૂં કામ છે. એવા માણસો પણ તેમની દૃષ્ટિથી સાચા હોય છે. એવી વિચિત્ર પ્રકારની માયા છે. જેઓ અનન્યભાવ રાખી શકે તેઓ જ

એ માયાને તરી શકે છે. થોડા વ્યવહારમાં પણ મારૂં તારૂં કરવું પડે છે, તેથી જેઓને અનાત્મામાં સુખ લાગે છે તેમને અનન્યભાવ સિદ્ધ થઈ શકતો નથી. માત્ર સંતો જ આત્મામાં સુખ માની રહે છે તેથી તેઓ નિર્દોષ રહી શકે છે. તેમની સંગતિથી બીજા પણ નિર્દોષ સુખ અને આનંદ પ્રાપ્ત કરી શકે છે. વેદ ત્રિગુણાત્મક છે, તેમાં ઘણા વિધિનિષેધ છે તેથી તે પ્રમાણે વર્તવામાં ઘણી મુશ્કેલીઓ આવે છે, તેનો નિર્ણય કરવામાં પંડિતો પણ મુંઝાઈ જાય છે. તમોગુણથી કર્મકાંડ, રજોગુણથી ઉપાસનાકાંડ અને સત્ત્વગુણથી જ્ઞાનકાંડ ઉત્પન્ન થાય છે. દેહમાં આત્મબુદ્ધિ રૂપ અવિદ્યા સર્વ કર્મનું મૂળ છે, તેથી અવિદ્યા દૂર કરવાની જરૂર છે. અવિદ્યાના છેદન માટે બે ઉપાય છે. ૧ આત્મજ્ઞાન અને ૨ ભગવાનની શરણાગતિ. પહેલો ઉપાય વૈરાગ્યવાળા માટે છે, બીજો ઉપાય રાગવાળા માટે છે અથવા અર્ધા વૈરાગ્યવાળા માટે છે. બંને રીતે આસક્તિ તો છોડવી જ જોઈએ. સ્ત્રી, પુત્ર, વિષય, શાણપણું, કર્મઠતા, કર્મનું અભિમાન વિગેરેનો ત્યાગ કરી ભગવાનનું શરણ લેવું. ઘર, માન, જાતિ, કુળ, અને આશ્રમનું અભિમાન તથા છેવટે દેહનું અભિમાન છોડી ભગવાનનું શરણ લેવું. શરણાગતિથી અદ્વૈત સિદ્ધ થાય છે. જે ભક્ત પોતાને ભગવાનથી જુદો માને છે તે શરણ થયો નથી, માટે ભેદ કોઈ પણ રીતે દૂર કરવે જોઈએ. એવો કોઈ દોષ નથી કે જે ભેદથી ઉત્પન્ન ન થાય, એવં કોઈ ગુણ નથી કે જે અભેદભાવે ઉત્પન્ન ન થાય. સર્વ ભૂત પ્રાણી માત્રમાં એક જ સત્તા છે.

**ઉદ્ધવજી કહે છે:**—હે યોગેશ્વરના ઈશ્વર! આપની પાસેથી આટલો ઉપદેશ સાંભળ્યો છતાં મારા મનમાં સંદેહ સંપૂર્ણપણે નિવૃત્ત થતો નથી. મારૂં ચિત્ત હજુ ભ્રમિત થઈ રહેલ છે, માટે આપ મારા સંદેહને દૂર કરો. ઉદ્ધવજીના પ્રશ્નનો ભાવાર્થ એવો છે કે એકવાર તમે કહો છો કે નિષ્કામ ભાવે મારૂં ભજન કર અને મારું શરણુ લે, વળી ૧૧ મા અધ્યાયમાં આત્મજ્ઞાનની વાતો સમજાવી પરંતુ

આત્મા કર્તા છે કે અકર્તા છે? અમારે કર્મ કરવાં કે સર્વથા છોડવાં? જો આત્મા અકર્તા હોય તો કર્મનો કર્તા કોણ છે? વળી કર્મનો સર્વથા ત્યાગ પણ શી રીતે થઈ શકે? (૧૧-૧૨-૧૬)

આવાં વચનો સાંભળી ભગવાન કહે છે કે, માયાને આધારે જીવમાં કર્તાપણું પ્રાપ્ત થાય છે. પાણીમાં પડેલા સૂર્યના પ્રતિબિંબથી પાણી ચાલતું દેખાય છે તેમ હું અકર્તા હોવા છતાં જીવમાં અહંકારી સ્વભાવને લીધે કર્તા જેવો દેખાઉં છું. આધારચક્રને ઠેકાણે અત્યંત સૂક્ષ્મ નાદનો પ્રવેશ થાય છે. તેમાં મનનું પ્રથમ સ્ફુરણ થાય છે એટલે તે નાદને 'પરા' વાણીનું નામ અપાય છે, સ્વાધિષ્ઠાન ચક્રને ઠેકાણે મનનું વધુ બળ મળવાથી તે જ નાદનું નામ 'પશ્યંતિ' પડયું છે. તે બોલવાનો પ્રયત્ન કરે છે પણ બોલી શકતી નથી. તે ચક્રને ઠેકાણે પ્રાણ એકઠા થાય છે. ત્યાંથી નીચે જાય છે તે અપાન કહેવાય છે. ઉપર જાય છે તે પ્રાણ કહેવાય છે, નાભિને ઠેકાણે રહે છે તે સમાન કહેવાય છે, કંઠમાં રહે છે તે ઉદાન કહેવાય છે અને જે સર્વ અંગમાં ભ્રમણ કરે છે તે વ્યાન કહેવાય છે. સ્વાધિષ્ઠાનમાંથી માંણિપુર–ચક્રમાં આવતાં જીવ અને મનની એકાત્મતા થાય છે. ત્યાંથી મન પ્રાણને વેગ આપી આગળ અનાહત ચક્રમાં લઈ જાય છે એટલે નાદને 'મધ્યમા' પ્રાપ્ત થાય છે. પછી વિશુદ્ધ સ્થાનમાં પહોંચતા 'પરા' 'પશ્યતિ' અને મધ્યમા એક થઇ "વૈખરી" નામ ધારણ કરી વાચા રૂપે બહાર પડે છે. આ બધી માયાને લઈને ચૈતન્યમાં જીવપણાનો ભાસ થાય છે, હું દેહ છું એમ માનતાં જ ચેતનનું પૂર્ણત્વ જતું રહે છે અને એક દેશમાં રહેવાપણું તથા મર્યાદિતપણું પ્રાપ્ત થાય છે. જેમ ઉષ્ણતા આકાશમાં અવ્યક્ત રૂપે છે, તે જ વ્યાપક અગ્નિ છે, તેવી જ રીતે અગ્નિ અવ્યક્તપણે અરણીમાં વ્યાપક છે. મંથન કરવાથી ચિનગારી રૂપે અતિ સૂક્ષ્મપણે તે પ્રગટ થાય છે. વાયુ અગ્નિનો મિત્ર છે. અગ્નિ ફૂંકવાથી સ્પષ્ટ દેખાય છે અને અંદર હવ્યદ્રવ્ય પડતાં વધી આકાશ સુધી પહોંચે છે; તેવી જ રીતે સૂક્ષ્મનાદ જીવના સંયોગથી પ્રાણ સંગમમાં

ઝડપથી જઈ ૭ ચક્રો વગેરેના પ્રયોગને પામી વધુ વધુ વ્યકત થઇ વૈખરી રૂપે બહાર પડે છે.

આ બાબત બરાબર સમજવી હોય તો રેડીઓના સંચાનો અને તેમાં ૬ વાલ્વ આસપાસ અનેક નાડીઓનો બરાબર અભ્યાસ કરવો જોઈએ, કારણ કે એમાં પણ વીજળીના મૂળ તેજમાં રૂપાંતરૃ થઈને શબ્દરૂપે તેજ બહાર આવે છે. માણસની અંદર રહેલ્ અગ્નિ પણ વાયુની મદદથી માણસના મોઢામાં વૈખરી વાણી રૂપે પ્રગટ થાય્ છે.

ભગવાન કહે છે ' આ પ્રમાણે વાણી, કર્મ, ગતિ, વિસર્જન, ધ્રાણ, રસન, દર્શન, સ્પર્શ, શ્રવણ, સંકલ્પ [મન] વિજ્ઞાન (બુદ્ધિ) અભિમાન, સૂત્ર (મહત્તત્ત્વ) અને સત્વ, રજ અને તમના વિકાર એ મૂળ પ્રકૃતિના વિકાર છે. તેમાં સત્તા મારી છે અને ક્રિયા માયાની છે. આ જીવ (અથવા માયાની ઉપાધિવાળું ચેતન) ત્રણ ગુણવાળા બ્રહ્મનું કારણ છે. આ આદિ પુરુષ પહેલાં એક હતા અને અવ્યકત હતા. જેમ પૃથ્વી ઉપર પડેલું બી, શાખા, પત્ર, પુષ્પ વગેરે અનેક રૂપ ધારણ કરી લે છે તેમ કાલગતિથી માયાનો આશ્રય લઈ શકિતઓનો વિભાગ થતાં પરમાત્મા જ ઘણા પ્રકારે ભાસી રહેલ છે. ગુણ-શકિત, મનશકિત, ઇંદ્રિયશકિત મહાભૂતની ભૂતશકિત, ક્રિયાશકિત, અદ્દશ્યશકિત એ બધા વિભાગ ભગવાનની માયાશકિતના છે. તેમાં અદ્દશ્યશકિત એટલે કર્માસકિત જીવને બાંધીને પોતાનો કરે છે. પણ જેને ભગવાનનો સાક્ષાત્કાર થાય છે તે તત્કાળ જીવન મુક્ત થાય છે. છતાં તે પણ થોડો વખત પ્રારબ્ધથી બંધાયેલો રહી દેવરૂપી ઘરમાં ગુપચુપ રહે છે. વડનું સૂક્ષ્મ બી ભૂમિ અને જળના યોગે વિશાળ વૃક્ષ થઈ શોભે છે અને નામ રૂપ પુષ્પ ફળ પાન વિગેરે રૂપે બીજ દેખાય છે. તેમ એક જ ચિદાત્મા જગતરૂપે દેખાય છે. બીની મીઠાશ શેરડીમાં સર્વત્ર સરખી છે તેમ ચિદાત્મા મૂળ કારણ હોવાથી તેમાંથી જે જે તત્ત્વ વ્યકત થાય છે તેતે સર્વ ચૈતન્ય ઘન જ છે, સર્વ જગત ચિત રૂપ જ છે. (૧૧-૧૨-૨૧)

હવે ભગવાન સંસારને વૃક્ષની ઉપમા આપી ઉદ્ધવજીને સમજાવે છે કે આ સંસાર રૂપી વૃક્ષને પાપ અને પુણ્ય રૂપી એ બીજ છે, અનંત વાસનાઓ એ એની જડ છે, ત્રણ ગુણ એ તેની નાડી છે, પાંચભૂત તેના સ્કંધ છે, પાંચ વિષયએ રસ છે, અગ્યાર ઈન્દ્રિયો એ શાખાઓ છે, જીવ અને ઈશ્વર એ બે પક્ષી તેમાં માળા બનાવીને રહેલ છે, વાત, પિત્ત અને કફ રૂપી ત્રણે છાલ છે, સુખ અને દુઃખ એ બે ફળ છે. આ અતિ વિશાળ વૃક્ષ સૂર્ય સુધી ફેલાયેલ છે. તેનાથી આગળ લોકાતીત સ્થાન છે, ત્યાં મુક્ત પુરુષ સૂર્યમંડળ ભેદીને જાય છે. (૧૧–૧૨–૨૨)

આ સંસાર ભગવાનમાં ઓતપ્રોત રહેલો છે, તેનાથી ભિન્ન જગતમાં અણુમાત્ર પણ નથી. જેમ રૂમાંથી સુતર કાંતી તેનું વસ્ત્ર વણાય છે છતાં સર્વ સુતરજ છે. તેમ સંસાર મારામાં ઓતપ્રોત છે. જેને ભગવાનનાં દર્શન કરવાનો નિશ્ચય છે તેને ભગવાન જ સર્વત્ર દેખાય છે અને જે ભગવાનને નથી પામતા તેને સંસાર દેખાય છે. ભ્રાંતિથી આ ભવરૂપી વૃક્ષ કર્મફળથી વધી પુરાણું દેખાય છે અને અપરંપાર વધેલું દેખાય છે.

**अदन्ति चैकं फलमस्य गृध्रा**
**ग्रामेचरा एकमरण्य वासाः ।**
**हंसा य एकं बहुरुपमिज्यै—**
**मायामयं वेद स वेद वेदम् ॥**
**૧૧–૧૨–૨૩**

અર્થ:—ગામમાં રહેનાર જે ગૃહસ્થરૂપી ગીધ છે તે ઘણા પ્રકારનાં કર્મોના બંધનમાં ફસાઈ રહેવાથી દુઃખરુપ એક ફળને ભોગવે છે અને જે વનવાસી પરમહંસ છે તે બીજું સુખરૂપ ફળ ભોગવે છે. જે પુરુષ ગુરુદ્વારા અનેક પ્રકારના દેખાવમાં માત્ર એક માયામય પ્રભુને જાણે છે તેનું જ્ઞાનજ સાચું જ્ઞાન છે.

એટલે કે જેનામાં દ્વૈત જ્ઞાન છે તે અજ્ઞાની છે. સંસાર માયામય હોવાથી મિથ્યા છે, એ જેને સમજાયું તે જ વેદને જાણનારા છે, તે જ પરમહંસ છે અને તે જ વિશ્વરૂપ થઈ રહે છે. તે પદ પ્રાપ્ત કરવા માટે અનન્યભાવે ગુરુભક્તિ કરવી જોઈએ. વેદાન્તમાં કહેલું છે કે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થઈ શકે છે, એ વેદાન્તની પ્રતિજ્ઞા છે. તેથી વાસ્તવમાં ભેદ નથી, સત્તા બ્રહ્મની છે અને ક્રિયા માયાની છે. એ માયા એક દૃષ્ટિએ અભિન્ન છે અને બીજી દૃષ્ટિએ અધ્યસ્ત છે એટલે મિથ્યા છે. જીજ્ઞાસુની બુદ્ધિ શુદ્ધ થાય તેથી ક્રમ પ્રમાણે સમજાવેલ છે. એટલે પહેલાં ભેદની વાત કરીને સત્તા એક રાખેલ છે, પછી વૃક્ષના દૃષ્ટાંતથી ભેદ અને અભેદ સાથે બતાવેલ છે અને છેવટે અભેદ બતાવેલ છે. જ્યારે અભેદનો અનુભવ આવે ત્યારે જ્ઞેયની સમાપ્તિ થઇ જાય છે.

સામાન્ય વ્યવહારમાં દૃશ્યાનુરક્તિ વધારે રહે છે એટલે જે દેખાય છે તેમાં માણસનું મન ચાલ્યું જાય છે. તેથી વ્યવહારિક દશામાં પ્રમાતા અને પ્રમાણનો વિચાર બરાબર થઇ શકતો નથી. સ્વપ્નમાં પણ એવું બને છે. સ્વપ્નમાં જે દેખાય છે તેમાં મન ચાલ્યું જતું હોવાથી સ્વપ્નાનું જ્ઞાન સાચું છે કે નહિ તેનો વિચાર જેમ તે વખતે થઈ શકતો નથી અને ભૂલથી અનેક જ્ઞાન થાય છે, તેવી જ રીતે જાગ્રતમાં જ્યાં દૃષ્યાનુરક્તિ વધારે હોય છે ત્યાં પ્રમાણની ભૂલની ખબર પડતી નથી, તેને વ્યવસાય જ્ઞાન કહે છે. નવને ગણવાવાળો પોતાને ભૂલે છે. તેથી ગુરુની જરૂર પડે છે.

एवं गुरुपासनयक भकत्वा
विद्या कुठारेण शितेन धीरः ।
विवृश्च्य जीवाशयमप्रमत्तः
सम्पद्य चात्मानमथ त्यजास्त्रम् ॥

અર્થઃ—હે ઉદ્ધવ ! આ પ્રમાણે ગુરુની ઉપાસનારૂપ અનન્ય

ભક્તિથી તીક્ષ્ણ કરેલ વિદ્યારૂપ કુઠારથી ધૈર્ય અને સાવધાનતાપૂર્વક જીવભાવનો ઉચ્છેદ કરી તમે પરમાત્મા સ્વરૂપ થઇ જાઓ, પછી એ વિદ્યારૂપ શસ્ત્રને પણ છોડી દો. કારણ કે વૃત્તિજ્ઞાન પણ અજ્ઞાન છે.

શુદ્ધ ચૈતન્યને આત્મા, કુટસ્થ, સાક્ષી, પ્રત્યગાત્મા અથવા જીવનો લક્ષ્યાર્થ કહે છે. તેની સિદ્ધિને માટે દેશકાળની અપેક્ષા નથી, દેશ-કાળ વગેરે જડ છે. સાક્ષી વગર તેની સિદ્ધ થતી નથી. સાક્ષી દેશ-કાળની પહેલાં સિદ્ધ છે. તેના પછી ઉત્પન્ન થયેલ દેશકાળ વગેરે પોતાથી પૂર્વસિદ્ધ સાક્ષીના સાધક થઈ શકતા નથી. દેશકાળ વગે-રેની કલ્પના સાક્ષીના સાક્ષાત્કારમાં બાધક થાય છે. આત્મ વ્યતિરિક્ત વસ્તુ આત્મામાં કલ્પિત હોવાથી આત્મા માત્ર સ્વરૂપ છે. તેથી વ્યતિરેક બનતો નથી અને અન્વય પણ બનતો નથી. વસ્તુતઃ આત્માનો અન્વય થઇ શકતો નથી. આત્મા અન્વય અને વ્યતિરેકને યોગ્ય નથી, એમ કહેવાનો અર્થ એ છે કે આત્મા જ સર્વ છે. કલ્પિતની પ્રથક્ સત્તા નથી તેથી અન્વય પણ શી રીતે થાય ? જ્યાં સુધી પ્રતીય-માન પ્રપંચના સ્વરૂપનો અપલાપ ન થાય ત્યાં સુધી જ્ઞાન શ્રદ્ધાવાળું થતું નથી, જેમ છીપમાં ભ્રાંતિ હોય ત્યારે તે રૂપાને છીપ કહેવામાં આવે તો છીપના સ્વરૂપનું વાસ્તવિક જ્ઞાન થઈ શકે નહિ પણ સંદેહ એ થાય કે આ છીપ છે કે રૂપું છે ? તેટલા માટે રૂપાના નિશ્ચયવાળો પુરુષ પહેલાં અન્યથા પ્રસક્ત રૂપાનો નિષેધ કરે અને કહે છે કે આ રૂપું નથી તો પછી આ શું છે એ શંકાની નિવૃત્તિ માટે કહે છે

"છીપ છે" તેવી જ રીતે સિદ્ધાંતમાં પહેલાં બ્રહ્મમાં પ્રપંચનું નિરાકરણ કરીને પછી આત્મસ્વરૂપનો બોધ એવી રીતે કરવામાં આવે છે કે આ બધું આત્મસ્વરૂપ છે. તેથી એકનું જ્ઞાન થતાં સર્વનું જ્ઞાન થાય છે.

અજ્ઞાનની નિવૃત્તિની સાથે જ આરોપિત પદાર્થ અને તેના ધર્મોની નિવૃત્તિ થઇ જાય છે, તેથી આત્મામાં અબ્રહ્મત્વની અને બ્રહ્મમાં

અનાત્માની નિવૃત્તિ થાય છે. બન્ને અવિદ્યાવાળા હોવાથી જ્ઞાનબાધ્ય છે. કલ્પિત પ્રપંચથી અકલ્પિત આત્માનો પરિચ્છેદક થતો નથી. જે આત્મા વ્યાપક છે તેમાં ભેદ બનતો નથી.

આવા જ્ઞાન માટે ગુરુની જરૂર છે. ગુરુ સંસાર–ભયને ભસ્મ કરી નાંખે છે. સંસારની નિવૃત્તિ થયા પછી સંસાર નિવૃત્ત થયો એ પણ ભૂલી જવું. કોઈ પણ જાતનું અભિમાન જેને રહે તે પડે છે. મોક્ષ અજ્ઞાનનો કરવાનો છે. બંધન કલ્પિત છે અને અવિદ્યાથી થયેલ હોવાથી તેનો કર્મથી નાશ થતો નથી. કર્મનું સામર્થ્ય જ્યાં ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકૃતિ અને સંસ્કૃતિ હોય ત્યાં રહે છે એ ચારે આત્માના ધર્મ નથી. વિદ્યા વસ્તુને આધીન છે. ક્રિયા કર્તાને આધીન છે. કર્મનો હેતુ અભ્યાસ છે અને જ્ઞાનનો હેતુ બોધ છે એટલે પ્રમાણભૂત શ્રુતિ વાક્ય છે. જ્ઞાન અજડ હોવાથી ભાસક છે. જેનામાં આત્મૈક્ય જ્ઞાન ઉત્પન્ન થયું છે તે દ્વૈત જ્ઞાનનું ઉપમર્દન કરી શકે છે.

---

## પ્રકરણ–૧૪

### એક જીવવાદ

આત્મસાક્ષાત્કારના આડું કાંઈ આવરણ હોય તો તે માયાના ત્રણ ગુણ છે. તેને સત્વ, રજ અને તમ કહે છે. એ માયાના અથવા બુદ્ધિના ગુણ છે, આત્માના નથી. તેથી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે ‘સત્વગુણ વધારીને રજ અને તમને જીતવા અને પછી મિશ્રસત્વની પ્રવૃત્તિને પણ શુદ્ધ સત્વ દ્વારા જીતવી (૧૧–૧૩–૧). હું અલિપ્ત છું. હું જ્ઞાતા છું, હું મહાસુખી છું, એવી સત્વગુણની વૃત્તિ પણ ન રહે ત્યારે પૂર્ણ સમાધાન થાય છે. તમોગુણ વધે છે, ત્યારે જ્ઞાન અને ધ્યાન ગમતા નથી તેમજ ત્યાગ અને ભોગ પણ ગમતા નથી, માત્ર ક્લેશ અને નિદ્રા ગમે છે. રજોગુણ વધે ત્યારે સદા વિષયોનું

ધ્યાન રહે છે અને ધનનો અત્યંત લોભ થાય છે, તેથી ક્રોધ પણ વધે છે. સત્વગુણ વધતાં ભગવત્ ચિંતનમાં ચિત્ત રહે છે, અને કામ ક્રોધ તથા લોભ ઉદ્દતાં નથી. આ બાબત ગીતામાં ઘણે ઠેકાણે બતાવેલ છે, ખાસ કરીને ગીતાના સત્તરમા અધ્યાયમાં અને અઢારમા અધ્યાયમાં તે બાબત ઉપર સારૂં સ્પષ્ટીકરણ આપેલું છે.

સત્વગુણની વૃદ્ધિ સાત્વિક વસ્તુઓના સેવનથી થાય છે, અને તેથી ભક્તિરૂપ ધર્મમાં પ્રવૃત્તિ થાય છે અને અધર્મ તરત નષ્ટ થઈ જાય છે. જે ગુણોની પ્રશંસા સાધુ પુરૂષો કરે છે તે સાત્વિક છે, જે ગુણોની નિંદા કરે છે, તે તામસ છે, અને જેની ઉપેક્ષા કરે છે તે અનુભવ રાજસ છે. (૧૧-૧૩-૧૫) તેથી જ્યાંસુધી આત્મ તત્ત્વનો અપરોક્ષ અનુભવન થાય અને ગુણોની નિવૃત્તિ ન થાય ત્યાંસુધી સત્ત્વગુણની વૃદ્ધિ માટે માણસે સાત્વિક શાસ્ત્ર વગેરેનું શ્રવણ તથા મનન કરવું જોઈએ. તેનાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. કોઈ ગુણ વધવામાં તથા ઘટવામાં દશ કારણ છે, શાસ્ત્ર, પાણી, દેશ, કાળ, કર્મ, જન્મ, ધ્યાન, મંત્ર, પ્રજા અને સંસ્કાર. સત્વગુણ વધવા માટે શાસ્ત્રનું શ્રવણ તથા મનન કરવું જરૂરી છે. પવિત્ર તીર્થનું સેવન અને સાધુ સંગતિ પણ તેમાં કારણભૂત છે. બ્રાહ્મમુહૂર્ત વખતે ધ્યાન કરવાથી પણ સત્વગુણ વધે છે. ગુરૂ પાસેથી દીક્ષા ગ્રહણ કરી એકાંતદેશમાં રહેવાથી પણ સત્વગુણ વધે છે, છતાં સાત્વિકગુણમાં એક મોટી ભૂલ એ થાય છે કે પોતાની સાત્વિક માન્યતામાં અભિમાન આવી જાય છે અને એ માન્યતા મૂર્તિનું રૂપ ધારણ કરી લે છે અને તેથી સાત્વિક માણસ પોતાની ભૂલ જોઇ શકતો નથી. શ્રી અરવિંદ એક જગ્યાએ લખે છે કે "જગતનું કલ્યાણ કરવાની વાસના જેટલી ભયંકર વાસના બીજી એકે નથી. સદ્ગુણની પાછળ તો એટલું અભિમાન હોય છે કે તેને ચલિત કરવું એ મહા વિકટ કામ બની રહે છે કારણ કે સદ્ગુણની વૃત્તિ એમ જ માની લે છે કે પોતે સંપૂર્ણ સાચી જ છે. વળી બીજા માણસો પણ તે વૃત્તિને ખરેખર સાચી માને છે, પરંતુ એ સદ્ગુણ વૃત્તિમાં આ જ્ઞાન નથી કે એનાથી પણ મહાન

એવું એક ઊર્ધ્વ સત્ય આવેલું છે અને તેની સમક્ષ તેને ઝુકવાનું છે." લોકસેવામાં અને સમાજસેવામાં હાલ એવું જ બને છે. પાકીસ્તાનના ગવર્નર જનરલ જનાબ ઝીણાને એમ લાગતું હતું કે તે જે કરતા હતા તે લોકના ભલા માટે કરતા હતા અને મ. ગાંધીજીને મારનાર ગોડસે પણ એમ માનતો રહ્યો છે કે તેણે સાચું જ કામ કર્યું છે અને સમાજની સેવા કરી છે. હીટલરે લડાઈ શરૂ કરી ત્યારે તે પણ પોતાને સાત્વિક માનતો હતો. પોતાની માન્યતાની જે પૂજા થાય છે તેમાં ભૂલ જોવી એ બહુ અઘરૂં કામ છે તેથી ભગવાન શ્રી કૃષ્ણ ઉદ્ધવજીને શીખામણ આપે છે કે "શુદ્ધ સત્વથી મિશ્ર સત્વનો જય કરવો એટલે બ્રહ્માકાર વૃત્તિ કરીને બીજી સાત્વિક વૃત્તિને હઠાવીને બ્રહ્માકાર વૃત્તિ પણ છોડી દેવી."

સાત્વિક વૃત્તિ પણ દ્વૈત ભાવમાં રહે છે. શેર બજારના એક વેપારીને એવી ઇચ્છા થઈ હતી કે જો ભગવાન વધારે પૈસા આપે તો તેમાંથી દાન કરૂં. પણ શેરબજારની કમાણી બીજાના પૈસા ઓછા કરવાથી મળે છે તે વાત તે ભૂલી જાય છે.

સમાજ સુધારાની વાતો પણ એવા પ્રકારની છે. તેઓ ભવિષ્યમાં સુખ બતાવે છે અને એ ભવિષ્યનો છેડો બતાવતા નથી. પહેલા વિશ્વયુદ્ધ વખતે એમ મનાતું હતું કે હવે ફરી યુદ્ધ નહિ થાય અને ભવિષ્યની પ્રજા સુખી થશે, છતાં પ્રજા સુખી થઇ નહિ અને બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. તે પુરૂં થયું તોયે પ્રજા સુખી થઇ નથી. હજુ પણ પાકિસ્તાન વચ્ચે અને હિંદ વચ્ચે યુદ્ધ નહિ થાય એમ ખાત્રી પૂર્વક કોઈ કહી શકે તેમ નથી. દરેક માણસ, માત્ર પોતાના દેશનું હિત ચાહે અને તે સાધવામાં બીજા દેશોને કેટલું નુકશાન થાય છે તેનો વિચાર ન કરે તો શેરબજારના જેવું તમોગુણી જીવન થાય, છતાં એ માણસ એમ માને છે કે મારી માન્યતા સાત્વિક છે, તેથી માયાના ક્ષેત્રમાં માન્યતા બાબત ઘણો ગોટાળો ચાલ્યા કરે છે. કેટલાકને પોતાની

ભૂલની ખબર પડે છે તોપણ તે સુધારી શકતા નથી તેનું કારણ હવે ઉદ્ધવજી ભગવાનને નીચેનાશ્લોકમાં પૂછે છે :—

**वदन्ति मर्त्या प्रायेण विषयान्पदमापदम् ।**
**तथापि भुञ्जते कृष्ण तत्कथं श्वखराजवत् ॥**

૧૧-૧૩-૮

અર્થ :—હે કૃષ્ણચંદ્ર ! સંસારના વિષયો દુઃખમય છે એવું ઘણે ભાગે બધા માણસો જાણે છે, છતાં તેઓ કૂતરા ગધેડા અને બકરાંની માફક વિષયોને કેમ ભોગવે છે ?

અહીં કૂતરા ગધેડા અને બકરાંનો દ્રષ્ટાંત આપવાનું કારણ એમ જણાય છે કે તેઓને વિષય ભોગ કાળે પણ અગવડ આવે છે, છતાં પણ તેઓ વિષયો ભોગવે છે, તેમ માણસો પણ સંસારની અગવડો જાણે છે તોયે વિષયોમાં પડે છે. ગધેડી ગધેડાને પાટૂ મારે છે, કુતરી કુતરા તરફ ઘુરકે છે, તેમ સ્ત્રીઓ પુરુષોનું અપમાન કરે છે તો પણ પુરૂષો તેમની પાછળ ભોગમાં પડે છે. તેનું કારણ બતાવતાં શ્રી કૃષ્ણ કહે છે

**अहमित्यन्यथा बुद्धिः प्रमत्तस्य यथा हृदि ।**
**उत्सर्पति रजो घोरं ततो वैकारिकं मनः ॥**

૧૧-૧૩-૯

અર્થ :—અવિચારી પુરૂષના ચિત્તમાં અહંકારવાળી જે અન્યથા બુદ્ધિ થાય છે તેનાથી સાત્વિક મન પણ રજોગુણી થઈ જાય છે.

ચિત્ત રજોગુણી થયા પછી અનેક વિકલ્પો સહિત સંકલ્પો ઉઠે છે અને મન માયાના ગુણોનું ચિંતન કરવા લાગી જાય છે. એવા મંદમતિવાળા પુરૂષને અનેક પ્રકારની દુઃખ દેવાવાળી કામના ઘેરી લે છે. જ્યારે શરીરને આત્મા માનવામાં આવે છે ત્યારે શરીરના સુખને આત્માનું સુખ માનવામાં આવે છે અને પ્રાણને આત્માનું સુખ માનવામાં આવે છે. જ્યારે મનમાં આત્મભાવ આવે છે ત્યારે મનના સુખને આત્માનું સુખ માનવામાં આવે છે, જ્યારે સ્ત્રી પુત્રમાં મમતા બંધાય છે ત્યારે સ્ત્રી પુત્રના સુખને આત્માનું સુખ માનવામાં આવે છે,

જ્યારે સમાજમાં મમતા બંધાય છે ત્યારે સમાજના સુખને પોતાનું સુખ માનવામાં આવે છે. જ્યારે દેશમાં મમતા બંધાય છે ત્યારે દેશના સુખને આત્માનું સુખ માનવામાં આવે છે. આ પ્રમાણે રજોગુણના પ્રબળ પ્રવાહમાં પડી વિમૂઢ અને અજીતેન્દ્રિય પુરુષો કામનાને વશ થઈ ઘણા પ્રકારનાં કર્મ કરે છે અને પરિણામે દુઃખ ભોગવે છે. કેરીની ઋતુ ન હોય પણ કેરી યાદ આવે છે, ન્યુસ પેપરમાં રોજ તાજા સમાચાર જુના થઇ જાય છે છતાં મન ન્યુસ પેપરની પાછવાડે દોડે છે. આ બધા રજોગુણના પ્રતાપ છે. વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય અને મૃત્યુ નજીક આવે તો પણ વિષયો તેમને છોડતા નથી. જેમ દારૂ પીધેલ ઉન્મત થયેલ માણસ પોતાનું હિત ભૂલી જાય છે તેમ માણસ આવી રીતે પોતાનો આત્મા ભૂલી જઈ રજોગુણથી લોભાઇને કામાસક્ત થાય છે. કામવાસનાના ભોગને અંતે બધાને નિરાશા ઉત્પન્ન થાય છે છતાં પાછા તેઓ ભોગમાં પડે છે. તેનું કારણ અહંકાર અને વિપરીત ભાવના છે. હું ને આ મામાં જે રાખી શકતા નથી તેને હું ને રાખવા માટે કોઇ જગ્યા જોઈએ, તેથી પુત્રેષણા, વિત્તેષણા કે લોકેષણામાં માણસો ફસાઇ જાય છે. કેટલાક આત્મસાક્ષાત્કાર માટે સાધના કરે છે પણ તરત ફળ મળતું નથી, તેથી પાછા વિષયોમાં પડે છે. વિવેકી પુરૂષો જો કે રજ–તમથી વિક્ષેપ પામે છે, છતાં તેમાં દોષ–દષ્ટિ કરીને પોતાના વિક્ષિપ્ત ચિત્તને સાવધાનતાપૂર્વક સાંભળી લે છે અને વાસનામાં આસક્ત થતા નથી. માટે જીજ્ઞાસુએ સાવધાન અને ચિન્તારહિત થઇ પ્રાણને જીતવો, આસનને જીતવું અને યોગાભ્યાસ કરવો.

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે ચિત્તને બધી દિશામાંથી ખેંચી મારામાં લગાવી શકાય એવો યોગ મેં પહેલાં મારા શિષ્ય સનકાદિને બતાવ્યો હતો.

ઉદ્ધવજી–હે કેશવ ! આપે જે વખતે અને જે પ્રમાણે સનકાદિને યોગનો ઉપદેશ આપ્યો હતો તેનું સ્વરૂપ જાણવાની મને ઇચ્છા છે.

ભગવાન—એક વાર બ્રહ્માજીના માનસ પુત્ર સનકાદિએ પોતાના પિતાને યોગની પરાકાષ્ટા બાબતમાં એવો પ્રશ્ન કર્યો હતો કે "ચિત્ત સ્વભાવથી જ ગુણોમાં એટલે વિષયોમાં જાય છે અને ગુણો વાસના રૂપથી ચિત્તમાં પ્રવેશ કરે છે તો પછી જે માણસને આ સંસારસાગરમાંથી પાર ઊતરવાની ઇચ્છા થાય તેમણે ગુણો અને વિષયોને કેવી રીતે જુદા કરવા? અને શી રીતે જીવતા? આ પ્રશ્નનો ઉત્તર બ્રહ્માજી આપી શક્યા નહિ કારણ કે તેમની બુદ્ધિ પણ કર્મમાં આસક્ત હતી (૧૧-૧૩-૧૮. તેથી તેઓએ મારું ધ્યાન કર્યું એટલે હંસરૂપે હું તેમની પાસે પ્રગટ થયો. મને એવા રૂપમાં દેખી બ્રહ્માજી વગેરેએ પૂછ્યું કે "આપ કોણ છો?" તત્વજીજ્ઞાસુ એવા મુનિઓએ મને એવો પ્રશ્ન કર્યો ત્યારે મેં જે જવાબ આપ્યો તે સાંભળો:

**वस्तुनो यद्यनानात्वमात्मानः प्रश्न ईदृयः ।**
**कथं घटेत वो विप्रा वक्तुर्वा मे क आश्रयः ॥**
**૧૧-૧૩-૨૨**

અર્થ:—હે વિપ્રગણ! જો તમારો આ પ્રશ્ન આત્માના વિષયમાં હોય તો આત્મા એક છે. તેમાં ભેદ બનતો નથી તેથી તમારો પ્રશ્ન ઉત્પન્ન થઈ શકતો. નથી અને હું પણ કયા આધારે તેનો જવાબ દઉં? કારણ કે હું નિર્વિશેષરૂપ હોવાથી કોઈ જાતિ ગુણ અથવા વ્યકિતવિશેષનો આશ્રય કેવી રીતે લઈ શકું? એવું કરું તો દ્વૈત ઉત્પન્ન થાય એટલે એ વસ્તુ માનવી પડે.

અહીં અજાતવાદનો અથવા વિવર્તવાદનો અથવા એકજીવવાદનો સિદ્ધાંત ભગવાને સ્પષ્ટરુપે ઉદ્ધવજી પાસે મુકેલ છે. એક પરમાત્મા જ સર્વત્ર હોવાથી હું તું પણું રહેતું નથી, તેથી તમે કોણ? એ પ્રશ્ન કેવળ શબ્દની ગરબડ છે. જ્યાં અનેક તત્ત્વ હોય ત્યાં જ "તું કોણ" એવો પ્રશ્ન પૂછી શકાય.

સામાન્ય માણસની દૃષ્ટિમાં એવું જણાય છે કે જાણે જગતમાં

ઘણા જીવ છે, મચ્છર, માંકડ, માછલાં, મગતરાં કીડી, માંખી, વગેરે ગણીએ તો જીવોની સંખ્યા ગણી શકાય તેમ નથી, રોજ અસંખ્ય ઉત્પન્ન થાય છે અને અસંખ્ય મરે છે, છતાં એ બધાને જોનારો એક છે અને બધામાં ચૈતન્ય પણ એક છે. વિરાટ પુરુષનું વર્ણન આપતાં વેદમાં કહેલું છે કે જે કાંઇ છે તે એક વિરાટ પુરુષનું સ્વરૂપ છે. પુરુષસૂક્તમાં એ બાબત સ્પષ્ટ કરેલ છે. તે પ્રમાણે માત્ર એક જીવ છે. અનેકપણું ઉપાધિને લઇને જણાય છે. જેમ કે વરસાદના વખતમાં પાણીનાં ઘણાં ખાબોચીયાં થઇ જાય છે, તેમાં તે વખતે ઘણા સૂર્ય જોવામાં આવે છે. વાસ્તવમાં સૂર્ય એક છે. અહીં અનેકપણું ઉપાધિને લઈને જણાય છે. તેવી જ રીતે માણસ પણ પાણીના ટીપામાંથી બને છે. એ બધાં પાણીનાં ખાબોચીયાં સમજવાનાં છે. તેમાં એક ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે. તેથી જેટલી ઉપાધિ તેટલા જીવ જણાય છે પણ વાસ્તવમાં ચૈતન્ય એક જ છે. થોડા જીવ મરી જાય ત્યારે તેટલાં ખાબોચીયાં સૂકાઇ ગયાં એમ જાણવાનું છે, ઉપાધિના ધર્મથી અધિષ્ઠાનને કાંઈ થતું નથી.

સ્વપ્નામાં ઊંઘનારને ઘણા જીવ દેખાય છે. તે જાગે તો એક જીવ રહે છે. જાગ્યા પછી જ્યારે ઘણા જીવ દેખાય છે ત્યારે સ્વપ્નાના જેવી ભૂલ થાય છે. પણ સ્વપ્ન વખતે જેમ સ્વપ્નાની ભૂલની ખબર પડતી નથી તેમ જાગ્રત વખતે જાગ્રતની ખબર પડતી નથી, બધા બનાવ એકને માટે બને છે, પણ પ્રમાણની ભૂલથી અનેક જેવું દેખાય છે, જે પ્રમાણથી અથવા જે જ્ઞાનથી જે વસ્તુની સિદ્ધિ થાય તે પ્રમાણ-થી ( તે જ્ઞાનથી ) તે વસ્તુની નિવૃત્તિ થાય નહિ, તેથી સ્વપ્ના વખતે સ્વપ્નાની ભૂલની ખબર પડે નહિ અને જાગ્રત વખતે જાગ્રતની ભૂલની ખબર પડે નહિ. જગ્યા અને કાળની બાબતમાં જેમ સ્વપ્નામાં ભૂલ પડે છે તેમ જાગ્રતમાં પણ ભૂલ પડે છે અને અનેક જીવ નથી છતાં અનેક જીવ દેખાય છે. હાલના સાપેક્ષવાદના સાયન્સવાળા પણ કહે છે કે :

When the individual space and time of any particular individual are welded together, the individual is found to drop out altogether, the Constituents are subjective to a particular individual but the product is objective.

સ્વપ્નામાં એક જ જીવ હોવા છતાં ઘણા જીવ કેમ જોવામાં આવે છે? કારણ કે સ્વપ્નદ્રષ્ટા પોતાને સ્વપ્ન દ્રશ્યથી અલગ કરીને જોઈ શકતો નથી. જેમ કોઈ વખત લાલ ફૂલની પાસે રહેલ સ્ફટિકને જોતાં કોઇ અંતરાયથી લાલ ફૂલનું દર્શન ન થતાં સ્ફટીકમાં લાલ રંગની અને લાલ પુષ્પની બુદ્ધિ થાય છે તેમ જે વખતે અંતઃકરણનું પૃથક્ દર્શન થતું નથી તે વખતે કર્તૃત્વ વગેરે ધર્મોની આત્મામાં પ્રતીતિ થાય છે અને એકની જગ્યાએ અનેક દેખાય છે. જાગ્રતમાં પણ એવી જ ભૂલ થાય છે હાલના સાપેક્ષવાદના સાયન્સ ઉપર વિચાર કરતાં બી. રસેલ કહે છે કે :—

The mistake lies in taking our percepts to be the physical world. The dreams which we call waking perceptions have only a very little more resemblance to objective reality than the fantastic dreams of sleep.

એક જ ચૈતન્ય ઉપાધિભેદથી ભિન્ન દેખાય છે. એ ભેદની વ્યવહાર કાળે ખબર પડતી નથી. તેનું કારણ એ છે કે પ્રમાતૃચૈતન્ય, પ્રમાણચૈતન્ય અને પ્રમેય ચૈતન્ય એક થઈ જાય છે તે વખતે પ્રમાતૃચૈતન્ય પણ વિષયાકાર જેવું લાગે છે કારણ કે અંતઃકરણ અવચ્છિન્ન જ પ્રમાણચૈતન્ય છે તેથી દ્રષ્ટા દ્રશ્ય જેવો લાગે છે. જેવું સ્વપ્નમાં બને છે તેવું જાગ્રતમાં બને છે.

ધર્મીનો અધ્યાસ થાય ત્યાં સુધી કલ્પિતપણું સ્પષ્ટ ભાસે છે પણ ધર્મનો અધ્યાસ થાય ત્યારે કલ્પિત વસ્તુ કલ્પિત લાગતી નથી. જેમ રજ્જુમાં સર્પના ધર્મનો અધ્યાસ થાય ત્યારે સર્પ કલ્પિત લાગતો નથી. સ્વપ્નાના સર્પમાં પણ જ્યારે સર્પના ધર્મ જોવામાં આવે છે ત્યારે સર્પની બીક લાગે છે અને સર્પ કલ્પિત લાગતો નથી. શ્રીમદ્‌ભાગવતમાં (૧૧–૧૦–૩૨) પણ ભગવાન ઉદ્ધવજીને કહે છે કે જ્યાં સુધી ગુણવૈષમ્ય રહેશે ત્યાંસુધી પરતંત્રતા પણ રહેશે. ગુણદોષના ભેદ લાગવાનું કારણ એ છે કે ઉપાધિના ધર્મ આત્મામાં માની લેવામાં આવે છે. તેનાથી એકની જગ્યાએ અનેક દેખાય છે.

જ્ઞાનના સ્વરૂપ તરફ દૃષ્ટિ કરીએ તો કોઈને બીજાના જ્ઞાન અથવા અજ્ઞાનનો અનુભવ થઈ શકતો નથી. જે બને છે તે પોતાના જ્ઞાનથી બને છે. તેથી માત્ર પોતાનું જ્ઞાન ઠીક કરવાની જરૂર છે. જેવું સ્વપ્નમાં છે તેવું જાગ્રતમાં છે. સ્વપ્નમાં જેમ ઉપાધિઓ ખોટી હોવાથી ઉપહિતમાં ભેદ પડતો નથી તેમ જાગ્રતમાં પણ ઉપાધિઓ ખોટી હોવાથી ઉપહિતમાં ભેદ પડતો નથી. પ્રતીતિ કાળમાં પ્રતીત થતો અનુભવ તે કાળ પર્યંત જ પહોંચે છે, પ્રાતિભાસિક વસ્તુમાં માત્ર જ્ઞાતસત્તા રહે છે. ભ્રાંતિની દશામાં ભ્રાંતિનો બાધ થતો નથી તેથી અનેક જીવ જેવું દેખાય છે. માત્ર બાધક પ્રમાણની પ્રવૃત્તિથી ભ્રાંતિનો બાધ થાય છે. જ્યાં ભ્રાંતિની પ્રબળતા હોય ત્યાં જોનાર અભેદ કરવાને અશક્ત થઈ જાય છે. બી. રસેલ કહે છે કેઃ

To some extent each man dreams his own dream and the disentanglement of the dream element in our percepts is no easy matter. All adaptation to envirohment might be regarded as learning to dream.

વેદાન્તમાં પરિણામવાદ માનેલો નથી પણ વિવર્તવાદ માનેલો

છે. એ દૃષ્ટિએ અનેક જીવ બનતા નથી. અદ્વૈતનો અર્થ જ એવો છે કે બે નથી. એક જ સ્ત્રી ઉપાધિભેદે કાકી, મામી, માશી અને ફૂઇ થઈ જાય તેથી તેમાંથી અનેક સ્ત્રી બની જતી નથી, તેથી જીવ અનેક થતા નથી. જેને અનેક દેખાય છે તેણે સાબીત કરવું જોઇએ કે તેને કેવી રીતે દેખાય છે. પ્રત્યક્ષ પ્રમાણ એ સાચું પ્રમાણ નથી, તેમાં ઘણી ભૂલો થાય છે. ખોટા પ્રમાણથી પણ (સ્વપ્નાની માફક) વ્યવહાર ચાલે છે તેથી જ્યાં સુધી ભૂલની ખબર પડતી નથી ત્યાં સુધી માણસો વિચાર કરતા નથી.

વળી જીવ અને ઇશ્વર વચ્ચે ભેદ છે એમ કહેવું હોય તો પણ જીવ અને ઇશ્વર બન્નેનું જ્ઞાન જોઇએ. બન્નેના જ્ઞાન વગર ભેદ સિદ્ધ થઈ શકે નહિ. એક જીવ અને બીજા જીવ વચ્ચે ભેદ જાણવો હોય તો પણ બન્નેનું પૂરૂં જ્ઞાન જોઈએ પણ એવું જ્ઞાન મળી શકતું નથી.

સાપેક્ષવાદનું સાયન્સ કહે છે કે Measurements of distances and times do not directly reveal properties of the things measured but the relations of the things to the measurer. Motion extension and solidity which characterise material bodies are characters of perception and not characters of the external world.

વૃક્ષમાં ફળ શાખા વગેરે જે દેખાય જે તેમાં બીજ સત્તા જ સર્વત્ર એક અખંડ પણે રહેલી છે. એવી ઐક્ય દ્રષ્ટિ થાય તો પછી શાખા વગેરેની જુદી સત્તા ન જાણતાં બીજ વૃક્ષનું કાર્યકારણ-પણું ક્યાં રહે? તેવી જ રીતે એક ચૈતન્ય સર્વરૂપે વિવર્તભાવથી પ્રતીત થાય છે. એવી દ્રષ્ટિ થાય તો અનેકત્વ ક્યાં રહે અને કાર્યકા-રણભાવ પણ ક્યાં રહે? સ્વપ્નામાં દેખાતો પર્વત જરા પણ જગ્યાને રોકતો નથી, કારણ કે તે-પ્રાતિભાસિક છે, તેમ કરોડો જગત પણ અણુમાત્ર છે. તે પ્રાતિભાસિક હોવાથી કોઈ જગ્યા રોકતા નથી.

સ્વપ્નાના બનાવ કોઇ કાળને રોકતા નથી. આ પ્રમાણે દેશ–કાળ ખોટા હોવાથી ભેદ બનતો નથી વિશેષ જ્ઞાનને માટે સામગ્રી નથી. વિશેષજ્ઞાનની સામગ્રીને અભાવે વિશેષ જ્ઞાન થાય તેને ભ્રાંતિજ્ઞાન કહે છે. દ્વૈત વસ્તુના ગ્રહણના આગ્રહથી અને મિથ્યા અભિનિવેશના કારણથી અદ્વૈત ચૈતન્ય સહજ આવૃત થઇ જાય છે. દ્વૈત ઉપલબ્ધિના નિમિત્તથી થનાર આવરણ બીજા કોઇ યત્નની અપેક્ષા કરતું નથી.

બ્રહ્મસૂત્ર ઉપર ભામતીની ટીકા લખનાર પ્રખ્યાત વાચસ્પતિ મિશ્ર લખે છે કે **न वयं अभेदं साधयामः किंतु भेदं प्रतिषेधामः** એટલે અમે અભેદ સાધવાનું કામ કરતા નથી પણ ભેદનો નિષેધ કરીએ છીએ. પહેલી રીતમાં ભેદ સ્વીકારીને અભેદ કરવો પડે છે. બીજી રીતમાં ભેદનો સ્વીકાર શરૂઆતથી જ થતો નથી. સ્વપ્નાના બનાવોનો જેમ અભેદ થઇ શકતો નથી તેમ જાગ્રતમાં એક જ વસ્તુ હોવાથી અન્વય કે વ્યતિરેક બની શકતા નથી.

દેવદત્ત બેઠો છે, હવે ઊભો થયો, તે વખતે તેનો મહિમા નવો થયો, પણ દેવદત્તમાં ભેદ થયો નહિ તેવી જ રીતે આપણા જ્ઞાનમાં અથવા આત્મામાં મહિમા નવો થાય તેથી મૂળ જ્ઞાનમાં ભેદ પડતો નથી. સંસ્કૃત ભાષામાં જે મળેલું હોય તેને અભિન્ન અથવા અદ્વૈત કહે છે, જે ભેગું કરવાનું હોય તેને અદ્વૈત કહેતા નથી, તેથી હંસ ભગવાન બ્રહ્માજી વગેરેને કહે છે કે જો વસ્તુ એક છે તો તમે પ્રશ્ન કોને પૂછો છો અને વસ્તુ એક છે તો હું કયા આધારે જવાબ આપું ?

## પ્રકરણ ૧૫. ઈંદ્રિયો અને વિષયો ઉપાધિ છે.

ઉદ્ધવજીનો મુખ્ય પ્રશ્ન અહીં એ છે કે વિષયી માણસોને ઘણું સંકટ ભોગવવાં પડે છે છતાં ફરી ફરી વિષયો શા માટે ભોગવે છે? તેના જવાબમાં શરૂઆતમાં ભગવાને એમ કહ્યું કે "માણસમાં મોહ, અવિવેક, અને દેહ હું છું, એવા અભિમાનને લીધે રજોગુણ ઉભરાઇ જાય છે.

તેથી વિષયોમાં દોષદ્રષ્ટિ રાખીને મન બધી બાજુથી પાછું વાળીને મારામાં જોડવું અથવા મન જ્યાં જ્યાં જાય ત્યા પરમાત્માને જોવા, કારણ કે વાસ્તવમાં બધે એક સત્તા રહેલી છે અને વસ્તુ પણ એક છે." વેદાન્તમાં એમ માનેલું છે કે, જેનામાં સત્તા નથી એ કોઈ વસ્તુ નથી, તેથી ચેતન સિવાય બીજી કોઈ સાચી વસ્તુ નથી. હંસ ભગવાને સનકાદિકને આવો બોધ આપ્યો, તે પછી તરત કહે છે કે દેહભાવે જોઈએ તો પણ બધાનાં શરીર પંચમહાભૂતનાં છે. તેથી પણ ભેદ બનતો નથી. સનકાદિએ હંસ ભગવાનને પૂછ્યું હતું કે આપ કોણ છો ? તેના જવાબમાં ભગવાને કહ્યું હતું કે જો વસ્તુ એક છે તો પ્રશ્ન ઉત્તર બની શકતા નથી, પોતે પોતાને કોણ છે એમ કોણ પૂછે ? અતિશય ભ્રાંતિમાં પડેલો માણસ જ આવો પ્રશ્ન પૂછે છે. દોરડીમાં સર્પપણું હોતું નથી પણ તે સર્પ જેવી ભાસે છે, તે સર્પને દોરડી "તું કોણ ?" એવો પ્રશ્ન પૂછે છે તો તેનું પૂછવું જ મિથ્યા ઠરે. માટે,

**मनसा वचसा दृष्ट्या गृह्यतेऽन्यैरपीन्द्रियैः ।**
**अहमेव न मत्तोऽन्यदिति बुध्यध्वमंजसा ॥११-१३-२४**

અર્થ : મનથી, વચનથી, દ્રષ્ટિથી અને બીજી ઇંદ્રિયોથી જે કાંઈ ગ્રહણ થાય તે હું જ છું અને મારાથી જુદું કાંઇ નથી એમ તમે સમજો. ટુંકામાં બધું ચેતનનો વિવર્ત છે. વિવર્ત જ ઐક્યનું લક્ષણ છે. છીપમાં જેમ રૂપું દેખાય છે તેમ મારામાં જગત છે. જેમ જળ અને તરંગ, ઘી અને ઘીની પૂતળી એક છે તેમ બ્રહ્મ અને જગત એક છે. વસ્ત્રને તંતુની દૃષ્ટિથી જોતાં વસ્ત્ર દેખાતું નથી, એકલા તંતુ જ દેખાય છે તેમ આત્મદૃષ્ટિથી જોતાં મારા સિવાય કંઇ જણાતું નથી, જેને સર્વત્ર મારી પ્રતીતિ છે તેને બીજા સાધનની જરૂર નથી.

વસ્તુત : દ્વૈતના અનુભવનું કારણ અવિદ્યા છે, અવિદ્યા સત્‌થી વિલક્ષણ છે તેથી દ્વૈત થતું નથી, અવિદ્યા અસત્‌થી વિલક્ષણ છે તેથી સવિશેષ જેવી પણ લાગે છે, તેથી જાગ્રત વગેરે અવસ્થા બની શકે

છે પણ તે પારમાર્થિક નથી. કલ્પિત ધર્મ ઐક્યમાં બાધક થતો નથી કારણ કે ઐક્ય વખતે કલ્પિત ધર્મોની નિઃશેષ નિવૃત્તિ થાય છે. વ્યવહારમાં અવિદ્યા કાર્યવિષયક થઈ જાય છે તેથી અનેક જીવ જેવું ભાસે છે. પ્રત્યક્ષ પ્રમાણ અબાધિત અર્થને બતાવતું નથી, તેનો બાધ આત્મજ્ઞાનથી થાય છે, જે વસ્તુ એક જ્ઞાનથી સાચી લાગે અને બીજા જ્ઞાનથી બાધ પામે તે મિથ્યા હોય છે, પછી બાધ પામેલ વસ્તુ વિદ્યા –વેદ્ય રહેતી નથી. તેથી જ્ઞેયની સમાપ્તિ થઇ જાય છે. અનેક જીવનો બાધ થયા પછી અનેકત્વ રહેતું નથી. સ્વપ્નામાંથી જાગ્યા પછી સ્વપ્નાનું અનેકત્વ જાણવા જેવું રહેતું નથી. જેમ પશુના જ્ઞાનમાં અને માણસના જ્ઞાનમાં ઘણો ફેર છે તેમ માણસના જ્ઞાનમાં અને બ્રહ્મ-જ્ઞાનમાં ઘણો ફેર છે.

આત્માની સ્વસ્વરૂપ સ્થિતિમાં વિષય અને વિષયનું જ્ઞાન પ્રતિકૂળ છે, કારણ કે એ રીતે દ્વૈત દૂર થતું નથી, આત્મવ્યતિરિક્ત વસ્તુ આત્મામાં કલ્પિત છે તેથી વ્યતિરેક બનતો નથી અને અન્વય પણ બની શકતો નથી. આત્મજ્ઞાન થયા પછી ભૂગોળ કે ઇતિહાસ નથી.

હવે હંસ ભગવાન સનકાદિના પ્રશ્નનો ઉત્તર આપે છે. સનકાદિએ બ્રહ્માને એવો પ્રશ્ન પૂછયો હતો કે ઇંદ્રિયો વિષયો તરફ દોડે છે અને વિષયો ઇંદ્રિયોને જાગ્રત કરે છે તો એ ચક્કરમાંથી કેવી રીતે નીકળવું? તેના જવાબમાં ભગવાન કહે છે: —

**गुणेष्वविशते चेतो गुणाश्चेतसि च प्रजाः ।**
**जीवस्य देह उभयं गुणाश्चेतो मदात्मनः ॥ ११-१३-२५**

અર્થ—ગુણોમાં ચિત્ત જાય છે અને ગુણો ચિત્તમાં જાય છે પણ એ બન્ને (ગુણ અને ચિત્ત) મારા સ્વરૂપભૂત જીવના દેહ છે એટલે ઉપાધિ છે. એ જીવનો સ્વભાવ નથી, એટલે માયાને લીધે બન્ને ઉપાધિ જીવને લાગેલી છે. અંતઃકરણમાં કર્તૃત્વ–ભોકતૃત્વ ભાવ આવવાથી

અહંકાર ઉત્પન્ન થયો, તેથી વિષયે ચિત્તને ભૂલા ામાં નાંખ્યું, પોતાના સ્વરૂપના જ્ઞાનનું વિસ્મરણ થયું તેથી જીવ અને મનનું તાદાત્મ્ય થયું. સ્વપ્નમાં જેમ પોતાને ભૂલી જઈ સ્વપ્નના દેહમાં પ્રીતિ કરે છે તેવી દશા જીવની થાય છે. પોતાનું નિત્યમુક્ત શુદ્ધચૈતન્યઘન સ્વરૂપ વિસરી જઈ દેહના અભિમાનથી જીવ મિથ્યા બંધનમાં પડ્યો છે. આ અભિમાન જાય તો સર્વ બંધન તૂટે. હૃદયમાં વિષયનો અભાવ આવે અને સર્વભૂતમાં ભગવદ્‌ભાવ આવે તો ભગવત્ પ્રાપ્તિ થાય છે. ભગવાન કહે છે–" જીવ ખરેખર મદ્રૂપ છે, દેહના અભિમાથી તેને જીવપણું છે. સર્વ પ્રાણીને મારા રૂપ જોવાથી પોતે મારા રૂપ થાય છે, અને વિષયને અને ચિત્તને મિથ્યા જાણે છે. સત્યને મિથ્યાનું બંધન નથી.

કાલ્પનિક વસ્તુની નિવૃત્તિ અધિષ્ટાન રૂપ થાય છે. તેથી બ્રહ્મને સર્વાત્મક સમજવું જોઈએ. સર્પ છે એ પ્રતીતિ પણ રજ્જુના સત્તાને લઇને થાય છે, તેવીજ રીતે જીવ જગતનું અસ્તિત્વ પણ બ્રહ્મની સત્તાને લઇને કહી શકાય છે પણ જીવ જગતને સ્વતંત્ર સત્તા નથી, જેનામાં સત્તા નથી એ કોઈ વસ્તુ નથી.

**गुणेषु चाविशच्चितमभीक्ष्णं गुणसेवया ।**
**गुणाश्च चित्तप्रभवामद्रूप उभयं त्यजेत् ॥ ११–१३ २६**

અર્થ : વિષયોનું વારવાર સેવન કરવાથી ચિત્ત વિષયોમાં આવિષ્ટ થઈ જાય છે. પછી વાસનારૂપ ચિત્તથી તેની અભિવ્યક્તિ થાય છે તેથી પોતાના શુદ્ધ સ્વરૂપને મારું રૂપ જાણીને ચિત્ત અને વિષયરૂપ બન્ને ઉપાધિઓનો ત્યાગ કરવો જોઇએ.

અનાદિ સંસારમાં વારંવાર દેહ ધરી જે વિષયો ભોગવેલા હોય છે તે ચિત્તમાં રહે છે તેથી વિષયાસક્તિ રહે છે તેથી મન બુદ્ધિ તેનું જ મનન અને ચિંતન કરે છે. વિષયનું બળ વધે ત્યારે તે સ્થૂળ અને સૂક્ષ્મ દેહમાં અભિમાન દૃઢ કરે છે. દેહના અભિમાનને લીધે દેહના વિકાર પોતાનામાં મનાય છે. હું અંધ છું, પાંગળો છું, માણસ

છું વગેરે દેહના વિકાર, પોતાનું આત્મસ્વરૂપ વિસરી જઈ, પોતામાં આરોપી મિથ્યા બંધનમાં પડાય છે. શેત્રંજના ખેલમાં જીત અને હાર મિથ્યા છે; છતાં ખેલતી વખતે તેમાં અભિમાન આવે છે અને ખેલના હાથી ઘોડા જીવતા ન હોવા છતાં સાચાં માની લડાય છે, તેવી જ રીતે જીવનું જન્મમરણ છે. ખેલ પૂરો થતાં લાકડાના રાજા પ્રધાન વગેરે મિથ્યા જણાય છે, તેમ દેહમાંથી અહંભાવ ગયો કે સંસાર મિથ્યા જણાય છે અને તદ્દરૂપ થતાં જ દેહ, અહંભાવ અને વિષય એ ત્રણેનો ત્યાગ થાય છે. કોઇના મનમાં એવો પ્રશ્ન થાય છે કે જો બ્રહ્મદશામાં જ્ઞાતા અને જ્ઞેયનો બાધ થઈ જાય તો આત્મજ્ઞાનનો ધણી કોણ થાય? તે બાબતમાં એવી સમજણ રાખવી કે જ્ઞાન બે પ્રકારનાં હોય છે, એક વૃત્તિરૂપ અવિદ્યાવાળું અને બીજું સ્વયંપ્રકાશ ચેતનરૂપ. પહેલા જ્ઞાનમાં જ્ઞેય વિષયની જરૂર પડે છે, પણ બીજું જે જ્ઞાન સ્વયંપ્રકાશ છે તે પોતેજ પર્યાપ્ત છે. અનાત્મ પદાર્થ ચૈતન્યનો વિષય થાય છે, પણ ચૈતન્ય પોતે વિષય નથી. પોતામાં (એટલે એકમાં) કર્મ કર્તાનો ભાવ બનતો નથી. વિશેષ સંજ્ઞાનો ધર્મી અવિદ્યોપાધિક ચૈતન્ય છે. તેના અભાનનો ધર્મી શુદ્ધ ચૈતન્ય છે. અવિદ્યાજન્ય બુદ્ધિની નિવૃત્તિજ વિશેષ જ્ઞાનની નિવૃત્તિ છે. બુદ્ધિના સંબંધથી સંસાર અને બુદ્ધિના વિયોગથી મોક્ષ એ સાંખ્યનો પણ સિદ્ધાંત છે. સાંખ્યની પ્રકૃતિ પછી તરત મહત્તત્ત્વ આવે છે, તેને સમષ્ટિ બુદ્ધિ કહે છે, ત્યાંથી સંસારની શરૂઆત છે. જીવમાં પણ એવું જ છે. ભ્રાંતિકાળે છીપમાં રૂપાનો વ્યવહાર થાય છે, પણ તે કોઈ વસ્તુ નથી, તેમ અવિદ્યા વખતે જ્ઞાતા-જ્ઞેયનો જે વ્યવહાર થાય છે તે વસ્તુ નથી. વિશેષ સંજ્ઞાનું કારણ શરીર વગેરે સંબંધીઓમાં અન્યત્વ બુદ્ધિ છે એટલે બ્રહ્મથી ભિનત્વ બુદ્ધિ છે. તે શરીર, ઇંદ્રિઓ વગેરે ઉપાધિનો વિલય થતાં નષ્ટ થઈ જાય છે, કારણના અભાવથી કાર્યનો અભાવ થાય છે. જળ સૂકાઇ જતાં સૂર્યનું પ્રતિબિંબ તેમાં રહેતું નથી. પરમાર્થ સૂર્યરૂપ બિંબનો જેમ નાશ નથી તેમ આત્માનો નાશ નથી.

તે સ્વયંપ્રકાશ હોવાથી પોતે અનુભવ રૂપ બને છે; તેનું જ્ઞાન થયા પછી કોઈ અજ્ઞાત વસ્તુ રહેતી નથી; કારણ કે તે બધાનું અધિષ્ઠાન છે. ઘટના જ્ઞાનથી ઘટના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે પણ પટનું અજ્ઞાન રહી જાય છે. તે તે જ્ઞાનથી તેતે અજ્ઞાન નિવૃત્ત થાય છે, પણ આત્માના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે અને બધા અજ્ઞાનોની નિવૃત્તિ થાય છે; કારણ કે આત્મ વ્યતિરિક્ત કોઈ પદાર્થ નથી. આરોપ દ્વારા ભિન્નત્વ પ્રતીત થાય છે. મુક્તિદશામાં આરોપ નથી. તે દશામાં આત્મા સ્વયંપ્રકાશ છે. ઉપાધિ વગરનો આત્મા સ્વયંપ્રકાશ છે. જીવ ઇશ્વિર વગેરે ભેદના નિમિત્તરૂપ અજ્ઞાનના અભાવથી જુદા જુદા રૂપની પ્રતીત થતી નથી. બ્રહ્મમાં કાર્યત્વનો નિષેધ સ્પષ્ટ છે. કારણ નિરૂપિત કાર્ય થાય છે. કારણના પ્રતિષેધથી તેમાં અકાર્યત્વ સિદ્ધ છે. બ્રહ્મ સદા અપરોક્ષ છે તેમાં પરોક્ષપણું અજ્ઞાનકૃત છે. એ રીતે આત્મામાં સંસારીપણું અજ્ઞાનકૃત છે. આત્મામાં બ્રહ્મતા અને બ્રહ્મમાં આત્મતા સદાસિદ્ધ છે. કેવળ અજ્ઞાન જ તેમાં અંતરાય રૂપ છે, તેથી અજ્ઞાનકાળે પ્રત્યક્ષ અનુભવ થતો નથી. બ્રહ્માથી લઈને સ્થાવર પર્યન્ત જેટલા જીવ અને શરીરના ભેદ જણાય છે તે આત્માના આવરણથી થાય છે. વસ્તુતઃ આત્મા જ કેવળ તત્ત્વ છે, તેનો અનુભવ ન થાય એ કેમ બની શકે? પણ એકને લઈને બેસી રહેવાની ટેવ પડી ન હોય તો અનેક જણાવા લાગે, એટલે અનેકને સાચા માન્યા હોય તો અનેકનો અનુભવ રહે, એકનો રહે નહિ.

**जाग्रत्स्वप्नः सुषुप्तं च गुणतो बुद्धिवृत्तियः ।**
**तासां विलक्षणो जीवः साक्षीत्वेन विनिश्चितः ॥ ११-१३-२७**

અર્થઃ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ગુણ વૈષમ્યના કારણથી થયેલી બુદ્ધિની વૃત્તિ છે. તેના સાક્ષીરૂપે નિશ્ચય કરેલો જીવ તો તેનાથી જુદો છે.

આ પ્રમાણે ત્રણ અવસ્થા માયાની છે. તેનો વિચાર અહીં જેવો

આપેલો છે તેવો ગીતાની અંદર મળતો નથી. કોઈ કહે છે કે "ભગવાનને સ્વપ્નું હોય નહિ" પણ એમ સમજવું જોઈએ કે ભગવાનને માણસના જેવું જાગ્રત પણ હોય નહિ. જાગ્રત પણ સ્વપ્નના જેવું છે એવું હાલના સાપેક્ષવાદના સાયન્સથી પણ સિદ્ધ થાય છે. ત્રણ પ્રકારની વૃત્તિ છે. જાગ્રતમાં સત્વગુણની વિશેષતા છે. સ્વપ્નમાં રજોગુણની વૃત્તિ છે, અને સુષુપ્તિમાં તમોગુણની વૃત્તિ છે. આ ત્રણ અવસ્થા બુદ્ધિમાં દૃઢ થઇ જાય છે. જીવને તેની સાથે સંબંધ નથી; કારણ કે એક અવસ્થામાં બીજી અવસ્થા રહેતી નથી. જીવ જુદો છે અને તેનો સાક્ષી છે. સ્વપ્ન જાગ્રતને જાણતું નથી અને સુષુપ્તિમાં જાગ્રત અને સ્વપ્નનું ભાન રહેતું નથી, જીવ સાક્ષી તરીકે તે અવસ્થાનો અભિમાની નથી. અવસ્થાના અભિમાનીને પ્રમાતા કહે છે. જાગ્રતનો અભિમાની જે પ્રમાતા છે તેને વિશ્વ કહે છે. સ્વપ્નના અભિમાનીને તૈજસ કહે છે અને સુષુપ્તિના અભિમાનીને પ્રાજ્ઞ કહે છે. આ બધી હકીકત માંડુક્ય ઉપનિષદ્‌ની અંદર વિસ્તારથી આપેલી છે. તેના ઉપર ગૌડપાદાચાર્યની કારિકાવાળું વિવરણ છે અને તે ઉપર શ્રી શંકરાચાર્યનું જે ભાષ્ય છે તે ખાસ સમજવા જેવું છે. જે અવસ્થાનો જે અભિમાની છે તે તે અવસ્થાની સાથે જ લય પામે છે. સાક્ષી દેહથી અતીત છે અને ગુણથી અતીત છે. તે સાક્ષીપણે ત્રણે અવસ્થાનો અનુભવ કરે છે. આટલો અનુભવ થયા પછી સાક્ષીનો બ્રહ્મરૂપે અનુભવ લેવો અને અવસ્થાઓનો ત્રિકાલિક નિષેધ સમજવો જોઇએ. જે વસ્તુમાં જે ધર્મ કોઇ વખતે દેખાય અને કોઇ વખતે ન દેખાય, તે વસ્તુનો ધર્મ નથી. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિની અવસ્થા કોઇ વખતે આત્મામાં દેખાય છે અને કોઈ વખતે નથી દેખાતી તેથી તે આત્માનો ધર્મ નથી. બધાનું અધિષ્ઠાન બ્રહ્મમાં છે; તેમાં બધું જગત કલ્પિત છે, બ્રહ્મનું જ્ઞાન થતાં બધું કલ્પિત જગત તત્વતઃ જ્ઞાત થઈ જાય છે. અનાત્મ પદાર્થ આત્માના અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે. એ અજ્ઞાન દૂર થતાં અન્ય વગેરેનો પ્રશ્ન જ રહેતો નથી. આત્મા

અદ્વિતીય છે અને દ્વૈત અવિદ્યાવાળું છે. અધ્યસ્ત વિષયો ભિન્ન હોવા છતાં સંવિત્ એક છે. ભેદ પ્રત્યય ઔપાધિક છે. જ્ઞાન અને અજ્ઞાનને અંધારા અને અજવાળાની માફક વિરોધ છે. જેમ એક ચંદ્રમાં બે ચંદ્રની ભ્રાંતિ થાય છે તેમ અદ્વિતીય આત્મામાં દ્વૈતની ભ્રાંતિ છે, જ્યાં સુધી ચંદ્ર એક છે એવો વસ્તુતત્ત્વનો સાક્ષાત્કકાર થતો નથી ત્યાં સુધી જેમ ચંદ્રની ભ્રાંતિ થતી નથી તેમ એક બ્રહ્મના સાક્ષાત્કાર વગર દ્વૈતની ભ્રાંતિ દૂર થતી નથી. જો બે ચંદ્રની નિવૃત્તિ ન થઈ તો જ્ઞાન થયું જ નથી તેમ જેને અનેક જીવ દેખાય છે તેને જ્ઞાન થયું જ નથી.

**यर्हि संसृतिबन्धोऽयमात्मनो गुणवृत्तिदः ।**
**मयि तुर्ये स्थितो जह्यात्त्यागस्तद् गुणचेतसाम् ॥**
**११-१३-२८**

અર્થ–જીવને ગુણવૃત્તિપ્રદાન કરનાર જે આ સંસારનું બંધન છે તે સાક્ષીરૂપ તુરીયપદમાં સ્થિત થઈને છોડી દેવું. તેનાથી ચિત્ત અને ગુણોના પરસ્પર સંબંધનો ત્યાગ થઈ જશે.

અહીં સનકાદિકે પૂછેલા પ્રશ્નનો જવાબ સ્પષ્ટ રીતે આપેલ છે અને ચિત્ત અને ગુણના સંબંધરૂપ ચકકર, તુરીયપદમાં રહેવાથી તૂટી જાય છે. હિંડોળામાં પોતે બેઠો હોય; છતાં હિંડોળા સાથે પોતાને ઊંચો નીચો થતો જોઈ પોતે હરખાય છે. હિંડોળો અતિ ચંચળ છે. હિંચનારો તેની અપેક્ષાએ નિશ્ચલ છે છતાં પોતાને હાલતો માને છે. એમ ત્રણે અવસ્થા અહંતા, મમતાને લીધે પોતાનામાં માની હું જાણું છું, મને સ્વપ્નું આવ્યું, હું ગાઢ નિદ્રામાં સૂતો હતો એમ બોલે છે. લોખંડને ઘડતી વખતે લોખંડ અને અગ્નિનું તાદાત્મ્ય થવાથી હથોડાના ઘા અગ્નિ પર પડતા દેખાય છે અને અગ્નિને લીધે લોઢું વાંકું ચૂંકું કરી શકાય છે; છતાં અગ્નિને ખરેખર કાંઇ થતું નથી. તેવી જ રીતે જીવની બાબતમાં સમજવાનું છે, અગ્નિ સિવાય લોઢું ઘડી શકાતું નથી તેમ આત્માના સંયોગ સિવાય જડબુદ્ધિ કંઇ પણ

ક્રિયા કરી શકતી નથી. લોઢું ઘડાય છે, અગ્નિ ઘડાતો નથી. તેમ કર્મ કરવા છતાં જીવ અકર્તા છે; છતાં વૃત્તિના સંગને લીધે પોતે પોતાને કર્તા માને છે. જીવ પોતાના પ્રકાશથી વૃત્તિને પ્રકાશે છે અને વૃત્તિ જીવને જુદી જુદી અવસ્થા પમાડે છે. સૂર્ય જળને પ્રકાશે છે. જળમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે એટલે જળના કંપવાથી પ્રતિબિંબ ચાલતું દેખાય છે પણ સૂર્ય નિશ્ચલ છે. સૂર્ય ગગનમાં છે છતાં જળ તેને નીચે આણે છે તેમ વૃત્તિ મુક્ત આત્માને બંધન કરી દે છે અને જીવપણામાં લાવી દેહની આસક્તિ કરાવી સુખ દુઃખ ભોગવાવે છે, તે જ પ્રમાણે વૃત્તિના સંગથી વિષયની આસક્તિ અને સંસારનું બંધન જીવને વળગે છે તેથી ગુરુકૃપા મેળવી વૃત્તિને વશ કરી, નિરંતર તુરીયદશાના અભ્યાસમાં રહેવું જોઈએ. તે ગુણાતીત અવસ્થા છે. અનાત્મ પદાર્થ તો મૃગજળની સમાન સત્ય વગેરે ધર્મથી દુર્નિરૂપ છે, તેથી તેની સત્યતા ખોટી છે. મુમુક્ષુ પુરુષ નેતિ નેતિ વગેરે વાક્યથી બધા બાહ્યાર્થની નિવૃત્તિ કરી આત્મસ્વરૂપમાં સ્થિર થઈ જાય છે. આત્માની સ્વસ્વરૂપ અવસ્થામાં વિષય-વિષયનું જ્ઞાન-પ્રતિકૂળ છે. અનાત્માના વિષય ગ્રહણ કરનાર ઇંદ્રિયો દ્વારા પુરુષ વિષયો તરફ જાય છે, તેથી સ્વ સ્વરૂપથી પડે છે. પણ વિષયોના ત્રિકાલિક અભાવનો બોધ થતાં વિષયોની તરફ પ્રવૃત્તિ થતી નથી. તેથી સુખમય આત્મામાં અનાયાસે સ્થિતિ આવી જાય છે. ચિત્ત નિરાલંબ રહી શકતું નથી; તેથી બાકી રહેલ આત્મા જ તેનું અવલંબન રહે છે. આત્મૈક્ય બીજા પદાર્થના અપેક્ષાવાળું નથી. દ્વૈતનિવૃત્તિ રજ્જુ-સર્પની નિવૃત્તિની માફક છે. તેથી જ્ઞેયની સમાપ્તિ થઈ જાય છે. સુતરથી લુગડાને જુદું કરવા જતાં ક્રિયા લજવાય છે, કારણ કે સુતર સિવાય કાંઇ રહેતું નથી, તેમ આત્મપ્રાપ્તિ થતાં નામ, વર્ણ, રૂપ વગેરે ભેદ જતા રહે છે, કર્તાપણું પણ રહેતું નથી. ભ્રાંતિ, પ્રવૃત્તિ, ક્રિયા અને નિવૃત્તિ વિસરાય છે અને સ્વાનંદને લીધે નિત્યતૃપ્તિ રહે છે. તે વખતે ચિત્ત અને વિષય એક બીજાને છોડે છે. છાશમાંથી માખણ કાઢ્યા પછી

છાશમાં અલિપ્ત થઈ તે રહે છે. પાછું છાશમાં મૂકીએ તો તેમાં ભળી જતું નથી તેવી જ રીતે આત્મ. પ્રાપ્તિ થતાં ચિત્ત વિષયથી સહજ અલિપ્ત રહે છે. ચિત્ત અને વિષયના વિયોગનો આ સુલભ અને પૂર્ણ ઉપાય છે.

જગતના કારણરૂપી બ્રહ્મથી અતિરિકત જગતનો જ્યારે નિષેધ થાય છે ત્યારે બ્રહ્મમાં અથવા બીજે જગત રહી શકતું નથી.

**अहंकारकृतं बंधमात्मनोऽर्थविपर्ययम्**
**विद्वान्निर्विद्य संसारचिन्तां तुर्ये स्थितस्त्यजेत् ॥**

૧૧-૧૩-૨૯

અર્થ—બંધન અહંકારથી થાય છે, તેનાથી અનર્થ થાય છે તેથી વિદ્વાન પુરુષે વૈરાગ્ય લાવી, તુરીયમાં સ્થિત થઈ સંસારથી ઉપરામ થઈ જવું.

માણસને મુહૂર્ત માત્ર એક સ્થાનમાં રહેવાથી તે સ્થાનનું અભિમાન આવે છે તેમ બુદ્ધિમાં અલ્પ અહંકાર આવતાં જ પોતાના આનંદસ્વરૂપને આચ્છાદન કરી દેહપણું વધારે છે અને પોતાને દીન અને ચિંતાગ્રસ્ત કરે છે; તેથી સાધના કે વૈરાગ્ય દૃઢ કરી મારા ભજનમાં પ્રેમ વધારવો. સર્વભૂતમાં સમદૃષ્ટિ સતત રાખવી એટલે સર્વવ્યાપક તુરીય અવસ્થામાં ચિત્ત સ્થિર થશે અને સંસારની ચિંતા દૂર થશે. ચિત્ત ચિંતા, ચિંતન વિષયવાસના અને અભિમાનથી શૂન્ય થશે અને આનંદઘન પોતે પ્રગટ થશે. દ્વૈતનું ભાન દૂર કર્યા વિના જે પોતાને જ્ઞાની સમજે છે અને વ્યર્થ અભિમાન ધરાવે છે, તે વાસ્તવિક રીતે તો અજ્ઞાનીજ છે.

સર્વ પ્રત્યય વેદ્ય બ્રહ્મસ્વરૂપ સ્વયં વ્યવસ્થિત છે. તેના સાધન અને જ્ઞાપન માટે વેદાન્તની જરૂર નથી પરંતુ પ્રપંચના વિલયની આવશ્યકતા છે. તેથી વેદાન્તશાસ્ત્ર પ્રપંચના વિલયને માટે છે, બીજા અર્થને

માટે નથી. અધિષ્ઠાનના ભાન વગર કેવળ અધ્યસ્તનું ભાન દૃષ્ટિગોચર થતું નથી, તેથી ઘટ વગેરે વિષયનું જ્ઞાન ઘટ વગેરે ઉપહિત બ્રહ્મ વિષયક માનવામાં આવે છે.

કલ્પિત સર્પનો અજ્ઞાત રજ્જુરૂપ અધિષ્ઠાન સાથે વાસ્તવિક ભેદ અથવા અભેદ નથી કારણ કે કલ્પિત પદાર્થ અકલ્પિત ધર્મીનો ધર્મ જ થઈ શકતો નથી, તેમજ સિદ્ધાંતમાં કલ્પિતં જગત વગેરે વસ્તુતઃ છે જ નહિ. તેથી તેની સાથે વાસ્તવિક ભેદાભેદનો વિચાર નકામો છે. બ્રહ્મભેદના નિરાસદ્વારા કેવળ બ્રહ્મ જ છે. કલ્પિત પદાર્થ અધિષ્ઠાનનો પરિચ્છેદક થતો નથી અને કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાન રૂપ થાય છે.

અધ્યાસ થાય છે ત્યારે ધર્મ સહિત ધર્મીનો એટલે પ્રમાતાનો આત્મામાં અધ્યાસ થાય છે. જેમ કોઈ વખતે લાલરંગના ફૂલની પાસે શુદ્ધ સફેદ સ્ફટિક હોય ત્યાં કોઈ પ્રકારના આવરણને લઈને લાલ ફૂલ જોવામાં ન આવે ત્યારે સ્ફટિક લાલ છે એવી બુદ્ધિ થઇ જાય છે. તેવી જ રીતે જે અવસ્થામાં અંતઃકરણનું પ્રથક્ દર્શન થઇ શકતું નથી તે અવસ્થામાં અંતઃકરણ અને તેના ધર્મોની આત્મામાં પ્રતીતિ થાય છે અને વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તાના ભેદની ખબર પડતી નથી. સ્વપ્નામાં સ્વપ્ન જગતથી સ્વપ્નસાક્ષી જુદો જોઈ શકાતો નથી અને જાગ્રતમાં પણ ઘણા માણસો જાગ્રત જગતથી જાગ્રત સાક્ષીને જુદા પાડી શકતા નથી; તેથી સ્વપ્નમાં અને જાગ્રતમાં વ્યાવહારિક સત્તા અને પ્રાતિભાસિક સત્તાનો ભેદ જાણી શકાતો નથી, પણ કોઇ માણસને પુણ્યવશાત્ શુદ્ધ બુદ્ધિ પ્રાપ્ત થઇ હોય અથવા ગુરુદ્વારા શાસ્ત્રનો બરાબર અભ્યાસ કર્યો હોય તો જાગ્રતમાં જાગ્રત સાક્ષીનો અનુભવ થાય છે અને જાગ્રત જગતને કલ્પિત માની શકાય છે. હાલમાં સાપેક્ષવાદના સાયન્સથી પણ જાગ્રત જગતને કલ્પિત જાણી શકાય છે, પણ સાક્ષીના અનુભવ માટે શુદ્ધ બુદ્ધિની જરૂર છે. એક જ અંતઃ-

કારણ અજ્ઞાનીની દૃષ્ટિમાં સાક્ષીનું વિશેષણ છે અને જ્ઞાનીના દૃષ્ટિમાં સાક્ષીની ઉપાધિ છે. ઉપાધિ જ્ઞાન દશામાં કલ્પિત થાય છે અને પછી કલ્પિત ઉપાધિ અધિષ્ઠાનરૂપ થાય છે.

---

## પ્રકરણ ૧૬

### સ્વપ્ન અને જાગ્રતની સમાનતા

**यावन्नानार्थधीः पुंसो न निवर्तेत युक्तिभिः ।**
**जागर्त्यपि स्वपन्नज्ञः स्वप्ने जागरणं यथा ॥ ११-१३-३०**

અર્થ—જ્યાં સુધી યુક્તિઓ દ્વારા પુરુષની ભેદબુદ્ધિ નિવૃત્ત થતી નથી ત્યાંસુધી તે માણસ જાગતો હોવા છતાં સૂતાની માફક છે. જેમ સ્વપ્નામાં (વિષયોના અનુભવ થવાના કારણથી) જાગ્રતનો ભ્રમ થાય છે તેમ જાગ્રતમાં પણ ભ્રમ થાય છે. જે શાસ્ત્રજ્ઞ થઇ વર્ણ, ગોત્ર, કાળો, ગોરો, પવિત્ર, અપવિત્ર, વગેરે ભેદને ટાળી ન શકે તેનું જ્ઞાન અને કર્મ વ્યર્થ છે, તે જાગતો સૂતેલો છે. દેહનું દૃઢ અભિમાન એ ધંતુરાના સેવન બરાબર છે. ભ્રાંતિ અને અવિદ્યા દીર્ઘ સ્વપ્ન દેખાડે છે તે સ્વપ્નમાં વેદ શીખ્યા બરાબર છે. દેહાભિમાન સહિત ભેદભાવ નિઃશેષ જાય નહિ ત્યાં સુધી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી.

જ્યારે કોઈ વસ્તુનું જ્ઞાન થાય છે ત્યારે અંતઃકરણનાં ત્રણ પરિણામ થાય છે. એક ભાગ દેહમાં રહે છે તેને પ્રમાતા કહે છે. બીજો ભાગ દેહ અને વિષયના મધ્યમાં જણાય છે તેને પ્રમાણ અથવા measure કહે છે અને ત્રીજો ભાગ ઘટ વગેરે પદાર્થમાં રહેલો જણાય છે, તેને પ્રમેય કહે છે. પણ એ ત્રણે ભાગ અંતઃકરણના છે. જ્યારે વિષયનું જ્ઞાન થાય છે ત્યારે પ્રમાતા પ્રમાણરૂપ થઈને પ્રમિતિરૂપ થાય છે. આ રીતે પ્રમાતૃચૈતન્ય અને પ્રમિતિચૈતન્ય એક જ છે. એક જ ચૈતન્ય ઉપાધિભેદથી ભિન્ન દેખાય છે, બ્રહ્મજ્ઞાન થાય ત્યારે એ ભેદ રહેતો

નથી, કારણ કે તે વખતે ચૈતન્ય એકાકાર થઈ જાય છે. જગતના જ્ઞાન વખતે અંતઃકરણના પરિણામ વિશેષરૂપ છાયા જ વિષયાકાર થઇ ગઈ હોય છે, તેથી જ્યારે પ્રમિતિ ચૈતન્ય વિષયાકાર થાય છે ત્યારે પ્રમાતા ચૈતન્ય પણ વિષયાકાર થાય છે કારણ કે અંતઃકરણથી અવચ્છિન્ન ચૈતન્ય પ્રમાતા ચૈતન્ય છે અને અંતઃકરણ તે વખતે વિષયાકાર થઇ જાય છે. ચૈતન્યનો ભેદ તો ઉપાધિગત છે. જ્યારે એ ઉપાધિ ભિન્ન દેશમાં હોય ત્યારે ઉપહિતનો ભેદ બતાવે છે. ઉપાધિ એક દેશમાં હોય ત્યારે ઉપહિતનું તાદાત્મ્ય છે.

સ્વપ્નું અને જાગ્રત એ બન્ને સ્થાનધર્મ છે અને સમાન છે. તેનાં કેટલાક કારણો નીચે પ્રમાણે મળી શકે છેઃ—

૧ બંન્ને દૃશ્ય છે.

૨ બંન્ને અસત્ય છે, એટલે જાગ્રત સ્વપ્નમાં જતું રહે છે અને સ્વપ્ન જાગ્રતમાં જતું રહે છે.

૩ બંન્નેમાં ગ્રાહ્ય ગ્રાહકરૂપથી પદાર્થ પ્રતીત થાય છે.

૪ જે પહેલાં નથી, પછી નથી તે વચમાં પણ અસત્ છે. વચમાં મૂઢ પુરુષોને સત્ લાગે છે. મૂઢ પુરુષોને મૃગજળ સત્ય લાગે છે, સૂર્ય ફરતો નથી છતાં ફરતો લાગે છે. સૂર્ય મોટો છે છતાં નાનો લાગે છે.

૫ જાગ્રતની માફક સ્વપ્નમાં પણ પ્રયોજન સિદ્ધ થાય છે એટલે સ્વપ્નના પદાર્થોથી સ્વપ્નની ભૂખ મટે છે.

૬ બંન્ને સ્થાનધર્મવાળા છે.

૭ સ્વપ્નમાં ચિત્તની અંદરના પદાર્થ કલ્પિત છે અને બહારના સત્ દેખાય છે, તેવું જાગ્રતમાં પણ છે.

૮ સ્વપ્નમાં આંતરિક પદાર્થ કલ્પના સુધી રહે છે અને બહારના પદાર્થ બે કાળ સુધી રહે છે એટલે અન્યોન્ય પરિચ્છેદક છે. તેવું જાગ્રતમાં પણ છે.

૯ સ્વપ્નમાં માનસિક જગત અવ્યક્ત છે અને બહારનું વ્યક્ત છે, તેવું જ જાગ્રતમાં પણ છે.

૧૦ સ્વપ્નમાં બધી જીવની કલ્પના છે. જાગ્રતમાં પણ જીવ જ બહારની અને અંદરની કલ્પના કરે છે. જેવું જ્ઞાન તેવું સ્મરણ બન્ને દશામાં થાય છે.

જાગ્રતમાં મનના કલ્પેલા પદાર્થો અસત છે. એવું પૂર્વ અને પશ્ચિમના માણસો પણ માને છે. બહાર દેખાતા સ્થૂલ પદાર્થો સાચા છે એવું પશ્ચિમના માણસો ૧૯મી સદી સુધી માનતા હતા. વીસમી સદીમાં પ્રો. આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદની શોધ થયા પછી બહારના સ્થૂલ પદાર્થો પણ (સ્વપ્નની માફક) કલ્પિત છે એવું સિદ્ધ થયેલા છે. આ બાબત વધારે વિગતથી સમજવાની જેમની ઇચ્છા હોય તેમણે અમારાં પુસ્તકો "કાળની ગતિ" અને "દેશ અને કાળ" વાચવાં.

સ્વપ્ન અને જાગ્રત બાબત એક જીજ્ઞાસુએ કેટલાક પ્રશ્નો નીચે પ્રમાણે પૂછ્યા હતા તેના ઉત્તર સાથે તે નીચે આપવામાં આવે છે.:—

૧ પ્રશ્ન—જોનારનું જ્ઞાન છે ત્યાંસુધી બાહ્ય જગત છે અને તે આપણા જ્ઞાનથી અનુભવાય છે. આપણું જ્ઞાન ખસી જતાં કશું રહેતું નથી પણ તત્ત્વદશા રહે છે. તે દશાથી કાંઇ દશ્ય સિદ્ધ થતું નથી. જે દેખાય છે તે આપણું જ્ઞાન જ, પણ તે જ્ઞાને જ વસ્તુઓ કે જગત બનાવ્યું છે એમ ન કહેવાય; તેમ હોય તો વ્યવહારની જરૂર જ રહે નહિ, આપણું જ્ઞાન જ ફેરવી દેવું એટલે બસ; દ્રષ્ટાંત તરીકે, મેં વીસ ઝાડ જોયાં તે જે દેખાયાં તે મારા જ્ઞાનથી કે પ્રમાણથી દેખાયાં પણ તે મારા જ્ઞાને જ બતાવ્યાં છે એમ શી રીતે કહેવાય?

ઉત્તર—આપણે જે કાંઈ જોઇએ તેમાં માત્ર જ્ઞાન કે જ્ઞેયનો વિચાર પૂરતો નથી, જ્ઞાતાનો વિચાર પણ લેવો જોઈએ. જ્ઞાતા વગર જ્ઞાન નથી. જ્ઞાતા દેહનો અભિમાની હોય ત્યારે બહાર કાંઇક ઇદંતારૂપે દેખાય છે. તેને માણસો ઝાડ કહે છે. એવું નવો જન્મેલો માણસનો

બાળક માણસની વચ્ચે રહી શીખે છે. આત્મજ્ઞાન થાય ત્યારે જ્ઞાતા વ્યાપક બને છે અને પછી ઈદંતા જેવું કાંઇ રહેતું નથી, તેથી અંદર બહાર જેવું કાંઈ રહેતું નથી. ખોટી દૃષ્ટિથી જાગ્રત દશા ઉત્પન્ન થાય છે.

૨ પ્રશ્ન—જે ઝાડ જ્ઞાનથી જાણ્યું અને જ્યારે જાણ્યું તે જ દિવસથી તેનું અસ્તિત્વ, આગળ કે પાછળ નહિ, પણ જાગ્રતમાં એવું કોઇ માનતું નથી. બધા એમ જ કહે છે કે ઝાડ તો અગાઉથી હતાં પણ આપણી જાણમાં હતાં નહિ, મનથી કંઇક જાણી શકીએ પણ મનથી ઉત્પન્ન કરી શકીએ નહિ, જો મન જ કરી શકતું હોય તો સેવા કરવાની જરૂર જ શા માટે રહે ? મનથી જ બધું કરી લેવાનું.

ઉત્તર—આ બનાવ તમારા જ્ઞાનનો છે. બીજાના જ્ઞાનનો નથી. તમને જે જગત દેખાય છે તે બીજાને દેખાતું નથી. બધા ઘુવડ ભેગા થઇ દિવસે અંધારૂ સિદ્ધ કરે તેથી તે વાત સાચી ઠરતી નથી. તમારો જન્મ થયા પછી તમને ઝાડનું જ્ઞાન પહેલી વાર ક્યારે થયું અને કેવી રીતે થયું તેની તપાસ કરવી જોઈએ. જેમ માણસની સ્વપ્ન દશામાં ઘણું સમાઈ જાય છે તેમ જાગ્રત દશામાં ઝાડ વગેરે સમાઇ શકે છે.

૩ પ્રશ્ન—ઝાડનું દ્રશ્ય સ્વપ્નામાં લઇએ. જાગ્યા પછી લાગશે કે એ ઝાડ મનથી જુદું નથી અને મને જ બનાવેલું છે. જાગ્યા પછી સ્વપ્નામાં જોયેલાનું પ્રમાણ જ મળતું નથી, તેજ પ્રમાણે બ્રહ્મદશામાં અહંતા, ઇદંતાનાં પ્રમાણો મળતાં નથી.

ઉત્તર—સ્વપ્ન વખતે સ્વપ્નું નથી. જાગ્યા પછી તે સ્વપ્નું કહેવાય છે. સ્વપ્ન વખતે બધું જાગ્રત છે અને તે વખતનું જ્ઞાન તે અનુભવમાં પ્રમાણ છે. જે પ્રમાણથી જે વસ્તુ સિદ્ધ થાય તે પ્રમાણથી તેની નિવૃત્તિ ન થાય. તે જ પ્રમાણે જાગ્રતના વ્યવહાર વખતે જાગ્રતનું જ્ઞાન પ્રમાણ તરીકે રહે છે. તે જ્ઞાનનો બાધ બ્રહ્મદશામાં થાય છે. જાગ્રતના અભિમાની જીવને વિશ્વ કહે છે.

૪ પ્રશ્ન—જાગ્રત અવસ્થામા હું એવો વિચાર કરૂં કે મને જે ઝાડો દેખાય છે તેનો નાશ થાઓ છતાં તેનો નાશ થશે નહિ. તે

માટે મારે મારૂં જ્ઞાન ફેરવવું જોઈએ પણ બ્રહ્મ દશા વગર દ્રશ્યનો અભાવ સંભવે નહિ.

ઉત્તર—માણસ બ્રહ્મ થવાને બદલે પોપટ થઈ જાય તો પણ માણસના પ્રમાણનો બાધ થાય અને તેને માણસના જેવું ઝાડ દેખાય નહિ. ખરી રીતે માણસને જે ઝાડનું જ્ઞાન થયું છે તે માણસની વચ્ચે રહીને માણસના સમાજનું જ્ઞાન સાચું માનવાથી થયું છે. આ બાબતમાં હાલનું સાપેક્ષવાદનું સાયન્સ વધારે સ્પષ્ટ જવાબ આપી શકે છે. તે કહે છે કે આપણે જે બહાર વસ્તુઓ જોઈએ છીએ તે કોઈ Object (વસ્તુ) નથી પણ Event (બનાવ) છે. Event (બનાવ) પ્રાતિભાસિક હોય છે, તેને જ્ઞાત-સત્તા હોય છે. બનાવનો કાળ બનાવની સાથે ઉત્પન્ન થાય છે. પહેલાં પછી જેવું તેમાં કાંઇ હોતું નથી. દોરડીમાં ભૂલથી જોયેલો સર્પ જોયા પહેલાં હતો નહિ અને દોરડીનું જ્ઞાન થતાં સર્પનો ત્રિકાલિક નિષેધ થાય છે. તે પ્રમાણે તમારા જગત વિષે અથવા બીજાના જગત વિષે સમજવાનું છે. જેમ સ્વપ્નમાં માણસ પોતાની દશા જુએ છે તેમ જાગ્રતમાં પણ પોતાની દશા જુએ છે.

૬ પ્રશ્ન—સ્વપ્નમાં બનેલા બનાવની વાતચિત જાગ્રતમાં થાય છે પણ જાગ્રતની વાતચિત સ્વપ્નમાં થતી નથી.

ઉત્તર—સ્વપ્ન વખતે તે સ્વપ્નું નથી, પણ એક પ્રકારનો સ્થાનધર્મ છે. જાગ્રત પણ સ્થાનધર્મ છે. કોઇ સ્થાનમાં બીજા સ્થાનના અનુભવ યાદ આવી શકે છે, અને કોઇ વખતે બીજા સ્થાનના અનુભવ યાદ આવતા નથી. સ્વપ્નામાં દેવની મૂર્તિ કોઇ જગ્યાએ દાટેલી જોઇ હોય તે જાગ્રતમાં મળી આવે છે. જાગ્રતમાં જેમ સ્વપ્નું યાદ કરવા બેસીએ છીએ તેવું સ્વપ્નમાં જાગ્રત યાદ કરવાની ટેવ પાડીએ તો જાગ્રત પણ યાદ આવે પણ બન્ને દશાના કાળમાં ઘણો ફેર છે. તેથી સ્વપ્નના જાગ્રતમાં બહારના જાગ્રતના બનાવ યાદ આવતા નથી. યાદ લાવવાનું કામ વૈષ્ણવી માયાનું છે. ભૂલાવવાનું કામ શાંકરી માયાનું છે. જાગ્રતમાં વૈષ્ણવી માયા છે. સ્વપ્નમાં શાંકરી માયા છે.

૭ પ્રશ્ન—સ્ત્રીઓને પ્રસૂતિનાં સ્વપ્નાં આવે પણ પુરુષોને ન આવે?

ઉત્તર—જાગ્રતના કેટલાક સંસ્કાર સ્વપ્નમાં આવી શકે છે, પણ જાગ્રતના દેશ–કાળ સ્વપ્નમાં આવતા નથી. સ્વપ્નમાં જે કેટલાક ઉલટા-સુલટા દેખાવ જણાય છે તે સ્વપ્નનો સ્થાન ધર્મ છે.

૮ પ્રશ્ન—જાગ્રતમાં જેને જે વ્યસન છૂટી ગયું હોય તે વ્યસન સ્વપ્નમાં આવતું નથી.

ઉત્તર—એ વાત સાચી નથી. જે વ્યસન છોડ્યું હોય તેના સ્વપ્નાં પણ ઘણા માણસોને આવે છે.

૯ પ્રશ્ન—જાગ્રત સ્વપ્નમાં બાધ પામે છે તો ફરીથી જાગ્રત કેમ થાય છે?

ઉત્તર—જાગ્રત અને સ્વપ્ન બંનેનું મૂળ કારણ આત્માનું અજ્ઞાન છે. અજ્ઞાન રૂપી બી બળી ન જાય ત્યાં સુધી જાગ્રત અને સ્વપ્ન બંને આવ્યા કરશે. આત્મજ્ઞાન ન થાય ત્યાં સુધી સૂક્ષ્મ સંસ્કારો જોર કરીને આવ્યા કરશે. જ્ઞાન થયા પછી માત્ર પ્રારબ્ધ રહે છે. બીજે દિવસે એનું એ જગત દેખાય છે એવી પ્રત્યભિજ્ઞા થાય છે તે સાચી નથી. એવી પ્રત્યભિજ્ઞા પણ આજના જ્ઞાનનો ભાગ છે.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—

**असत्त्वादात्मनोन्येषां भावानां तत्कृता भिदा**
**गतयो हेतवश्चास्य मृषा स्वप्नदृशो यथा ॥ ११-१३-३७.**

અર્થઃ—આત્માથી અતિરિક્ત બીજા બધા પદાર્થોનો અત્યન્ત અભાવ છે. તેથી માયાથી પ્રતીત થવાવાળા ભેદ (દેહ વગેરે) તેની ગતિ (સ્વર્ગ વગેરે) અને હેતુ (કર્મ) સ્વપ્નદ્રષ્ટાના સ્વપ્ન પ્રપંચની સમાન મિથ્યા છે.

જાગ્રતનો અને સ્વપ્નનો ક્રિયાકારક વ્યવહાર એ ભ્રાંતિ છે. શ્રુતિમાં કહેલ છે કે જ્યારે દ્વૈત જેવો થાય ત્યારે એક બીજાને દેખે છે. જ્યાં બધું આત્મરૂપ થઈ જાય ત્યાં કોણ કોને દેખે? જગત બ્રહ્મમાં કલ્પિત છે. કલ્પનાનું મૂળ અજ્ઞાન છે. અધિષ્ઠાનના સાક્ષાત્કારથી

અજ્ઞાન અને તેનાથી કલ્પિત પદાર્થની નિવૃત્તિ થવાથી જ્ઞેય જ સમાપ્ત થઈ જાય છે. છીપના તત્ત્વનો સાક્ષાત્કાર થયા પછી રૂપાની સત્તા કયાં રહી ? અર્થાત્ કયાંય રહેતી નથી. નિઃશેષ અજ્ઞાનનો નાશ થતાં પુરુષાર્થ સમાપ્ત થઈ જાય છે અને મોક્ષની પ્રાપ્તિ થાય છે. જે મોક્ષનો અધિકારી થાય છે, તેનો પણ કર્મમાં અધિકાર સમાપ્ત થઈ જાય છે, તો જેને જ્ઞાન થયું તેનો અધિકાર કર્મમાં સમાપ્ત થાય છે તેમાં શંકા જેવું નથી.

સૂર્ય ઉપરથી પૃથ્વીને જોઈએ તો પૃથ્વી ફરતી લાગે છે અને પૃથ્વી ઉપરથી પૃથ્વીને જોઈએ તો પૃથ્વી ફરતી લાગતી નથી, તેથી ગતિ સાપેક્ષ છે. આખો દિવસ વહાણની મુસાફરી કરીને સાંજે કોઈ નવો મુસાફર કોઈ બંદરે ઉતરે તો ત્યાંની જમીન થોડીવાર તેને દરીઆની માફક ડોલતી લાગે છે. આ બધાં દષ્ટિભેદનાં દષ્ટાંતો છે, તેથી ગતિ સાપેક્ષ છે.

આત્મા પણ જાગ્રત વગેરે અવસ્થાથી રહિત છે, એટલે તે ત્રણ અવસ્થાનો સાક્ષી છે, તે સદ્વિતીય નથી. તેમાં દ્વૈત માત્ર કલ્પિત છે, તેથી હેતુ (કર્મ) પણ બનતા નથી. કલ્પિત ધર્મ જીવબ્રહ્મની એકતામાં બાધક થતો નથી; કારણ કે ઐકય વખતે કલ્પિત ધર્મોની નિઃશેષ નિવૃત્તિ થાય છે. જો કલ્પિત ધર્મ છે જ નહિ તો બાધક શી રીતે થાય ? આત્મામાં ભોક્તા, ભોગ્ય અને ભોગની ત્રિપુટી તથા પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયની ત્રિપુટી રહેતી નથી. કાર્ય કારણ પરસ્પરની અપેક્ષા રાખે છે, તેથી અન્યોન્યાશ્રયરૂપ યુક્તિથી કાર્ય કારણભાવ મિથ્યા છે એમ સિદ્ધ થાય છે. કોઈ પણ વ્યાપાર ન કરવાવાળું કદાપિ કારણ જણાતું નથી, તેથી કારણને કાર્યની અપેક્ષા રહે છે અને ન કરવાથી કાર્ય થતું નથી. તેથી કાર્યને કારણની અપેક્ષા છે. મુક્તની દૃષ્ટિમાં દ્વૈત નથી. દ્વૈત દર્શનનો અભાવ અને અદ્વૈતભાવ એ મુક્તનાં લક્ષણ છે; એટલા માટે જે દ્વૈતનો સાચો અનુભવ થતો નથી તે દ્વૈત વાસ્તવિક રીતે છે જ નહિ, એ જ વેદાન્તનું રહસ્ય છે.

પ્રતીતિ કાળે પ્રતીત થતો અનુભવ તે કાળ પર્યંત પહોંચે છે અને જ્ઞાનકાળે તેનો બાધ થાય છે. જે વસ્તુ ઉત્પત્તિને યોગ્ય હોય તે કોઈ કારણની અપેક્ષા કરે છે, તેમાં અનુષ્ઠાન બની શકે છે, પણ મોક્ષ ઉત્પન્ન થતો નથી. જે ઉત્પન્ન થાય તેનો નાશ થાય છે. દર્શન વસ્તુને આધીન છે, કર્તાને આધીન નથી, ઉપાસનાવાળી બુદ્ધિ કર્તાને આધીન છે, તેથી જે ઉપાસ્ય છે તે બ્રહ્મ નથી. જેવી વસ્તુ હોય તેવું જ્ઞાન થવાથી પ્રમાત્મક જ્ઞાન થાય છે અને ધ્યાનજન્ય જે જ્ઞાન થાય છે તે મરેલા દિકરાના સાક્ષાત્કારની માફક ભ્રાંતિરૂપ થાય છે, છતાં જ્ઞાનની સાથે ધ્યાન હોય તો વસ્તુતંત્ર થઇ શકે છે. સિદ્ધાર્થક વાકયથી બ્રહ્મનો અનુભવ થાય તો તે અનુભવથી અજ્ઞાનનો નાશ થાય છે પછી સ્મૃતિની ખાસ જરૂર નથી, કારણ કે વસ્તુતંત્ર જ્ઞાનનું વિસ્મરણ થતું નથી.

બ્રહ્મવિદ્યાનું કાર્ય સર્વાત્મભાવાપત્તિ છે. જ્ઞાનીની દ્રષ્ટિમાં અવિદ્યાનું જોર રહેતું નથી અને મૂર્ખની દ્રષ્ટિમાં અવિદ્યા વજ્રથી પણ વધારે કઠણ લાગે છે. અવિદ્યાથી બ્રહ્મ જીવ જગત રૂપે દેખાય છે, વિદ્યાથી જીવ જગત બ્રહ્મરૂપે જણાય છે. સ્વભાવથી બ્રહ્મ સર્વાત્મક છે, ભ્રાંતિથી અસર્વ પ્રતીત થાય છે. વિદ્યાથી ભ્રાંતિનો બાધ થતાં સર્વભાવ જ શેષ રહે છે; કારણ કે તત્ત્વવિદ્યા વસ્તુને આધીન છે, પુરુષને આધીન નથી. જો રાગ વગેરે પ્રારબ્ધથી થતા હોય તો ભોગની સિદ્ધિ માટે ભલે થાય, કર્મની સિદ્ધિ માટે હોય તો પ્રવૃત્તિ વધશે.

જાગ્રતમાં કે સ્વપ્નમાં જ્યાં સુધી ભ્રાંતિ હોય અને તેનું બાધક જ્ઞાન મળે નહીં ત્યાં સુધી ભ્રાંતિનો બાધ થતો નથી. બાધકાળમાં ભ્રાંતિનો અભાવ હોવાથી ભ્રાંતિ સિદ્ધ વ્યવહારનો અભાવ થાય છે, તેથી જ્ઞાનીને કર્મ ભોગ આપીને જતાં રહે છે; અજ્ઞાનીને એક કર્મમાંથી અનેક ઉત્પન્ન થાય છે. એક ખોટી વૃત્તિને સાચી માની તો તેને ટકાવવા માટે બીજી અનેક ખોટી વૃત્તિઓની જરૂર પડે છે.

સમાજમાં ઘણી વૃત્તિઓ અને ઘણાં કર્મ એક સાથે કામ કરે

છે તેથી એક બનાવ ઉપર ઘણાં કારણોની અસર રહે છે; જે પરમાર્થને માર્ગે ચડયા તેને એમ લાગે છે કે બધા બનાવનું એક કારણ છે અને તે અજ્ઞાન છે. જેમ સ્વપ્નામાં બધા બનાવનું કારણ સ્વપ્નસ્થ માણસનું અજ્ઞાન છે તેમ જાગ્રતમાં પણ જોનારના અજ્ઞાન સિવાય જગતના બનાવોનું બીજું કારણ નથી. સમાજમાં અજ્ઞાન રહે છે અને તે વખતે એક બનાવનાં ઘણાં કારણ રહે છે.

જ્ઞેયની સત્તા જ્ઞાનથી સ્વતંત્ર નથી. કાંઇક જાણવાની ઈચ્છા થઈ કે તરત જ્ઞાનની રીત પકડવી જોઇએ. આત્મજ્ઞાનનો વિષય અભેદ છે અને અજ્ઞાનીનાં વિષય, ક્રિયા, ફળ સાધન વગેરે ભેદ છે. આત્મા સ્વયં-પ્રકાશ હોવાથી અન્ય માણસનો વિષય થતો નથી, જડ વસ્તુ પોતાની પ્રતીતિ માટે પ્રમાણની અપેક્ષા રાખે છે. જે પ્રમાણનો આધાર આત્મા ઉપર છે તે પ્રમાણથી તે આત્મા કેવી રીતે સિદ્ધ થઇ શકે? જો વસ્તુનું ભાન પ્રમાણને આધીન હોય તો તે વાત અચેતન એવા અનાત્મ પદાર્થને જ લાગુ થઇ શકે; પણ જ્ઞાન સ્વરૂપ આત્મામાં એ વાત બનશે નહિ. શાસ્ત્ર પ્રમાણ પણ આવરણભંગમાં ઉપયોગી છે. પ્રકાશ માટે ઉપયોગી નથી. ઉપાધિવાળો આત્મા સ્વયંપ્રકાશ નથી, તેથી આવરણભંગ માટે બ્રહ્માકારવૃત્તિની જરૂર પડે છે.

જો બ્રહ્મમાં એટલે આત્મામાં સંસ્કાર રૂપથી પ્રપંચ રહે તો બ્રહ્મ દેશ, કાળ અને વસ્તુથી પરિચ્છેદશૂન્ય રહે નહિ. આત્મજ્ઞાન થયા પછી પ્રપંચ રહેતો નથી, તેથી જ્ઞેયની સમાપ્તિ થાય છે. પછી આત્માના આનંદને અટકાવે તેવું કાંઇ રહેતું નથી. દ્વૈતનું ભાન જ આત્માના આનંદને અટકાવે છે.

ભેદ પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી સિદ્ધ છે અને બ્રહ્મ પ્રત્યક્ષ વગેરે પ્રમાણનો વિષય નથી. સ્વપ્નની માફક જાગ્રતમાં પણ વ્યવહાર થાય છે, છતાં ભૂલની દશામાં રહીને ભૂલ પકડવી મૂશ્કેલ છે. જે પ્રમાણથી જે વસ્તુ સિદ્ધ થાય છે તે પ્રમાણથી તે વસ્તુની નિવૃત્તિ થતી નથી.

# પ્રકરણ ૧૭.

## જીવન્મુક્તિ

મુક્તિકોપનિષદ્‌માં શ્રી રામચંદ્રજી હનુમાનને કહે છે કે, પહેલાં તું શ્રી માંડુક્ય ઉપનિષદ્‌નો અભ્યાસ કર, એ ન સમજાય તો પછી બીજા ઉપનિષદોનો અભ્યાસ કરજે. આ ઉપરથી જણાશે કે શ્રી રામચંદ્રજી બધા ઉપનિષદોમાં શ્રી માંડુક્ય ઉપનિષદને બહુ અગત્યનું માને છે. તેમાં મંત્ર બહુ થોડા છે. ફકત બાર જ મંત્ર છે, છતાં અર્થમાં તે બહુ જ ગંભીર અને ઉત્તમ તત્ત્વ સમજાવે છે. એ ઉપનિષદમાં ત્રણ અવસ્થાનો વિચાર બતાવીને તુરીયાના અનુભવને લાયક અંતઃકરણ બનાવે છે. તેવીજ રીતે એકાદશસ્કંધના ૧૩ મા આધ્યાયમાં ત્રણ અવસ્થાનો વિચાર આપીને, ભગવાન ઉદ્ધવજીને વેદાન્ત અને યોગનું પરમ રહસ્ય સમજાવે છે. ભગવાન કહે છે કેઃ—

> यो जागरे बहिरनुक्षण धर्मिणोऽर्थान्
> भुङ्क्ते समस्त करणैर्हृदितत्सदृक्षान् ।
> स्वप्ने सुषुप्त उपसंहरते स एकः
> स्मृत्यन्वया त्रिगुणवृत्ति दृगिन्द्रियेश ॥
>
> ११-१३-३२

અર્થઃ જે જાગ્રત કાળમાં પોતાની સમસ્ત ઇંદ્રિયોથી બહારના ક્ષણિક પદાર્થોને ભોગવે છે, જે સ્વપ્નમાં એવી જ રીતે વાસનામય વિષયોનો હૃદયમાં અનુભવ કરે છે તથા સુષુપ્તિમાં એ બધાનો લય કરી દે છે તે આત્મા એક છે તથા ત્રણે અવસ્થાની સ્મૃતિથી યુક્ત હોવાના કારણે તેનો સાક્ષી છે અને નિયામક છે.

જે વસ્તુમાં જે ધર્મ કોઈ વખતે દેખાય અને કોઈ વખતે ન

દેખાય તે વસ્તુનો ધર્મ નથી. જાગ્રત અવસ્થા સ્વપ્નમાં જતી રહે છે, સ્વપ્નું જાગ્રતમાં જતું રહે છે અને એ બન્ને ઊંઘમાં જતા રહે છે. ઊંઘ જાગ્રતમાં જતી રહે છે, તેથી એ ત્રણે અવસ્થા માયાની છે, આત્માની નથી, છતાં આત્માને એ અવસ્થાઓનું સ્મરણ રહે છે તેથી આત્મા તે અવસ્થાઓથી જુદો છે. વેદાન્તનો સિદ્ધાંત એવો છે કે જે જેને જુએ તે તેથી જુદો હોય છે. ઘરને જોવાવાળો ઘરથી જુદો હોય છે, દેહને જોવાવાળો દેહથી જુદો હોય છે અને મનને જોવાવાળો મનથી જુદો હોય છે, છતાં કોઇ અવસ્થા આત્માથી જુદી હોતી નથી. ત્રણ અવસ્થાનો વિચાર કઠોપનિષદમાં, માંડુક્યમાં અને બૃહદારણ્યકમાં આવે છે. એ વિચાર તત્ત્વ સમજવામાં બહુ ઉપયોગી છે. સાધારણ માણસો જાગ્રત અવસ્થાને મુખ્ય માને છે અને સ્વપ્ન અને ઊંઘ જાગ્રતના ભાગ માને છે પણ એ વાત સાચી નથી. જાગ્રતનો કાળ સ્વપ્નમાં કે ઉંઘમાં સાથે આવતો નથી, તેથી સ્વપ્નું એ જાગ્રતનો ભાગ નથી પણ માયાની બીજી દશા છે.

**एवं विमृश्य गुणतो मनस स्त्र्यवस्था**
**मन्मायया मयिकृता इति निश्चितार्थाः ।**
**संछिद्य हार्दमनुमानसदुक्तितीक्ष्ण**
**ज्ञानासिना भजत माखिल संशयाधिम् ॥**

૧૧-૧૩-૩૩

અર્થઃ—તેથી વિચાર દ્વારા એવો નિશ્ચય કરવો કે આ ત્રણે અવસ્થાઓ મારી માયાના ગુણો દ્વારા મારામાં કલ્પિત છે, તેથી અનુમાન અને આપ્ત પુરુષોના વચનદ્વારા તીક્ષ્ણ કરેલ જ્ઞાનરૂપી ખડ્ગથી સર્વ સંશયોના આશ્રયરૂપ અહંકારને કાપી પોતાના હૃદયમાં રહેલ જે મારૂં સ્વરુપ છે, તેનું ભજન કરો.

સ્વપ્નમાં જાગ્રતની માફક સામે વસ્તુઓ દેખાય છે અને તે અમુક વખત રહેશે એવું તે વખતે લાગે છે પણ જાગ્યા પછી તેમની

જગ્યા અને તેમનો કાળ તરત જતો રહે છે, કારણ કે એ વસ્તુઓને સ્વ–સત્તા નહોતી, તેવી જ રીતે જાગ્રતની બહારની વસ્તુઓને સ્વ–સત્તા નથી. તેમનો આધાર જોનારની દૃષ્ટિ ઉપર રહેલો હોય છે. સામાન્ય વ્યવહારમાં નીચેની આકૃતિ પ્રમાણે ત્રણ પ્રકારનો સંબંધ બને છે.

એક માણુસ નંબર ૨ આગળ ઊભો છે. તે ૧ નંબર આગળ એક વસ્તુ જુએ છે, અહીં દ્રષ્ટા અને દૃશ્યનો સંબંધ થયો, પછી તે પોતાની માન્યતા પ્રમાણે તે વસ્તુને પોતાના જ્ઞાન પ્રમાણે સમજીને પોતાથી જુદી નં. ૩ આગળ મુકે છે. આ અનુભવમાં ત્રણ પ્રકારનો સંબંધ છે. એ રીતે આપણી સામે કેટલીક વસ્તુઓ દેખાય છે. તે વખતે દ્રષ્ટા દૃશ્ય જેવો થઈ જાય છે અથવા પ્રમાતા પ્રમેય જેવો થઈ જાય છે. જેમ નંવ ગણવાવાળો દશમાને ભૂલે છે, તેમ આ દશામાં જીવ પોતે કોણ છે તેની ખબર પડતી નથી જેવું સ્વપ્નમાં છે તેવું જાગ્રતમાં છે. આ ભૂલ સુધારવા માટે પશ્ચિમના દેશોમાં સાપેક્ષવાદ (Theory of Relativity)ની શોધ થયેલ છે. તે શોધ પ્રમાણે દ્રષ્ટા દૃશ્યનો ભેગો વિચાર કરવો પડે છે, અને તે બંન્ને વચ્ચે કેવો સંબંધ છે તે પણ જાણવું પડે છે. આ બાબત નીચેની આકૃતિદ્વારા સરળતાથી સમજાઈ જશે.

અહીં अ દ્રષ્ટા છે, क દશ્ય છે અને ख દર્શનની વૃત્તિ છે, પણ એ બધું એક ક્ષેત્રની અંદર છે, તેને event અથવા બનાવ કહે છે. તેમાં દેશ–કાળ તે બનાવ પ્રમાણે રહે છે. બીજા પ્રકારનો દ્રષ્ટા બીજી દર્શનવૃત્તિથી તે બનાવને જુએ તો તેમાં નવા દેશ–કાળ અને નવું દ્રશ્ય દેખાય છે. ટુંકામાં, જાગ્રતનું જગત પણ દરેકને સરખું દેખાતું નથી. જ્યારે જોનારની અવસ્થાનો વિચાર કરવામાં આવે ત્યારે વ્યવહારિક જગત પ્રાતિભાસિક બની જાય છે અને જુદી દેખાતી વસ્તુઓ એક બનાવ (event)નું રૂપ ધારણ કરે છે. જેવું સ્વપ્નમાં છે તેવું જાગ્રતમાં છે. તેને નવા સાયન્સવાળા ફીલ્ડ અથવા અવસ્થા કહે છે, તેથી જેમ સ્વપ્નમાં બધી અજ્ઞાનની રમત છે અથવા વિપરીત જ્ઞાનની રમત છે તેવું જ જાગ્રતમાં છે. સ્વપ્નમાં જે કોઈ વસ્તુ સામે દેખાય છે તે જાગ્યા પછી રહેતી નથી, પણ એક કલ્પિત ઘટના હતી એવું લાગે છે. જાગ્રતમાં પણ એવું જ છે એમ સાપેક્ષવાદના સાયન્સવાળા હવે ગણિતથી સિદ્ધ કરી આપે છે, તેથી જાગ્રત પણ સ્વપ્નાના જેવું જ છે. પણ એવો ભાવ આવવો બહુ મુશ્કેલ છે, તેથી જેણે અનન્ય ભાવ પ્રાપ્ત કર્યો હોય તેવા ગુરુનું શરણ લેવું અથવા નિરંતર ભગવાનનું ભજન કરવું. એવા પુરુષને જ્ઞાનરૂપી તલવાર પ્રાપ્ત થાય છે. સર્વ સુખનું વિશ્રાંતિસ્થાન સર્વના હૃદયમાં રહેનાર આત્મારામ છે, ત્યાં જ તેને ભજવા, બ્રહ્માથી ક્ષુદ્ર કીડા પર્યંત સર્વના હૃદયમાં હું જ એક છું, એવું જે જાણે છે તે જ ખરો ભાગ્યશાળી છે.

ईक्षेत विभ्रममिदं मनसो विलासं
दृष्टं विनष्टमतिलोलमलातचक्रम् ।

विज्ञानमेकमुरुधेव विभाति माया
स्वप्नस्त्रिधा गुणविसर्गकृतो विकल्पः ॥
११-१३-३४

અર્થઃ—આ ભ્રાન્તિરૂપ જગત્તને મનના વિલાસ માત્ર, દ્રશ્ય, નશ્વર અને ઉંબાડીઆના ચક્રની માફક ચંચળ માનવું જોઈએ. ગુણોના પરિણામથી થયેલા આ (જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિરૂપ) ત્રણ પ્રકારનો વિકલ્પ માયામય સ્વપ્નરૂપ જ છે.

જ્યારે કોઈ સળગતું ઉંબાડીયું ફેરવવામાં આવે ત્યારે તે ચક્રવાળા ધર્મ બીજી કોઈ જગ્યાએ આવીને તેમાં પેસી જતા નથી, જ્યારે તેને સ્થિર કરવામાં આવે ત્યારે તે ધર્મ બીજી કોઈ જગ્યાએ જતા રહેતા નથી, તેમ ઉંબાડીઆમાં પેસી જતા નથી, તેનું કારણ એ છે કે તે દેખાવ કોઈ દ્રવ્યરૂપ નથી. તેજ પ્રમાણે સ્વપ્નાના દેખાવ કોઈ દ્રવ્યરૂપ નથી અને જાગ્રતના દેખાવ પણ પ્રાતિભાસિક હોવાથી કોઈ દ્રવ્યરૂપ નથી એટલે જે માણસને જે દ્રષ્ટિથી જે જગત દેખાય તે કોઈ વસ્તુ અથવા દ્રવ્ય નથી પણ એક બનાવ છે અને પ્રાતિભાસિક છે, તે કર્મ વખતે ઉત્પન્ન થાય છે અને કર્મ શાંત થતાં પૂરો થઇ જાય છે. એક વસ્તુને બીજા રૂપે જોવી એ આભાસ છે. છીપને ચાંદી માનવી, દોરડીને સર્પ માનવો અને સૂર્યનાં કિરણોના પ્રકાશને મૃગજળ માનવું તે જેમ આભાસ છે તેમ કેવળ શુદ્ધ બ્રહ્મને લોકો સંસાર કહે છે. તે સંસારથી છૂટવાના ઉપાય તરીકે હવે ભગવાન કહે છે કે :—

दृष्टिं ततः प्रतिनिवर्त्य निवृत्ततृष्ण-
स्तूष्णीं भवेन्निजसुखानुभवो निरीहः ।
सन्दृश्यते क्व च यदीदमवस्तुबुद्ध्या
त्यक्तं भ्रमाय न भवेत्स्मृतिरानिपातात् ॥ ११-१३-३५

અર્થ:—આ પ્રકારે માયિક પ્રપંચથી દ્રષ્ટિ હઠાવી, તૃષ્ણારહિત થઈ, મૌન ધારણ કરી, નિજાનંદપૂર્ણ અને નિશ્ચેષ્ટ થઇ જવું, ફરી જો કે આહાર વગેરે વખતે તે પ્રપંચની પ્રતીતિ તો થશે તો પણ તેને અ-વસ્તુ સમજીને છોડેલ હોવાથી ભ્રાંતિ ઉત્પન્ન કરી શકશે નહિ, છતાં તેની પ્રતીતિ દેહ છૂટવા સુધી રહ્યા કરશે.

જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી પ્રપંચની પ્રતીતિના સંસ્કાર અને આત્માના અનુભવના સંસ્કાર બંન્ને રહેશે. જ્યારે શરીર છૂટી જશે ત્યારે પ્રતીતિના સંસ્કાર જતા રહેશે અને માત્ર અનુભવના સંસ્કાર રહેશે. પ્રપંચની પ્રતીતિનું કારણ એ છે કે માણસ દેહનું અભિમાન લઇને પ્રપંચને એક જગ્યાએથી જુએ છે. એવી દૃષ્ટિ દેહ છૂટયા પછી રહેતી નથી. ચિત્રના વાઘમાં જેમ વાઘપણું હોતું નથી તેમ મુકતને દેહપણું હોતું નથી. આભાસમાં પ્રતીત થનારૂં ભાન અવશેષ રહેતું નથી. એ જ સમાધિનું મુખ્ય લક્ષ્ય છે, તેને પ્રવિલાપ દ્રષ્ટિ કહે છે અથવા ત્રિપુટીલય કહે છે.

देहं च नश्वरमवस्थितमुत्थितं वा
सिद्धो न पश्यति यतोऽध्यगमत्स्वरूपम् ।
दैवादपेतमुत दैववशादुपेतं
वासो यथा परीकृतं मदिरामदान्धः ॥ ११-१३-३६

અર્થ:—દારૂ પીધેલો માણસ જેમ ઉન્મત્ત થાય છે, તેને પોતાના શરીર ઉપર ઓઢેલું કપડું રહે કે પડી જાય, તેનું ભાન રહેતું નથી, તેમ સિદ્ધ પુરુષનું આ નાશવાન શરીર બેઠું હોય કે ઉભું હોય તેનું તેને ભાન રહેતું નથી; કારણ કે તેને પોતાના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થયેલું હોય છે. તે વખતે જ્ઞાનમાર્ગમાં જેને પદાર્થાભાવિની નામની છઠ્ઠી ભૂમિકા કહે છે તે પ્રાપ્ત થાય છે. શ્રી વિદ્યારણ્ય સ્વામીએ જીવન્મુકિત નામનો એક ગ્રંથ લખ્યો છે તેમાં છઠ્ઠી ભૂમિકાનું વર્ણન આપતાં તે ભૂમિકાના પ્રમાણ તરીકે આ શ્લોક અને આ

પછીનો શ્લોક આપેલા છે. કપિલ આખ્યાનમાં પણ (ત્રીજા સ્કંધમાં) છેવટના ભાગમાં એ બન્ને શ્લોક આવે છે. પદાર્થાભાવિની એટલે બ્રહ્મ સિવાય બીજી વસ્તુનો અભાવ–એ દશામાં જગત કોઈ પરાણે યાદ આપે તો મુશ્કેલીથી જગત યાદ આવે છે. પાંચમી ભૂમિકાએ મન અને વાસનાનો ઉપશમ થાય છે. છઠ્ઠીએ મન અને વાસનાનો ક્ષય થાય છે, આવો પુરુષ વ્યુત્થાનદશામાં દ્વૈત દેખતો નથી, અને તેથી કર્તવ્ય દેખાતો નથી. ગુણોથી ચલાયમાન થતો નથી, બહારથી ઉદાસી જેવો, સુષુપ્ત જેવો, અને સ્તબ્ધ જણાય છે, છતાં આત્માના સુખમાં મસ્ત રહે છે, તેને હું અને મારૂં બોલવામાં ઘણી અટક થાય છે. કલ્પિત દ્વૈતનું પ્રતિભાસમાત્ર સ્વરૂપ છે. પ્રતિભાસ દશામાં સ્વકલ્પનાના અધિષ્ઠાન સન્માત્ર સિવાય પ્રપંચ સ્વરૂપથી બની શકતો નથી. તેથી એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે. બ્રહ્મ સિવાય બીજું કાંઇ નથી એવી સ્મૃતિનો પરિપાક થતાં જીવન કૃતકૃત્ય થાય છે. જેમ પર્વત પવનથી ચાલતો નથી તેમ તેનું પહેલાંનું મન મરી ગયા જેવું જણાય છે. તેને કર્મથી પ્રયોજન નથી તથા સમાધિ કરવાથી કે જપ કરવાથી પણ પ્રયોજન નથી. તે અતિવર્ણાશ્રમી અવધૂત છે. તેને દેહ કે ઇંદ્રિયમાં અહંભાવ નથી. અન્યમાં ઇદં ભાવ નથી. તે પ્રસન્નાત્મા છે અને નિત્ય આનંદરૂપ છે.

આત્મદષ્ટિથી આત્માને અજ્ઞાન નથી. તે સ્વયંપ્રકાશ છે. ઉપાધિ વગરનો છઠ્ઠી ભૂમિકાનો અનુભવ સ્વયંપ્રકાશ છે. ઉત્પન્ન થયેલ જ્ઞાન અવિદ્યાની નિવૃત્તિમાં શાસ્ત્ર વગેરેની અપેક્ષા કરતું નથી. પ્રમાણુથી ઉત્પન્ન થયેલું સમ્યક્જ્ઞાન દુર્બળ અવિદ્યાથી બાધ પામતું નથી, એટલે અવિદ્યાના બાધને માટે બીજા કોઇ સાધનની અપેક્ષા કરતું નથી. એક ધર્મીમાં ગ્રાહ્ય–ગ્રાહક ભાવ બનતો નથી. સાચો દ્રષ્ટા હોય, તે વખતે દ્રષ્યતા બનતી નથી કારણ કે વસ્તુ એક છે. પ્રારબ્ધની તાકાત ભોગ દેવામાં છે, વિદ્યાની તાકાત પ્રારબ્ધને ખોટું માનવામાં છે. વિદ્યાની ઉન્નતિને લાયક શરીર રૂપી પ્રારબ્ધ આવ્યું, વિદ્યા પ્રાર

બંધનો નાશ કરી ન શકે. પ્રારબ્ધકર્મ વિદ્યામાં હેતુ છે, નિરુપાધિક બ્રહ્મ દશામાં જીવભાવની અનુવૃત્તિ નથી. દ્વૈતનું દર્શન નહિ અને અદ્વૈતનું દર્શન બન્ને મળીને વિદ્યા થાય છે. માણસના શરીરનું અભિમાન ગયું, એટલે માણસનું જગત ગયું. છઠ્ઠી ભૂમિકાવાળો જીવ બ્રહ્મરૂપ થઇ જાય છે, તેથી દરિયારૂપે રહે છે, મોજાંરૂપે રહેતો નથી. આવા બોધવાળાને સમાધિ અને વિક્ષેપ બંને સમાન છે, તેથી અંતઃકરણની સ્થિરતા સહેજ રહે છે. તે માટે કોઈ પ્રકારના આરંભ કરવાની જરૂર રહેતી નથી. તે દશામાં આત્મા અને અનાત્મા સામસામા રહી શકતા નથી. સંસાર કાળે પણ સંસાર સાચો નથી, તો જ્ઞાનકાળે સાચો શી રીતે રહી શકે? દેહ અને ઇંદ્રિયથી રહિત જે પુરુષ છે તેને પ્રમાતાપણું સંભવતું નથી. વળી, પ્રમાતા વગર પ્રમાણની પ્રવૃત્તિ હોતી નથી માટે જ્ઞાનવાનને કાંઈ કર્તવ્ય નથી. જ્ઞાનવાન ભ્રાંતિજન્ય દેહના અભિમાનથી રહિત છે. જ્ઞાની પ્રપંચમાં બ્રહ્મજ્ઞાનથી સુખી છે. અજ્ઞાની બ્રહ્મમાં પ્રપંચ બુદ્ધિથી દુઃખી છે.

**देहोऽपि दैववशगः खलु कर्म यावत्**
**स्वारम्भकं प्रतिसमीक्षत एव सासुः ।**
**तं सप्रपञ्चमधिरुढ समाधियोगः**
**स्वाप्नं पुनर्न भजते प्रतिबुद्धवस्तुः ॥ ११-१३-३७**

અર્થઃ—જ્યાં સુધી દેહનો આરંભ કરનાર પ્રારબ્ધ કર્મ શેષ રહે છે ત્યાં સુધી દૈવાધીન શરીર પ્રાણ વગેરે સહિત જીવતું રહે છે, પણ જ્યારે સમાધિયોગથી આરૂઢ દશા પ્રાપ્ત થાય છે અને તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે ત્યારે જ્ઞાની પુરુષ ફરીથી પ્રપંચ સહિત આ સ્વપ્નવત્ શરીરમાં આસકત થતો નથી.

ઘોડા ઉપર બેસી સ્વસ્થાને પહોંચ્યા પછી ઘોડો છોડી નાંખવામાં આવે છે. ગરમી ન લાગવા માટે વીજળીનો પંખો ચલાવ્યો, ગરમી મટી, ત્યારે પંખો બંધ કર્યો, છતાં થોડો

વખત તે ચાલ્યા કરે છે. તેને ફરીથી બંધ કરવા માટે કોઇ પ્રયત્ન કરતું નથી. અજ્ઞાનીને જેમ બ્રહ્મ મળતું નથી તેમ જ્ઞાનીને અબ્રહ્મ મળતું નથી. જે બીજાને જોતો નથી, સાંભળતો નથી, બીજાને જાણતો નથી. તે પરિપૂર્ણ છે. તે કૈવલ્યદશા છે કારણ કે કેવળ એક રહે છે. ઉપનિષદમાં કહેલ છે કે **सर्वोऽस्मि इति मन्यन्ते सोऽस्य परम लोकः** હું સર્વ છું એવું લાગે તે પરલોક છે. જ્ઞાનનું ફળ દૃષ્ટ છે, તેમાં આવૃત્તિની અપેક્ષા નથી. લક્ષ્યનો સ્વભાવ જ એવો છે કે તે અનાત્માની અવસ્થિતિ સહન કરી શકે નહી. એવા પુરુષનું જીવન એ જ તેમનો ઉપદેશ છે, જીવન્મુક્તિ એ કોઇ વ્રત નથી, નિયમ નથી, એ વસ્તુસ્થિતિ છે. મુક્તિના સુખના લાભથી પ્રારબ્ધનું દુઃખ ભૂલાઇ જાય છે. પોતાનું સહજ અમરત્વ જાણતાં તે અનુભવનું રસામૃત મળે છે. રસ મળ્યા પછી રસને ખાવાવાળો એક દિવસમાં વારંવાર ખાય છે.

બ્રહ્મ અનન્ય હોવાથી ઉપાદેય નથી. બ્રહ્મ આત્મસ્વરૂપ હોવાથી હેય નથી. જ્ઞાની રોગ, દુઃખ, વગેરે કંઈ જોતાં નથી. સર્વને આત્મ માત્ર જુએ છે. આરોપિત ધર્મ અધિષ્ઠાનને સંસ્પર્શ કરી શકતા નથી, આવા બ્રહ્મજ્ઞાનીને સર્વાત્મભાવરૂપ મોક્ષ ન થવા દેવામાં દેવો પણ સમર્થ નથી. આત્માનો અનુભવ થયા પછી ફરીથી વૃત્તિનો ઉપયોગ નથી. કાષ્ઠના અભાવથી અગ્નિ શાંત થાય તેમ સહજ શાંતિ આવે છે. યોગવાસિષ્ઠમાં કચની કથામાં એમ કહેલું છે કે કચ પોતે શાંત સમાધિમાંથી જાગ્રત થતાં બોલી ઉઠે છે કે "જેમ મહાકલ્પને વખતે બધું જળમય છે તેમ આ બધું આત્મમય હોવાથી હું શું કરૂં, કયાં જાઉં, શું ગ્રહણ કરૂં, કે શું તજું ?" અર્થાત્ તે દશા પ્રાપ્ત થયા પછી કાંઇ કરવાનું રહેતું નથી. તેને એમ લાગે છે કે એવું કોઈ સ્થળ નથી કે જ્યાં હું નથી. આવી દશાનું વર્ણન આપતાં બૃહદારણ્ય ઉપનિષદના ૪થા અધ્યાયમાં લૌકિક ભાષાનાં દૃષ્ટાંત દ્વારા સમજાવેલ છે કે "જેમ પ્રિય સ્ત્રી સાથે સારી રીતે એકપણું પામી

ગયેલ કામી પુરુષ ભોગના ફળને અનુભવતો, પોતાની બહારની કોઈ પણ વસ્તુને જાણતો નથી અને દુઃખ વગેરે અંદરની વસ્તુને જાણતો નથી, તેવી રીતે સાક્ષી આત્મા પરમાત્માની સાથે અત્યંત એકીભૂત થયેલો બહારનું કે અંદરનું કાંઇપણ જાણતો નથી. એ તેનો પરમ લોક છે, અને પરમ આનંદ છે. એ આનંદની ફક્ત એક માત્રા જ બીજા પ્રાણી ભોગવી શકે છે."

સનકાદિએ અને બ્રહ્માએ હંસ ભગવાનને એવો પ્રશ્ન પૂછ્યો હતો કે, "આપ કોણ છો?" તેના જવાબમાં હવે હંસ ભગવાન કહે છે કેઃ—

**मयैतदुक्तं वो विप्रा गुह्यं यत्सांख्ययोगयोः ।**
**जानीत मागतं यज्ञं युष्मद्धर्मविवक्षया ॥** ११-१३-३८

અર્થઃ—હે બ્રાહ્મણો! મેં તમને સાંખ્ય અને યોગનું જે પરમ રહસ્ય છે તે અહીં કહેલ છે. હું ધર્મોના ઉપદેશ માટે આવેલ સાક્ષાત્ યજ્ઞપુરુષ નારાયણ છું એમ તમે જાણો.

વળી હું યોગ, સાંખ્ય, સત્ય, ઋતુ, તેજ, શ્રી, કીર્તિ અને દમ વગેરેની પરમગતિરૂપ એટલે અધિષ્ઠાન છું. સમતા અને અસંગતા વગેરે સંપૂર્ણ ગુણ, પોતાના પરમ પ્રિય, મિત્ર અને આત્મારૂપ હું કે જે નિર્ગુણ અને નિરપેક્ષ છું તેને ભજે છે, કારણ કે હું બધાનો આશ્રય છું.

અહીં ભગવાન પોતાને નિર્ગુણ અને નિરપેક્ષ કહે છે. અસંગતા અને સમતા પણ તેના સ્વરૂપમાં છે, અસંગતા વગર સમતા આવતી નથી; જેને કોઇની સાથે સંગમાં આસક્તિ હોય છે તેનામાં સમતા આવતી નથી. દશમ સ્કંધમાં વેદસ્તુતિથી નિર્ગુણની વાત શરૂ થાય છે.

એકાદશ સ્કંધમાં સ્વપ્નાના દૃષ્ટાંતથી જાગ્રતને પણ સ્વપ્ન

જેવું કહેલ છે, તેથી જાગ્રત પણ કલ્પિત છે. કલ્પિત ધર્મ બ્રહ્મમાં રહે તેથી દ્વૈત થતું નથી. અંધારૂં સૂર્ય સાથે યુદ્ધ કરવા ગયું નથી, છતાં સૂર્ય અંધારાનો નાશ કરનાર કહેવાય છે. ઘડામાં આકાશ કોઇ ઘાલતું નથી, છતાં ઘટાકાશ કહેવાય છે તેમ નિર્ગુણને ગુણ લગાડવામાં આવે છે. ભગવાન કહે છે કે હું ગુણોનો સ્પર્શ પણ કરતો નથી, તો પણ મને લીલાધારી કહેવામાં આવે છે. ગુણો ગુણોમાં રહે છે અને મારા ઉપર મિથ્યા આરોપ કરવામાં આવે છે. હું આપનાર તેમજ લેનાર નથી, કર્તા કારવતા નથી, એવો મારો સ્વભાવ છે. બીજી બધી તો ગુણોની અવસ્થા છે.

સનકાદિનો મુખ્ય પ્રશ્ન એ હતો કે ચિત્ત વારંવાર ગુણોમાં ચાલ્યું જાય છે અને ગુણો ચિત્તને જગાડે છે તો એ ચક્કરમાંથી કેવી રીતે નીકળવું? તેનો જવાબ અહીં વિસ્તારથી આપી દીધેલ છે. ટૂંકામાં, એ બધી જાગ્રતની માયા સ્વપ્નના જેવી છે. જો કે યોગ માર્ગમાં સ્વપ્નાનો દૃષ્ટાંત આવતો નથી તો પણ આત્મા ગુણોથી અસંગ છે એમ સાંખ્ય અને યોગ બન્નેમાં માનેલું છે. વેદાન્તમાં એમ માનેલું છે કે ગુણો આત્મામાં સ્વપ્નની માફક અધ્યસ્ત છે એટલે મિથ્યા છે તેથી માત્ર એક બ્રહ્મ સિવાય બીજું કાંઈ રહેતું નથી.

આ પ્રમાણે હંસ ભગવાનના ઉપદેશથી સનકાદિનો સંદેહ દૂર થયો, તે બ્રહ્મરૂપ થઈ પરમ સમાધાન પામ્યા. તેમણે હંસ ભગવાનની સ્તુતિ કરી અને તેમનું પૂજન કર્યું.

આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને હંસાખ્યાન અથવા હંસગીતા ઉદ્ધવજીને સંભળાવી. અરીસો લાવવાથી મુખ દેખાય છે અને લઇ લેવાથી મુખ દેખાતું નથી. તેમાં જેમ મુખને આવવાનું કે જવાનું નથી તેમ અજ્ઞાનને કે જ્ઞાનને આવવા જવાનું નથી. બ્રહ્મ સ્વાભાવિક રીતે જ પૂર્ણ છે. દેખાડનાર અને જોનાર બન્ને ગયા અને પોતે પોતાને રૂપે છે.

# પ્રકરણ ૧૮

## સમાજમાં ઘણા ધર્મો શા માટે વર્તે છે?

ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણને પૂછ્યું કે બ્રહ્મવાદી મહાત્માઓ આત્મકલ્યાણને માટે અનેક માર્ગ બતાવે છે, તે બધા પોતપોતાની દૃષ્ટિ અનુસાર શ્રેષ્ઠ છે કે એ બધામાં કોઈ એક મુખ્ય છે?

**भवतोदाहृतः स्वामिन्भक्तियोगोऽनपेक्षितः ।**
**निरस्य सर्वतः सङ्गं येन त्वय्याविशेन्मनः ॥ ११-१४-२**

અર્થ: આપે તો નિરપેક્ષ ભક્તિયોગને શ્રેષ્ઠ કહેલ છે. બધી તરફથી આસક્તિ છોડીને મન તમારામાં લગાડવું એવો જ્ઞાન વૈરાગ્ય-યુક્ત ભક્તિયોગ. તમે સમજાવ્યો, પણ આ પૃથ્વી ઉપર તો ઘણા માર્ગ ચાલુ થયેલ છે.

આ વિષય ઉપર હાલના કાળમાં પણ ઘણી મુશ્કેલી ઉભી થયેલી છે. ક્રિશ્ચિયન પ્રજા પાસે ધન ઘણું છે અને પોતાનો જ મત સાચો છે એમ માની ઘણા મીશનરીઓને ઘણા દેશમાં મોકલી પોતાનો મત ફેલાવે છે. મુસલમાનો પાકીસ્તાનમાં રહેલા હિન્દુઓને મુસલમાન બનાવે છે. હિન્દુઓ કોઈને વટલાવતા નથી, છતાં તેમાં ઘણા પંથ ચાલી રહેલા છે. તેમાંથી સારો માર્ગ કયો તે બાબત જાણવી ઘણાને મુશ્કેલ પડે છે. કોલેજના વિદ્યાર્થીઓ વળી કોઇ ખાસ ધર્મનો અભ્યાસ કરતા નથી, પણ સમાજમાં જે માણસોનાં વખાણ થાય તેવા થવાનું પસંદ કરે છે. તે ઉપરાંત રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ, સમાજવાદ, સામ્યવાદ, કોંગ્રેસવાદ વગેરે પણ ધર્મની જગ્યાએ દાખલ થયા છે. મ. ગાંધીજી હિંદુ અને મુસલમાનને ભેગા રાખવા માટે નીચે પ્રમાણે પ્રાર્થના કરાવતા હતા.

"ઇશ્વર અલ્લા તેરે નામ, સબકો સન્મતિ દે ભગવાન"

ઉપરના ઉદ્ધવજીના પ્રશ્નમાં એમ જણાઈ આવે છે કે જે રીતે સંસારના સુખમાં વૈરાગ્ય આવે અને ભગવાનમાં પ્રેમ વધે એવો અભ્યાસ થાય અને એવું જીવન થાય તે શ્રેષ્ઠ માર્ગ છે. ઉપર કહેલા હાલના અનેક માર્ગોમાંથી ઘણા ધર્મવાળા સંસારના સુખને ખોટું કહેતા નથી.

ગીતામાં ભગવાનની હાજરીમાં જ અર્જુન પૂછે છે કે માણસનું મન એવું ચંચળ છે કે કોઈ રીતે રોકી શકાતું નથી, અને વાયુની માફક અહીં તહીં બહુ જ દોડ્યા કરે છે તો તેને કેવી રીતે વશ કરવું ? તેના જવાબમાં ભગવાન કહે છે કે તે માટે અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે. અભ્યાસ માટે છાપખાનાની કળાને લઈને ઘણાં સારાં પુસ્તકો હવે મળી શકે છે, તો પણ ગુરુ પાસેથી તે શ્રવણ કરવાથી વધારે ફાયદો થાય છે. જે ગુરુમાં અભ્યાસ હોય અને વૈરાગ્ય હોય તેની અસર શિષ્ય ઉપર બહુ થાય છે. વૈરાગ્યમાં મુખ્ય નિયમ બ્રહ્મચર્યની જરૂરીઆતનો છે. તે હાલના કાળમાં બહુ મંદ થઇ ગયેલ છે, તેથી ઘણો અભ્યાસ કરવા છતાં માણસોનું મન ભગવાનમાં લાગતું નથી. ભક્તિ એટલે પ્રેમ. એ પ્રેમ ભગવાન તરફ વાળવો હોય તો બીજેથી અને વિષયોમાંથી તેને રોકવો જોઇએ, પણ હાલના કાળમાં સીનેમા, રેડિયો ન્યુસપેપર, સહશિક્ષણ વગેરે માણસોની વૃત્તિઓ એટલી ચંચળ કરી મૂકે છે કે શાસ્ત્રોના નિયમ સાંભળવા અને તે પ્રમાણે જીવનને ગોઠવવું એ કામ માણસોને ગમતું નથી.

શાસ્ત્રોના નિયમ સાંભળ્યા હોય તેમનામાં પણ કેટલાક મતભેદ નીચે પ્રમાણે સાંભળવામાં આવે છેઃ—

૧. કોઈ કહે છે કે આત્મા એ એવી ઉપયોગી અને જરૂરી વસ્તુ છે કે બધું જીવન માત્ર તેને માટે જ અર્પણ કરવું જોઈએ. આ મત કેટલાક સાધુ સંન્યાસીઓને ગમે છે.

૨. કોઈ કહે છે કે કર્મ અને ઉપાસનાથી પહેલાં મનને શુદ્ધ

કર્યાં પછી આત્મજ્ઞાન તરફ વળવું જોઇએ. આ મતને ક્રમ-સમુચ્ચય કહે છે. મનની અશુદ્ધિને રાગ કહીએ તો જ્યારે રાગ નીકળી જાય અને વૈરાગ્ય ઉત્પન થાય ત્યારે મન શુદ્ધ થયું કહેવાય, માટે વૈરાગ્ય આવે તેવાં કર્મો પહેલાં કરવાં જોઇએ અને પછી આત્મજ્ઞાન મેળવવું જોઇએ.

૩. કોઈ કહે છે કે વ્યવહાર અને પરમાર્થ બન્ને નિત્ય સાથે રાખવા જોઇએ, એટલે જીવનના છેડા સુધી પણ બન્ને સાથે રહેવા જોઇએ. આ મતને સમ–સમુચ્ચય કહે છે. આ મતવાળાની સંખ્યા વધારે છે. ખાસ કરીને નવી કેળવણીવાળાને ઘણાને આ મત ગમે છે.

૪. કેટલાક એમ માને છે કે માત્ર સમાજસેવા અને દેશસેવા કરવાથી કર્મયોગ સિદ્ધ થઇ શકશે. આત્મજ્ઞાન મેળવીને માત્ર પોતાનું ભલું કરવું એ પ્રકારનો સ્વાર્થ છે.

તેથી બીજાનું ભલું કરવું એમાં જ ખરૂં કલ્યાણ છે. આ મતના કેટલાક માણસો ભલું કોને કહેવાય અને ખરૂં સુખ અને ખરૂં જ્ઞાન કોને કહેવાય તે જાણવાનો પ્રયત્ન કરતા નથી. કોઇ પણ રીતે બધાને ઈશ્વર માની બધાનું ભલું કરવું એ જ ઈશ્વરની સેવા છે એમ તેઓ માને છે, પણ પોતાને ઈશ્વરરૂપે જ્યાં સુધી જાણી ન શકે ત્યાં સુધી બધા ઈશ્વર થતા નથી.

૫. કેટલાક એમ કહે છે કે કર્મ ગમે તે થઈ શકે પણ તેની પાછળ ભાવના શુદ્ધ રાખવી.

૬. વળી કેટલાક એવા કર્મમાં પડ્યા હોય છે કે તેઓ જીવનનો હેતુ શો છે તે જાણી શકતા નથી અને જાણવાનો પ્રયત્ન કરતા નથી. માત્ર શાસ્ત્રની થોડીક વિધિ જાણી લે છે. તેમની ઇચ્છા એવી હોય છે કે જેમ બીજા ચાલે છે તેમ ચાલવું અને બધાનું જેમ થશે તેમ આપણું થશે.

ઉપરના બધા મતમાં કયો મત સાચો અને તેનું પરિણામ શું ? હાલની કેળવણીમાં પ્રમાણનો વિચાર બરાબર જણાતો નથી. માત્ર પાંચ ઇંદ્રિયોથી જે જગતનો અનુભવ થાય છે તે જ સાચું માનવામાં આવે છે. આવી દશા સમાજમાં કેમ આવી ગઈ તે હવે શ્રીકૃષ્ણના ઉત્તરમાંથી ખબર પડી રહેશે.

શ્રી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે–કાલક્રમથી મારી વેદ નામની વાણી પ્રલય કાળે નષ્ટ થઈ ગઇ હતી. આ સર્ગના આરંભમાં મેં બ્રહ્માને મારો ભાગવત ધર્મ સંભળાવ્યો હતો (૧૧–૧૪–૨) બ્રહ્માએ પોતાના મોટા પુત્ર સ્વાયંભૂ મનુને ઉપદેશ આપ્યો અને મનુએ ભૃગુ વગેરે સાત બ્રહ્મર્ષિઓને ઉપદેશ આપ્યો. તે પછી તેના સન્તાન દેવ, દાનવ, ગુહ્યક, મનુષ્ય, સિદ્ધ, ગન્ધર્વ, વિદ્યાધર, ચારણ, કિન્દેવ, કિન્નર, નાગ, રાક્ષસ અને કિંપુરુષ વગેરેએ એ વેદવિદ્યાને પ્રાપ્ત કરી. તેમાં અનેક પ્રકારના સાત્ત્વિક, રાજસિક અને તમોગુણી જીવો હતા; તેથી પ્રાણીઓની બુદ્ધિમાં પણ ઘણો ભેદ હતો, તેથી તેઓ મૂળ તત્ત્વને ભિન્ન ભિન્ન પ્રકારે કહેવા લાગ્યા. પ્રકૃતિભેદના કારણથી માણસના વિચારમાં ભેદ પડી ગયો અને તેમાંથી વેદ વિરુદ્ધ પાખંડી મત પણ નીકળવા લાગ્યા. અંતે એવું પરિણામ આવ્યું કેઃ–

**मन्माया मोहितधियः पुरुषाः पुरुषर्षभः ।**
**श्रेयो वदन्त्यनेकान्तं यथाकर्म यथारुचिः॥ ११–१४–९**

અર્થ–મારી માયાથી મોહિત થયેલ બુદ્ધિવાળા લોકો પોતપોતાના કર્મ અને રુચિને અનુસાર આત્મકલ્યાણના માર્ગને ભિન્ન ભિન્ન પ્રકારથી પ્રતિપાદન કરે છે.

મુસલમાનો કહે છે કે જીવ બ્રહ્મરૂપ થઈ શકે નહિ અને કયામતને દિવસે ભગવાન બધાના કર્મનો હિસાબ કરશે. અંગ્રેજો પણ કહે છે કે બધા જીવોને ડુમ્સ ડેને વખતે કબરમાંથી કાઢીને તેમના

કર્મનો હિસાબ ભગવાન લેશે. મુસલમાની ધર્મને ફક્ત ૧૪૦૦ વર્ષ થયાં છે અને ખ્રિસ્તી ધર્મને ૧૯૫૩ વર્ષ થયાં છે.

ખોટા પંથો કેવી રીતે નીકળે છે તેના કેટલાક નમુના જોઈએ તો નીચે પ્રમાણે માલુમ પડે છેઃ–

૧. લગભગ ૪૦૦ વર્ષ પહેલાં ઇમામશાહ નામના એક મુસલમાન થઈ ગયા. તેમણે પીરાણા સત પંથ નામનો પંથ ચલાવેલ છે. તેમની ગાદી અમદાવાદથી ૭ ગાઉ ઉપર પીરાણા ગામમાં છે. તેમાં મુસલમાની ક્રિયાઓ છે અને હિંદુઓ તે ક્રિયા માને છે. ઘણા હિંદુઓ તે માર્ગમાં હજુ પણ છે. તેઓ પોતાની ગાદીને બ્રહ્માની ગાદી કહે છે. તેમના મંત્રોમાં કલમા, તથા દુવા–ફાતીયા વગેરે હોય છે. તેમાં એક બનાવટી બુદ્ધાવતાર પણ લખેલો છે. તે પંથવાળા કહે છે કે આ કળીયુગમાં બ્રાહ્મણોને અને ગાયોને જે માનશે તે નરકમાં પડશે. તેઓ કહે છે કે અમારૂં શાસ્ત્ર અથર્વવેદ પ્રમાણે છે. બીજા હિંદુનાં શાસ્ત્રો સાચાં નથી. તેઓ કહે છે કે રામ કે કૃષ્ણને ભજવાથી કાંઇપણ ફળ મળશે નહિ. હવે કળીયુગમાં જે નકળંક ભગવાનનો અવતાર થવાનો છે તે પીરાણા પંથમાં ઈમામશાહ થઇ ગયા તેના પુત્ર નરઅલી મહમદશાહ થયેલા તે ફરીથી મુસલમાન કોમમાં અવતરશે માટે અમારા અથરવેદ પ્રમાણે બધાએ વર્તવું જોઇએ. હિંદુઓના રીવાજ પ્રમાણે ચોરી કે મંત્રોથી લગ્ન કરવાં નહિ પણ મુસલમાની દુંવાઓ પ્રમાણે વિવાહ કરવા જોઈએ. મડદાંને બાળવાં નહિ પણ દાટવાં. શ્રાદ્ધ કરવા નહિ. આવી ઘણી નવી બાબતો ભેળસેળવાળી કરીને તે પંથ ચાલુ થયો છે. એ પંથમાં ઘણા હિંદુઓ છે, તેઓ મુસલમાની મંત્ર પઢે છે, મડદાંને દાટે છે, તેમજ ઘણી મુસલમાની ક્રિયાઓ કરે છે. વળી તેમના ધર્મગુરુ હાલમાં હિંદુ છે અને તે મુસલમાની ક્રિયાને ટેકો આપે છે.

ઇમામશાહની ગાદી ટકાવી રાખવા માટે હિંદુઓ દર વર્ષે કંઈક ભેટ પણ આપે છે.

૨. ખ્રિસ્તી ધર્મગુરુઓએ પણ ઈંગ્રેજી રાજ્યની સત્તાને લઈને આવી રીતે ઘણા હિંદુઓને વટલાવીને ખ્રિસ્તી બનાવી દીધા છે.

ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—

**धर्ममेके यशश्चान्ये कामं सत्यं दमं शमम् ।**
**अन्ये वदन्ति स्वार्थ वा ऐश्वर्यं त्याग भोजनम् ॥**
**केचिद्यज्ञतपोदानं व्रतानि नियमान्यमान् ।**
**आद्यन्तवन्त एवैषां लोकाः कर्मविनिर्मिताः ॥** ११-१४-१०-११

અર્થઃ-કોઈ માણસ ધાર્મિક ક્રિયાને મુખ્ય માને છે, કોઇ યશને, કોઇ કામને મુખ્ય માને છે, કોઈ નીતિને, કોઈ શમ દમને, કોઈ સત્તાને મહત્તા આપે છે, કોઇ દાનને મોટું માને છે, કોઇ ભોગને એટલે સ્વાર્થને પરમાર્થ માને છે. કોઇ કહે છે કે યજ્ઞ કરો, કોઇ તપ, કોઈ વ્રત, યમ, નિયમ વગેરેને પુરુષાર્થ બતાવે છે; પરંતુ કર્મોથી જે જે લોક પ્રાપ્ત થાય છે તે બધા આદિ અંતવાળા હોવાથી પરિણામમાં દુઃખ દેવાવાળા, મોહજનક, તુચ્છ આનંદવાળા અને શોકથી વ્યાપ્ત છે.

હાલના કાળમાં એવા ઘણા પંથ નીકળતા જાય છે. કોંગ્રેસવાદ, સમાજવાદ, રશીઆનો સામ્યવાદ, અમેરિકાનો મૂડીવાદ વગેરે અનેક જાતના કર્મવાદમાં લોકો જ્ઞાન અને ભક્તિ તરફ પૂરું ધ્યાન આપી શકતા નથી. તેમાં કેટલાક નમૂના હિંદુ ધર્મમાં જોઇએ તો નીચે પ્રમાણે મળી આવે છેઃ—

૧. થોડા વખત પહેલાં થિઓસોફીનો પંથ નીકળેલ છે. તેઓ બધા ધર્મોનો અભ્યાસ કરવાનું કહે છે, વળી તેઓના મૂળ સંસ્થાપક ઓલ્કોટ અને બ્લેવેસ્કીએ કેટલીક સિદ્ધિઓ બતાવી. તેથી ઘણા માણસો એ પંથમાં ભળી ગયા હતા, પણ હવે કોઇ તેજસ્વી ગુરુ એ માર્ગમાં ન મળવાથી કેટલાક તેમાંથી નીકળી ગયા છે. તે ઉપરાંત

ક્રીમેશન લોજનો પંથ પણ એવી રીતે થોડો વખત વધીને હવે સુકાવા લાગ્યો છે, તેના જેવો હવે રોટરી કલબનો પંથ ચાલ્યો છે. જ્યાં ક્રિયા વધારે દેખાય ત્યાં માણસોને બહુ મોહ થાય છે, પણ જ્ઞાન વગરની ક્રિયા માણસને સાચો રસ્તો ભૂલાવી દે છે.

૨. કેટલાંક વર્ષો પહેલાં મહર્ષિ દયાનંદ સરસ્વતીએ આર્યસમાજ નામનો નવો પંથ સ્થાપ્યો હતો. તેઓએ મૂર્તિ પૂજાની ક્રિયા કાઢીને યજ્ઞ વગેરેની બીજી કેટલીક ક્રિયાઓ અને સમાજસુધારાના ઉપાયો બતાવ્યા અને વેદનું રહસ્ય સમજાવ્યું, તેથી ઘણા માણસો તે પંથમાં ભળી ગયા. આર્યનો ખરો અર્થ સંસ્કારી અને મુમુક્ષુપુરુષ થાય છે, પણ હવે તે માર્ગમાં મોક્ષ પ્રાપ્તિનાં સાધન બહુ રહેલ નથી. તેઓ જીવનું ખરૂં સ્વરૂપ બરાબર સમજાવતા નથી, માત્ર કેટલીક સામાજીક ક્રિયાઓમાં તે પંથ અટકી ગયો છે અને આર્ય શબ્દ ઘસાઇ ગયો છે. તેવી જ દશા બ્રહ્મસમાજની અને પ્રાર્થના સમાજની થઈ છે.

૩. થોડા વખત પહેલાં ગુજરાતની બે બહેનોએ મહેનત કરીને સ્ત્રીઓની ઉન્નતિ માટે તેમનામાં ધાર્મિક સંસ્કાર પાડવા માટે ઘણે ઠેકાણે વનિતાવિશ્રામ સ્થાપન કર્યાં. પણ પાછળથી ઉચ્ચકોટીના સંચાલકના અભાવે એ સ્થાન વ્યવહારિક શિક્ષણવાળી કન્યાશાળાઓ રૂપે થઈ ગઈ છે. ત્યાં વિશ્રામ જેવું બહુ રહેલ નથી પણ વનિતા રહે છે. જ્યાં આત્મજ્ઞાન તરફ લક્ષ રહેતું નથી ત્યાં વ્યવહારિક જ્ઞાન વધારવામાં જીવન અટકી જાય છે.

૪. લગભગ ત્રીસ વર્ષ પહેલાં પંડિત મદનમોહન માલવીઆએ હિંદુ યુનિવર્સિટી, ઘણી મહેનતથી લાખો રૂપીઆ ભેગા કરીને તૈયાર કરી. તેનો હેતુ હિંદુધર્મના વિદ્યાર્થીઓને હિંદુ ધર્મનું જ્ઞાન આપવાનો હતો. થોડો વખત પંડિતજીએ પોતે વિદ્યાર્થીઓને હિંદુ ધર્મ ત્યાં સમજાવ્યો, પછી તે થાકી ગયા. તે પછી સર રાધાકૃષ્ણ તેમની ગાદી ઉપર આવ્યા હતા. તેમને હિંદુ યુનવર્સિટીમાં જઇને પૂછ્યું કે

અહીં હિંદુધર્મનું જ્ઞાન કેવી રીતે આપવામાં આવે છે ? તેમણે જવાબ આપ્યો કે પહેલાં પંડિતજી એ કામ કરતા હતા, પછી તે કામ બંધ થઇ ગયું, મારે હવે તે શરૂ કરવાનું છે. ટૂંકામાં કહેવાનું કે મૂળ ગુરુની ગેરહાજરીમાં, એવો બીજો સંચાલક જ્યારે મળતો નથી ત્યારે ઘણી સંસ્થાઓ પડી ભાંગે છે. વળી ઘણી સંસ્થામાં પૈસાદારોને સભ્યો બનાવે છે અને સંસ્કારી માણસો સભ્યો હોતા નથી તેથી સંસ્થામાં જોર આવતું નથી.

૫. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ ધર્મમાં મુખ્ય આદિ સંચાલક શ્રી. વલ્લભાચાર્યે લોકોને સારી રીતે ભકિતને માર્ગે વાળ્યા. તેમના ગયા. પછી તે પંથમાં લાંબો વખત સુધી તેજસ્વી પુરુષ નીકળ્યા નહી, તેથી એ માર્ગ ભોગનો માર્ગ થઇ ગયો. તેમાંથી દામોદરલાલજી હંસાના પ્રેમમાં પડ્યા અને મુંબઇના આગેવાન મહારાજ આર. એસ. એસના સભ્ય થઈ એકવાર જેલમાં ગયા હતા.

૬. છેવટમાં નવો પંથ સત્યાગ્રહનો શરૂ થયો, તેમનો ઇરાદો પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો હોવાથી વધારે મત માટે હરિજનોને પણ સાથે રાખ્યા. સત્યની તરફેણ કરવામાં એ મત છે એમ સમજાવ્યું પણ સત્યની વ્યાખ્યા તેઓએ સ્પષ્ટ કરી નહિ. લોકો કેટલીક ક્રિયાને ધર્મ માનવા લાગ્યા. ઇશ્વરમાં અનન્યભાવ રાખવાનું કહેવામાં આવ્યું, પણ મ. ગાંધીજી અંગ્રેજોને કાઢવામાં અને મુસલમાનોને મનાવવામાં અનન્યભાવ રાખી શકયા નહિ, તેથી સત્યાગ્રહમાં સત્ય શબ્દ ઘસાઈ ગયો અને માત્ર આગ્રહ રહ્યો. જ્યાં કર્મ ઉપર બહુ જોર દેવામાં આવે છે અને આત્મજ્ઞાન તરફ લક્ષ રહેતું નથી. ત્યાં ગુરુની હાજરી સુધી કર્મ ઠીક રહે છે. ગુરુની ગેર હાજરીમાં કર્મમાં ગોટાળો ઉત્પન્ન થાય છે. તેથી કોંગ્રેસની સામે હવે સામ્યવાદ, સમાજવાદ, હિંદુમહાસભા, સાધુસંમેલન વગેરે ઉત્પન્ન થવા લાગ્યા છે. તેમાં ઘણાનો હેતુ તો માત્ર પૈસો એક ઠેકાણેથી બીજે ઠેકાણે

મૂકવામાં રહેલો છે. તેઓમાં સંસ્કાર તરફ અને આત્મજ્ઞાન તરફ ઘણાનું લક્ષ્ય જણાતું નથી. નવી સંસ્થાવાળા એ બધાને પૂછીએ કે જીવ, જગત કે ઇશ્વરનું સ્વરૂપ કેવું છે તો તેનો જવાબ આપી શકતા નથી.

હાલના માણસોને કર્મયોગ જોઇએ છે, પણ જ્ઞાન વગરના કર્મ માણસોને ખોટે માર્ગ દોરી જાય છે. આપણે શું કરવું જોઈએ તે જાણવા પહેલાં આપણે કેવા થવું છે તે નક્કી કરવું જોઈએ. એકાર્ટ નામનો જર્મન ભક્ત કહે છે કે Do not imagine that you can ground your salvation on actions, it must rest on what you are એટલે કર્મ કરતાં આત્મજ્ઞાન તરફ વધારે ધ્યાન આપવું જોઇએ, જનતાની સેવા એ સત્યાગ્રહમાં મુખ્ય હેતુ હતો પણ એ સેવામાં ઘણે ભાગે સંસારના સુખની સગવડો તરફ જ બહુ લક્ષ્ય રહ્યું અને આત્મજ્ઞાન તરફ લક્ષ રહ્યું નહિ તેથી એમાં મંદી આવી ગઇ છે. કસ્તુરબા ટ્રસ્ટ ફંડના કરોડ રૂપિયામાંથી પણ સ્ત્રીઓના સંસ્કાર તરફ પુરતું ધ્યાન અપાતું નથી અને મહાત્મા ગાંધી સ્મારક માટે ભેગા કરવામાં આવેલ પૈસામાંથી સંસ્કાર માટે કે આત્મજ્ઞાન માટે વધારે સગવડ થતી નથી.

૭. જુના પંથોથી કંટાળીને હવે લોકો કેટલાક નવા પંથો ઉત્પન્ન કરવા લાગ્યા છે. તેમાં શ્રી અરવિંદની દેવજાતિ, મહાગુજરાત સાધુ સંમેલન, મહાશક્તિ સેવાસંઘ, રાષ્ટ્રીય સેવા સંઘ, સમાજવાદ, સામ્યવાદ, ધર્મપરિષદ, વિશ્વશાંતિપરિષદ, સંયુક્ત રાષ્ટ્ર સભા વગેરે વગેરે માણસોને ક્યાં લઇ જશે તે ખબર પડતી નથી, અમારૂં માનવું એવું છે કે જ્યાં સુધી એ બધા પંથને ટેકો દેનાર પુરુષની હાજરી હોય છે ત્યાં સુધી તેમાં જોર ઠીક રહે છે, પાછળથી તેમાં મંદી આવી જાય છે. દ્રષ્ટાંત તરીકે કેટલાક વર્ષો પહેલાં વડોદરામાં શ્રેયઃસાધક અધિકારી-વર્ગે માણસોમાં સારા સંસ્કાર રેડવાની શરૂઆત કરી, પાછળથી મૂળ

સ્થાપક જતા રહ્યા અને તેની સાથે શ્રેય:સાધક અધિકારી ઓછા થયા અને માત્ર વર્ગ એટલે ભેદ બાકી રહ્યા. એવું ઘણા પંથમાં બની રહેલ છે. પાકીસ્તાનમાં ઉત્સાહ લાવવા માટે પાક શબ્દનો ઉપયોગ થયો. તેનો ખરો અર્થ હૃદયની પવિત્રતા થાય છે, પણ થોડા વર્ષમાં પાક શબ્દ ઘસાઇ ગયો અને હૃદયની પવિત્રતા જતી રહી. જેમ શીતળા સાતમને દિવસે શીતળા માતાની સાથે માતાજીના વાહન ગધેડાની પૂજા કરવામાં આવે છે તેવું ઘણા માર્ગમાં બની રહેલ છે. તે બાબત કેમ બને છે તે માટે ઉદ્ધવજીએ ભગવાનને પ્રશ્ન પૂછેલ છે. ભગવાને કહ્યું કે જેઓ માયામાં સુખ શોધે છે, માત્ર કર્મના દાસ થઈ ને રહે છે અને જ્ઞાન કે ભક્તિ તરફ ધ્યાન આપતા નથી તે બધાની એવી દશા થાય છે. તેથી ભગવાન કહે છે કેઃ–

**मय्यर्पितात्मनः सभ्य निरपेक्षस्य सर्वतः ।**
**मय्यात्मना सुखं यत्तत्कुतः स्याद्विषयात्मनाम् ॥** ११–१४–१२

અર્થ: હે સભ્ય, બધી તરફથી નિરપેક્ષ થઈ મારામાં ચિત્ત લગાવનાર અને મારામાં જ લીન રહેનાર પુરુષને જે સુખ મળે છે તે વિષય લોલુપ વ્યક્તિઓને કેવી રીતે મળશે ?

એટલે માણસોએ જો પોતાનું કલ્યાણ કરવું હોય તો વિષયોમાં વૈરાગ્ય આવવો જોઇએ અને આત્મામાં પ્રીતિ રાખવી જોઈએ. તે માટે મન અને ઇંદ્રિયોને વશ કરવાં જોઈએ, પણ એ કેટલું અઘરૂં કામ છે. સંસારનાં સુખ તરત ઇંદ્રિયોના ભોગથી મળે છે અને સાધારણ માણસોને તરત સુખ જોઈએ છે. આત્માનું સુખ તો ( ગીતાના ૧૮ મા અધ્યાયમાં ભગવાન કહે છે તેમ ) અંતઃકરણની શુદ્ધિ થાય ત્યારે મળે છે. તે માટે સાધન કરવામાં પહેલાં જીવને ઝેર જેવું લાગે છે **(यत्तदग्रे विषमिव)**. ઉપનિષદમાં પણ કહેલું છે કે **क्षुरस्य धारा निशिता** એટલે આ માર્ગ તલ્વારની ધાર ઉપર ચાલવા જેવો કઠણ છે. ઘણા માણસો થોડે સુધી ચાલીને ધર્મનો માર્ગ છોડી દે છે;

તેનું કારણ પણ એ છે કે તેમાં તરત લાભ મળતો નથી, તેમાં અંતઃકરણની શુદ્ધિ થાય ત્યારે જ લાભ મળે છે અને એટલી ધીરજ હાલના ઉતાવળીઆ મનવાળા માણસોમાં રહેતી નથી. તેથી એકલાં રહેવા કરતાં કોઈ સભામાં જોડાઈ જવું એવું ઘણાને મન થાય છે. સભામાં હોય ત્યારે માણસ પોતાને ડાહ્યા માને છે અથવા પોતાનાથી ઓછી બુદ્ધિ જેનામાં હોય તેની પાસે પોતાને ડાહ્યો મનાવે છે પણ એકલો હોય ત્યારે પોતાને ડાહ્યો માની શકતો નથી. તેથી મંડળો સભાઓ, પરિષદો, કોન્ફરન્સો વધતાં જાય છે. તેની સાથે એ બધી સંસ્થાઓમાં અજ્ઞાનીની બહુમતિ વધતી જાય છે. ભગવાન કહે છે કે જે સુખ નિરપેક્ષ ભક્તને મળે છે તે સંસારના પ્રવાહમાં પડેલાને શી રીતે મળશે?

કોઈ એમ પણ પ્રશ્ન કરે છે કે ભગવાને આવો ગોટાળો કર્યો શા માટે? તેનો ઉત્તર એ છે કે બાપની ઈચ્છા દિકરાને બ્રહ્મચારી રાખવાની છે અને દિકરાને પરણવું છે તો તેવા સંજોગોમાં દિકરાને પરણાવવો જોઇએ. જો ન પરણાવે તો દિકરો ખોટે રસ્તે ચડી જાય. તે પ્રમાણે જેઓને વિષયસુખ ગમે છે તેમને આત્મજ્ઞાનને માર્ગે ચડાવી શકાતા નથી. તેઓ થાકે અને તેમનામાં વૈરાગ્ય આવે તો જ તેમને આત્મજ્ઞાન આપી શકાય છે.

ખરા ભક્ત અને જ્ઞાની પુરુષ કેવા હોય તેની વિગત હવે ભગવાન ઉદ્ધવજીને સંભળાવે છે.

---

## પ્રકરણ ૧૯

### ભક્તિનો મહિમા

જ્ઞાન અથવા ભક્તિ બંનેમાં વૈરાગ્યની ખાસ જરૂર છે. વૈરાગ્ય વગર જ્ઞાન કે ભક્તિ ફળીભૂત થતાં નથી. ગીતામાં પણ ભગવાને

અર્જુનને કહેલ છે કે અભ્યાસ અને વૈરાગ્યથી મન વશ થઈ શકે છે. કોંગ્રેસ સરકાર તરફથી હાલમાં જે પાયાની કેળવણી આપવામાં આવે છે તેમાં અને હાઈસ્કુલો અને કોલેજોમાં હાલમાં જે કેળવણી આપવામાં આવે છે તેમાં વૈરાગ્યનો ભાગ આવતો નથી અથવા બહુ જ ઓછો આવે છે. સમાજસેવામાં પણ જો સેવકમાં વૈરાગ્ય ન હોય તો સમાજસેવા થઈ શકતી નથી. વેપારીમાં વૈરાગ્ય ન હોય તો તે કાળાં બજાર કરે છે. મજૂરમાં વૈરાગ્ય ન હોય તો વધારે મળતો પગાર સીનેમા જોવામાં, અને દારૂ કે બીડીમાં વાપરે છે. ક્ષત્રીય રાજાઓમાં વૈરાગ્ય ન હતો તેથી તેઓ પ્રજાને સુખી કરી શકયા નહિ અને તેઓને રાજ્ય છોડવું પડયું. ઈંગ્લાંડના રાજા આઠમા એડવર્ડને પણ વૈરાગ્યને અભાવે રાજ્ય છોડવું પડયું. અમેરિકા અને રશિઆ વચ્ચે જે યુદ્ધની તૈયારીઓ થાય છે તેમાં પણ વૈરાગ્યનો અભાવ છે. ધર્મનો માર્ગ ગ્રહણ કરવામાં વૈરાગ્યની ખાસ જરૂર છે. વૈરાગ્ય એ ભક્તિનો પુત્ર છે, તે બુઢ્ઢો હોય તો ભક્તિને આનંદ થતો નથી, તેથી ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—

**अकिंचनस्य दांतस्य शान्तस्य समचेतसः**
**मया सन्तुष्टमनसः सर्वाः सुखमया दिशः ११-१४-१३**

અર્થઃ—જે અકિંચન એટલે પરિગ્રહ વગરનો હોય છે, જીતેન્દ્રિય, શાન્ત, સમબુદ્ધિવાળો ભકત હોય છે, અને મારી પ્રાપ્તિથી જેને સંતોષ છે તેને માટે બધી દીશાઓ સુખરૂપ છે.

આવા ભકતો ગરીબાઈમાં પણ આનંદ લઈ શકે છે. જ્યાં મોટાં મકાનો અને મોટાં કારખાનાં અને સીનેમા હોય તે મોટું શહેર નથી પણ જ્યાં કોઇ ભકત અથવા સાધુ નાની ઝુંપડીમાં એકાંતમાં ઇશ્વરચિંતન અને સાદાઇથી રહેતા હોય તો તે મોટું શહેર છે, કારણ કે તેની પાસેથી વિશ્વભાવના મળી શકે છે. તેઓ ઇંદ્રિયો ઉપર દમન

રાખી રહેલ હોય છે અને આત્માના સુખમાં મસ્ત હોય છે. મનને વારંવાર ઇંદ્રિયોના સુખની ઇચ્છા થયા કરે, એ એક જાતનો રોગ છે. જેને પોતાના સુખ માટે પોતા સિવાય બીજી વસ્તુની જરૂર પડે છે તે નબળો માણસ છે. જ્ઞાની ભક્તને પોતાના આત્મા સિવાય બીજાની જરૂર પડતી નથી, જેમ સર્પની કાંચળી માથું હલાવતી નથી તેમ કામ અને ક્રોધ અસ્ત થવાથી જે શાંતિ અનુભવે છે, જે જુદાં જુદાં પ્રાણીમાત્રમાં સમદૃષ્ટિ રાખે છે અને ભગવાનમાં ચિત્ત રાખી સંતુષ્ટ થઇ રહે છે, તેની આગળ પાછળ સર્વત્ર સુખ અને સુખ જ વ્યાપી રહે છે. તે જ્યાં પગ મૂકે છે, જ્યાં નજર કરે છે, જે જે ક્રિયા કરે છે તે તે સર્વ સુખમય જ થઇ રહે છે. તે સકળ સુખના મંડપ સમાન છે, તે સુખની મૂર્તિ જ છે.

જે માણસ પોતાના ઉપર રાજ્ય કરી શકતો નથી તે પોતાના દેશના સ્વરાજમાં પણ સાચો મત આપી શકે નહિ. તે બીજાઓ ઉપર રાજ્ય જેવું થયું, સ્વ ઉપર રાજ્ય થયું નહિ. એવા માણસોને મતનો અધિકાર કદાપિ આપવો જોઈએ નહિ. જે મનુષ્ય સભ્ય નથી તે સભ્ય થઇ શકે નહિ, મજૂરોના કામના કલાક ઓછા કરવાથી અથવા તેમને વધારે પગારે આપવાથી જ તેઓ સુખી થઇ શકશે નહિ, તેની સાથે સંસ્કાર પણ સારા થવા જોઇએ. બુદ્ધિ વગરનો મજુર પોતાનો પૈસો અને ફુરસદ વેપારીઓના હાથમાં સોંપી દેશે.

બધા ધર્મોનું પરિણામ અને તત્ત્વજ્ઞાનનું ફળ અભેદબુદ્ધિમાં જ આવવું જોઈએ. જ્યાં સુધી ભેદબુદ્ધિ રહેશે ત્યાં સુધી અજ્ઞાનનું જોર રહેશે અને કાંઈ નવું પ્રાપ્ત થઇ શકશે નહિ. જગતના સર્વ વ્યાવહારિક લાભ કરતાં સત્ય વસ્તુનું જ્ઞાન થવું, તેનો અનુભવ મળવો એ પરમ લાભ છે. એ વાત હાલના કાળમાં ઘણાને સમજાતી નથી અને તેથી ઘણા માણસો સાધનને ફળ માની અટકી ગયા છે.

મનુષ્યજીવન અપૂર્ણ હોવાથી તેના વિકાસ માટે ધાર્મિક રાજ-

દ્વારી અને આર્થિક પરિવર્તનો થયા કરે છે અને તે છતાં હજુ સમાજમાં અપૂર્ણતા મટી નથી. પૂર્ણતા માટે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય એ ત્રણેનો જરૂર છે, તેથી ભગવાન હવે ઉદ્ધવજીને કહે છે કેઃ–

न पारमेष्ठयं न महेन्द्रधिष्ण्यं
न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धिरपुनर्भवं वा
मय्यर्पितात्मेच्छति मद्विनान्यत् ॥ ११–१४–१४

અર્થઃ—જે ભક્તે મારામાં જ ચિત્ત જોડી દીધું છે તે બ્રહ્મપદ, ઇન્દ્રપદ કે સાર્વભૌમપણું કે સમસ્ત ભૂમંડળનું અધિપણું કે યોગની સિદ્ધિ કે મોક્ષની પણ ઇચ્છા કરતો નથી

આ શ્લોક શ્રીમદ્ ભાગવતમાં ત્રણ વખત આવે છે, તે ઉપરથી ભાગવતનો વૈરાગ્ય કેવા પ્રકારનો છે તેની ખબર પડે છે. એક વાર આ શ્લોક વૃત્રાસુરની સ્તુતિમાં છઠ્ઠા સ્કંધમાં આવે છે. ફરીથી દશમ સ્કંધમાં નાગપત્નીની સ્તુતિમાં આવે છે અને ત્રીજી વખત અહીં ઉદ્ધવજીને ઉપદેશ આપતાં ભગવાન અનન્યભાવનું સ્વરૂપ બતાવતા એ જ વાત કહે છે. જે ભક્તને બીજામાં આસક્તિ નથી તેજ ભગવાનના સંબંધનું સુખ લઇ શકે છે. તેને લોકાંતરમાં સાર્વભૌમપણામાં, રસાતળના સુખમાં, ઇંદ્રના સુખમાં કે યોગસિદ્ધિમાં, તેમજ સાલોક્ય, સામિપ્ય અને સાયુજ્યતામાં પણ આસક્તિ થતી નથી.

અમૃતફળ જેણે ખાધું છે તેવા ડાહ્યા પુરુષો ખોળ ખાતા નથી. કસ્તુરીની પાસે માટીને જેમ આપણે તુચ્છ લેખીએ છીએ તેમ સાચો ભક્ત અમરાપુરીના સુખની પણ અપેક્ષા કરતો નથી, તેને ભગવાન સિવાય કંઇ પ્રિય લાગતું નથી.

ભગવાનના સત્તા એવી છે કે જેમ જેમ તે સત્તાવિશે આપણું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ તે સત્તા આપણી જ હોય એમ લાગે છે. તેથી શરણાગતિની ત્રણ ભૂમિકા નીચે પ્રમાણે માનવામાં આવે છેઃ—

પહેલી ભૂમિકામાં એમ લાગે છે કે **तस्यैवाहम्**। હું તેનો છું, બીજી ભૂમિકામાં એમ લાગે છે કે **ममैवाऽसौ**; તે મારા છે. ત્રીજી ભૂમિકામાં એમ લાગે છે કે **स एवाहम्** તે અને હું એક છીએ.

એટલે જેટલો શરણભાવ શુદ્ધ હોય છે તેટલા પ્રમાણમાં પૂર્ણતા રહે છે. કોઇ કન્યા પરણીને સાસરે જાય છે ત્યારે પણ તેની દશા ઉપર પ્રમાણે ત્રણ પ્રકારની થાય છે. પહેલાં તેને લાગે છે કે હું ધણીની છું, પછી તેને લાગે છે કે ધણી મારા છે, પછી તેને લાગે છે કે ધણી અને હું એક છીએ.

સામાન્ય માણસના ઘણાં વિચાર અને ઘણા કર્મ અહંકારથી ઉત્પન્ન થાય છે, ધીમે ધીમે તે શુદ્ધ થાય છે અને પછી જ્યારે આત્માનું અનુસંધાન વધે છે ત્યારે તેમાંથી નવી પ્રકૃતિ બને છે. ભક્તિયોગમાં પહેલાં સકામ ભક્તિ થાય છે, પાછળથી તે નિષ્કામ અને સ્વતંત્ર બને છે. શરૂઆતની ભક્તિમાં માણસને ભય રહે છે અને હેતુ રહે છે. જ્યાં સુધી આત્મસ્વરૂપનો અનુભવ મેળવીને તેમાં જ રમવાની શક્તિ આવતી નથી ત્યાં સુધી કર્મમાં નાના પ્રકારનાં ફળ તરફ દષ્ટિ રહે છે અને બરાબર ફળ મળતું નથી ત્યારે મન અશાંત રહે છે. તેથી અંતે સર્વ કર્મોના નિયંતા કોઇ ઈશ્વર છે એવી ખબર પડે છે.

ખરા ભક્તમાં હંમેશાં ભગવાનનું ચિંતન રહે છે. તેને મળવાની ઉત્કંઠા અને દોષદષ્ટિનો સર્વથા અભાવ રહે છે. દરેક જગ્યાએ ગુપ્ત રીતે પ્રભુનું સૌંદર્ય ભરેલું છે. નાગ નાગણને કેવો લાગે છે તે જાણવું સહેલું નથી. તે સંબંધનું સૌંદર્ય માણસના જ્ઞાનથી માપી શકાય તેવું નથી. જેમના લેશ માત્ર સૌંદર્યથી જગતના સૌંદર્યને સૌંદર્યપણું મળેલ છે, જે સૌંદર્યના નિધિ છે તેને મેળવવા માટે કેટલી અર્પણતા જોઇએ! કેટલો ત્યાગ જોઇએ! કેટલું એકાંત—કેટલું મૌન જોઇએ! તેનો વિચાર કરી લેવો જોઇએ.

ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—

**न तथा मे प्रियतम आत्मयोनिर्न शङ्करः**
**न च सङ्कर्षणो न श्रीर्नैवात्मा च यथा भवान्ः ११-१४-१५**

અર્થ:-તમારા જેવા ભકતો મને જેવા પ્રિય લાગે છે એવા તો બ્રહ્મા, શંકર કે બલભદ્ર તથા લક્ષ્મી અને મારો આત્મા પણ મને પ્રિય લાગતા નથી.

**निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शनम्**
**अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यंघ्रि रेणुभिः ११-१४-१६**

અર્થ: જે નિરપેક્ષ, શાંત, નિર્વૈર અને સમદર્શી મુનિ છે તેની પછવાડે પછવાડે હું ફરૂં છું. તેનો હેતુ એ છે કે તેની ચરણરજ લઈને હું પવિત્ર થાઉં.

કોઈ ભકત ભગવાનની ચરણરજ લઈને પવિત્ર થાય એ સમજી શકાય તેવું છે પણ ભગવાન ભકતની ચરણરજ લઈને શી રીતે પવિત્રતા થતા હશે એ સમજવું અઘરૂં છે. છતાં ભગવાનના આવા વાકયમાં પણ શ્રદ્ધા રાખવી જોઇએ. ભગવાનના વચનનો અર્થ એ છે કે અવિદ્યાની નિવૃત્તિ કરી અનન્ય ભકિત સિદ્ધ કરનારા મારા ભકત મને અત્યંત પ્રિય છે. હું પ્રેમી ભકતની સદા ઇચ્છા કરૂં છું. ત્રિભુવનમાં મને ભકત જેવું કોઇ પ્રિય નથી. મેં બ્રહ્માની સેવા કરી છે, બલરામની સેવા કરી છે, મેં ગાયો અને ઘોડાની ચાકરી કરી છે, હું પૂર્ણકામ છું, છતાં ભકતોને માટે સકામ થાઉં છું. પ્રેમલ ભકતોનો પરમભાવ જોઈ તેને માટે હું દોડી જાઉં છું, મારી શ્રેષ્ઠતાનો પણ વિચાર ન કરતાં હું તેનો સેવક થાઉં છું. માર્ગમાં પડેલું ધન જોઈ તે લેવા વાંછા ન થાય તે ખરો નિરપેક્ષ ભકત છે. તેનામાંથી ભેદભાવ જતો રહે છે, તેથી તેને કોઇની સાથે વેર થતું નથી. જ્યાં સુધી ભેદ છે ત્યાં સુધી વિરોધ છે, આકાશ આકાશ સાથે વિરોધ કરતું નથી. જીભ જીભના ટુકડા કરતી નથી

અથવા વાયુ–વાયુને ગુંગળાવતો નથી. મારા ભજનથી મારો ભકત મારા કરતાં વધુ પવિત્ર થાય છે. મારામાં પવિત્રતા ભકતોને લઈને જણાય છે. મારા ભકતોનું સુખ અલૌકિક છે, તે તો માત્ર ભકતો જ જાણે. વાણી તેનું વર્ણન કરવા સમર્થ નથી.

બધાનું રહેવું ભગવાનની અંદર છે, તેથી જે સર્વત્ર રહેલા છે તેનો પરિચય બરાબર લઈ શકાય અને દઈ શકાય ત્યારે જ એમ કહી શકાય કે ભગવાન રહેલા છે, પણ જ્યાં એ વાત ભૂલી જવામાં આવે છે ત્યાં આશ્રિત પ્રગટ રહે છે અને આશ્રયદાતા અપ્રગટ થઇ જાય છે. નિરપેક્ષ ભકત આશ્રયદાતાનો પરિચય આપે છે. ભાવ હોય, પણ ભાવ પ્રમાણે કામ ન થાય તો ભાવની શુદ્ધિનો પરિચય શી રીતે મળી શકશે? ભગવાન સર્વત્ર છે એ વિશ્વાસમાં જ બીજી સત્તાનો અત્યંત અભાવ તરત જ થઈ જાય છે. પૂરો પ્રેમ હોય તો માયા કયાં ગઇ, તેનો પત્તો લાગતો નથી. સ્નેહ એટલે હું મટીને તું થવું અને પછી હું અને તું મળીને તે થવું. સ્ત્રી દિવસે પતિની દાસી છે, રાત્રે દાસી નથી. તેનો પ્રેમ જ સામાને દાસ બનાવી દે છે. એવી દશા સંસારમાં બને છે તો ભકતના પ્રેમની પછવાડે ભગવાન કેમ દોડયા ન આવે? માણસના જીવનમાં પ્રેમ અને મૃત્યુ એ બે તત્ત્વનું રહસ્ય જાણવું એ બહુ મુશ્કેલ છે. ખરો પ્રેગ ભકતને મહાન બનાવે છે, ખોટો પ્રેમ તેને નાનો કરી દે છે. ભગવાન સર્વપ્રેમરૂપ છે પણ સર્વ પ્રકારનો પ્રેમ એ ભગવાનનું સ્વરૂપ નથી. ભક્તિનું સુખ એ અખંડ વસ્તુનું સુખ છે.

તેથી ભકતનું જીવન સાધારણ માણસના જીવનથી જુદા પ્રકારનું હોય છે. કોઈ ઉપર પ્રેમ કરવો તે કરતાં કોઇનો પ્રેમ મેળવવો એમાં વધારે સુખ છે, પણ એ અઘરું કામ છે. ભગવાન ઉપર પ્રેમ કરવો તે કરતાં ભગવાનનો પ્રેમ મેળ-વવો એ અઘરું કામ છે. પ્રેમ મેળવવામાં ઘણું સહન કરવું પડે છે. ભગવાન સૌને પ્રાપ્ત છે. પણ તેને, પોતાના કરી લેતાં ન આવડે તો

તેનું સુખ મળતું નથી. પૂરા પ્રેમી ભેદ સહન કરી શકતા નથી. જે આશકો ભગવાનની ભક્તિમાં મટી ગયા છે, તેઓ જ ખરા દરદી હતા. એવા પ્રેમ માટે જે જે મુશ્કેલીઓ આવે તે જે સહન કરે છે તે જ તે પ્રેમ મેળવી શકે છે. દિલના તરફડાટમાં જ દિલદારનાં દર્શન નજીક આવતાં જાય છે. ભકત ભગવાનને કહે છે કે મને ગમે ત્યાં મૂક પણ મને તારા અભેદભાવથી શણગારીને તૈયાર કર કે જેથી લોકો જ્યારે મને જુએ ત્યારે મારે રૂપે ન જોતાં તારા સ્વરૂપે જ જુએ.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—

**निष्किञ्चना मय्यनुरक्तचेतसः**
**शान्ता महान्तोऽखिलजीववत्सलाः ।**
**कामैरनालब्धधियो जुषन्ति यत्**
**तन्नैरपेक्ष्यं न विदुः सुखं मम ॥ ११-१४-१७**

અર્થ—મારામાં અનુરકત, અકિંચન, શાન્ત, સર્વ ભૂતહિતકારી અને કામનાઓથી રહિત ચિત્તવાળા મહાત્મા પુરુષો જે આનંદનો અનુભવ કરે છે, તે કેવળ નિરપેક્ષતાથી જ પ્રાપ્ત થાય છે. તેવા પરમ આનંદને બીજા લોકો જાણતા નથી.

જે ભકતને જાતિ, કૂળ કે દેહનું અભિમાન રહેતું નથી અને જેને ધન વિગેરેની તૃષ્ણા નથી તે અકિંચન કહેવાય છે.

તેનું અંતઃકરણ પ્રેમથી રંગાયેલું રહે છે તેથી તે શાંતિ અનુભવે છે. તે સર્વભૂતમાં મને જ જુએ છે. જેમ સૂર્યનો ઉદય થતાં તારા અસ્ત થાય છે તેમ ભક્તિનો ઉદય થતાં કામ, ક્રોધ વગેરે દોષ અસ્ત થાય છે. ભકિતના સુખમાં ચિત્તવૃત્તિ લય પામે છે, તેને વિષયસુખની ઇચ્છા રહેતી નથી. ભકતનું સુખ અમર્યાદિત છે. ચંદ્રના કિરણનું અમૃત જેમ કાગડાને મળતું નથી તેમ મારૂં સુખ અભકતોને મળતું નથી. અભેદ ભકિતમાં દેવ અને ભકત એક થઈ જાય છે. એવી સહજસ્થિતિમાં

રહેવું એ જ ભજન છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે તરુણ સ્ત્રીમાં સહજ તારુણ્ય છે, પરંતુ પ્રિયનો સમાગમ થતાં તે તેના શરીરમાં સમાતું નથી તેમ આત્માને સ્વરૂપપ્રાપ્તિ થતાં તે બ્રહ્મરૂપ થાય છે.

જગતના નાથ જીવની અલ્પ શકિતનો લોપ કરીને તેને મધુર આરામવાળી નિદ્રામાં મૂકે છે, તે દશામાં જીવ મધુર સુખ ભોગવે છે. જે જીવ આવા મધુર અને દેવી સંબંધથી પાછો આવે છે તે તેજ અને પ્રેમથી ભરેલો રહે છે. તેનામાં એવો દઢ વિશ્વાસ આવે છે કે તે પોતે ભગવાનને કદી ખોઈ શકે નહિ અને પોતે તેનાથી કદી જુદો થઈ શકે નહિ. આવો જીવ સાદી જગ્યા શોધે છે, સાદાં કપડાં અને સાદી વસ્તુઓ વાપરે છે, તેને કોઈ વસ્તુની ખોટ લાગતી નથી. તેને જીવવામાં સુખ છે અને મરવામાં પણ સુખ છે. એવી કોઈ સ્થિતિ નથી કે જે તેને આરામ આપી શકતી ન હોય. તે વૈભવથી સુખી અને એકાન્તથી પણ પણ સુખી છે. તેનામાં નિરપેક્ષ સુખ રહે છે.

જો ભગવાન સર્વ જગ્યાએ સમાન છે તો આપણને તે કેમ મળી ન શકે? આપણું રહેવું તેને વાસ્તે છે. કામ કરવાની જગ્યા એ આપણી વિશેષતા છે, તેથી કામ કરતાં તેના સંબંધથી રહેવાની અવસ્થા રાખી સર્વભાવથી તેનો પરિચય આપી શકાય તો જ આપણે એને ચાહીએ છીએ એમ કહી શકાય. તે ભાવ આચરણથી પ્રગટ થવો જોઈએ. જ્ઞાનપૂર્વક કરેલા કર્મથી મોક્ષનો અનુભવ મળે છે. સાચું જ્ઞાન થયા પછી ભકિતનો વખત અને વ્યવહારિક કામનો વખત જુદો રહેતો નથી.

ભગવાનની સેવામાં બીજી સત્તાનું ભાન પણ ન રહે, એવી ભાવનાથી આધારની નિષ્ઠામાં રહી વ્યવહાર કરવાથી, તે પ્રાપ્ત રહેવાથી તેની જ સેવા થાય છે. જેમાંથી એ થતા નથી એવી જ્ઞાન-શકિતથી યુકત વ્યવહાર કરવો એ મનુષ્ય માટે જરૂરતું છે.

જે ભગવાન સર્વમય છે, નિત્ય વર્તમાન રહેવું એ જ જેનું રહેવું છે, એવો વિશ્વાસ બરાબર થાય તો આપણો વ્યવહાર તેની લીલા ભૂમિ બની જશે. આપણો સંસાર એ તેનું પવિત્ર ધામ છે. અહીં તેને પ્રગટ રહેવાની જગા છે. મુખ્ય વાત એ સમજવાની છે કે સત્તા એકની છે. એવા નિશ્ચયમાં રહેવાથી જ તેનો પરિચય મળી શકશે. જેવી માન્યતા હશે તેવું આચરણ થશે. પ્રાપ્તની પ્રાપ્તિ છે અને પ્રાપ્તનો વ્યવહાર છે. કોઈપણ ભાવ વગરના રૂપ રૂપાંતરમાં અથવા અવસ્થામાં આપણે માત્ર તે સમરૂપી પરમાત્માને પ્રાપ્ત રાખીને રહીએ તો વ્યવહારમાં બીજા કોણ આવી શકે? તેથી જ્ઞાનશક્તિથી તે વિશેષ ભાવનો નિર્ણય કરી લેવો જોઈએ, કારણ કે પ્રથક સત્તા કોઈની નથી અને રહે છે તે માત્ર; એવી દશામાં વિઘ્નરૂપે બીજા કોઈનું રહેવું બનતું નથી; છતાં વિઘ્ન આવે તો ભક્તો પોતાની દશા પાછી સંભાળી શકે છે.

---

## પ્રકરણ. ૨૦

### ભક્તિનાં સાધન

ભગવાન કહે છે કેઃ

**बाध्यमानोऽपि मद्भक्तो विषयैरजितेन्द्रियः ।**
**प्रायः प्रगल्भया भक्त्या विषयैर्नाभिभूयते ।। ११-१४-१८**

અર્થઃ મારો અજીતેન્દ્રિય ભક્ત વિષયોથી બાધિત થવા છતાં પોતાની પ્રૌઢ ભક્તિના પ્રભાવથી વિષયોથી વશીભૂત થતો નથી.

મેલો અરીસો લૂછવાથી જેમ સ્વચ્છ થાય છે, તેમ ભક્તિથી વિષય ધોવાઈ જાય છે. મીઠું જેમ તરત જળમાં ઓગળી જાય છે

તેમ ભક્તિ પ્રબળ થતાં વિષયની જાળ તૂટે છે. જેમ જેમ ભક્તનો અભ્યાસ વધે છે તેમ તેમ વૈરાગ્ય વધે છે અને છેવટે આત્મસુખની પ્રાપ્તિ થાય છે.

**यथाग्निः सुसमृद्धार्चिः करोत्येधांसि भस्मसात् ।**
**तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः ११-१४-१९**

અર્થ: જેમ વધેલો અગ્નિ લાકડાને બાળીને ભસ્મ કરે છે તેમ હે ઉદ્ધવ, મારી ભક્તિ સંપૂર્ણ પાપોને પૂર્ણ રીતે ધ્વસ્ત કરી દે છે.

ઘણાં પાપો દેહના અભિમાનથી થાય છે. ભક્તિથી અભિમાન તૂટતું જાય છે, તેથી પાપનો નાશ થતો જાય છે. ગીતાના ૯ મા અધ્યાયમાં પણ કહે છે કે જે માણસ દુરાચારી હોય તેનામાં પણ જો અનન્ય ભાવ આવે તો તેને સાધુ માનવો. અનન્ય ભાવ એટલે પોતામાં અને બીજા બધામાં પરમાત્માને જોવા. એ કામ ઘણું કઠણ છે, પણ જો તે માટે દ્રઢતાં રાખી પ્રયત્ન કરવામાં આવે તો સફળતા મળી શકે છે.

ભગવાન ઉદ્ધવજીને વધારામાં કહે છે કે, "મારી સુદ્દઢ ભક્તિ મને જે પ્રકારે પ્રાપ્ત કરાવે છે તે પ્રકારે યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ કે દાનથી પણ ભગવત્પ્રાપ્તિ થતી નથી. સાધુજનોને પ્રિય આત્મારૂપ હું એક માત્ર શ્રદ્ધાવાળી ભક્તિથી સુલભ છું. મારી ભક્તિ ચંડાળ વગેરેને પણ તેમના જાતિ દોષથી છોડાવી પવિત્ર કરી દે છે. મારી ભક્તિ વગરના પુરુષો સત્ય અને દયાથી યુકત હોઈ ધર્મ, તપ, અથવા વિદ્યાથી યુકત હોય તો પણ પૂર્ણ પણે પવિત્ર થતા નથી."

તેનું ખરૂં કારણ એ છે કે ભક્તિ વગર નિષ્ઠા બંધાતી નથી અને નિષ્ઠા વગર ભક્તિ દ્દઢ થતી નથી. કરોડો જન્મ સુધી જે દશા મળેલ નથી તેવી નવી દશા પ્રાપ્ત કરવાની છે; તેથી શ્રદ્ધાથી આગળ

વધવું જોઇએ. જેમ જેમ ભગવાનની સત્તાનો પરિચય મળતો જશે તેમ તેમ વિઘ્નો દૂર થતાં જશે, છેવટે એવું સ્પષ્ટ ભાન થશે કે બધે એક સત્તા કામ કરી રહેલ છે. કોઇ જગ્યાએ વિરુદ્ધ ધર્મ જોવામાં આવે તો જ્ઞાની પુરુષો એમ માને છે કે સત્તા બ્રહ્મ છે અને ક્રિયા માયાની છે અને ભક્તો એમ માને છે કે ત્યાં ભગવાન એ પ્રકારની લીલા બતાવે છે. જેના ઉપર પ્રેમ છે તેના દોષ દેખાતા નથી. જેને ભગવાન ઉપર પ્રેમ છે તેને ભગવાનમાં દોષ દેખાતા નથી. તેને એવા વિચાર આવતા નથી કે ભગવાને આવું જગત શા માટે કર્યું ? તે એમ માને છે કે ભગવાનના રાજ્યમાં જે બને છે તે તેની સત્તાથી બને છે; તે એકજ આદિ મધ્ય અને અંતમાં રહે છે.

હવે ભક્તનાં લક્ષણનું વર્ણન ભગવાન આપે છે

**वाग्गद्गदा द्रवते यस्य चित्तं**
**रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च ॥**
**विलज्ज उद्गायति नृत्यते च**
**मद्भक्तियुक्तो भुवनं पुनाति ॥ ११-१४-२४**

રોમાંચ થયા વગર, ચિત્ત દ્રવીભૂત થયા વગર, આનંદનાં અશ્રુ આવ્યા વગર અને ભક્તિ વગર અંતકરણ શી રીતે શુદ્ધ થાય ? જેની વાણી ગદ્ગદ્ થઈ જાય છે ચિત્ત દ્રવીભૂત થઈ જાય છે, જે કોઈવાર ભગવાનને માટે રડે છે, કોઇવાર હસે છે અને કોઇવાર સંકોચ વગર ઊંચે સ્વરે ગાવા લાગે છે અને કોઇવાર નાચે છે, તેવો તે પરમ ભક્ત ત્રણે લોકને પવિત્ર કરી દે છે. (૧૧-૧૪-૨૪)

આંડી સમજવાનું એ છે કે જગત કેવું છે ! એ પ્રશ્ન બરાબર નથી. જગતને જીવ જેવું બનાવે છે તેવું દેખાય છે; તેથી જગતની રચનામાં ભગવાનને દોષ દઈ શકાય તેમ નથી. ગમે તેવું જગત હોય પણ ભક્તની ભક્તિની પાસે નંદનવન જેવું બની જાય છે. બધી

નદીઓ જમુનાજી બની જાય છે; તેથી જગતને જોનાર ઉપર જગતનો આધાર છે. સાધારણ વ્યવહારમાં માત્ર મનોમય કોશ, પ્રાણમય કોશ અને અન્નમય કોશરૂપી શરીરનો જ ઉપયોગ રહે છે, પણ જ્યારે ભક્તિથી વિજ્ઞાનમય અને આનંદમય કોશ જાગ્રત થાય છે, ત્યારે અદ્વૈતભાવ અથવા અનન્યભાવ પ્રાપ્ત થાય છે અને જગત વૈકુંઠ બની જાય છે.

**यथाग्निना हेममलं जहाति ।**
**ध्यानं पुनः स्वं भजते स्वरूपम् ॥**
**आत्मा च कर्मानुशयं विधूय ।**
**मद्भक्तियोगेन भजत्यथो माम् ॥ ११-१४-२५**

અર્થ: જે પ્રકારે અગ્નિથી તપાવેલ સોનું, પોતાનો મેલ છોડી દે છે અને પોતાના સ્વચ્છ સ્વરૂપને પ્રાપ્ત થાય છે તે પ્રકારે ભક્તિયોગ દ્વારા આત્મા પણ કર્મ વાસનાથી મુક્ત થઈ પોતાના સ્વરૂપરૂપ મને પ્રાપ્ત થાય છે.

ભક્તિ એટલે શુદ્ધ પ્રેમ, બધા ઉપર પ્રેમ, જેની સાથે બનતું ન હોય તેના ઉપર પણ પ્રેમ કરવો જોઈએ; કારણ કે બધે એક સત્તા કામ કરી રહેલ છે. બધે એક સત્તાનો પરિચય લેવો અને દેવો ભક્તિમાર્ગનું મુખ્ય લક્ષણ છે.

આવી દશામાં માત્ર એક બાબત ઉપર ખાસ ધ્યાન રાખવાનું છે. આવી દશામાં કેટલીક સિદ્ધિઓ ઉત્પન્ન થવા લાગશે, અને લોકો તેનાથી અંજાઈ જઈને ભક્તનાં વખાણ કરવા લાગશે. તે વખતે સાવચેત રહીને સિદ્ધિથી અથવા લોકોના વખાણથી દબાઈ જવું નહિ. સંસાર છોડવો સહેલો છે, પણ સિદ્ધિનો મોહ છોડવો તે કરતાં પણ મુશ્કેલ છે, એ બાબત ભગવાન હવે પછીના (૧૫મા અધ્યાયમાં) વધારે ખુલાસો કરશે.

સૂક્ષ્મતત્ત્વનું દર્શન કરવા માટે મન પણ સૂક્ષ્મ થવું જોઈએ, તેથી ભગવાન કહે છે—

यथा यथात्मा परिमृज्यतेऽसौ ।
मत्पुण्यगाथाश्रवणाभिधाने ।
तथा तथा पश्यति वस्तु सूक्ष्मं
चक्षुर्यथैवाञ्जनसम्प्रयुक्तम् ॥ ११-१४-२६

અર્થ—જેમ જેમ મારી પરમ પાવન કથાઓના શ્રવણથી અને કીર્તનથી ચિત્ત શુદ્ધ થતું જાય છે તેમ તેમ તે અંજનયુક્ત નેત્રોની સમાન સૂક્ષ્મતત્ત્વનું દર્શન કરવાને સમર્થ થાય છે.

હાલના કાળમાં ભગવાનની કથાઓને બદલે રેડિયો, સીનેમા, નાટક, ન્યુસપેપર. સહશિક્ષણ વગેરેથી ચિત્ત અશુદ્ધ થતું જાય છે, તેથી માત્ર સ્થૂલ તત્ત્વ માણસો સમજી શકે છે, પણ ઈશ્વર સંબંધી સૂક્ષ્મ વિચાર કરવાનો વખત આવે ત્યારે કેટલાક માણસોના મનની ગતિ કુંઠિત થઈ જાય છે. દશમ સ્કંધમાં જ્યાં નલકુબેર અને મણિ-ગ્રીવ ભગવાનની સ્તુતિ કરે છે ત્યાં કહે છે કેઃ "અમે એવું માગીએ છીએ કે, "અમારી વાણી આપનાં ગુણગાન કરે, અમારા કાન આપની કથા સાંભળે, હાથ આપના કર્મ કરે, મન આપનું સ્મરણ કરે, મસ્તક આપને પ્રણામ કરે, અને આંખ આપના શરીરરૂપી સત્પુરુષોનાં દર્શન કરે. આવા પ્રકારના જીવનથી ઇંદ્રિયો શુદ્ધ થાય છે અને ભગવાનમાં લાગે છે.

विषयान्ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥ ११-१४-२७

અર્થ: જે પુરુષ નિરંતર વિષયચિંતન કર્યા કરે છે તેનું ચિત્ત વિષયોમાં ફસાઈ જાય છે અને જે મારું સ્મરણ કરે છે તેનું ચિત્ત મારામાં લીન થાય છે તેથી—

तस्मादसदभिध्यानं यथा स्वप्नमनोरथम् ।
हित्वा मयि समाधत्स्व मनो मद्भावभावितम् ॥ ११-१४-२८

અર્થ—અન્ય સાધન સ્વપ્નની જેમ અથવા મનોરથની માફક અસત્ છે, તેનું ચિંતન પણ અસત્ છે, તેથી તેને છોડી મારા ચિંતનથી શુદ્ધ કરેલ ચિત્તને મારામાં જ લગાવી દો.

આ બાબત ઉપર શ્રીમદ્‌ભાગવતમાં ખાસ આગ્રહ છે. આવા શ્લોકો ઘણીવાર આવે છે. અસતનું ચિંતન એ જ સંસારના બંધનનું મુખ્ય કારણ છે. સ્વપ્નના પદાર્થોનું સ્વપ્ન વખતે ચિંતન કરવાથી સ્વપ્ન ચાલુ રહે છે, તેમ જાગ્રતમાં જે પદાર્થો રહેવાના નથી, અને મિથ્યા પ્રતીત થાય છે તેમનું ચિંતન કરવાથી સંસાર ચાલુ રહે છે. તેમાં ખાસ કરીને બધા વિષયોમાં કામવાસના જીતવી બહુ જ અઘરી છે. તેનાથી માણસોને તૃપ્તિ થતી નથી તો પણ માણસો તે છોડી શકતા નથી. બધા દેશોમાં વસ્તી વધતી જાય છે અને અનાજ અને બીજી ચીજો પૂરી થઈ શકતી નથી. સીનેમામાં ભીડ વધતી જાય છે; કારણ કે ત્યાં એવા દેખાવ બહુ આપવામાં આવે છે. જાહેર ખબરોમાં પણ જ્યાં સ્ત્રીઓનાં ચિત્રોની જરૂર ન હોય ત્યાં સ્ત્રીઓનાં ચિત્રો મૂકવામાં આવે છે. નિશાળોમાં સહશિક્ષણથી પણ જુવાન માણસોનાં મન ચંચળ બની જાય છે. બધી કોમમાં રોટીવ્યવહાર શરૂ થઇ ગયો છે અને બેટી વ્યવહાર પણ શરૂ થતો જાય છે. તેમાં માત્ર કામવાસનાનું લક્ષ રહે છે, તેથી પ્રજામાં સારા સંસ્કાર આવતા નથી, પ્રાચીન કાળમાં સંસ્કારી માણસો સાથે વિવાહ થાય તેવી પદ્ધતિ રાખવા માટે વર્ણાશ્રમધર્મની રીત સમાજમાં રાખવામાં આવી હતી, પણ હવે તેવુ રહેલ નથી. હવે ગમે તે માણસ ગમે તેને પરણી લે છે અને કામવાસનું સુખ એ જ ઘણાનું લક્ષ્ય થઈ ગયું છે. એવું અંતઃકરણ ઈશ્વરનાં તત્ત્વો સમજવાને શક્તિમાન થતું નથી. તેથી ભગવાન કહે છે કેઃ—

**स्त्रीणां स्त्रीसङ्गिनां सङ्गं त्यक्त्वा दूरत आत्मवान् ।**
**क्षेमे विविक्त आसीनश्चिन्तयेन्मामतन्द्रितः ॥ ११-१४-२९**

અર્થ: સ્ત્રીનો સંગ અને સ્ત્રીનો સંગ કરનારનો સંગ દૂરથી ત્યાગ કરી ધીરતાપૂર્વક નિર્ભય અને નિર્જન એકાન્તસ્થાનમાં બેસી આળસ રાખ્યા વગર મારું ચિંતન કરવું.

સ્ત્રીનો સંગ છોડવો સાધુઓ માટે કઠણ કામ નથી, પણ જેઓ સ્ત્રીઓનો સંગ કરે છે, તેમનો સંગ પણ છોડવો એ બહુ કઠણ કામ છે. સ્ત્રીસંગ વગરના માણસો ફક્ત બ્રહ્મચારી, વાનપ્રસ્થી સંન્યાસી હોય છે. બાકીના ગૃહસ્થીઓ સ્ત્રીના સંગવાળા હોય છે. તેઓની સંખ્યા ઘણી મોટી છે. વળી સાધુઓને ભીક્ષા માટે પણ ગૃસ્થીઓને ઘેર કેટલીકવાર જવું પડે છે અને ઉપદેશ માટે પણ ગૃહસ્થીઓનો સંગ થાય છે. તે વખતે તેમના ગૃહસ્થાશ્રમની કેટલીક વાતો સાંભળવી પડે છે. જેમ દરદીના દરદની હકીકત જાણ્યા વગર દવા આપી શકાતી નથી, તેમ ગૃહસ્થી જીજ્ઞાસુઓના કુટુંબની હકીકત જાણ્યા વગર તેને બરાબર સાધન બતાવી શકાતું નથી. તેથી ઉપદેશ માટે પણ કેટલાક ગૃહસ્થી માણસોનો સંગ થાય છે. એવા સંગમાંથી બચવા માટે કેટલાક સાધુઓ અવધૂત દશામાં એકાંતમાં રહે છે અને ઉપદેશનું કામ કરતા નથી. બીજા કેટલાક વિદ્વાનો (આચાર્યકોટિના સાધુઓ) ઉપદેશનું કામ કરે છે, તેમને ગૃહસ્થીઓનો સંગ થાય છે, પણ પોતાના જ્ઞાનના જોરથી તેની અસર થવા દેતા નથી. છતાં આવા પ્રસંગોમાં બહુ સાવધ રહેવાનું છે. લોકોને ઉપદેશની જરૂર છે, પણ ઉપદેશક પોતે લોકોના જેવા બની ન જાય તે જોવાની પણ જરૂર છે. લોકસેવામાં કેટલાક સેવક પોતાના મનની દશા બરાબર રાખી શકતા નથી. જે સેવકોની અંદર રાગદ્વેષ ન હોય તે જ સારી સેવા કરી શકે છે. અંદર રાગદ્વેષ હોય તે પોતાની ભૂમિકામાંથી ઉતરી જાય છે.

**न तथास्य भवेत्क्लेशो बन्धश्चान्यप्रसंगतः ।**
**योषित्सङ्गाद्यथा पुंसो यथा तत्सङ्गिसंगतः ॥ ११-१४-३०**

અર્થ: જેવું બંધન અને જેવો કલેશ સ્ત્રીના સંગથી અથવા તેના સંગીઓના સંગથી થાય છે તેવાં બંધન અને કલેશ બીજા કોઈના સંગથી થતા નથી.

આંહી સ્ત્રીઓના સંગમાં દોષ બતાવેલ છે, તેથી સ્ત્રીઓની નિંદા સમજવાની નથી, પણ વિષયોના સંગની નિંદા સમજવાની છે. ટુંકામાં, ભક્તિમાર્ગમાં બ્રહ્મચર્યની ખાસ જરૂર છે. જેઓ બ્રહ્મચર્ય પાળતા નથી તેમનામાં દેહનું અભિમાન બહુ વધી જાય છે અને તે ભક્તિમાર્ગમાં મોટું વિઘ્ન છે. બ્રહ્મચર્યના પાલન માટે નીચે પ્રમાણે કેટલાક નિયમ પાળવા જરૂરના છે:—

૧ વિષયો ઉપર દોષદષ્ટિ કરવી.

૨ ઇંદ્રિયો ઉશ્કેરાય તેવાં સીનેમા કે નાટક જોવાં નહિ, એવાં પુસ્તકો વાંચવાં નહિ અને એવાં ચિત્રો જોવાં નહિ.

૩ રાત્રે ભોજન કરવાનું છોડી દેવું અથવા થોડું જમવું.

૪ જમ્યા પહેલાં જમવાનો ખોરાક ભગવાનને ધરીને જમવાથી સાત્વિક વૃત્તિ રહે છે, રસોઈ કરી આપનાર બ્રહ્મચારી હોય તો પણ બ્રહ્મચર્ય પાળવામાં સગવડ પડે છે.

૫ આત્માનું ધ્યાન બરાબર લાગે તો કેટલીક શક્તિ તેમાં વપરાય છે અને રેતસમાંથી ઓજસ થાય છે.

૬ સામાન્ય રીતે કામવાસના અપાન દ્વારા (એટલે નીચે જતા પ્રાણના જોરથી) ઉત્પન્ન થાય છે, તેથી કેટલાક માણસો હઠયોગથી અપાનને જીતવાનો પ્રયત્ન કરે છે.

૭ જેમ બને તેમ પ્રાણમય કોશ અને મનોમય કોશથી ઉપર વિજ્ઞાનમય અને આનંદમય કોશમાં રહેવાની ટેવ રાખવી.

૮ પુરુષોએ સ્ત્રીને ચામડી વગરની જોવી અને સ્ત્રીઓએ પુરુષોને ચામડી વગરના જોવા.

૯ સ્ત્રીઓ સાથે વાતચીત કરવાનો પ્રસંગ આવે ત્યારે તેમની સામે તાકીને જોવું નહીં.

૧૦ અભ્યાસ અને વૈરાગ્યથી મન અને પ્રાણું વશ રાખવા.

૧૧ રોજ સૂતાં પહેલાં ઇશ્વરની પ્રાર્થના કરવી કે તે પોતાની કૃપાથી આપણા પ્રાણુને શુદ્ધ રાખે.

૧૨ જ્યારે જ્યારે કામવાસના ઉત્પન્ન થાય ત્યારે ત્યારે ભગવાનના નામનો જપ કરવો.

૧૩ પોતાને ફાંસી મળવાની છે એમ માની સંસારના ભોગમાં વૈરાગ્ય લાવવો.

૧૪ જ્ઞાનદૃષ્ટિએ શરીરથી, મનથી અને ઇંદ્રિયોથી આત્મા જુદો છે અને નિર્વિકારી છે એવું મનન કરવાથી પણ આત્મામાં શક્તિ વધે છે અને બ્રહ્મચર્ય પાળવામાં બળ આવે છે.

૧૫ પોતે કામવાસના જીતી શકે તેમ નથી એવી નબળી ભાવના કદાપિ મનમાં આવવા દેવી નહિ.

૧૬ રાત્રે હાથ, પગ, મોઢું વગેરે ઠંડા પાણીથી ધોઇને સુવું.

૧૭ શીર્ષાસન કરવાથી પણ બ્રહ્મચર્ય પાળવામાં મદદરૂપ થાય છે.

૧૮ બીલાંનો ગર્ભ ખાઇને પણ કોઇ પોતાનો પ્રાણ ઠંડો રાખવાનો પ્રયોગ કરે છે.

૧૯ કોઈ વાર સ્વપ્નદોષ થાય તો તે બાબત બહુ વિચાર કરવો નહિ પણ તે બનાવ ભૂલી જવો. નબળાઈ દૂર કરવા માટે શરીર સાફ કરી, બની શકે તો તે વખતે દૂધ પીવું.

૨૦ કોઈ જગ્યાએ ચકલો–ચકલી કે પારેવાં કે એવાં કોઈ પ્રાણી એવી ક્રિયા કરતાં હોય તો તેમની સામે જોવું નહિ.

૨૧ સૂવાના ઓરડા જુદા રાખવા અથવા સૂવાના ઓરડામાં બ્રહ્મચારી સાધુઓનાં ચિત્રો રાખવાં.

૨૨ જે જગ્યાએ કામવાસના ઉત્પન્ન થતી હોય તે જગ્યા ફેરવી નાખવી અને જે વખતે કામવાસના ઉત્પન્ન થતી હોય તે વખત ફેરવી નાંખવો, એટલે તે વખતે બીજા કામમાં ચિત્તને પરોવવું.

૨૩ પોતાની સ્ત્રી સાથે એકાંતનો વખત મળે ત્યારે કોઇ સારૂં સાત્વિક પુસ્તક સાથે મળીને વાંચવું.

૨૪ પતિ પત્ની વચ્ચે એક વાર સંબંધ થયા પછી બીજા સંબંધનો પ્રસંગ આવે તો વચ્ચે જેમ બને તેમ વખત વધારવો.

૨૫ હિંદુસ્તાનમાં લાખો વિધવાઓ બ્રહ્મચર્ય પાળી શકે છે અને લાખો સાધુઓ બ્રહ્મચર્ય પાળી શકે છે, તેમનાં દ્રષ્ટાંત નજર આગળ રાખી મનને મજબૂત રાખવાથી બ્રહ્મચર્ય પાળવાની શકિત આવે છે.

૨૬ શ્રી રામકૃષ્ણ પરમહંસ પરણેલા હતા છતાં પોતાની સ્ત્રીને મા માની આખી જીંદગી બ્રહ્મચર્ય પાળીને બંને રહેલ હતાં. એવાં દ્રષ્ટાંત નજર આગળ રાખવાથી બ્રહ્મચર્ય પાળવામાં હિંમત આવે છે.

૨૭ સ્ત્રીને સ્ત્રીરૂપે ન માનવી, પણ ભગવાન રૂપે માનવી અને ભગવાનને મનથી કહેવું કે તમારે મને વિઘ્ન કરવું જોઇએ નહિ. એવી પ્રાર્થનાથી પણ સ્ત્રીનું મન ફરી જાય છે. પતિ કામી હોય અને સ્ત્રીને બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છા હોય તો પતિને ભગવાન માની એવી પ્રાર્થના કરે તો તેનું ફળ સારૂં જ આવશે.

આ બાબતમાં વધારે સુચનાઓ અમારા પુસ્તક બ્રહ્મચર્યની માળામાં આપવામાં આવેલ છે.

## પ્રકરણ ૨૧

## ધ્યાનની રીત

કોઇપણ પ્રકારે પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો અને જગત તથા ઇશ્વરના ખરા તત્ત્વનો અનુભવ લેવો એ માણસના જીવનમાં મુખ્ય કર્તવ્ય છે. તે માટે એકાદશ સ્કંધના તેરમા અધ્યાયમાં (એટલે

હંસગીતામાં) ભગવાને ઉદ્ધવજીને જ્ઞાનયોગ સમજાવ્યો, તે પછી ચૌદમા અધ્યાયમાં શરૂઆતમાં ભક્તિયોગ સમજાવ્યો, હવે ધ્યાનનો પ્રકાર સમજાવે છે. તેમાં ૨૮ મા શ્લોકમાં ભગવાને કહ્યું કે જે ચિત્ત મારૂં સ્મરણ કરે છે તે મારામાં લીન થઇ જાય છે, તેથી બીજાં સાધન, સ્વપ્નાના મનોરથની સમાન અસત્ ચિંતન માત્ર છે, માટે બીજાં સાધન છોડીને મારા ચિંતનથી શુદ્ધ થયેલ ચિત્તને મારામાંજ લગાવો, તેમાં ખાસ કરીને વિષયચિંતન છોડી નિર્ભય અને એકાંત સ્થાનમાં બેસી આળસ રહિત થઇ મારૂં ચિંતન કરવું. વધારામાં ભગવાન કહે છે કેઃ—

સુખ પૂર્વક સમઆસન રાખવું એટલે શરીરને સીધું રાખવું, હાથ ખોળામાં રાખવા, દ્રષ્ટિ નાકની દાંડી આગળ રાખવી. (૧૧—૧૪–૩૨). આંહી નાકની દાંડી પાસે દ્રષ્ટિ રખાવવાનું મુખ્ય કારણ એ હોય છે કે આંખો બંધ રાખવાથી કેટલાકને નિદ્રા આવે છે અને આંખો ખુલ્લી રાખવાથી સંસારના વિચાર આવે છે; પણ જો દ્રષ્ટિ નાકની દાંડી ઉપર રાખવામાં આવે તો એ બન્ને જાતની અગવડ આવતી નથી. આટલું કર્યા પછી ક્રમથી પૂરક, કુંભક અને રેચક પ્રાણાયામ કરવો અથવા ઉલટા ક્રમથી (એટલે રેચક, કુંભક અને પૂરક) પ્રાણાયામ કરવો અને જીતેન્દ્રિય થઈ અભ્યાસ કરવો.

કેટલાકને શરીરમાં માંદગી હોય ત્યારે બરાબર ધ્યાન થઇ શકતું નથી અને કેટલાકને શરીરની માંદગી હોય ત્યારે વધારે ધ્યાન થઈ શકે છે, તેથી આ માર્ગમાં દરેકની પ્રકૃતિ ઉપર બહુ આધાર છે. તેમાં પણ હઠયોગમાં અને પ્રાણાયામમાં જો ભૂલ થાય તો શરીર બગડે છે તેથી હઠયોગ શરૂ કર્યા પહેલાં શરીર સારૂં છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ. ખોરાક પણ સારો અને પૌષ્ટિક જોઈએ, અને હઠ યોગવાળા ગુરૂની મદદ સતત મળવી જોઇએ, ખાસ કરીને શરૂઆતમાં વિઘ્નો આવવાનો સંભવ છે; કારણ કે જુની પ્રકૃતિને ભૂતકાળમાં કેટલીક છૂટ

હોય છે તેથી પ્રકૃતિ એકદમ નિયમમાં આવતી નથી, વિઘ્નો આવે તો પણ ધીરજ રાખી આગળ વધવું અને ધ્યાન છોડી દેવું નહિ.

ભગવાન કહે છે કે હૃદયમાં રહેલ કમળ–નાળના જેવા ૐ કારને પ્રાણના દ્વારા ઉપરની બાજુ લઇ જઇને તેમાં ઘંટાના નાદ જેવો સ્વર સ્થિર કરવો. આ પ્રમાણે રોજ ત્રણ વખત દશ–દશ વાર ૐ કાર સહિત પ્રાણાયામનો અભ્યાસ કરવો. એમ કરવાથી એક મહિનાની અંદર સાધક પ્રાણવાયુને જીતી લે છે, પછી અંતઃકરણમાં રહેલ, ઉપરની તરફ નાળ છે જેની, નીચે મુખ છે જેનું, એવા હૃદયકમળને ઉપરની તરફ મુખવાળું, આઠ પાંખડીઓ વાળું અને વચમાં કળી-વાળું છે એવું ચિંતન કરીને પછી તે કળીમાં અનુક્રમે સૂર્ય, ચંદ્ર અને અગ્નિની ભાવના કરવી અને પછી અગ્નિની મધ્યમાં જેનું ધ્યાન અત્યંત મંગળમય છે એવા મારા આ રૂપનું (એટલે શ્રીકૃષ્ણના રૂપનું) ધ્યાન કરવું. (૧૧. ૧૪. ૩૭.)

તાંત્રિક યોગમાં પણ ઉપર પ્રમાણે કેટલીક ક્રિયાઓ બતાવવામાં આવેલ છે. શબ્દ અને તેજમાં ઘણી શકિત રહેલી છે. તેથી મૂર્તિ-પૂજા વખતે પણ આરતીના અવાજ અને બત્તીનો પ્રકાશ કરવામાં આવે છે, રેડીઓમાં અને સીનેમામાં પણ શબ્દની અને તેજની અ-ચિન્ત્ય શકિત જોવામાં આવે છે. શબ્દ વધારે અથવા ઓછો કરવાથી પણ અસરમાં ફેર પડે છે. તેજ પણ ઓછું અથવા વધારે કરવાથી દૃશ્યમાં ફેર પડી જાય છે.

પાતંજલયોગદર્શનમાં જપની સાથે અર્થની ભાવના રાખવાનું કહેવામાં આવે છે, તેનાથી વિચાર શુદ્ધ થાય છે. એકલા જપથી પ્રાણ શુદ્ધ થાય છે. પ્રાણ અંદર જાય અને બહાર આવે તેની સાથે **સોऽहम्** નો ધીરેથી ઉચ્ચાર કરવાથી પણ ધ્યાન થઈ શકે છે. પ્રાણ અંદર જાય ત્યારે **સો** અને બહાર આવે ત્યારે **अहम्** એવી ધારણા પ્રાણની ક્રિયા સાથે મેળવવાથી પણ મન શાંત લાગે છે અને સારૂં ધ્યાન થઇ શકે છે.

જ્યારે કૃષ્ણભગવાનનો જન્મ થયો ત્યારે પણ એક પ્રકારનું તેજ વસુદેવજીના અંતઃકરણમાં જોવામાં આવ્યું. તે વખતે વસુદેવજી સૂર્ય જેવા દેખાતા હતા. તે પછી વસુદેવજીએ દેવકી સામું જોયું એટલે એ તેજ દેવકીના મનમાં દાખલ થયું. તે વખતે દેવકીજી ચંદ્રના જેવાં લાગતાં હતાં, ( ૧૦-૨-૧૮ ). ભકિતમાર્ગનો આ ક્રમ પણ ઉપરના તંત્રના ક્રમને મળતો આવે છે. તેજમાં પણ પ્રકાર ઘણા છે અને તેજમાં શકિત પણ ઘણી છે, તેથી આત્મસાક્ષાત્કારના માર્ગમાં ઘણા માણસોને તેજ અને આનંદનો અનુભવ શરૂઆતમાં થાય છે. રુકૂમિણી અને શ્રી કૃષ્ણનો વિવાહ થયા પછી ( એટલે જીવ અને બ્રહ્મની એકતા થયા પછી ) રુકૂમણીનો જે પહેલો દિકરો થયો તેનું નામ પ્રદ્યુમ્ન હતું અને પ્રદ્યુમ્નનો વિવાહ રતિ સાથે કરેલો હતો. અહીં પ્રદ્યુમ્ન એટલે તેજ સમજવાનું છે અને રતિ એટલે આનંદ સમજવાનો છે. ચંદ્રના જેવું તેજ અનુભવમાં આવ્યા પછી, તંત્રમાર્ગમાં અગ્નિના તેજની ભાવના કરવાનું કહેલ છે અને પછી તે અગ્નિના તેજમાં શ્રી કૃષ્ણની મૂર્તિ જોવાની ભાવના રાખવાથી તેવી મૂર્તિ જોવામાં આવે છે, પછી એ મૂર્તિ એવી દેખાશે કે તેનાં અંગ સુશોભિત છે, ચાર સુંદર ભુજા, સુઘડ ડોક, સુંદર ગાલ અને અતિ મનોહર મુખ છે, તેના કાનમાં મકરાકાર કુંડળ ચમકી રહેલ છે. તે અંગ મેઘની સમાન શ્યામ વર્ણવાળું, પીતાંબરધારી અને શ્રી વત્સ અને લક્ષ્મીજીના નિવાસ સ્થાનરૂપ છે. તે શંખ, ચક્ર, ગદા અને વનમાળાથી વિભૂષિત છે, તેના ચરણકમળ નૂપુરોથી સુશોભિત છે. તેની કાંતિ કૌસ્તુભમણિથી શોભિત છે. ટુંકામાં તે સ્વરૂપ સર્વાંગ સુંદર છે એવું લાગશે, એવા સુકુમાર શરીરનું અને તેના અંગોનું ધ્યાન કરવું જોઇએ, ૧૧-૧૪-૪૧.

અહીં અંદરના ધ્યાનનો વિધિ બતાવેલ છે. પહેલાં તેજનો અનુભવ થાય, પછી તેમાંથી જે કાંઇ ભાવ મેળવવો હોય તે મળી શકે છે. રેડીઓમાં અને સીનેમામાં પણ પહેલાં તેજની જરૂર પડે છે.

સીનેમામાં સીનેમાની ફીલ્મ તૈયાર કરતી વખતે પણ તેજનો મુખ્ય ઉપયોગ રહે છે. તેવીજ રીતે આત્મસાક્ષાત્કારમાં તેજનો અનુભવ કેટલાકને થાય છે પણ તે વખતે બહુ સાવધાન રહેવું જોઈએ; કારણ કે તે વખતે કેટલીક સિદ્ધિઓ ઉત્પન્ન થાય છે. સિદ્ધિના પ્રકાર તેના ગુણ દોષ અને તેમાંથી કેવી રીતે બચવું, હવે પછી ૧૫ મા અધ્યાયમાં બતાવવામાં આવશે.

જેઓને હૃદયમાં તેજનો અનુભવ થયો ન હોય પણ એવો અનુભવ જોઈતો હોય તેમણે નીચે પ્રમાણે પ્રયોગ કરવો :–

જ્યારે સૂર્યને ઊગવાનો વખત હોય અથવા તે પહેલાંનો વખત હોય તે વખતે શાંતિ લેવી હોય અને ધ્યાન કરવું હોય તો ઠીક થઈ શકે છે. આત્માના સહજ સ્વભાવના અનુભવ સાધારણ સંસારી મનથી સમજી શકાય તેવા નથી. જ્યારે તે વાતની ખબર નહિ હોય, પ્રયત્ન થતો નહિ હોય ત્યારે પણ અચાનક નવી સારી દશા ઉત્પન્ન થવા લાગશે. એ જે રીતે ઉત્પન્ન થાય છે, તે રીત નવી જાતની હોય છે. ઘણા સાધકોને તદ્દન નિર્વિકલ્પ દશા ગમતી નથી, તેથી તેમણે એવી ભાવના કરવી કે જાણે અંદર દીવાની જ્યોત પ્રકાશી રહેલ છે. તે જ્યોતની અંદરના વચલા ભાગમાં વિશેષ તેજસ્વી પ્રકાશની કલ્પના કરવી, એ પોતાનો આત્મા છે એમ સમજો. તે દશા ટકવા દો. તેના પરિણામમાં કંઈક નવી શાંતિ, નવો આનંદ, નવું તેજ, વિશાળતા વગેરે અનુભવમાં આવશે. વૃત્તિને બહાર જતી અટકાવીને આત્મા તરફ વાળવી એ મોટામાં મોટી કળા છે અને મોટામાં મોટી વિદ્યા છે. મોટાં કામ શાંતિથી થાય છે; જ્યારે આપણી અંદર શાંતિ ઉત્પન્ન થાય છે, ત્યારે આત્માનો સ્વભાવ પોતાની મેળે પ્રકટ થવાનો અવકાશ મળે છે. વાણી અને વ્યવહાર તે કામમાં વખતે વિઘ્ન કરે છે. તેથી સવારે ઊઠતાં જ વ્યવહારના વિચારો ઉત્પન્ન થયા પહેલાં આત્માનું અનુસંધાન કરવા માટે સારો વખત મળી શકે છે, પછી

ધીરેધીરે એ વખત વધારવો જોઇએ અને દિવસમાં પણ જ્યારે જ્યારે ફુરસદ મળે ત્યારે ત્યારે ઊપર પ્રમાણે ધ્યાન કરવાની ટેવ પાડવી જોઇએ. જ્યારે બરાબર ટેવ પડી જશે ત્યારે તે વખતે તે જગ્યાએ તેવું જ ધ્યાન થવા લાગશે.

ધ્યાન એ એક પ્રકારનો અભ્યાસ છે. તેની સાથે વૈરાગ્ય જોઇએ વૈરાગ્ય વગરનો અભ્યાસ ફળીભૂત થતો નથી. તેથી હવે શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહે છે કેઃ—

"બુદ્ધિમાન પુરૂષે મનની મદદથી ઇંદ્રિયોને તેના વિષયોમાંથી પાછી ખેંચી લેવી અને મનને બુદ્ધિ રૂપી સારથિની સહાયતાથી સર્વાંગ યુક્ત મારામાં લગાવી દેવું. એનો અર્થ એવો છે કે જો વૈરાગ્ય બરાબર ન કેળવાય તો ધ્યાનમાં નડતા વિક્ષેપો દૂર થઇ શકે નહિ. તેથી મનને વારંવાર સમજાવવું કે ખોટા વિચારથી શું ફળ મળવાનું છે? જો પોતાના દેહનો સંબંધ પણ નિત્ય રહેવાનો નથી (એટલે કે પોતાનો દેહ પણ પોતાનો થતો નથી), તો બીજાના દેહ પોતાના કયાંથી થાય? ભૂતકાળમાં મોટા મોટા રાજાઓ પણ આત્મજ્ઞાન માટે રાજ્ય છોડીને વનમાં ચાલ્યા ગયા છે. ભક્તોને ભગવાન ત્રણ લોકનું રાજ્ય આપે તોયે તેને માટે એક ક્ષણ પણ પોતાનું ભજન છોડતો નથી. જેમ ફાંસી ઉપર જતા મનુષ્યને કોઈ સુખ આપી શકતા નથી તેમ જે શરીરનું થોડા વખતમાં મરણ આવવાનું છે તેને સુખ આપવાની મહેનત કરવી એ જીંદગી હારી જવા જેવું છે. ભગવાનનો ભક્ત તો ઇંદ્રનું પદ, ચક્રવર્તીનું રાજ્ય, સમસ્ત ભૂમંડળનું અધિપતિપણું કે યોગસિદ્ધિઓ પણ માગતો નથી, તે તો માત્ર ભગવાનને જ માગે છે. બીજી કાંઇપણ ઇચ્છા રાખવાથી ભગવદ્‌ભાવ પ્રગટ થતો નથી.

કોઇને એવી શંકા થાય છે કે ઉપર પ્રમાણે જો વૈરાગ્ય રાખવામાં આવે તો વ્યવહાર શી રીતે થાય? તે બાબતમાં જો સાચી

સમજણ ઉત્પન્ન થશે તો હરકત આવશે નહિ. રાગદ્વેષવાળો વ્યવહાર જેના જીવનમાં બહુ હોય તેનાથી ધ્યાન થઈ શકતું નથી. તેથી વ્યવહાર સાત્વિક રાખવો જોઇએ; નીતિથી નોકરી ધંધા કરવા જોઇએ અને એ રીતે રહેતાં ગરીબાઇ આવે તો પણ તે પસંદ કરવી જોઇએ. કોઈ પણ રીતે પૂર્ણતા પ્રાપ્ત કરવાની છે. અનીતિથી રહેનાર માણસ અથવા રાગદ્વેષથી રહેનાર માણસ પૂર્ણતા પ્રાપ્ત કરી શકતો નથી. બધાં કામ ભગવાનની સેવા તરીકે નિષ્કામ ભાવે કરવાં જોઈએ. નિષ્કામ કર્મનો અર્થ એવો છે કે ફળના વિચાર છોડવા અને કર્તાપણાનું અભિમાન પણ છોડવું. વળી જેઓ રાગદ્વેષમાં પડ્યા હોય તેમનો સંગ વધારવો નહિ. વ્યવહારકાળે પણ માયારહિતપણું રાખવું અને ભગવદ્ભાવ સદા પ્રગટ રહે તેવું વર્તન રાખવું. તેવા વ્યવહારમાં કસોટીના પ્રસંગ આવશે પણ એમ સમજવું કે અપરોક્ષ સાક્ષાત્કાર મુશ્કેલીઓમાં પણ થાય છે.

વૈરાગ્ય વગર જ્ઞાન ટકતું નથી. ધ્યાનની શરૂઆતમાં શરણાગતિનું સાધન કામ આવે છે, પણ જ્યારે જ્ઞાન ઉત્પન્ન થવા લાગે છે અને નવો અનુભવ આવવા લાગે છે, ત્યારે તેને અટકાવવા માટે વૈરાગ્યની જરૂર પડે છે. ધ્યાનની શરૂઆતથી વૈરાગ્ય સારો હોય તો ધ્યાન વખતે અને જ્ઞાન વખતે પણ બહુ ઉપયોગી થાય છે.

સંયમ સદા સુખ આપનાર છે તેથી ખાસ જરૂરી કામ સિવાય બીજાં કામ કરવાં નહિ, ખાસ જરૂરી વાતો સિવાય બીજી વાતો કરવી નહિ અને સાંભળવી નહિ અને ખાસ જરૂરી વિચાર વગર બીજા વિચાર કરવા નહિ. જ્યારે જ્યારે પ્રકૃતિથી રચેલ પ્રારબ્ધના સંસ્કાર સ્ફુરે ત્યારે બ્રહ્મવિચારથી તેને દાબી દેવા.

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે 'બધી જગ્યાએ ફરતા ચંચળ ચિત્તને પાછું વાળી એક સ્થાનમાં સ્થિર કરવું અને બીજા અંગોનું ચિંતન ન કરતાં માત્ર મારા હાસ્યયુક્ત મુખનુંજ ધ્યાન કરવું. જ્યારે મુખમાં ચિત્ત સ્થિર થઈ જાય ત્યારે ત્યાંથી ચિત્તને હઠાવીને આકાશમાં

સ્થિર કરવું, પછી તે દશાનો પણ ત્યાગ કરી મારા શુદ્ધ સ્વરૂપમાં આરૂઢ થઇ જવું અને પછી કોઈ બાબતનું ચિંતન ન કરવું (૧૧-૧૪-૪૪)

આ ક્રમ સાત્વિક અધિકારી માટે છે, એટલે જેઓને પોતાના હૃદયમાં પ્રકાશનો અનુભવ આવે અને પછી તે પ્રકાશમાં શ્રી કૃષ્ણની મૂર્તિ કલ્પી શકે તેમને માટે છે. બીજા સાધકો કે જેને હૃદયમાં પ્રકાશનો અનુભવ મળી શકતો ન હોય તેઓએ બહાર ભગવાનની મૂર્તિ રાખીને તેમાં પહેલા ચરણથી ધ્યાન શરૂ કરીને પછી જંઘા, કેડ, છાતી અને પછી મુખનું ધ્યાન કરવું, પછી તે છોડીને આકાશમાં મન સ્થિર કરવું અને તે પછી શુદ્ધ સ્વરૂપમાં આરૂઢ થઈ જવું. આ ક્રમ એકાદશ સ્કંધના ૨૭ મા અધ્યાયમાં (ક્રિયાયોગના વર્ણન વખતે) બતાવેલ છે. આ પ્રમાણે જ્યારે જ્યારે ચિત્ત વશ થઇ જાય ત્યારે જેમ એક જ્યોતિમાં બીજી જ્યોતિ મળી જાય છે તેમ પોતામાં ભગવાનને અને ભગવાનૂમાં પોતાને જોવા (૧૧-૧૪-૪૫).

ध्यानेनेत्थं सुतीव्रेण युंजतो योगिनो मनः ।
संयास्यत्याशु निर्वाणं द्रव्यज्ञानक्रीयाभ्रमः ॥ (૧૧-૧૪-૪૬)

અર્થ:-આ પ્રમાણે તીવ્ર ધ્યાનયોગ દ્વારા ચિત્તનો સંયમ કરવાવાળા યોગીના ચિત્તમાંથી દ્રવ્ય, જ્ઞાન અને કર્મ સંબંધી ભ્રમ તરત નિવૃત્ત થઇ જાય છે.

મુંડક ઉપનિષદમાં પણ કહેલ છે કે જ્યારે આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે હૃદયની ગાંઠો ભેદાઈ જાય છે, બધા સંશય છેદાઈ જાય છે અને બધા કર્મનો ક્ષય થાય છે. આવી દશામાં એક સત્તાનો અનુભવ થાય છે તેથી કોઈ જાતની શંકા રહેતી નથી. કર્મનો કર્તા શુદ્ધ થઈ જાય છે, જ્ઞેયની સમાપ્તિ થઈ જવાથી જ્ઞાનને પણ આનંદ થાય છે કારણ કે પછી કાંઈ જાણવાનું રહેતું નથી. દ્રવ્યની બાબતમાં પણ વસ્તુ એક જ રહે છે અને દેશ અને કાળ ખોટાં થઇ જવાથી ભેદની ભ્રાંતિ દૂર થાય છે.

બંધનનું કારણ મન અથવા ચિત્ત છે. સ્વપ્નામાં બહારના પદાર્થો ન હોવા છતાં જીવ બંધાય છે. નિદ્રામાં, મૂર્છામાં અને સમાધિ વખતે બહારનું જગત હોવા છતાં જીવ તેમાં બંધાતો નથી તેથી બંધનનું કારણ મન છે. બહારના પદાર્થોને સ્વતંત્ર સત્તા નથી. તે પોતાની સત્તાથી પોતાનું અસ્તિત્વ જણાવતા નથી તેથી તે કોઈ જગ્યા ને કે કોઈ કાળને રોકતા નથી. જેવું સ્વપ્નમાં છે તેવું જ જાગ્રતમાં પણ છે.

ભગવાન સર્વત્ર છે એ વિશ્વાસમાં જ બીજી સત્તાનો અને બીજી વસ્તુનો અત્યંત અભાવ તરત થઇ જાય છે. બીજું કાંઈ માની લેવાથી સાચા ભગવાન માન્યતામાં નથી, તેથી તે દશામાં મહેનત કરતાં પણ ભગવાન મળશે નહિ. બધામાં રહેલ એક હું ને ભાસક અથવા આત્મા કહે છે. હું નું બહુવચન થતું નથી. હુંનું બહુવચન "અમે" માનીએ તો તું અને તે લેવા પડે, તેથી હું અનેક નથી. હું એક છે, ને પરમાત્મા છે, પણ ભાસ્યને બરાબર જાણીને હઠાવ્યા વગર ભાસકનું સ્વરૂપ તરત અનુભવમાં આવશે નહિ. તેથી દૃશ્યને હઠાવવા માટે ધ્યાનયોગની જરૂર છે. તે સિદ્ધ થાય છે ત્યારે જ્ઞાન થાય છે. સિદ્ધ ન થાય ત્યાં સુધી આત્મજ્ઞાનવાળા માણસોનો જ સંગ કરવો. અનુકૂલ સંગ ન મળે તો એકાંતની ટેવ પાડવી. અવિદ્યાનો ચમત્કાર એવો છે કે કાંઇ ન હોય ત્યાં (સ્વપ્નાની માફક) અનેક પ્રપંચ ઉત્પન્ન કરે છે અને વિદ્યાનો મહિમા એવો છે કે એક ક્ષણમાં બધાં પ્રપંચોનો અભાવ કરી નાખે છે. પછી જગતની વસ્તુઓમાં મન જતું નથી અને તે વખતે આત્માના આનંદને અટકાવે તેવું બીજું કાંઈ રહેતું નથી. ભગવાન સિવાય જે કાંઇ બુદ્ધિમાં આવશે તે અધ્યારોપ થશે. જો વારંવાર દ્વૈતનું સ્ફૂરણ થતું હોય તો ઉપર પ્રમાણે ધ્યાનયોગ કરવો અથવા ભક્તિ અને યોગથી બધામાં ભગવાનને જોવા અથવા જ્ઞાનયોગથી વારંવાર દ્વૈતના મિથ્યાત્વનો નિશ્ચય કરવો.

સામાજિક ધર્મમાં એક બનાવ ઉપર ઘણા કારણોની અસર

રહે છે, તેથી સમાજ જીવનમાં પ્રારબ્ધ રહે છે. જ્યારે બધે એક વસ્તુ દેખાય ત્યારે ભૂત, વર્તમાન કે ભવિષ્ય બનતાં નથી. એ દશામાં પ્રારબ્ધ નથી. બુદ્ધિની ચંચળતા સંસારને ઉત્પન્ન કરે છે, તેથી સંસારમાં નિવૃત્તિનું સુખ મળતું નથી, દેહનું અભિમાન જ્યાં સુધી છૂટયું નથી અને બ્રહ્મમાં સ્થિતિ થઈ નથી ત્યાં સુધી વિષયોના વિચાર જરૂર બંધનમાં નાખશે. સગુણ ઉપાસનામાં ભેદનો અભેદ કરવો પડે છે. નિર્ગુણમાં ભેદનો નિષેધ કરવો પડે છે. બંનેનું ફળ સરખું જ છે. પોતાને અને જગતને હરિથી ભિન્ન ન જોવા :એજ ખરૂં જ્ઞાન છે, એજ ધ્યાન છે અને એજ ભકિત છે. જો ધ્યાનથી અને જ્ઞાનથી દૃશ્યતા (સામેનું જગત) પોતામાં સમાવી ન શકાય તો તે મનને પરતંત્ર કરી દેશે. જેવું સ્વપ્નમાં બને છે તેવું જાગ્રતમાં બને છે. પૂર્ણ કરતાં ઓછું સ્વીકારવાથી દુઃખ અને વિઘ્ન ઉત્પન્ન થાય છે. જેણે આત્માનો સાક્ષાત્કાર કરી લીધેલ છે તેમને માટે આખું જગત નન્દનવન છે, સર્વ વૃક્ષ કલ્પવૃક્ષ છે, સર્વ જળ ગંગાજળ છે. તેની બધી ક્રિયા પવિત્ર છે. તેની વાણી પ્રાકૃત હોય કે સંસ્કૃત હોય છતાં તેમાં તત્ત્વનો સાર છે. તેને માટે આખી પૃથ્વી કાશી છે અને તેની બધી ચેષ્ટા પરમાત્મામય છે.

## પ્રકરણ ૨૨

## યોગ સિદ્ધિ

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે જે માણસ જીતેન્દ્રિય હોય, સ્થિર ચિત્તવાળો હોય, શ્વાસ જીતવાવાળો હોય અને મારામાં ચિત્ત સ્થિર રાખવાવાળો હોય તેનામાં યોગની સિદ્ધિઓ ઉત્પન્ન થાય છે.

જેઓને સિદ્ધિઓ અને ચમત્કાર જોઈતા હોય તેઓએ આ બાબત ખાસ ધ્યાન રાખવા જેવી છે. સિદ્ધિઓ ધ્યાન–ધારણાથી ઉત્પન્ન

થાય છે. તેથી જે માણસ જીતેન્દ્રિય ન હોય અને સ્થિર ચિત્તવાળો ન હોય તેનામાં સિદ્ધિઓ આવતી નથી. જે માણસે ઇન્દ્રિયો જીતી ન હોય છતાં તે જો કાંઈ ચમત્કાર બતાવી શકતો હોય તો તેનાથી સાવધ રહેવાની જરૂર છે, તેનામાં કોઈ જાદુઇ કળા રહેલી હોય છે.

ઉદ્ધવજી—કેવી ધારણાથી કેવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે? તેની વિગત જાણવાની મારી ઇચ્છા છે.

શ્રી ભગવાન—યોગ માર્ગમાં કુલ ૧૮ સિદ્ધિઓ બતાવવામાં આવેલ છે તેમાંથી ૮ પ્રધાન અને ૧૦ ગૌણ છે. જે ગૌણ ૧૦ સિદ્ધિઓ છે તે સત્વગુણથી ઉત્પન્ન થાય છે, જે મુખ્ય ૮ સિદ્ધિ છે તેની વિગત નીચે પ્રમાણે છે.

અણિમા, મહિમા અને લઘિમા—શરીરની સિદ્ધિઓ છે, પ્રાપ્તિ નામની સિદ્ધિનો સંબંધ ઇન્દ્રિયો સાથે છે. પાંચમી પ્રકાસ્ય નામની સિદ્ધિ પરલોકના બનાવના ખબર આપી શકે છે અને લૌકિક પદાર્થોનો પણ ઇચ્છા પ્રમાણે અનુભવ આપે છે. ઇશિતા નામની સિદ્ધિથી માયા અને તેનાં કાર્યોને ઇચ્છા પ્રમાણે પ્રેરિત કરી શકાય છે. વિષયો પાસે હોય છતાં તેમાં આસક્તિ ન થાય તેને વશિતા નામની સિદ્ધિ કહે છે અને ઇચ્છિત પદાર્થો છેવટના અંત સુધી પ્રાપ્ત કરી લેવા તેને પ્રાકામ્ય નામની આઠમી સિદ્ધિ કહે છે. હવે દશ ગૌણ સિદ્ધિઓનું વર્ણન આપે છે.

૧. ભૂખ તરસ વગેરે શરીરના ધર્મોની અસર થવા ન દેવી.
૨ દૂર રહેલ બનાવોને જાણી લેવા અથવા તેનું શ્રવણ કરવું.
૩. મનની સમાન શીઘ્રગતિ થવી.
૪. ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરી લેવું.
૫. બીજાના શરીરમાં પ્રવેશ કરવો.
૬. પોતાની ઇચ્છા હોય તે વખતે મૃત્યુ આવે.
૭. દેવાંગનાઓ સાથે દેવોની ક્રીડાનું દર્શન.

૮. સંકલ્પ સિદ્ધિ.

૯. પોતાની આજ્ઞાનું કોઈ ઉલ્લંઘન ન કરી શકે તેવી સિદ્ધિ.

૧૦. બીજા-લોકમાં જવા આવવાની શક્તિ.

ઉપરની દશ સિદ્ધિઓ સત્વગુણના ઉત્કર્ષથી પ્રાપ્ત થાય છે. એ સિવાય બીજી પાંચ સિદ્ધિઓ નીચે પ્રમાણે છેઃ–

૧. ત્રણ કાળનું જ્ઞાન.

૨. દ્વંદ્વથી પરાજીત ન થવું એટલે શીત–ઉષ્ણ, સુખ–દુઃખ, રાગ–દ્વેષ, વગેરેની અસર થવા ન દેવી.

૩. બીજાના મનની વાત જાણી લેવી.

૪. અગ્નિ, સૂર્ય, જળ, ઝેર વગેરેની શકિત બાંધી દેવી.

૫. કોઇથી પરાજય ન પામવો.

ઉપરની બધી સિદ્ધિઓમાં દ્વૈતભાવ રહી જાય છે તેથી હું કોણ ? એ બાબતની તપાસ કરી પોતાનો બ્રહ્મરૂપે એટલે અદ્વૈત ભાવે અનુભવ લેવો એ મોટામાં મોટી સિદ્ધિ છે પણ સાધારણ માણસો ઉપરની સિદ્ધિઓમાં લલચાઈ જાય છે. એક મહાત્માની અંદર કેટલીક સિદ્ધિઓ હતી. તે પોતાના અનુભવથી એમ કહેતા હતા કે સંસાર છોડવો સહેલો છે પણ યોગીઓને સિદ્ધિનો મોહ છોડવો એ તે કરતાં પણ વધારે મુસ્કેલ છે. મ. ગાંધીજીના ભકતો કહે છે કે તેણે સ્વરાજ્ય અપાવ્યું. શ્રી અરવિંદના ભકતો કહે છે કે સ્વરાજ્ય ૧૫મી ઓગસ્ટે મળ્યું, તે દિવસ શ્રી અરવિંદનો જન્મ દિવસ છે તેથી તેની શકિતથી સ્વરાજ્ય મળ્યું છે. છતાં કેટલાક લોકો કહે છે કે અમારે મોંઘવારી અને અંકુશોવાળું સ્વરાજ જોઇતું ન હતું, કેટલીક વાર સિદ્ધિઓ આવે છે ત્યારે જો તેના ઉપર અંકુશ રહે નહિ તો સમાજને વધારે નુકશાન થાય છે. કેટલાક માણસો મરી ગયેલાને બોલાવીને તેની સાથે વાત કરાવી આપે છે. આવી બાબતોમાં વધારે તપાસ કરતાં ખબર પડે છે કે જે માણસને બોલાવ્યો હોય તેનું રૂપ લઇને બીજો જીવ આવીને જવાબ દઈ જાય છે; તેથી બોલાવનાર માણસ છેતરાય છે.

ઈ. સ. ૧૯૨૭માં જ્યારે ગુજરાતમાં જળપ્રલય થયો હતો ત્યારે એક યોગીમાં જળ લાવવાની શકિત આવી હતી. જ્યારે વરસાદના ચિહ્ન ન હોય ત્યારે વરસાદ લાવવાની તેનામાં શકિત આવી હતી. તેણે તે વખતે શકિતનો ઉપયોગ કર્યો હતો, પણ પોતાની શકિત વશ રાખી શકયો નહિ તેથી ગુજરાતમાં જળપ્રલય થયો હતો અને કરોડો રૂપીઆનું નુકશાન થયું હતું. મ. ગાંધીજીએ જ્યારે સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે શ્રી નિવાસ શાસ્ત્રીએ અને શંકર નાયરે વગેરેએ તેમને ચેતવણી આપી હતી કે કદાચ અસહકારથી અંગ્રેજોને કાઢી શકાશે પણ એ જ અસહકાર અને સરકારી કાયદા તોડવાની રીત આપણી અંદર અંદર દાખલ થઈ જશે અને તે વેગને અટકાવવો મુશ્કેલ પડશે, પણ મ. ગાંધીજીએ તેમની ચેતવણી માની નહિ, સ્વરાજ મળ્યું પણ હિંદુ અને મુસલમાનો વચ્ચે એવો અસહકાર પેસી ગયો કે હિંદના ભાગલા પડી ગયા. આ પણ યોગ–સિદ્ધિને વશ ન રાખી શકવાનું પરિણામ છે. ઘણા સાધકો પરમાર્થના માર્ગે ચડતાં પડી જાય છે તેનું પણ એ જ કારણ છે. સિદ્ધિઓનાં વખાણ લોકો કરે છે તેથી ભૂલની ખબર પડતી નથી. શ્રી અરવિંદ એવી સિદ્ધિ પ્રાપ્ત કરવા માગતા હતા કે જે આસુરીશકિત પૃથ્વી ઉપર વ્યાપી ગઈ છે તેની સત્તા તોડીને જગતમાં અધ્યાત્મવાદ ફેલાવવો. એ ઇચ્છા બહુ સારી હતી પણ તે સિદ્ધ કરી શકયા નહિ.

તેવી જ રીતે હાલ તેજના બોમ્બ બનાવવામાં આવે છે તેને એટમ–બોમ્બ અને હાઇડ્રોજન બોમ્બ પણ કહે છે, તેજની ગતિ એક સેકન્ડમાં ૧૮૬૦૦૦ માઇલ છે અને પૃથ્વીનો પરીઘ માત્ર ૨૫૦૦૦ માઇલનો છે તેથી એવા બોમ્બ બનાવવામાં કાંઈ ભૂલ થાય અથવા એ શક્તિ ઉપર અંકુશ ન રહે તો એક સેકન્ડમાં આખી પૃથ્વીના માણસો બળી જાય. એ હાલના કાળમાં નવી મુશ્કેલી ઉત્પન્ન થયેલ છે. વિમાનમાં અકસ્માત થાય તો મરતી વખતે ભગવાનનું નામ લેવાનો પણ વખત મળે નહિ. સીનેમા જોવાથી ઇંદ્રિયોને થોડીવાર

સુખ મળે છે પણ તેનાથી મન એવું બગડે છે કે માત્ર બધે દૃશ્ય જોવાની જ ઇચ્છા રહે છે અને દર્શન ઠીક કરી શકાતું નથી. એ બધી હાલના કાળની નવી સિદ્ધિઓ છે. તેના મોહમાં માણસનું જીવન એવું તણાય છે કે માણસ પોતે કોણ છે? તે જાણવાની ફુરસદ મળતી નથી. રેડીયો પણ એક જાતની સિદ્ધિનું કામ કરે છે. તેમાં કોઇવાર ભજનો આવે છે પણ ભજનો પછી તરત શૃંગારનાં ગીતો શરૂ થાય છે, તેથી ભજનોની અસર દૂર થાય છે અને શૃંગારની અસર રહી જાય છે. વળી જે ભજન ગાવાવાળા હોય તેમાંથી ઘણાનાં જીવન ભક્તિવાળાં હોતાં નથી તેથી તેમની વાણીથી સાંભળનારમાં ભક્તિ ઉત્પન્ન થતી નથી.

અકબરના રાજ્યમાં વિજળી નહોતી, સીનેમા, ગ્રામોફોન, રેડીઓ, ન્યુસપેપર, હોટેલો, વિમાન, ટ્રેન, સ્ટીમર વગેરેની સગવડો નહોતી. આ બાબતમાં અકબર બાદશાહ જેટલું સુખ ભોગવતા હતા તે કરતાં હાલનો મજુર વધારે સુખ ભોગવે છે પણ તે ખોટાં સુખ છે. તેનાથી તૃપ્તિ થતી નથી. ન્યુસપેપરોમાં પણ શેર બજારમાં બનેલા બનાવ અને સંસારી પ્રેમના કિસ્સાની વાતો વધારે આવે છે અને હવે સીનેમાની જાહેર ખબરોની સાથે સ્ત્રીઓનાં ચિત્રો પણ મુકવામાં આવે છે. બધા દેશોના સમાચાર તરત મળી શકે તેટલા માટે દોરડા વગરના તાર, ટેલી પ્રીન્ટર, રોટરી પ્રેસ વગેરેની સગવડ લોકોને મળેલ છે. એ અનેક પ્રકારની સિદ્ધિઓ છે પણ બહારના સમાચાર જાણનાર માણસ પોતાના હૃદયમાં બનતા સમાચાર તરફ લક્ષ આપી શકતો નથી, એવા પરિણામી જ્ઞાનથી જે કાળ ઉત્પન્ન થાય છે તેને જીતવા માટે જે વિવર્તવાદની જરૂર છે તેવી બ્રહ્મવિદ્યા માણસના જીવનમાંથી અદૃશ્ય થઇ ગઇ છે. બધે ઠેકાણે ઉત્પાદન વધારવાની વાત થાય છે પણ ભોગ ઉપર અંકુશ નથી અને વસ્તી વધતી જાય છે. તેથી સુધારા ઉપર સુધારાની જરૂર લાગે છે અને સુધારાનો છેડો દેખાતો નથી.

જે માણસ ખરો ભક્ત હોય અને દેહનાં સુખ વિસરી ગયો હોય તે આવી સિદ્ધિઓ સામે નજર કરતો નથી, સિદ્ધિઓ તરફ લક્ષ રાખવાથી માણસ પરિણામવાદમાં પડી જાય છે અને જીવનનો છેડો ક્યાં હશે તેની તેને ખબર પડતી નથી. તે ઇન્દ્રિયોના ભોગને સાચા માને છે, યોગ સિદ્ધિઓથી જે સુખ મળે છે તે પણ ઇન્દ્રિયોના ભોગ જેવું હોય છે. પૂ. ગાંધીજીની સિદ્ધિથી સ્વરાજ મળ્યું હોય તો પણ તેનાથી સંસારની સગવડ–અગવડ મળેલ છે. તેનાથી ભક્તિ અથવા જ્ઞાનનું સાધન પ્રાપ્ત થયું નથી. આમાં મુખ્ય બાબત એ સમજવાની છે કે, લોકો ચમત્કાર જુએ ત્યાં નમસ્કાર કરે છે અને વિચાર વગર ચમત્કાર બતાવનારને ગુરુ કરી લે છે. જીસસ ક્રાઈસ્ટે કેટલાક ચમત્કાર બતાવ્યા, મરેલાને જીવતા કર્યા, તેથી તેનો ધર્મ સાચો છે એમ કરોડો માણસો માનવા લાગ્યા, પણ તેઓ તત્ત્વજ્ઞાનથી રહિત થઇ ગયા અને આગળ વધી શકતા નથી. હજરત મહમદ પેગમ્બર સાહેબે પણ કેટલીક સિદ્ધિઓ બતાવી તેથી તે વખતના મુસલમાનો ચાક્ત થઈ ગયા અને તેમને ગુરુ માની લીધા પણ એ સિદ્ધિના મોહમાં પડેલા કેટલાક તત્ત્વજ્ઞાન મેળવી શકતા નથી અને આગળ વધી શકતા નથી. પૂ. ગાંધીજીએ પણ ક્રાઈસ્ટ અને મહમદ સાહેબની માફક કેટલાક નીતિના સિદ્ધાંત બતાવ્યા અને ચમત્કાર બતાવ્યા પણ બધા ભેદ દૂર કેમ થાય? તેવું તત્ત્વજ્ઞાન આપી શક્યા નહિ, તેથી તેમના કેટલાક અનુયાયીઓમાં પણ ખામી જણાવા લાગી છે. રાગ દ્વેષના ભેદ નીતિથી દૂર થાય છે, પણ દેશ કાળના ભેદ દૂર કરવા માટે તત્ત્વજ્ઞાનની જરૂર પડે છે.

હવે ભગવાન ઉદ્ધવજીને સિદ્ધિની વિગત નીચે પ્રમાણે સમજાવે છે. યોગધારણથી જે ૮ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેનું સ્વરૂપ આ પ્રમાણે છેઃ—

૧. જે પુરુષ તન્માત્રારૂપ મનને ભૂત સૂક્ષ્મ ઉપાધિક (તન્માત્રારૂપ) પરમાત્મામાં સ્થિર કરે તેને તન્માત્રોપાદક અણિમા નામની

સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેનાથી શરીરને સૂક્ષ્મ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે તે ગમે ત્યાંથી એટલે ઘન પદાર્થમાંથી પણ જઇ શકે છે કોઈની આંખમાં પ્રવેશ કરે તો ત્યાં પણ ખૂંચે નહિ.

૨. મહત્તત્ત્વરૂપ પરમાત્મામાં મનની મહત્તત્ત્વરૂપથી ધારણા કરવાળો પુરુષ મહિમા નામની સિદ્ધિ પ્રાપ્ત કરે છે અને એ પ્રમાણે પૃથક્ પૃથક્ ભૂતોનો મહિમા પણ પ્રાપ્ત કરી શકે છે. તે એવું ધ્યાન કરે છે કે હું મહત્તત્ત્વનો નિયંતા છું. તેનું શરીર પણ તેવડું થાય છે.

૩. વાયુ વગેરે ચાર ભૂતોના પરમાણુરૂપ ઉપાધિવાળા મારા સ્વરૂપમાં ચિત્તને લગાવવાથી યોગી કાળની સૂક્ષ્મતારૂપ લઘિમા સિદ્ધિને પ્રાપ્ત થાય છે, તે વખતે દેહ બહુ જ હલકો થઈ જાય છે, તેથી તે યોગી આકાશમાં ગમન કરી શકે છે.

૪. સાત્વિક અહંકારરૂપ પરમાત્મામાં ચિત્તની ધારણા કરવાથી બધી ઇંદ્રિયોના અધિષ્ઠાતા સ્વરૂપ "પ્રાપ્તિ" નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તે વખતે દેવતા સાથે એકાગ્રતા પ્રાપ્ત થાય છે. તેથી જગતમાં જે જે ઇંદ્રિયોના વ્યાપાર થાય છે તે તે પ્રગટ જોઇ શકે છે, અને તે પોતે કરાવે છે એવી પ્રતીતિ થાય છે.

૫. જે પુરુષ મહત્તત્ત્વાભિમાની સૂત્રાત્મામાં પોતાનું ચિત્ત સ્થિર કરે છે, તે અવ્યક્ત જન્મવાળી પ્રાકાશ્ય સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. તેનામાં કરોડો બ્રહ્માંડ ઉત્પન્ન કરવાની શક્તિ આવે છે.

૬. જે માણસ વિરાટ ભગવાનનું નિરંતર ધ્યાન કરે છે, તેનામાં ઈશિતા નામની સિદ્ધિ આવે છે. તેથી બીજા જીવને પ્રેરણા આપી શકાય છે, અને જે અદૃશ્ય હોય તે જોઈ શકાય છે, તે એક માખી દ્વારા પણ પર્વતને તોડાવી શકે છે. તે ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરી શકે છે, તે મડદાને જીવતાં કરી શકે છે, અને જડને સચેતન બનાવી શકે છે.

૭. જે યોગી ભગવાનના તુરીય સંજ્ઞાવાળા નારાયણમાં મન જોડી શકે છે તે વશિતા નામની સિદ્ધિ પ્રાપ્ત કરે છે. તે સર્વ કર્મ કરવા છતાં અલિપ્ત રહે છે. સર્વ ભોગો ભોગવવા છતાં અભોકતા રહે છે.

૮. જેનું ચિત્ત નિર્ગુણ બ્રહ્મમાં સ્થિર થાય છે તે યોગીને પરમાનન્દરૂપિણી પ્રકામ્ય નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. એ દશામાં બધી કામનાઓનો અંત આવી જાય છે.

એ આઠ મુખ્ય સિદ્ધિ છે હવે નીચે પ્રમાણે ૧૦ ગૌણ સિદ્ધિઓનું વર્ણન આપે છે. ઉપરની ૮ સિદ્ધિઓમાં શરૂઆતમાં શરીરની સિદ્ધિની વાત આવી, પછી ઈંદ્રિયોની અને મનની અને તે પછી આત્માની વાત આવી. હવે કહે છે કેઃ—

૧. ધર્મમય શુદ્ધ સ્વરૂપ શ્વેતદ્વીપના અધિપતિનાં ચિત્રની ધારણા કરવાથી યોગીને જન્મ મરણ, ભૂખ તરસ, તૃષ્ણા, શોક અને રૂપ છ ઊર્મિઓ નડતી નથી અને તે શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત થાય છે.

૨. સમષ્ટિ પ્રાણરૂપ આકાશાત્મા પરમાત્મામાં મન દ્વારા નાદનું ચિંતન કરવાથી જીવને દૂર-શ્રવણ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, અને બીજા પ્રાણીઓની બોલી પણ તે સાંભળી શકે છે, જગતમાં બનતી અતિ ગુપ્ત વાતો પણ સહજ તેના કાન ઉપર આવીને અથડાય છે.

૩. સૂર્યરૂપે નારાયણ હું છું. અને સૂર્યને પ્રકાશનાર હું છું, એમ ધારણા કરવાથી સૂક્ષ્મ દ્રષ્ટા થવાય છે અને સર્વવિશ્વને એક જગ્યાએથી જોઇ શકાય છે. તેને દૂરદર્શન કહે છે.

૪. અત્યંત વેગવાન મનનું હું મન છું, એવી ભાવના પ્રાણાયમદ્વારા રાખવાથી મનના વેગે ગતિ કરવાની શકિત પ્રાપ્ત થાય છે.

૫. મનને ઉપાદાન કારણ બતાવી યોગી જે વખતે જેવું રૂપ ધારણ કરવા ઇચ્છે છે, તે વખતે તેવા રૂપવાળો થઇ જાય છે.

૬. જે યોગીને બીજાના શરીરમાં પ્રવેશ કરવો હોય તે પોતાના

આત્માની તેમાં ભાવના કરે, તે વખતે તેના પ્રાણ બીજાના શરીરમાં પ્રવેશ કરે છે.

૭. યોગીને શરીર છોડવું હોય તો એડીથી ગુદાદ્વારને બંધ કરી પ્રાણવાયુને ઉપર લઈ જઇ બ્રહ્મરંધ્ર બ્રહ્મદ્વારા સાથે મળીને શરીરને છોડી શકે છે, ત્યાં પહોંચવાથી વૈકુંઠ, કૈલાસ વગેરેના જે ભોગની ઇચ્છા કરશે તે ઠેકાણે તેના સૂક્ષ્મ દેહ તરત પ્રાપ્ત થશે.

૮. યોગીને દેવતાઓના વિહારસ્થળોમાં ક્રીડા કરવાની ઇચ્છા હોય તો શુદ્ધ સત્ત્વની ભાવના કરે એટલે સત્ત્વવૃતિ રૂપી સુરસુંદરીઓ વિમાન સહિત તેને આવી મળે છે.

૯. સત્ય સ્વરૂપમાં ચિત્તને સ્થિર કરવાથી યોગીના સંકલ્પ સિદ્ધ થવા લાગે છે.

૧૦. જે યોગી નિત્ય સ્વાધીન પરમાત્માના સ્વભાવને પ્રાપ્ત થાય છે, તેની આજ્ઞાનું કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી.

ઉપરની ૧૦ સિદ્ધિઓ ઉપરાંત બીજી કેટલીક નીચે પ્રમાણે સિદ્ધિઓ પણ મળી શકે છે:—

૧. જ્યારે ધારણાપરાયણ યોગીનું ચિત્ત શુદ્ધ થઇ જાય છે, ત્યારે તેને જન્મ મૃત્યુ વગેરે અદ્રષ્ટ વિષયોના જ્ઞાનથી મુક્ત એવું ત્રિકાલ દર્શન પ્રાપ્ત થાય છે.

૨. જેમ ચિત્ત શિથિલ થઈ ગયું હોય છે તેવા યોગમય શરીરનો નાશ અગ્નિથી પણ થતો નથી.

૩. જે કોઈ માણસ ભગવાનના શંખ, ચક્ર, ગદા, પદ્મ વગેરેનું ધ્યાન કરે તો તે અજેય બને છે એટલે તેને કોઈ જીતી શકતું નથી.

૪. ભગવાનની ઉપાસના કરવાથી આગળ કહેલી બધી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

૫. બીજાના મનની વાત જાણવી હોય તો તેવી ભાવનાથી તેવી સિદ્ધિ પણ મળે છે.

શ્રી. અરવિંદમાં ઉપરની કેટલીક સિદ્ધિઓ આવી હતી અને બીજા વિશ્વયુદ્ધમાં તેણે સિદ્ધિનો પ્રયોગ કરીને જર્મનોને અને જાપાનને હાર અપાવી હતી એવું તેમના જીવનચરિત્રમાં પ્રસિદ્ધ થયેલ છે. તેને એમ લાગતું હતું કે ભગવાન જ તેના દ્વારા આ બધું કામ કરાવે છે. ભગવાનને જર્મનીની હાર થાય અને જાપાનની હાર થાય એવું શા માટે ગમે? ભગવાનને તો બધા પ્રાણી સરખા છે તેથી આવી સિદ્ધિઓમાં માયાનો અંશ જરૂર આવી જાય છે, તેનાથી ચેતતા રહેવા માટે હવે ભગવાન ઉદ્ધવજીને આગળ ઉપદેશ આપે છે. ભગવાન્ કહે છે કે જે માણુસ જીતેન્દ્રિય છે. સંયમી છે અને પ્રાણને જીતવાવાળો છે એવા મુનિને કઈ સિદ્ધિ દુર્લભ છે? અર્થાત બધી સિદ્ધિ મળી શકે છે.

**अन्तरायान् वदन्त्येषा युञ्जतो योगमुत्तमम् ।**
**मया संपद्यमानस्य कालक्षपण हेतव ॥** (११-१५-३३)

અર્થ:—ઉત્તમ યોગનો અભ્યાસ કરતાં કરતાં જેનું ચિત્ત મારામાં લાગી ગયું છે, તેને માટે એ બધી સિદ્ધિઓ નકામો કાળક્ષેપ કરનારી હોવાથી વિઘ્નકર્તા છે.

એટલે ઉપરની બધી સિદ્ધિઓમાં દેશકાળની માયા સમાયેલી છે અને ભગવાન દેશ–કાળથી પર છે, તેથી કોઈ સિદ્ધિના મોહમાં ફસી જવું નહીં. આ લોકમાં કેટલીક સિદ્ધિઓ જન્મથી મળે છે. જેમ કે પક્ષીઓમાં ઉડવાની શકિત જન્મથી હોય છે. કેટલીક સિદ્ધિઓ ઔષધિથી પ્રાપ્ત થાય છે. કેટલીક તપથી અને કેટલીક મંત્રથી પ્રાપ્ત થાય છે. છતાં મારામાં ચિત્ત લગાવ્યા સિવાય મુકિત મળતી નથી. મુકિતનો અર્થ પ્રવૃત્તિથી અથવા માયાથી છૂટવું એવો થાય છે. ઉપરની બધી સિદ્ધિઓમાં કાંઈક માયા રહી જાય છે અને મુકિત મળતી નથી હવે ભગવાન કહે છે કે:—

**सर्वासामपि सिद्धिनां हेतुः पतिरहं प्रभुः ।**
**अहं योगस्य सांख्यस्य धर्मस्य ब्रह्मवादिनाम् ॥**

અર્થ:–બધી સિદ્ધિઓનો તથા બ્રહ્મવેત્તાઓએ બતાવેલ યોગ, સાંખ્ય અને ધર્મ વગેરે સાધનોનો એક માત્ર હેતુ, સ્વામી અને પ્રભુ હું છું, એટલે સર્વ પ્રાણીઓના હૃદયમાં હું વસું છું, અને બધા જીવ મારામાં વસે છે. મારૂં સ્વરૂપ અમર્યાદીત, સર્વવ્યાપક અને ગુણાતીત છે. ઘડાની અંદર અને બહાર આકાશ છે, તેમ હું પ્રાણી માત્રની અંદર બહાર વ્યાપી રહેલ છું. રાજા પાસે જેનું પૂર્ણ ચલણ છે તે માણસ લાંચ લેવાની ઇચ્છા કરે તો તેના મૃત્યુનું કારણ થાય છે તેમ ભગવાનની પ્રાપ્તિની ઇચ્છા કરનારને સિદ્ધિઓ વિઘ્નરૂપ છે. જે માણસ નિરપેક્ષ છે, તેને સદ્‌ભાવ, સુબુદ્ધિ, સિદ્ધિજ્ઞાન વગેરે સર્વ વગર પ્રયત્ને પ્રાપ્ત થાય છે.

(૧૧–૧૫–૩૬.)

# પ્રકરણ ૨૩

## વિભૂતિઓ

ઉદ્ધવજી ભગવાન કૃષ્ણને કહે છે –હે પ્રભુ! આપ અનાદિ અનન્ત અને આવરણ વગરના સાક્ષાત્ પરબ્રહ્મ છો. આપ બધા પદાર્થોની રક્ષા, નાશ તથા ઉત્પત્તિનું કારણ છો. આપ બધા પ્રાણીઓમાં રહેલા છો છતાં અશુદ્ધ બુદ્ધિવાળા પુરુષોને માટે આપ સર્વથા દુર્વિજ્ઞેય છો. આપની બરાબર ઉપાસના તો બ્રાહ્મણોએ કરી છે. હે નાથ ! જે જે ભાવો દ્વારા આપની ભક્તિપૂર્વક ઉપાસના કરી શ્રેષ્ઠ મહર્ષિઓ સિદ્ધિને પ્રાપ્ત કરી શકે છે તે વિભૂતિઓ મને કહો. આપ બધા પ્રાણીઓમાં ગુપ્ત રીતે લીલા કરો છો, આપ બધાને દેખો છો, તથા આપની માયાથી મોહિત થયેલા તે પ્રાણીઓ આપને જોઈ શકતા

નથી. સંપૂર્ણ તીર્થોના આશ્રયભૂત આપના ચરણકમલમાં હું વંદન કરૂં છું.

શ્રી ભગવાન કહે છેઃ—હે ઉદ્ધવજી! કુરુક્ષેત્રમાં શત્રુઓથી યુદ્ધ કરવા માટે તૈયાર થયેલ અર્જુને તે વખતે મને આવો જ પ્રશ્ન પૂછ્યો હતો. તેને તે વખતે એવી બુદ્ધિ થઇ ગઈ હતી કે "હું મારવાવાળો છું અને બીજા મરવાવાળા છે," એવી પ્રાકૃત બુદ્ધિથી યુકત થઇ રાજ્યને માટે જાતિ બંધુઓનો વધ કરવો એ નિંદાપાત્ર છે એમ સમજી તે ઉપરામ પામી ગયો હતો. તે વખતે મેં તેને યુક્તિપૂર્વક બોધ આપ્યો હતો, કારણ કે તેણે પણ તમારા જેવો પ્રશ્ન કર્યો હતો.

એટલે અર્જુન દેહને આત્મા માની બેઠો હતો, ભગવાને તેને કહ્યું હતું કે જીવ, નિત્ય છે, નિર્મળ, અજ, અવ્યય, અચળ, અચ્છેદ્ય, અભેદ્ય અને નિશ્ચલ છે. દેહ મરવાથી આત્મા મરતો નથી. દેહના કર્મનું અભિમાન જે કરે છે. તે સર્વથા દોષથી મુકત થતો નથી. અહંતાને માથે કર્તાપણાનો દોષ છે. દેહમાં જેને અહંતા નથી તે કર્મ કરવા છતાં અકર્તા છે, ભોગ ભોગવવા છતાં તે અભોકતા છે, જગતમાં હોવા છતાં તે નિઃસંગ છે. સ્વધર્મનું નિષ્કામ ભાવે આચરણ કરવાથી, અંતકરણ નિર્મળ થવાથી મારૂં ભજન સિદ્ધ થશે. તું કર્મ કરનાર અને હું તારો ઉદ્ધાર કરનાર છું એવો ભેદભાવ પણ શરણાગતને હોવો ન જોઈએ.

હું છું અનંત, જીવભાવે કોઇ જુદો રહે તો તે ગોળમાં રહેલા પથ્થર જેવો છે. તે અનન્ય શરણ નથી. નદી સાગરમાં સમરસ ભાવે મળી જઇ સમુદ્ર રૂપે થઇ રહે છે, અને પાછા ફરવાનું રહેતું નથી તેમ અંદર બહાર સમરસ થઈ રહેવું તે અનન્યશરણ છે. દીવો દાવાનળને મળતાં દાવાનળ જેવડો થઇ જાય છે, તેવી જ રીતે જે મારે શરણે આવે છે, તે મારા રૂપ થઇ જાય છે. સર્વ ભૂત પ્રાણી મારાથી વ્યાપ્ત છે, એવો જેનો ભાવ થયો છે તેને બ્રહ્મસાયુજ્યતા પ્રાપ્ત

થઇ છે. "આવું ગુપ્તજ્ઞાન મેં અર્જુનને જુદી જુદી યુક્તિથી સમજાવ્યું હતું તે વખતે અર્જુને મને વિભૂતિ વિષે પણ પૂછ્યું હતું." વિભૂતિ અનંત છે, છતાં મુખ્ય મુખ્ય વિભૂતિ હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે. તેમાં પહેલી વિભૂતિનું વર્ણન કરતાં કહે છે:—

**अहमात्मोद्धवामीषां भुताना सुहृदीश्वरः**

એટલે બધા પ્રાણીઓનો આત્મા, મિત્ર અને સ્વામી હું છું. (૧૧-૧૬-૯) ગીતામાં પણ કહેલું છે કે:

**अहमात्मा गुडाकेश सर्वभुताशयस्थितः**

હે ગુડાકેશ! બધા પ્રાણીઓની બુદ્ધિ રૂપ ગુફામાં હું સાક્ષીરૂપ પ્રત્યગાત્મા છું. (૧૦-૨૦)

વળી બધા પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ હું છું. ગતિશીલોમાં ગતિ, કલના (પોતાને આધીન કરવા) કરવાવાળામાં કાલ હું છું. ગુણોમાં સમતા અને ગુણીઓમાં સ્વભાવિક ગુણ હું છું. આંહી એમ બતાવેલ છે કે:-વિષમતા એ ભગવાનનું સ્વરૂપ નથી. જ્ઞાન પ્રધાન મહત્તત્ત્વ તે હું છું. સૂક્ષ્મોમાં જીવ હું છું અને દુર્જયોમાં મન હું છું. "આંહી મનનો સ્વભાવ સ્પષ્ટ કરેલ છે. જીતવામાં મન જેવું બીજું કઠણ કાંઈ નથી. તે અભ્યાસ અને વૈરાગ્યથી જીતી શકાય છે. વેદમાં હિરણ્યગર્ભ હું છું અને મંત્રમાં ૐકાર હું છું, અક્ષરોમાં અકાર અને છંદોમાં ગાયત્રી હું છું. બધા દેવોમાં ઈંદ્ર, આઠ વસુઓમાં અગ્નિ, આદિત્યોમાં વિષ્ણુ અને અગિયાર રુદ્રોમાં નીલલોહિત નામના રુદ્ર હું છું. એ પ્રમાણે બીજી વિભૂતિઓનું વર્ણન નીચે પ્રમાણે ભગવાન ઉદ્ધવજીને આપે છે;—

૧ બ્રહ્મર્ષિઓમાં ભૃગુ
૨ રાજર્ષિઓમાં મનુ
૩ દેવર્ષિઓમાં નારદ
૪ ગાયોમાં કામધેનુ
૫ સિદ્ધેશ્વરોમાં કપિલ
૬ પક્ષિઓમાં ગરુડ
૭ પ્રજાપતિઓમાં દક્ષ
૮ પિતૃઓમાં આર્યમા

૯ દૈત્યોમાં પ્રહ્લાદ
૧૦ ઔષધિઓમાં સોમ
૧૧ યક્ષોમાં કુબેર
૧૨ હાથીઓમાં ઐરાવત
૧૩ જલવાસીમાં, તેના દેવ વરુણ
૧૪ તાપદેવાવાળામાં સૂર્ય
૧૫ મનુષ્યોમાં રાજા
૧૬ ઘોડામાં ઉચ્ચૈઃશ્રવા
૧૭ ધાતુઓમાં સોનું
૧૮ દંડ દેવાવાળામાં યમ
૧૯ સર્પમાં વાસુકી
૨૦ નાગોમાં શેષનાગ
૨૧ દાઢવાળાં પ્રાણીમાં સિંહ
૨૨ આશ્રમોમાં સંન્યાસઆશ્રમ
૨૩ વર્ણોમાં બ્રાહ્મણ
૨૪ નદીઓમાં ગંગા
૨૫ જલાશયોમાં સમુદ્ર
૨૬ અસ્ત્રોમાં ધનુષ
૨૭ ધનુર્ધરોમાં મહાદેવજી
૨૮ નિવાસસ્થાનોમાં સુમેરુ
૨૯ દુર્ગમ સ્થાનોમાં હિમાલય
૩૦ વનસ્પતિઓમાં પીપળો
૩૧ ઔષધિઓમાં જવ
૩૨ પુરોહિતોમાં વસિષ્ઠ
૩૩ સેનાપતિઓમાં સ્વામી કાર્તિકેય
૩૪ અગ્રણી નેતાઓમાં બ્રહ્માજી
૩૫ યજ્ઞોમાં બ્રહ્મયજ્ઞ
૩૬ વ્રતોમાં અહિંસા
૩૭ શોધક પદાર્થમાં નિત્યશુદ્ધ વાયુ, અગ્નિ, સૂર્ય, જળ, વાણી અને આત્મા હું છું

હવે અંતરંગ વિભૂતિઓનું વર્ણન કરતાં કહે છે કેઃ–

૧ યોગમાં મનનો નિરોધ
૨ વિજયનાં સાધનોમાં મન્ત્ર
૩ કૌશલોમાં અધ્યાત્મવિદ્યા
૪ ખ્યાતિવાદીઓમાં વિકલ્પ,
૫ ધર્મમાં કર્મ સંન્યાસ
૬ અભય સાધનોમાં અંતર્નિષ્ઠા
૭ ગુણોમાં મધુરવચન અને મૌન
૮ મિથુનોમાં પ્રજાપતિ
૯ સાવધાન રહેવાવાળામાં સંવત્સર

વળી કહે છે કે,

૧ સ્ત્રીઓમાં શતરૂપા
૨ પુરુષોમાં મનુ
૩ મુનિશ્વરોમાં નારાયણ અને-
૪ બ્રહ્મચારીઓમાં સનત્કુમાર હું છું (૧૧-૧૬-૨૫)
૧૦ ઋતુઓમાં વસન્ત
૧૧ માસોમાં માર્ગશીર્ષ
૧૨ નક્ષત્રોમાં અભિજિત
૧૩ યુગોમાં સતયુગ

૧૪ વ્યાસમાં દ્વૈપાયન
૧૫ કવિયોમાં શુક્રાચાર્ય
૧૬ ઐશ્વર્યવાળામાં વાસુદેવ
૧૭ ભક્તોમાં ઉદ્ધવ
૧૮ કિંપુરુષોમાં હનુમાન
૧૯ વિદ્યાધરોમાં સુદર્શન
૨૦ રત્નોમાં પદ્મરાગ
૨૧ સુંદર વસ્તુઓમાં કમલકોશ
૨૨ ઘાસમાં કુશ
૨૩ હવન કરવાની વસ્તુઓમાં ઘી
૨૪ વ્યવસાયિઓમાં લક્ષ્મી
૨૫ છલ કરવાવાળામાં છળ
૨૬ તિતિક્ષુઓમાં તિતિક્ષા
૨૭ સત્વગુણીઓમાં સત્ત્વગુણ (૧૧–૧૬–૩૧)

આ બધી વિભૂતિઓ, ગીતામાં આપેલ વિભૂતિઓ સાથે મળતી આવતી નથી. કોઈ કોઇ મળતી આવે છે. મૂળ હેતુ આંહી એવો છે કે ભગવાનનું નિર્ગુણ સ્વરૂપ મન વાણીને અગોચર હોવાથી સગુણ ભકતો કે જેને કાંઇક આધાર જોઇએ તેમણે ઉપર પ્રમાણે વિભૂતિઓમાં તેવી ભાવના કરવી જોઇએ,

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે:—

૧ બલવાનોમાં ઉત્સાહ અને પરાક્રમ હું છું.

૨ સાત્વિક ભક્તોમાં નિષ્કામકર્મ અને વૈષ્ણવભક્તોની પૂજ્ય નવ મૂર્તિઓમાં વાસુદેવ નામની મૂર્તિ હું છું.

૩ ગન્ધર્વોમાં વિશ્વાવસુ અને

૪ અપ્સરાઓમાં પૂર્વચિત્તિ હું છું.

૫ પર્વતોમાં સ્થિરતા અને

૬ પૃથ્વીમાં ગંધ હું છું.

આંહી જે પૂર્વચિત્તિ અપ્સરાનું નામ આવે છે તે ગીતામાં નથી. પૂર્વચિત્તીનો બીજો અર્થ એમ પણ થાય છે કે પહેલા કરેલા કર્મનું સ્મરણ. એ અપ્સરા બધી કરતાં મોટી છે અને ઘણા માણસોવી પરીક્ષા કરે છે.

હવે કહે છે કેઃ—

૧ જળમાં રસ

૨ તેજસ્વીઓમાં મહાતેજસ્વી અગ્નિ, સૂર્ય અને ચંદ્ર.

૩ તારાઓમાં પ્રભા

૪ આકાશમાં તેનો ગુણ શબ્દ હું છું.

૫ ભક્તોમાં બલિ

૬ વીરોમાં અર્જુન

૭ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લય હું છું.

૮ હુંજ ગતિ, ઉક્તિ, ત્યાગ, ગ્રહણ, આનંદ અને સ્પર્શ રૂપ છું તથા

૯ આસ્વાદ શ્રવણ અને ઘ્રાણ છું.

૧૦ બધી ઇંદ્રિયોનો ઇંદ્રિ હું છું.

૨૧ પંચ મહાભૂત અને પ્રકૃતિરૂપ હું છું.

૧૨ તત્ત્વોની ગણના, તેનું જ્ઞાન અને તેનું લક્ષણ હું છું.

૧૩ ઇશ્વર, જીવ, ગુણ, ગુણી અને સર્વાત્મા સર્વરૂપ હું છું.

૧૪ મારાથી જુદો કોઈ પદાર્થ છે નહિ.

૧૫ કદાચ કાલાન્તરે પરમાણુની સંખ્યા ગણી શકાય પણ કરોડો બ્રહ્માંડોને રચવાવાળા મારા સ્વરૂપની વિભૂતિઓ કોઇ ગણી શકતાં નથી.

૧૬ જ્યાં જ્યાં કોઈ તેજ, શ્રી, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, ત્યાગ, સૌંદર્ય, સૌભાગ્ય, પુરુષાર્થ, તિતિક્ષા અને વિજ્ઞાન વગેરે શ્રેષ્ઠ ગુણ દેખાય તે મારોજ અંશ છે.

આંહી કહેવાનો ભાવાર્થ એવો છે કે જ્યાં ખરાબ પ્રકૃતિ દેખાય અને તેવી પ્રકૃતિ ભગવાનમાં કેમ હોય? એવો વિચાર આવે તો તે માયા સમજવી, છતાં ચંડીપાઠમાં એવી પ્રકૃતિ પણ માતાજીનું સ્વરૂપ

છે, એમ જણાવેલ છે. ટુંકામાં હેતુ એવો છે કે જીવને કોઈપણ રીતે સર્વાત્મભાવ પ્રાપ્ત થવો જોઈએ.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે આ બધી વિભૂતિઓ મેં તમને સંક્ષેપથી કહી તો પણ એ બધા મનના વિકાર છે અને વાણીથી કહી શકાય છે, એટલે એ પરમાર્થ વસ્તુ નથી કારણ કે પરમાર્થ વસ્તુ તો મન વાણીનો અવિષય છે, તેથી ઉપરની વિભૂતિઓ આભાસ માત્ર છે; એટલે સાધકને સાધન સ્થિતિમાં મારી વિભૂતિની જિજ્ઞાસા પૂરી પાડવા આ બધું મનથી કલ્પ્યું છે. વાસ્તવિક મારૂં સ્વરૂપ અદ્વૈત છે. તેના નામ, રૂપ, ગુણ, વર્ણ અને વિભૂતિ એ પ્રતીતિ માત્ર છે અને શાબ્દિક છે, માટેઃ—

**वाचं यच्छ मनो यच्छ प्राणान्यच्छेन्द्रियाणि च।**
**आत्मानमात्मना यच्छ न भूयः कल्पसेऽध्वने॥ (११-१६-४२)**

અર્થ—વાણી, મન, પ્રાણ, અને ઈંદ્રિયોને જીતો, બુદ્ધિને આત્મા દ્વારા જીતો, એમ કરવાથી ફરીથી જન્મ મરણના ચક્કરમાં પડવું પડશે નહિ.

**यो वै वाङ् मनसी सम्यगसंयच्छन्धिया यतिः।**
**तस्य व्रतं तपो दानं स्रवत्यामघटाम्बुवत्॥ (११-१६-४३)**

અર્થ—જે વિચારવાન બુદ્ધિ દ્વારા વાણી અને મનનો પૂર્ણપણે સંયમ કરી શકતા નથી, તેનાં વ્રત, તપ અને જ્ઞાન કાચા ઘડામાં ભરેલા જળની માફક ક્ષીણ થઈ જાય છે.

આંહી સમજવાનું એ છે કે કોઈપણ રીતે આત્મામાં નિષ્ઠા પ્રાપ્ત કરવી એ મુખ્ય કામ છે, નિષ્ઠાનો બીજો અર્થ સ્થિતપ્રજ્ઞ દશા થાય છે. તેને ગુણાતીત દશા અથવા જીવન્મુક્ત દશા પણ કહે છે. જ્યાં સુધી મન અને ઈંદ્રિઓ વશમાં આવતાં નથી ત્યાં સુધી બધાં સાધન નિરર્થક છે. જ્યારે બુદ્ધિથી વાણી, મન અને પ્રાણ વશ થઈ

જાય છે, ત્યારે કંઈ કરવાનું રહેતું નથી, તે વખતે ભક્ત કૃતકૃત્ય થઈ જાય છે.

છતાં વિઘ્નોમાં ભગવાન ભક્તની રક્ષા કરે છે, અને તેની લાજ રાખે છે. પ્રહ્‌લાદને માટે થાંભલામાં પ્રગટ થયા, હાથીને માટે ગરુડે ચડીને આવ્યા, કૌરવોની સભામાં દ્રૌપદીની લાજ રાખી, કૌરવોના મોઢાં કાળાં કર્યાં, દાવાનળથી ગોવાળોની રક્ષા કરી, અર્જુનને માટે દિવસે સૂર્યને સંતાડ્યો વગેરે. હાલના કાળમાં ઘણા ભક્તોને ભગવાન સહાય આપી છે. જ્યાં જ્યાં એવી મદદ મળ્યા કરે ત્યાં ત્યાં ભગ-વાનની વિભૂતિનો પરિચય મળે છે.

ગીતામાં વિભૂતિયોગનું વર્ણન આપીને ભગવાન કહે છે કે એ બધી વિભૂતિઓ હું એક અંશથી ધારણ કરી રહેલ છું કારણ કે એ બધી માયા છે. દરેક વિભૂતિ ઈશ્વર હોય તો ઘણા ઈશ્વર થઈ જાય અને ઘણા ઈશ્વરનું જ્ઞાન એ મોક્ષનો હેતુ થાય નહિ, વળી વિભૂતિ અનન્ત હોવાથી એક પુરુષ દ્વારા તેની ઉપાસના પણ થઈ શકતી નથી, તેથી મુમુક્ષુ અધિકારીએ એક સર્વાત્મ પરમેશ્વરનું જ ભજન કરવું જોઈએ. એકાદશ સ્કંધમાં પણ ભગવાન ઉદ્ધવજીને આ અધ્યાયમાં કહે છે કે વાણી અને મન છોડો, કારણ કે એ વિભૂતિઓ પણ મનના વિકાર છે. (૧૧–૧૬–૪૧.)

આંહી સમજવાનું કે આત્માનું સ્વરૂપ અગમ્ય હોવાથી અનેક પ્રકારનાં સાધન બતાવવાં પડે છે. હવે પછીના અધ્યાયમાં પણ વર્ણાશ્રમધર્મની પદ્ધતિદ્વારા જુદા જુદા પ્રકારનાં સાધન બતાવ-વામાં આવશે.

# પ્રકરણ ૨૪

## વર્ણાશ્રમ ધર્મનું રહસ્ય.

ઉદ્ધવજી પૂછે છેઃ–હે ભગવાન, જે ધર્મનું અનુષ્ઠાન કરવાથી આપની ભક્તિ ઉત્પન્ન થાય તે ધર્મ મને સમજાવો.

શ્રીભગવાન કહે છેઃ–હે ઉદ્ધવ, વર્ણાશ્રમના આચારવાળો ધર્મ પરમકલ્યાણ રૂપ છે અને મોક્ષની પ્રાપ્તિ કરાવવાવાળો છે. કલ્પની શરૂઆતમાં પહેલા કૃત યુગ હતો. તે વખતે માણસોમાં હંસ નામનો એક જ વર્ણ હતો. તે વખતના લોક જન્મથી જ કૃત–કૃત્ય હતા, તેથી તેને કૃતયુગ કહે છે. તે વખતે પ્રણવ વેદ હતો, અને તપ, શૌચ, દયા અને સત્ય રૂપ ચાર ચરણવાળો ધર્મ હતો. તે વખતે નિષ્પાપ અને તપોનિષ્ઠ લોક મને હંસ રૂપે (એટલે શુદ્ધ સ્વરૂપનો) ઉપાસના કરતા હતા, પછી ત્રેતાયુગ આવવાથી મારા હૃદયમાંથી મારા શ્વાસરૂપ ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદનો આવિર્ભાવ થયો. તે વખતે હું યજ્ઞરૂપે એટલે વિરાટ રૂપે પ્રગટ થયો. વિરાટના મુખમાંથી બ્રાહ્મણ, ભુજામાંથી ક્ષત્રિઓ, પેટમાંથી વૈશ્ય અને ચરણમાંથી શૂદ્રો નિકળ્યા. એ પ્રમાણે ચાર વર્ણોની ઉત્પત્તિ થઈ અને તે પોતપોતાના આચરણથી સ્પષ્ટ દેખાય છે. વળી વિરાટ પુરુષની જંઘામાંથી ગૃહસ્થ આશ્રમ થયો, હૃદયથી બ્રહ્મચર્ય, છાતીમાંથી વાનપ્રસ્થ અને મસ્તકમાંથી સંન્યાસ આશ્રમ થયો.

ગીતાની અંદર ફક્ત ચાર વર્ણના ધર્મ આપેલા છે અને અંહી ભગવાન વર્ણધર્મ અને આશ્રમધર્મ બન્નેનું વર્ણન આપે છે. વર્ણધર્મ સમાજના વિકાસ માટે છે અને આશ્રમધર્મ વ્યક્તિના વિકાસ માટે છે. ગીતાની શરૂઆતમાં અર્જુનનો પ્રશ્ન એવો હતો કે આ યુદ્ધથી પ્રજા વર્ણસંકર થઇ જશે તો સમાજનું શું થશે ! તેથી એમ લાગે છે કે ભગવાને વર્ણધર્મનો વિચાર ત્યાં કરેલો છે. ગીતામાં

જેમ વર્ણધર્મનું વર્ણન ૧૮ અધ્યાયમાં આપેલ છે તેમ અહીં પણ ભગવાન નીચે પ્રમાણે વર્ણધર્મ ઉદ્ધવજીને સમજાવે છે અને પછી આશ્રમ ધર્મ સમજાવશે.

૧. બ્રાહ્મણના ધર્મ શમ, દમ, તપ, શૌચ, સંતોષ, ક્ષમા, કોમલતા, મારી ભક્તિ. દયા, અને સત્ય;

૨. ક્ષત્રિયના ધર્મ, તેજ, બળ, ધૈર્ય, વીરતા, સહનશીલતા, ઉદારતા, ઉદ્યોગ, સ્થિરતા, બ્રાહ્મણોની ભકિત અને ઐશ્વર્ય;

૩. વૈશ્યના ધર્મ–આસ્તિકતા, દાનશીલતા, દંભરહિતતા, બ્રાહ્મણોની સેવા કરવી, અને ધનથી સંતોષ ન રાખવો એટલે ખૂબ કમાવું,

૪. શુદ્રના ધર્મ–બ્રાહ્મણ, ગાય અને દેવોની નિષ્કપટભાવે સેવા કરવી અને સેવાથી જે મળે તેમાં સંતોષ રાખવો.

હવે અંત્યજનો સ્વભાવ કેવો હોય તે કહે છે :–

અપવિત્રતા, મિથ્યા ભાષણ, ચોરી કરવી, નાસ્તિકપણું, વ્યર્થ કજીઓ કરવો, કામ, ક્રોધ અને તૃષ્ણા રાખવાં.

હવે બધા વર્ણોના સામાન્ય ધર્મ નીચે પ્રમાણે કહે છે :-

અહિંસા, સત્ય, ચોરી ન કરવી, કામ, ક્રોધ અને લોભ જીતવા, પ્રાણીઓની પ્રિય અને હિતકારી ચેષ્ટામાં તત્પર રહેવું.

આટલું કહ્યા પછી ભગવાન ઉદ્ધવજીને બ્રહ્મચારીના ધર્મ, ગૃહસ્થાશ્રમના ધર્મ, વાનપ્રસ્થાશ્રમના ધર્મ અને સંન્યાસ આશ્રમના ધર્મ સમજાવે છે,

આ બધા ધર્મનો હેતુ એ છે કે જેમ ખેતી માટે સારું બી, સારું ખાતર, સારી જમીન, પાણી વગેરેની નિયમસર જરૂર પડે છે, વળી જેમ ઢોરની ઓલાદ સુધારવા માટે સારા આખલા અને સારા પાડા વગેરેની જરૂર પડે છે, તેમ માણસની જાતને સુધારવા માટે કાંઈક પદ્ધતિ સમાજમાં હોવી જોઈએ.

સારી કેરી મળે તેવો આંબો રોપવો હોય તો સારી કેરીનું ગોટલું પહેલાં પસંદ કરવું જોઇએ. તેમાં ભૂલ થાય અને ભૂલથી ખાટી કેરીનું ગોટલું રોપવામાં આવે અને તેમાંથી દશ વર્ષે આંબો તૈયાર થાય તો તેમાંથી ખાટી કેરી નીકળે અને દસ વર્ષની મહેનત નકામી જાય. તેવી જ રીતે વિવાહમાં ધ્યાન ન રહે તો ખોટા સ્વભાવમાંથી ખોટા છોકરા થાય અને તેને કેળવવા માટે ૨૫ વર્ષ સુધી લીધેલ મહેનત નકામી જાય. આવી સૂક્ષ્મ બાબતોનો વિચાર કરીને હિંદુધર્મમાં વર્ણાશ્રમની પદ્ધતિ ગોઠવવામાં આવેલ છે.

ગીતામાં ભગવાન કહે છે કે ચાર વર્ણ પોતે કરેલા છે. છતાં એવા વર્ણ હિંદ સિવાય બીજા દેશોમાં કેમ જોવામાં આવતા નથી! પશ્ચિમની પ્રજા કદાચ એમ માનતી હશે કે તેઓના બાપદાદા પશુઓ હતા અને તેમાંથી તેમની પ્રજા નીકળેલી છે તેથી હજુ પશુ જેવી રહી ગયેલ છે, તેથી તેઓ પશુને ખાય છે અને પશુની માફક લડે છે. તેઓ માણસ થશે ત્યારે તેમને પણ કદાચ વર્ણાશ્રમના જેવી કાંઈક પદ્ધતિ કરવી પડશે પણ એવો વખત આવે તે પહેલાં હિંદની વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ તુટતી જાય છે અને સમાજનું ભવિષ્યમાં શું થશે તેની સૌને ચિન્તા થવા લાગી છે. સાયન્સની નવી શોધોથી અને સંચાઓથી મળેલ સગવડોથી ઇંદ્રિયોના ભોગ ભોગવવામાં વધારે છૂટ મળે છે અને પાંચ ઇંદ્રિયોથી જે સુખ મળે તે સાચું છે એવું પ્રમાણ થઇ ગયું છે. સંચાની મદદથી ધન વધારે ઉત્પન્ન થયું પણ તેની વહેંચણી બરાબર થઈ નહીં તેથી હવે મજૂરો મૂડીવાળાની સામે થયા છે. પણ તેની સાથે સાથે પ્રજા વધી ગઇ અને ઇંદ્રિયોનાં સુખ સાચાં લાગ્યાં, તેથી ધનની વહેંચણીથી પણ સમાજના સંસ્કાર સુધારતા નથી. હાલનો મજૂર અકબર બાદશાહના કરતાં વધારે ભોગ ભોગવી શકે છે. તેને રેલ્વે, તાર, ટપાલ, સીનેમા, વિજળી વગેરેની સગવડ મળે છે, રવિવારે ફુરસદ મળે છે, છતાં સંસ્કારની દૃષ્ટિએ મજૂરો અને બીજા આગળ વધી શકતા નથી. વળી વિમાન અને રેડીઓની સગ-

વડને લઇને બધા દેશોનાં સંસ્કારની સેળભેળ થયેલ છે, તેથી નાના આગળ વધવાને બદલે મોટા પાછળ પડતા જાય છે. સમાજનું કલ્યાણ કરવું હોય તો બધાને સમાન હક આપી શકાય નહિ. મજૂરને એક મત આપવાનો હક રહે અને વિદ્વાન અને જ્ઞાની માણસને એક મત આપવાનો હક રહે તો મજૂરોની અને અજ્ઞાનીની બહુમતિવાળાં રાજ્ય થાય. સદાચારી અને દુરાચારીને સરખા હક આપી શકાય નહિ. પ્રજાસત્તાક રાજ્યોમાં નબળા મનવાળાની બહુમતિ થતી જાય છે તેથી બધે ઠેકાણે સમાજ બગડતો જાય છે. કોઈ દુરાચારી માંદો પડયો, તેના ઉપર દયા લાવીને તેને સાજો કર્યો એટલે ફરીથી દુરાચાર કરવા માંડે છે. કોઇ સાધુ માંદો પડયો અને તેને સાજો કર્યો તો તે વધારે ભક્તિ કરશે અને લોકોને સારે માર્ગે ચડાવશે, તેથી સારા સંસ્કારવાળાને રક્ષણ આપવાની જરૂર છે, તેથી હિંદમાં દેશી રાજાઓને ગૌ બ્રાહ્મણ પ્રતિપાળનો ખિતાબ આપવામાં આવતો હતો. હલકા માણસો આગળ વધી શકતા નથી તેથી બધાએ તેમના જેવું થવું એવી જાતની સમાજ પદ્ધતિ દાખલ થતી જાય છે અને મજૂરોને વિષય સુખની વધારે સગવડ કરી આપવાથી સારી સમાજસેવા થાય છે એમ માનવામાં આવે છે.

બધા દેશોમાં લશ્કરી ખર્ચ વધતું જાય છે છતાં લડાઈ અટકી નથી અને લશ્કરના ખર્ચને લઇને બીજા ઉપયોગી સુધારા પણ થઈ શકતા નથી. ધનવાન તે ગુણવાન મનાય છે. હજુ સમાજનું લક્ષ્ય ગુણવાન તરફ દોરાયું નથી. વિદ્યાર્થીઓ ધન માટે ભણે છે, અને પરીક્ષામાં નાપાસ થાય તો શોક કરે છે. પરીક્ષાનો અર્થ એવો છે પરી–ઇક્ષણ એટલે ચારે બાજુ જે તત્ત્વ રહેલું છે, તેને બરાબર જોવું અને યુનીવર્સીટીનો અર્થ એવો છે કે યુની=એક, વર્સ=જ્ઞાન એટલે એક અદ્વૈતતત્ત્વનું જ્ઞાન જે ઠેકાણે મળે તેને યુનીવર્સીટી કહી શકાય. હાલનો વિદ્યાર્થી જગતને જાણવા પ્રયત્ન કરે છે પણ પોતાને કે ઇશ્વરને ઓળખતો નથી તેથી હમણાં અમેરિકામાં Foundation

for integral education સંપૂર્ણ વિદ્યા માટે એટલે બ્રહ્મવિદ્યા માટે કેન્દ્ર ખોલવામાં આવેલ છે. પણ હજુ તેની શરૂઆત છે. ગયા બસો વર્ષોમાં જે કારખાનાં વધ્યાં છે, ઓફિસો વધી છે, લડાઈનાં સાધન વધ્યાં છે અને ઈંદ્રિયોના ભોગનાં સાધન વધ્યાં છે, તેનું પૂર રોકવું એ સહેલું કામ નથી.

ભોગનાં સાધન વધ્યાં છે તેથી શરીરના રોગ, વાસનાના રોગ અને મનના રોગ વધ્યા છે, તેથી વારંવાર બીજાની સેવા કરવાનું મન થાય છે, પણ બીજાની સેવા કરવામાં તેમને ભોગનાં સાધન આપવાં એ સાચી સેવા નથી. સેવાના પ્રકારમાં ધ્યાન રાખવાની જરૂર છે. કુતરાને રોટલો નાખવાથી તે ઘરની ચોકી કરે છે, ગાયને ઘાસ નાખવાથી દૂધ મળે છે, ખેડૂતોને મદદ આપવાથી ખેતી સુધરે છે, કોઈનું સગપણ કરી આપવાથી તેને સંસારનું સુખ મળે છે, સીનેમા વધારવાથી માણસોને આંખ અને કાનનું સુખ આપી શકાય છે. નિશાળો વધારવાથી અક્ષર-જ્ઞાન અને સાયન્સનું જ્ઞાન વધારી શકાય છે, ચરખા વગેરેથી હાથ ઉદ્યોગ વધારી શકાય છે. મહાત્માઓની સેવા કરવાથી અને તેમને સગવડ આપવાથી પ્રજામાં આત્મજ્ઞાન વધે છે. છેલ્લી સેવાનું ફળ નિત્ય રહે છે. બાકીની સેવાનું ફળ અનિત્ય રહે છે. તેથી છેલ્લી સેવા એ મુખ્ય સેવા માનવી જોઈએ. છેલ્લી સેવાથી માણસ પોતે પોતાને ઓળખી શકે છે. એ રીતે અજ્ઞાની માણસોના વાતાવરણ કરતાં જુદા પ્રકારનું વાતાવરણ રચી શકાય છે. પણ વ્યસનોની ટેવ છોડવી અઘરી છે. જેમ અફીણનું વ્યસન છોડવું અઘરૂં છે, તેમ સીનેમા ન્યુસ પેપર વગેરેનાં જેને વ્યસન થાય છે તે પણ છોડી શકાતાં નથી. તે ઉપરાંત સંઘમાં રહેવાની ટેવથી પણ માણસ આગળ વધી શકતા નથી. નાનાની સંભાળ રાખવા કરતાં ડાહ્યા અને જ્ઞાની માણસોની વધારે સંભાળ રાખવી જોઈએ. તેમના ડહાપણનો લાભ અજ્ઞાનીને ઘણો મળે છે. જે માણસો આગળ વધી શકતા નથી તેમના માટે બીજાએ તેમની દશામાં આવવું ન જોઈએ. મ. ગાંધીજીએ કહ્યું કે

તેને ભંગી થવું ગમે છે. તેથી ઘણાને એ માર્ગ ગમે છે પણ મ. ગાંધીજી ભંગીની વચ્ચે રહી પોતાના સ્વભાવની સમતા જાળવી શકતા હતા. બીજા એવું કરવા જાય છે તો પડી જાય છે. ભંગી વચ્ચે રહેવાથી મહાત્મા થવાતું નથી પણ મહાત્મા થાય તો બધા સંજોગોમાં સમતા રાખી શકે છે.

ખાસ કરીને નાની ઉમરના બાળકોની વધારે સંભાળ રાખવાની જરૂર છે. નાની ઉમરના છોકરાઓ સીનેમા જોવા જાય અથવા અમે રીકા સુધી ભણવા જાય તેમાં ઘણા વિદ્યાર્થીઓમાં ખોટા સંસ્કાર પડી જાય છે. સારા સંસ્કાર માટે બ્રહ્મચારીઓએ ગુરુના ઘરમાં અથવા આશ્રમમાં રહેવાની પ્રથા પહેલાં હતી. ભગવાન ઉદ્ધવજીને બ્રહ્મચારીના ધર્મ સમજાવતાં કહે છે કે તેણે સવાર સાંજ ગાયત્રીનો જપ કરવો, આચાર્યને ભગવાનરૂપ સમજવા, તેનો નિરાદર કરવો નહિ, જે કાંઈ ભિક્ષા મળી જાય તેનાથી સંતોષ રાખવો. ભિક્ષા પહેલાં ગુરુની પાસે ધરવી, આચાર્યની સેવા કરવી અને બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું. તેમણે સ્ત્રીઓ તરફ તાકીને જોવું નહિ, તેમનો સ્પર્શ કરવો નહિ, તેમની સાથે હસવું નહિ કે તેમની મશ્કરી કરવી નહિ. હાલની વિદ્યાપીઠોમાં છોકરા છોકરીઓ સાથે ભણે છે તેથી આવું બ્રહ્મચર્ય રાખી શકતા નથી. શૌચ, આચમન, સ્નાન, સંધ્યા, સરળતા, તીર્થસેવન, જપ, અસ્પૃશ્ય અભક્ષ્ય અને અવાચ્યનો ત્યાગ, બધા પ્રાણીઓને બ્રહ્મરૂપ જોવાં, મન વાણી અને શરીરનો સંયમ એ બધા આશ્રમોના ધર્મ છે.

બ્રહ્મચારીએ અભ્યાસ સમાપ્ત કર્યાં પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની તેની ઇચ્છા હોય તો ગુરુને દક્ષિણા આપીને સ્નાન વગેરે કરીને બ્રહ્મચર્ય આશ્રમમાંથી નીકળે. તેનામાં બહુ વૈરાગ્ય હોય અને તેને સંન્યાસ લેવાની ઇચ્છા હોય તો પરબારો સંન્યાસઆશ્રમમાં પ્રવેશ કરે, અથવા ગૃહસ્થાશ્રમ પૂરો કરીને પછી વાનપ્રસ્થ આશ્રમ અને પછી સંન્યાસ આશ્રમ ધારણ કરે. કોઈ પણ હિંદુએ નિરાશ્રમી રહીને સ્વેચ્છાચારી થવું ન જોઇએ.

હવે ભગવાન ઉદ્ધવજીને ગૃહસ્થાશ્રમના ધર્મ સમજાવે છે. તેમાં યજ્ઞ કરવા, અભ્યાસ કરવો અને દાન દેવું એ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોના પણ ધર્મ છે. પરંતુ દાન લેવું, અભ્યાસ કરાવવો અને યજ્ઞ કરાવવો માત્ર બ્રાહ્મણનું કર્મ છે. બ્રાહ્મણનું શરીર ક્ષુદ્ર ભોગોને માટે નથી. તેનું જીવન, કઠણ તપ કરવામાં અને અંતમાં અનન્ત આનંદ રૂપ મોક્ષ પ્રાપ્ત કરવામાં વપરાવું જોઈએ. ક્ષત્રિયોએ પ્રજાનું રક્ષણ કરવું જોઈએ. સારી રીતે રાજ્ય કરવાથી તેને સ્વર્ગ મળે છે. બ્રાહ્મણને ધનની અગવડ આવે તો વૈશ્યવૃત્તિ કરે અથવા ક્ષત્રિયની વૃત્તિનો આશ્રય કરે પણ નીચ સેવાની વૃત્તિ કરવી નહિ, કારણ કે તેનાથી ખોટો સંગ થાય છે. ક્ષત્રિયને દરિદ્રતાનું કષ્ટ હોય તો વૈશ્યવૃત્તિ કરે પણ નીચની સેવા કરે નહિ. વૈશ્ય આપત્તિકાળમાં શૂદ્રના જેવી વૃત્તિ કરે અને આપત્તિથી છૂટે ત્યાર પછી પોતાની વૈશ્યવૃત્તિ ધારણ કરે. ગૃહસ્થે પાંચ મહાયજ્ઞ રોજ કરવા તથા દાન આપવું અને સમસ્ત પ્રાણીઓમાં ભગવદ્ દૃષ્ટિ રાખવી, અને ન્યાયપૂર્વક કમાણી કરવી; કુટુંબમાં આસક્તિ વધી ન જાય તેનું ધ્યાન રાખવું. વિવેકી પુરુષે આ દ્રશ્યમાન પ્રપંચને નાશવાન જોવો અને સ્વર્ગનું સુખ પણ અનિત્ય છે એમ જાણવું, કુટુંબીઓનો સંબંધ એ ટ્રેનમાં બેઠેલા મુસાફરોના સંબંધ જેવો ક્ષણિક છે. તે સંબંધ શરીરની સાથે છૂટી જાય છે. તેથી મુમુક્ષુઓએ ઘરમાં અતિથિની સમાન અહંકાર રહિત થઈને રહેવું. પછી પુત્ર હોય તો સ્ત્રીના પાલન પોષણનો ભાર તેને સોંપીને વાનપ્રસ્થ થવું. જે માણસ ઘરમાં આસક્ત થઇ જાય છે તેને કુટુંબના પાલન પોષણની ચિંતા થાય છે, એવો માણસ મરીને ઘોર અંધકારમાં પડે છે. (૧૧–૧૮–૫૮).

સ્ત્રી અગ્નિના કુંડ સમાન છે અને પુરુષ ઘીના ઘડા જેવો છે, ઘીને અગ્નિની પાસે આવતાં પીગળતા વાર લાગતી નથી. પરાશર જેવા શ્રેષ્ટ તપસ્વી પણ માછીની છોકરી મત્સ્યગંધાને જોઇ ધર્મભ્રષ્ટ થયા, સૌભરી મુનિને માછલાનો સંયોગ જોઇ કામ ઉત્પન્ન થયો અને

પોતાનું તપ ગુમાવ્યું, માટે સ્ત્રીઓનો સહવાસ અનર્થકારક છે. સ્ત્રી-પુત્ર વગેરેના મોહથી જેની બુદ્ધિ મૂઢ થયેલ છે તે નરકને પામે છે. તેથી યોગ્ય ઉંમર થતાં વાનપ્રસ્થ આશ્રમ ધારણ કરવો. પહેલાં જ્યારે સો વર્ષનું આયુષ્ય હતું ત્યારે ૫૦ વર્ષની ઉંમર પછી વાનપ્રસ્થ આશ્રમ સ્વીકારવામાં આવતો હતો, હવે આયુષ્ય ઓછું થયેલું હોવાથી ૪૦ વર્ષની ઉંમરે વાનપ્રસ્થ થવું જોઈએ.

ભગવાન ઉદ્ધવજીને વાનપ્રસ્થના ધર્મ અને સંન્યાસીના ધર્મ સંભળાવે છે. (૧૧-૧૮-૧) વાનપ્રસ્થીએ વનમાં જઈ કંદમૂળ અને ફળોથી શરીરનો નિર્વાહ કરવો, વલ્કલ વસ્ત્ર ધારણ કરવાં અને ઘાસ પાંદડાં અને મૃગચર્મથી કામ ચલાવવું. શરીરે વાળ ઉગવા દેવા. પૃથ્વી ઉપર સૂવું, ઉનાળામાં પાંચ અગ્નિનો તાપ લેવો, વરસાદમાં શરીર ઉપર વરસાદ લેવો, શરદ ઋતુમાં ઠંડા પાણીમાં રહેવું, એ પ્રમાણે ઘોર તપ કરવું, પરિગ્રહ રાખવો નહિ, આ પ્રમાણે તપથી તેનું શરીર સૂકાઈ જતાં પછી ઋષિ લોકોને પામી કાલાન્તરે તેને ભગવત્ પ્રાપ્તિ થાય છે. જ્યારે વૃદ્ધાવસ્થાને લઈને પોતાનું શરીર કામ ન કરે અને કાંપવા લાગે ત્યારે અગ્નિને ભાવના દ્વારા પોતાના અંતઃકરણમાં સ્થાપી મારું સ્મરણ કરી અગ્નિમાં પ્રવેશ કરવો. આ પ્રયોગ વૈરાગ્ય વગરના માણસ માટે છે, વૈરાગ્યવાળા માણસે અગ્નિનો ત્યાગ કરી સંન્યાસી થવું.

હાલના કાળમાં માણસોનાં શરીર એવાં થઈ ગયાં છે કે ગૃહસ્થાશ્રમમાં જ શરીર એવું સુકાઇ જાય છે કે તે માણસ વાનપ્રસ્થ આશ્રમનાં તપ કરવા જેટલો શક્તિમાન રહેતો નથી, તેથી હાલ જે માણસે વાનપ્રસ્થ થવું હોય તેમણે સાદો ખોરાક લેવો, ગૃહસ્થોનો સંગ કરવો નહિ, બ્રહ્મચર્ય પાળવું અને સંન્યાસીઓનો સંગ કરવો. એટલું કરી થોડા વર્ષ પોતાના મનની પરીક્ષા કરીને પછી સંન્યાસ લેવો.

સન્યાસ લેતી વખતે તેનાં સગાં તેને વિઘ્ન કરે છે અને સંન્યાસ લેવાની ના પાડે છે. ભગવાન ઉદ્ધવજીને કહે છે કે તે વખતે દેવોને એવી ઇર્ષ્યા આવે છે કે આ માણસ અમારા કરતાં આગળ વધી

જશે, તેથી દેવો તેનાં સ્ત્રી પુત્ર વગેરેમાં પ્રવેશ કરી સંન્યાસ લેવામાં વિઘ્ન કરે છે, છતાં તેણે દૃઢતા રાખી ચોથા આશ્રમમાં પ્રવેશ કરવો અને વિધિપૂર્વક સંન્યાસ લેવો. પોતાની પાસે ઓછો પરિગ્રહ રાખવો એટલે થોડાં કપડાં, દંડ, કમંડળ રાખવાં, ગાળીને પાણી પીવું અને સત્ય ભાષણ કરવું. મૌન એ વાણીનો દંડ છે નિષ્ક્રિયતા એ શરીરનો દંડ છે, અને પ્રાણાયામ એ મનનો દંડ છે. એવી રીતે ત્રિદંડી થવું. માત્ર વાંસના દંડથી સંન્યાસી થવાતું નથી. અત્યંજને છેડી બાકીની ચારે વર્ણોમાંથી ભિક્ષા લેવી અને સાત ઘરથી જે ભિક્ષા મળી જાય તેનાથી સંતોષ રાખવો, (૧૧-૧૮-૧૮). વસ્તીની બહાર કોઇ જલાશય ઉપર જઈ, જળ છાંટી સ્થળની શુદ્ધિ કરવી અને કોઇ અતિથિ ત્યાં આવી જાય તો અન્ન વ્હેંચી લેવું. અન્ન સીલકમાં રાખવું નહિ અને અધિક માંગવું નહિ.

સંન્યાસીએ અનાસક્ત થઈ જીતેન્દ્રિય થવું અને આત્મારામ, આત્મપ્રેમી, ધીર અને સમદર્શી થઇ એકલા પૃથ્વી ઉપર ફરવું. નિર્જન અને નિર્ભય દેશમાં રહેવું. મારી ભક્તિથી નિર્મળ ચિત્ત રાખી પોતાના આત્માનું મારી સાથે અભેદભાવે ચિંતન કરવું, તેણે સમજવું કેઃ—

बन्ध इन्द्रियविक्षेपो मोक्ष एषां च संयम ॥ (૧૧-૧૮-૨૨)

એટલે ઇંદ્રિયોની ચંચળતા એ બંધન છે અને ઇંદ્રિયોનો સંયમ તેજ મોક્ષ છે. માટે મન અને ઇંદ્રિયોને જીતવાં, કામનાઓ છોડવી અને અંતઃકરણમાં પરમાનંદનો અનુભવ કરવો. માત્ર ભિક્ષા માટે જ ગામમાં જવું. ભિક્ષા પણ બને ત્યાં સુધી વાનપ્રસ્થીના ઘેરથી લેવી, વળી,

नैतद्वस्तुतया पश्येद् दृश्यमानं विनश्यति
असक्तचित्तो विरमेदिहामुत्र चिकीर्षितात् ॥ (૧૧-૧૮-૨૬)

અર્થઃ—આ દ્રશ્ય પ્રપંચને વાસ્તવિક ન સમજવો કારણ કે તેનો નાશ થાય છે. તેમાં અનાસક્ત રહી બધી લૌકિક અને પારલૌકિક કામનાઓથી વિરક્ત થઇ જવું.

**यदेतदात्मनि जगन्मनो वाक्प्राणसंहतम् ।**
**सर्वं मायेति तर्केण स्वस्थस्त्यक्त्वा च नतत्स्मरेत् ॥**
(૧૧-૧૮-૨૭)

અર્થ—આત્મામાં મન વાણી અને પ્રાણના સંઘાત રૂપ જે જગત છે તે બધી માયા છે એમ જાણવું. વિચારપૂર્વક તે માયાનો બાધ કરીને પોતાના સ્વરૂપમાં સ્થિત થઇ જવું, અને તેનું સ્મરણ પણ ન કરવું.

**ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वानपेक्षकः ।**
**सलिङ्गानाश्रमांस्त्यक्त्वा ,चरेदविधिगोचरः ॥** (૧૧-૧૮-૨૮)

અર્થઃ—જે જ્ઞાનનિષ્ટ હોય, વિરક્ત હોય, કોઈ વસ્તુની ઇચ્છા ન રાખનારાળો મારો ભક્ત હોય તેણે બધા આશ્રમો અને તેના ચિહ્નો છોડી વેદ શાસ્ત્રના વિધિનિષેધ રૂપ બંધનથી મુક્ત થવું. આંહી શાસ્ત્રની આજ્ઞાથી પણ અતીત થઈને અવધૂત દશામાં સ્થિપ્રજ્ઞ થઇને વિચારવાનું કહેલ છે.

**वुद्धो बालकवत्क्रीडेत्कुशलो जडवच्चरेत् ।**
**वदेदुन्मत्तवद्विद्वान्गोचर्यां नैगमश्चरेत् ॥** (૧૧-૧૮-૨૯)

અર્થઃ—બુદ્ધિમાન હોવા છતાં બાળકની માફક રહેવું, નિપુણ હોવા છતાં જડવત્ રહેવું, વિદ્વાન હોવા છતાં પાગલની માફક વાતચિત કરવી અને શાસ્ત્રની વિધિ જાણવા છતાં પશુવૃત્તિથી રહેવું.

તેણે કોઇ સાથે વાદ કરવા નહિ અને તર્ક કરવા નહિ. નિંદા સહન કરવી, કોઇનું અપમાન ન કરવું, કોઇની સાથે વેર ન કરવું. બધામાં એક પરમાત્માને જોવા. પંચ મહાભૂતની દ્રષ્ટિથી જોતાં દેહ પણ એક જ છે. આ પ્રમાણે પરમહંસે શાસ્ત્રવિધિથી પર થઇને ઇશ્વરની માફક લીલાપૂર્વક રહેવું. એવા જ્ઞાની પુરુષને માટે આ વિકલ્પરૂપ પ્રપંચ રહેતો નથી. આત્મસાક્ષાત્કારથી તેનો પ્રતિબંધ થઇ જાય છે છતાં **आदेहान्तात्क्वचित् ख्यातिस्ततः सम्पद्यते मया ।** એટલે પ્રારબ્ધવશ જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી પ્રપંચની પ્રતીતિ રહેશે અને પછી તે જીવ મારામાં મળી જશે.

જિજ્ઞાસુએ આવા પુરૂષોની શરણે જવું અને તેને ભગવાનનું રૂપ માની તેની સેવા કરવી, ગુરુની નિન્દા કરવી નહિ. જેઓએ પોતાની ઇંદ્રિયો જીતી નથી, અને જેનામાં જ્ઞાન વૈરાગ્ય નથી છતાં જે સંન્યાસીના વેષથી પેટ ભરે તે યતિધર્મનો ઘાતક છે અને ભગવાનને ઠગે છે. જેની વાસના ક્ષીણ થઈ નથી તેના આ લોક અને પરલોક બંને બગડે છે.

શાંતિ અને અહિંસા સંન્યાસીના મુખ્ય ધર્મ છે. તપ અને ઈશ્વરચિંતન વાનપ્રસ્થના ધર્મ છે, પ્રાણીઓની રક્ષા અને યજ્ઞ કરવા એ ગૃહસ્થનો મુખ્ય ધર્મ છે. ઋતુગામી ગૃહસ્થને માટે બ્રહ્મચર્ય, તપ, શૌચ સંતોષ અને ભૂતદયા એ આવશ્યક ધર્મ છે અને મારી ઉપાસના કરવી એ મનુષ્યમાત્રનો ધર્મ છે. આ પ્રમાણે સ્વધર્મપાલન દ્વારા બધા પ્રાણીઓમાં મારી ભાવના રાખવી અને અનન્ય ભાવથી મારૂં ભજન કરવું કે જેથી તરત મારી વિશુદ્ધ ભક્તિ પ્રાપ્ત થાય. ભક્તિ દ્વારા આવો ભક્ત મને પ્રાપ્ત થઈ જાય છે. વર્ણાશ્રમવાળાને આ આચાર રૂપ ધર્મ છે. મારી ભક્તિથી યુક્ત આ આચાર તેના પરમ કલ્યાણનું કારણ થાય છે. (૧૧–૧૮–૪૭)

## પ્રકરણ ૨૫

### જ્ઞાન, વિજ્ઞાન, ભક્તિ, યમ, નિયમ વિગેરે

અઢારમા અધ્યાયને અંતે ભગવાને ઉદ્ધવજીને એમ કહ્યું કે જે માણસ વર્ણાશ્રમધર્મ પ્રમાણે રહીને સ્વધર્મનું પાલન કરે છે તે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. હવે ૧૯મા અધ્યાયની શરૂઆતમાં કહે છે કે જે આત્મજ્ઞાની છે તે પરોક્ષ જ્ઞાનવાન થતો નથી, સંપૂર્ણ દ્વૈત પ્રપંચ માયામાત્ર છે એમ જાણી વૃત્તિજ્ઞાન પણ મારામાં લય કરી દે છે. જ્ઞાનીપુરુષને તો સ્વર્ગ, મોક્ષ બધું હું જ છું. મારાથી અતિરિક્ત

કોઈ પદાર્થ તેને પ્રિય નથી. જ્ઞાન દ્વારા જ તે મને પોતાના અંતઃકરણમાં ધારણ કરે છે. તત્ત્વજ્ઞાનના એક અંશ માત્રથી જે સિદ્ધિ મળે છે તે તપ, તીર્થ, જપ, દાન અથવા બીજા કોઈ પવિત્ર સાધનથી પણ મળતી નથી. તેથી જ્ઞાનથી પોતાના આત્મસ્વરૂપને જાણી મારૂં ભજન કરો. ( ૧૧–૧૯–૫ )

અહીં કહેવાનો અર્થ એ છે કે જાણ્યા પછી ચૂપ થઈ એકમાં જ તન્મયતા કરવાની છે. કોઈ બાળક રડતો હોય ત્યારે તેની મા તેને કેટલીકવાર ધમકાવીને કહે છે કે "ચૂપ રહે!" બસ, એજ વેદાન્ત છે. પણ માણસને ચૂપ રહેવું મુશ્કેલ છે. જેમ નાના બાળકો ચૂપ રહી શકતા નથી તેમ મોટા પણ ચૂપ રહી શકતા નથી. અનેક જન્મનાં કર્મ એ ભાથાં છે. તેમાં વાસનારૂપી બાણો ભરેલાં છે, તે જીવને લાગ્યા કરે છે. એ બાબત બારમા સ્કંધના ૧૧મા અધ્યાયમાં સ્પષ્ટ કરેલી છે. ( ૧૨–૧૧–૧૬ )

ભગવાન ઉદ્ધવજીને કહે છે કે જ્ઞાન–વિજ્ઞાનરૂપ યજ્ઞદ્વારા પોતાના અંતઃકરણમાં આત્મરૂપ મારૂં યજન કરી મુનિઓ સિદ્ધિરૂપથી મને પ્રાપ્ત કરી લે છે, અને આધ્યાત્મિક આધિદૈવિક અને આધિભૌતિક એ ત્રણે વિકારોનું જે શરીર મળેલ છે તે આદિ અને અંતમાં રહેતું ન હોવાથી માયાવાળું છે, તેનાથી જે જન્મ થાય છે તેની સાથે તમારો શો સંબંધ છે? તમે તો અધિષ્ઠાતા માત્ર છો, અસત વસ્તુના જેમ આદિ અંત હોતા નથી, તેમ વચમાં પણ તે અસત હોય છે, ( ૧૧–૧૯–૭. ) આત્મા જ્ઞાનમય છે અને અનાત્મા અસત છે તેથી પ્રાપ્તની પ્રાપ્તિ અને નિવૃત્તિની નિવૃત્તિ સમજી લેવાની છે. કોઈપણ રીતે માયા માત્ર ત્રિપુટીનો લય કરવાંનો છે. દોરડીમાં જે ભૂલથી સર્પની બુદ્ધિ થાય છે તે સર્પને માર્યા સિવાય દૂર કરી શકાય છે. સ્વપ્નાનાં કર્મ જાગૃતમાં બંધનકર્તા થતાં નથી તેમ જાગૃતનાં કર્મ પણ જ્ઞાનદશામાં બંધન–કર્તા થતાં નથી. જ્ઞાની પુરુષ વિષયના ભોગ સિવાય પોતાના આનંદથી તૃપ્ત રહે છે. આવો અનુભવ જેને નથી તેનું

જ્ઞાન માત્ર શાબ્દિક છે, અથવા અનુમાનથી થયેલું છે. સૂર્યોદય થતાં ચંદ્ર અને તારાનું તેજ રહેતું નથી. અંબરીષ રાજાની કથામાં ભગવાને કહેલું છે કે મારો ભક્ત મારા સિવાય કાંઇ જાણતો નથી અને હું તેનાથી જરા પણ અલગ થતો નથી. રસોઈ કરી સ્વાદ ન લે ત્યાં સુધી રસોઇનું જ્ઞાન છે પણ અનુભવથી સ્વાદ લીધા પછી વિજ્ઞાન પ્રાપ્ત થાય છે. ગુરુ અને શાસ્ત્રના શ્રવણથી થયેલો નિશ્ચય તે જ્ઞાન છે અને તેનો અનુભવ એ વિજ્ઞાન છે. ભગવાન કહે છે કે મારા જ્ઞાની ભક્તને સંસારનો વા ન લાગે તેટલા માટે હું તેની ચારે બાજુથી રક્ષણ કરૂં છું. જ્ઞાનનિષ્ઠાથી જે અર્ધા ક્ષણમાં પવિત્રપણું પ્રાપ્ત થાય છે તે તપ વગેરે સાધનના યોગે કલ્પાંતે પણ મળતું નથી. તત્ત્વ દષ્ટિએ જીવ જન્મ મરણથી પર છે, ત્રિગુણાતીત છે. અકલ્પિત છે અને સર્વત્ર એક છે. વળી જગતનો પ્રપંચ મિથ્યા છે તેથી જીવની વ્યાપકતામાં કોઇ પ્રકારનું વિઘ્ન રહેતું નથી. ભ્રાંતિ હોય ત્યારે પ્રપંચ દેખાય છે, ભ્રાંતિ ન હોય ત્યારે તે બ્રહ્મરૂપે જણાય છે. સૂર્યોદય થયા પહેલાં અને સૂર્યાસ્ત થયા પછી મૃગજળ દેખાતું નથી, મધ્યમાં તે દેખાય છે પણ તેમાં જળનું ટીપું પણ હોતું નથી, તેવીજ રીતે સવારે માણસ જાગે તે પહેલાં તેનું જગત નથી, તે સૂઈ ગયા પછી તેનું જગત નથી. દિવસના વચલા કાળમાં પણ જગતની ભ્રાંતિ છે. પ્રાતિભાસિક વસ્તુમાં જ્ઞાત–સત્તા હોય છે એટલે જેવું જ્ઞાન તેવું જગત જણાય છે.

હવે ઉદ્ધવજી એવો પ્રશ્ન પૂછે છે કે "હે વિશ્વેશ્વર ! જે રીતે વૈરાગ્ય અને વિજ્ઞાનથી યુક્ત આ સનાતન અને વિશુદ્ધ જ્ઞાન દઢ થઈ જાય એવી સ્થિતિ બંધાય તેવો માર્ગ બતાવો અને જે ભક્તિયોગ બ્રહ્માદિ વગેરે પણ પસંદ કરે છે તે પણ સમજાવો. મને આપના સિવાય બીજો કોઇ આશ્રય જણાતો નથી. હું આપનો દાસ છું, સંસારના વિષયોથી વ્યાકુળ થઇ ગયો છું, તેનો મોક્ષપ્રદ વચનામૃતથી ઉદ્ધાર કરો (૧૧–૧૯–૧૦)." જ્ઞાન થવું સહેલું છે પણ તેમાં નિષ્ઠા

કરવી એ બહુ અઘરૂં કામ છે. જ્ઞાન સિવાય વૈરાગ્ય અંધ છે અને વૈરાગ્ય વગર જ્ઞાન પાંગળું છે. જ્યાં સુધી વિજ્ઞાન, જ્ઞાનને ભેટતુ નથી ત્યાં સુધી જીવભાવ જતો નથી. તેથી વિજ્ઞાનનું સ્વરૂપ પણ જાણવું જોઈએ. અગ્નિમાં જે વસ્તુનો હોમ કરીએ તે વસ્તુને અગ્નિ પોતા સાથે એકરૂપ કરી નાંખે છે અને અકસ્માત કાંઇ અગ્નિમાં પડે તો તેની પણ એ જ સ્થિતિ થાય છે, માટે જે રીતે સ્થિતપ્રજ્ઞ દશા પ્રાપ્ત થાય તેનો ઉપાય ઉદ્ધવજીએ પૂછેલ છે.

ભગવાન જવાબ આપે છે કેઃ—આવો પ્રશ્ન એકવાર યુધિષ્ઠિરે ભીષ્મ પિતામહને પૂછ્યો હતો. તે વખતે ભીષ્મે જે જવાબ આપ્યો હતો તે હવે હું તમને સંભળાવું. ૨૮ તત્ત્વો અને તેમાં (અધિષ્ઠાનરૂપથી) રહેલ એક આત્મતત્વનો જેનાથી સાક્ષાત્કાર થાય તેને જ્ઞાન કહે છે. તે ૨૮ તત્ત્વ આ પ્રમાણે છે, પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ અહંકાર અને પાંચ તન્માત્રારૂપ નવ, મન સહિત અગિયાર ઇંદ્રિયો, પાંચ ભૂત અને ત્રણ ગુણ. એ સાંખ્યની રીતનું જ્ઞાન છે, તેમાં એકજ આત્મતત્ત્વના નિરંતર અપરોક્ષ અનુભવ થવાના કારણથી ત્રિગુણાત્મક જગતની ઉત્પત્તિ સ્થિતિ કે લય વગેરે જ્યારે દેખાય નહિ ત્યારે તેને વિજ્ઞાન કહે છે. (૧૧–૧૯–૧૫). જે મહત્તત્ત્વ વગેરે કાર્ય વર્ગની ઉત્પત્તિ, પ્રલય અને સ્થિતિમાં, એક કાર્યથી બીજા કાર્યની અંતર્ગત અનુસ્યૂત અધિષ્ઠાન છે તે જ બધાનો લય થતાં, બાકી રહે છે, તે સત્ બ્રહ્મ છે. શબ્દ, પ્રત્યક્ષ, અનુમાન ઐતિહ્ય (આપ્ત વાક્ય) વગેરે પ્રમાણોમાં અનવસ્થા આવતી હોવાથી વિજ્ઞાની પુરુષ આ નિર્વિકલ્પ રૂપ સંસારથી વિરક્ત થઇ જાય છે. (૧૧–૧૯–૧૭).

એટલે બહારના જગતમાં જે ઉત્પત્તિ, સ્થિતિ, લય જણાય છે તે સ્વપ્નની માફક ભ્રાંતિવાળા છે, એ વાત હાલમાં સાપેક્ષવાદના સાયન્સથી પણ સિદ્ધ થયેલ છે. કાળ પોતે કલ્પિત હોવાથી, કોઈ વસ્તુની સાચી ઉત્પત્તિ થતી નથી. દૃષ્ટિ–સૃષ્ટિવાદમાં દૃષ્ટિનો વિષય દર્શનની પહેલાં હોતો નથી, અને સૃષ્ટિ–દૃષ્ટિ–વાદમાં દ્વૈત એવું

રહી જાય છે કે તેને દૂર કરવું મુશ્કેલ પડે છે. ઈશ્વર સાથે અભેદભાવે રહેવું તેને વિજ્ઞાન કહે છે. મીઠું, પાણીમાં પડ્યું કે મીઠાનું સ્વરૂપ રહેતું નથી તેમ આત્મસ્વરૂપમાં જ્ઞાનની એકરૂપતા થતાં આપ્ક અને સાધ્ય, વ્યાપ્ય અને વ્યાપ્ત વગેરે દ્વૈતભાવ રહેતો નથી. જ્યાં સુધી તેમની અપરોક્ષ પ્રાપ્તિ કે વિજ્ઞાન થયું નથી, ત્યાં સુધી જગત આત્માથી જુદું પ્રતીત થાય છે અને ત્યાં સુધી શબ્દજ્ઞાન રહે છે પણ નિષ્ઠા થતી નથી. ખરી રીતે જોતાં શબ્દજ્ઞાન પણ ત્રિગુણાત્મક છે. જે નિર્ગુણ વસ્તુ છે તે નિત્ય છે, ત્રિગુણાત્મક વસ્તુ નાશવંત છે. ઘટ અને મઠ ઉત્પન્ન થતાં અને નાશ થતાં પ્રતીત થાય છે પણ તેની અંદર જે આકાશ છે તે જેમનું તેમ રહે છે. અલંકાર ઘડ્યા પહેલાં, અલંકાર ઘડાયા પછી અને અલંકાર ભાંગી નાખ્યા પછી પણ સોનામાં કોઈ ફેરફાર થતો નથી તેમ એક અખંડ વસ્તુમાં કાંઈ વિકાર થતો નથી.

આવી ભાવના રહે તો જ્ઞાન-નિષ્ઠામાં હરકત આવે નહિ. જો જ્ઞાન દૃઢ ન થાય તો જતું રહે છે. એવું ભાગવતના માહાત્મ્યમાં પણ કહેલ છે ( ૫-૭૩ ). વળી કર્મ પરિણામી છે અને તેનાથી પ્રાપ્ત થતા બ્રહ્મલોક સુધીના બધા લોક વિકારવાન હોવાથી અમંગળ છે, તેથી આ લોકની સમાન પરલોકને પણ નાશવાન માનવા જોઈએ ( ૧૧-૧૯-૧૮ ).

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે "મેં ભક્તિયોગનું વર્ણન પહેલાં આપેલ છે છતાં એ તરફ તમારી પ્રીતિ વધેલી જોઈને હું તેનાં પરમ સાધન બતાવું છું, એટલે મારી અમૃતમયી કથાઓમાં શ્રદ્ધા રાખવી, નિરંતર મારૂં નામસંકીર્તન કરવું, મારી પૂજામાં તત્પરતા રાખવી, મારૂં સ્તવન કરવું, મારી સેવામાં પ્રેમ રાખવો, સંપૂર્ણ અંગોથી મને પ્રણામ કરવા, મારી વિશેષરૂપથી પૂજા કરવી, બધા પ્રાણીઓમાં મને જોવો, મારે માટે જ બધી ચેષ્ટા કરવી, એટલે વાણી દ્વારા મારા ગુણ ગાવા, મન મારામાં લગાડવું, બધી ઈચ્છા-

ઓને છોડવી, મારે માટે ધન, ભોગ અને સુખનો ત્યાગ કરવો અને જે કાંઈ જપ, વ્રત, તપ, યજ્ઞ વગેરે કરવામાં આવે તે મારે માટે જ કરવા. હે ઉદ્ધવ ! આવા ધર્મોનું પાલન કરવાથી અને આત્મસમર્પણ કરવાથી લોકોના હૃદયમાં મારી ભક્તિ ઉત્પન્ન થાય છે, પછી તે ભક્તને કોઈ ઇચ્છા રહેતી નથી. આ પ્રમાણે સત્ત્વગુણથી ઉદ્રેક થયેલ ચિત્ત આત્મામાં લગાવવામાં આવે તો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય સ્વયં પ્રાપ્ત થઇ જાય છે, અને જો એ જ ચિત્ત વિકલ્પ રૂપ સંસારમાં લગાડવામાં આવે તો ઇંદ્રિયો દ્વારા તે સંસારમાં જ દોડે છે. આ પ્રમાણે રજોગુણપ્રધાન અને મિથ્યા પદાર્થોમાં પ્રીતિ રાખનાર ચિત્ત જ વિપર્યયનો હેતુ છે એટલે અધર્મ તેનાથી ઉત્પન્ન થાય છે.

તેનો અર્થ એવો છે કે ઈંદ્ર વગેરે શ્રેષ્ઠ દેવતું પણ મરણ થાય છે પણ જેનું મન ભગવાનની કથામાં રમ્યા કરે છે તે કાળને જીતી જાય છે. ભગવાનના ભજનથી મહાપાપ પણ ભસ્મ થાય છે. એક ભક્તને ઘેર જ્યારે બીજો ભક્ત જાય છે ત્યારે તેને દીવાળીના દિવસ જેવો આનંદ ઉભરાય છે. પ્રતિમા ભગવાનની જડ મૂર્તિ છે પણ ભક્ત એ ચેતનમૂર્તિ છે. ભક્ત સર્વ પ્રાણીમાં ભગવાનને જુએ છે, અગ્નિના અંગારા લાંબા ટુંકા વગેરે જુદા જુદા આકારના હોય છે છતાં અગ્નિનું રૂપ તો એકજ હોય છે. ભીંત ઉપરના ચિત્રમાં અનેક આકૃતિઓ દેખાય છે પરંતુ ભીંત તો ખરી રીતે જોતાં એક જ હોય છે. તેવી જ રીતે એક જ પરમાત્મા સર્વ ભૂતોમાં છે, પ્રાણી માત્રમાં ભગવદ્‌ભાવ રાખવો એ જ શ્રેષ્ઠ પૂજન છે. ભક્તની બધી સંપત્તિ ભગવાનને માટે જ વપરાય છે, પ્રેમથી ભજન કરનારને જગતનું સુખ યાદ આવતું નથી, ભોજન કરતાં પણ તે ભગવાનને યાદ કરે છે, તેથી અન્ન પણ બ્રહ્માપર્ણ થાય છે. લોખંડનું પતરું ઘસવાથી અરીસા જેવું નિર્મળ થાય છે, તેવી જ રીતે બધાં કર્મ ભગવાનને અર્પણ કરવાથી મન શુદ્ધ થાય છે અને મન નિર્મળ થાય એટલે ભગવાનની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા એ શુદ્ધ જિજ્ઞાસા

છે, એવો ભક્ત જે દિશામાં ચાલે તે દિશામાં ભગવાન જણાય છે, મુક્તિ તેને ઘેર પાણી ભરે છે. પણ ભક્તિ ન કરતાં જે વિષયોમાં ડૂબે છે તે અનર્થને પામે છે. ઘર, સ્ત્રી વગેરેમાં જે અત્યંત આસક્ત થઈ વિષયોમાં લુબ્ધ થાય છે તેનો રજોગુણ બહુ વધે છે અને મન આંધળું થઈ જાય છે.

હવે ભગવાન કહે છે કે—

જેનાથી મારી ભક્તિ થાય તે ધર્મ છે, એકાત્મદર્શન એ જ્ઞાન છે, ગુણરૂપ વિષયોમાં અનાસક્ત રહેવું એ વૈરાગ્ય છે અને અણિમા વિગેરે સિદ્ધિઓ એ ઐશ્વર્ય છે. (૧૧–૧૯–૨૭)

ટૂંકામાં,સર્વત્ર એક આત્માને જોવાથી કોઈ પ્રકારનો ભય રહેતો નથી.

હવે ઉદ્ધવજી ભગવાનને યમ, નિયમ, શમ, દમ, તિતિક્ષા, ધીરજ વિગેરેનું સ્વરૂપ વિગતવાર પૂછે છે, તેના જવાબ ભગવાને પાછળ આપેલા છે પણ જીજ્ઞાસુઓને સમજવા ઠીક પડે તેટલા માટે આંહી પ્રશ્ન અને ઉત્તર સામ સામા મુકેલ છે.

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| ૧ યમ કેટલા પ્રકારના છે અને નિયમ કેટલા છે? | ૧ અહિંસા, સત્ય, ચોરી ન કરવી, અસંગતા, લજ્જા, જરૂર કરતાં વધારે ધન ભેગું ન કરવું, આસ્તિકતા, બ્રહ્મચર્ય, મૌન, સ્થિરતા, ક્ષમા અને અભય, તથા, બહારની અને અંદરની શુદ્ધિ. જપ, તપ, હોમ, શ્રદ્ધા, અતિથિસેવા, મારું પૂજન, તીર્થભ્રમણ પરોપકારને માટે ચેષ્ટા, સંતોષ અને ગુરુસેવા એ બાર યમ અને નિયમ છે. |

| | |
|---|---|
| ૨ શમ એટલે શું ? | ૨ બુદ્ધિને મારામાં લગાવવી |
| ૩ દમ એટલે શું ? | ૩ ઇંદ્રિયોનું દમન કરવું |
| ૪ તિતિક્ષા ,, | ૪ દુઃખ સહન કરવું |
| ૫ ધૈર્ય ,, | ૫ જીભનો રસ જીતવો અને બ્રહ્મચર્ય પાળવું |
| ૬ દાન ,, | ૬ પ્રાણી માત્રના દ્રોહનો ત્યાગ એજ દાન છે, |
| ૭ તપ ,, | ૭ કામનાઓનો ત્યાગ |
| ૮ શૂરવીરતા ,, | ૮ વાસનાઓનો ત્યાગ |
| ૯ સત્ય ,, | ૯ બધામાં સમદર્શન |
| ૧૦ ઋત ,, | ૧૦ સત્ય અને મધુરવાણી |
| ૧૧ શૌચ ,, | ૧૧ કર્મોમાં આસક્તિ ન રાખવી |
| ૧૨ ત્યાગ ,, | ૧૨ કર્મોનો સન્યાસ |
| ૧૩ ધન ,, | ૧૩ ધર્મ એ મનુષ્યનું ધન છે |
| ૧૪ યજ્ઞ ,, | ૧૪ ઐશ્વર્યસંપન્નોમાં શ્રેષ્ઠ હું યજ્ઞ રૂપ છું |
| ૧૫ દક્ષિણા ,, | ૧૫ જ્ઞાનનો ઉપદેશ |
| ૧૬ બલ ,, | ૧૬ પ્રાણાયામ એ પરમ બળ છે |
| ૧૭ ભગ ,, | ૧૭ ઐશ્વર્ય, તેથી ઐશ્વર્યવાળા ભગવાન કહેવાય છે. |
| ૧૮ પરમ લાભ ,, | ૧૮ ભક્તિ પ્રાપ્તિ થવી તે પરમ લાભ છે |
| ૧૯ ઉત્તમ વિદ્યા ,, | ૧૯ આત્મા અને પરમાત્મામાં ભેદ–બુદ્ધિ ન રાખવી |
| ૨૦ લજ્જા ,, | ૨૦ દુષ્કર્મોથી દૂર રહેવું |
| ૨૧ શ્રી ,, | ૨૧ નિરપેક્ષતા વગેરે ગુણ એ શ્રી છે |

| | |
|---|---|
| ૨૨ સુખ ,, | ૨૨ સુખ દુઃખથી પર થવું એ સુખ છે |
| ૨૩ દુઃખ ,, | ૨૩ વિષયની અપેક્ષા એ દુઃખ છે |
| ૨૪ પંડિત ,, | ૨૪ બંધ અને મોક્ષને જાણનાર પંડિત છે |
| ૨૫ મૂર્ખ ,, | ૨૫ શરીરમાં હું પણું રાખનાર મૂર્ખ છે |
| ૨૬ સુમાર્ગ ,, | ૨૬ જેથી મારી પ્રાપ્તિ થાય તે વાસ્તવિક માર્ગ છે |
| ૨૭ કુમાર્ગ ,, | ૨૭ જેનાથી ચિત્તમાં વિક્ષેપ થાય તે |
| ૨૮ સ્વર્ગ ,, | ૨૮ સત્વ ગુણનો ઉદય, |
| ૨૯ નરક ,, | ૨૯ તમોગુણ વધે તે |
| ૩૦ બન્ધુ ,, | ૩૦ ગુરુ રૂપથી હું બન્ધુ છું |
| ૩૧ ઘર ,, | ૩૧ મનુષ્ય શરીર |
| ૩૨ ધનવાન ,, | ૩૨ ગુણવાન એ ધનવાન છે |
| ૩૩ નિર્ધન ,, | ૩૩ જે અસંતોષી છે તે નિર્ધન છે |
| ૩૪ કૃપણ ,, | ૩૪ જે અજીતેન્દ્રિય છે તે કૃપણ છે |
| ૩૫ ઇશ્વર અને સ્વાધીનતા. | ૩૫ વિષયોમાં અનાસક્ત છે તે ઇશ્વર છે અને તેનાથી વિપરીત જે વિષયી છે તે પરાધીન છે |

ટુંકામાં, વિષયોમાં જેની આસકિત છે તેઓને નિષ્ઠા થતી નથી અને ભગવાનમાં આસકિત છે તેમને નિષ્ઠા થાય છે. તેથી સત્ય અને હિતકર વાણી બોલવી; અને બધામાં બ્રહ્મભાવ રાખવો, મોક્ષમાર્ગમાં

ખરૂં ધન ધર્મ છે. ભગવાનનો અર્થ એ છે કે જેનામાં જ્ઞાન વૈરાગ્ય, લક્ષ્મી, ઉદારતા, ઐશ્વર્ય, યશ વગેરે હોય. ભકતમાં પણ એવા ગુણો આવવા જોઈએ.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે મેં તારા સર્વ પ્રશ્નોનું નિરૂપણ વિસ્તારથી કર્યું. સંસારમાં ગુણ અને દોષ અગણિત છે. તેનું વર્ણન આપતાં પાર આવે તેમ નથી. છતાં ટુંકામાં એટલું સમજી લે કેઃ—

**गुणदोषद्दशि र्दोषो गुणस्तूभय वर्जितः**

(૧૧–૧૯–૪૫.) કોઈના ગુણ કે દોષ જોવા એ દોષ છે અને કોઈના ગુણ કે દોષ ન જોવા એ ગુણ છે.

એટલે પરિપૂર્ણ બ્રહ્મમાં ગુણદોષ નથી. ત્રણ ગુણોની સામ્યાવસ્થામાં અવિદ્યાથી જ્યારે ક્ષોભ થાય છે ત્યારે ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. આખું સૂર્યગ્રહણ થાય ત્યારે દિવસે તારા દેખાય છે તેમ અવિદ્યાથી બ્રહ્મ ઉપર આવરણ આવતાં ગુણદોષ દેખાય છે. દોષ જોવા અને સ્વધર્મનું આચરણ કરવું એથી પોતાનું અહિત થાય છે. નટ જુદા જુદા વેશ લઈને હાવભાવ કરે છે પણ અંતરમાં કાંઈ વિકાર પોતા નથી, તેવી રીતે સ્વધર્મનું આચરણ કરવું.

## પ્રકરણ ૨૬

## ગુણદોષથી રહિત કેમ થવાય ?

ઓગણીસમા અધ્યાયની આખરે ભગવાને પરમભક્ત ઉદ્ધવજીને કહ્યું કે કોઈના ગુણ કે દોષ જોવા એ દોષ છે અને કોઈના ગુણ કે દોષ ન જોવા એ ગુણ છે. તે ઉપરથી ઉદ્ધવજીએ ભગવાનને એવો પ્રશ્ન પૂછયો કે "વિહિતકર્મનું આચરણ કરવું અને નિષદ્ધકર્મનો ત્યાગ કરવો તે વિષે તમે વેદમાં આજ્ઞા કરેલી છે. એવું આચરણ કરવામાં ગુણદોષની બુદ્ધિ સહજ ઉત્પન્ન થઈ જાય છે. વળી વર્ણાશ્રમના જે ભેદ તમે થોડીવાર પહેલાં કહ્યા તેમાં

અને સારૂં અને ખરાબ દ્રવ્ય, પવિત્ર અને અપવિત્ર દેશ, શુભ અને અશુભ કાળ, સ્વર્ગ, નરક, પ્રતિલોમ અને અનુલોમ લગ્ન વગેરે ઘણા ભેદ વેદમાં છે. ઉચ્ચ વર્ણની સ્ત્રીને નીચ વર્ણના પુરુષથી થયેલ સંતતિ પ્રતિલોમજ કહેવાય છે. સૂત, વૈદેહ, માગધ એ એવી પ્રજાના નામ છે. હીનવર્ણની સ્ત્રીને ઊંચા વર્ણના પુરુષથી થયેલ સંતતીને શાસ્ત્રકારોએ અનુલોમજ કહેલ છે. અંબષ્ઠ; કાયસ્થ, સારસ્વત વગેરે જે જાતિઓ છે તે અનુલોમજ પ્રજા કહેવાય છે. તમે કહો છો કે બીજાના ગુણદોષ જોવા નહિ પણ વેદમાં જ સાધક–બાધક કર્મો કહેલાં છે. તમે કહો છો કે વેદની આજ્ઞા પ્રમાણે રહેવું અને વળી કહો છો કે કોઈના ગુણદોષમાં પડવું નહિ. આ પ્રમાણે તમારું કહેવું એકમેકથી વિરુદ્ધ જણાય છે. વળી વેદમાં દેવલોક, મનુષ્યલોક, પિતૃલોક વગેરેના ભેદ પણ કરેલા છે. સંસાર કલ્પિત છે છતાં તેમાં સ્વર્ગ, નરક, સાધન, સાધ્ય વગેરે ભ્રમ વેદવાણીથી વધે છે, તો આ બધા ભેદ આવ્યા ક્યાંથી? અને વ્યવહારમાં માણસે રહેવું કેવી રીતે?

વ્યવહારમાં આનો અર્થ કરીએ તો કોઈ કન્યાનું સમર્પણ કરવું હોય તો જેને જમાઈ કરવાનો હોય તેના ગુણદોષ જરૂર જોવા પડે છે, કન્યાના ગુણદોષ પણ વિવાહ કર્યા પહેલાં જોવા પડે છે, ન્યાયાધીશને ન્યાય આપવો હોય તો ગુન્હેગારના ગુણદોષ જોવા પડે છે, પ્રજાસત્તાક રાજ્યમાં ધારાસભાની ચુંટણી વખતે જે સભ્ય થવાના હોય તેના ગુણદોષ જોવા પડે છે, કોઇને નોકર તરીકે રાખવો હોય તો તેના ગુણદોષ જોવા પડે છે, નિશાળોમાં પરીક્ષા વખતે વિદ્યાર્થીઓને પાસ કરવામાં ગુણદોષ જોવા પડે છે, આ પ્રમાણે ગુણદોષ વગર કોઈ વ્યવહાર ચાલતો જ નથી, અને ભગવાને ૧૯માં અધ્યાયને અંતે એમ કહ્યું કે કોઇના ગુણ કે દોષ જોવા એ દોષ છે અને કોઇના ગુણ કે દોષ ન જોવા એ ગુણ છે, તો કરવું શું?

આ બહુ જ ઉપયોગી પ્રશ્ન છે. મ. ગાંધીજી કહેતા કે મનુષ્યના કલ્પિત બધા ધર્મ અપૂર્ણ છે તેથી કોઇને ઉંચ નીચ માનવાપણું

રહેતું નથી, બધા સાચા છે પણ બધા અપૂર્ણ છે, તેથી દોષને પાત્ર છે. તેથી સમભાવ રાખવો છતાં તેમાં દોષ જોવો. બધા ધર્મો ઈશ્વર-દત્ત છે તે મનુષ્યકલ્પિત હોવામાં, મનુષ્ય તેનો પ્રચાર કરતો હોવાથી અપૂર્ણ છે. કોનો અર્થ સાચો ? તેથી આપણે બધા ધર્મ પ્રત્યે સમભાવ રાખીએ, અધર્મી માણસ પ્રત્યે સમભાવ રાખવો પણ અધર્મ પ્રત્યે કદી નહિ. મ. ગાંધીજીની આવી વાણી પણ લોકોને સમજવી અઘરી પડી ગઇ. અંગ્રેજોને આપણા દેશમાંથી કાઢવામાં અંગ્રેજો પ્રત્યે તિરસ્કાર ન રાખવો અને અંગ્રેજી રાજ્ય પ્રત્યે તિરસ્કાર રાખવો એવું મ. ગાંધીજીએ કહેલું હતું. તેનો અર્થ એવો થયો કે લોકોની દ્રષ્ટિમાં અસહકારની અને તિરસ્કારની બુદ્ધિ આવી ગઇ, તેનાથી આપણી અંદર ભેદ પડી ગયા અને તેને લઈને એમ માની શકાય છે કે અંગ્રેજોએ પાકીસ્તાનમાંથી હિંદુઓને કાઢી મૂકવા માટે પાકીસ્તાનવાળાને ઉશ્કેરેલ હશે. આ દ્રષ્ટાંતો ઉપરથી જણાય છે કે વ્યવહારમાં ધર્મી અને ધર્મ જુદા પડી શકાતા નથી, પેટલાદમાં સ્વામિશ્રી પૂર્ણાનંદજીના આશ્રમ ઉપર લખેલું છે કે Hate the sin but not the sinner એટલે પાપનો તિરસ્કાર કરો પણ પાપીનો તિરસ્કાર ન કરો," આ મત પણ ઉપર કહેલ મ. ગાંધીજીના મત જેવો છે, વ્યવહારમાં એ પ્રમાણે વર્તન રાખવુ એ મુશ્કેલ છે. બંગાળમાં કોઇ બંગાળીએ કોઈ અંગ્રેજનું ખૂન કર્યું ત્યારે દેશબંધુ ચિત્તરંજનદાસે કહ્યું હતું કે તે માણસનું કર્મ ખરાબ હતું પણ તેનો હેતુ સારો હતો. તે વખતે મ. ગાંધીજીએ કહેલું કે કર્મ અને હેતુ જુદા પાડી શકાય નહિ. થોડા વખત પછી જ્યારે ભગતસિંહે પંજાબમાં એવું કામ કર્યું ત્યારે મ. ગાંધીજીએ કહ્યું કે તેનો હેતુ સારો હતો પણ તેનું કર્મ ખરાબ હતું. આ અભિપ્રાયથી ઘણા માણસોના મનમાં શંકા પેસી ગઈ હતી.

અધર્મી માણસ પ્રત્યે જ્ઞાની પુરુષ સમભાવ રાખી શકે છે પણ

અજ્ઞાની અને સંસ્કાર વગરના માણસ અધર્મી પ્રત્યે સમભાવ રાખી શકતા નથી. અહિંસાનો સિદ્ધાંત પણ એવો છે કે તે સર્વત્ર પાળી શકાતો નથી. એવા ઘણા દેશો છે કે જ્યાં માત્ર વનસ્પતીના ખોરાકથી માણસો જીવી શકે તેવું નથી. બંગાળમાં અને પંજાબમાં હિંદુઓ પણ માંસાહાર લે છે, અસંખ્ય તીડ આવીને અનાજ ખાઈ જાય અને માણસને માટે રહેવા ન દે તો તેને મારવાં કે નહિ. ગરોડી મચ્છરને ખાઈ જાય તો ખાવા દેવી કે નહિ અને સરકારનાં માણસો ગામડામાં મચ્છર મારવા માટે D. D. T. છાંટવા આવે તો તેમને છાંટવા દેવો કે નહિ. પાકીસ્તાનવાળા હિંદુઓને કાઢી મૂકે તો હિંદમાંથી મુસલમાનોને કાઢી મુકવા કે નહિ! વ્યવહારમાં આવા આવા ઘણા પ્રશ્નો માણસોને બહુ મુંઝવે છે. ઘરમાં સાસુ વહુને બનતું ન હોય તો ધણીએ શું કરવું! માએ નાની ઉંમરથી ઘણું કષ્ટ વેઠીને મોટો કર્યો હોય અને સ્ત્રી પીયરનાં બધાં સગાંને છોડીને માત્ર એક ઉપર આધાર રાખીને સાસરામાં આવેલી હોય છે, ધણી પરસ્ત્રી સાથે સંબંધ રાખતો હોય એવી તેની સ્ત્રીને ખબર હોય તો સ્ત્રીએ બીજો ધણી કરવો કે કેમ? મુસલમાની શાસ્ત્ર પ્રમાણે તેમને ૪ સ્ત્રી કરવાનો હક છે અને હિંદુઓ એક સ્ત્રી હયાત છતાં બીજી પરણે તો સજા થાય છે. હિંદુકોડના કાયદા માત્ર હિંદુઓ માટે થાય છે અને મુસલમાનોને સંયમમાં રાખવા માટે કેવા કાયદા થશે! આ પ્રમાણે વ્યવહારમાં ગુણ-દોષની બુદ્ધિ ઉત્પન્ન થતાં વાર લાગતી નથી. જન્મ પહેલાં અને મરણ પછી કોઈ હિંદુ નથી કે કોઈ મુસલમાન નથી પણ જન્મ્યા પછી સમાજના સંસ્કારો માણસને તરત ગુણદોષની ભાવનામાં નાખી દે છે. તેમાંથી કાંઈક રસ્તો કરવો જોઈએ. વળી વેદધર્મ કોઈ માણસનો બનાવેલો નથી પણ ઇશ્વર-કૃત છે, છતાં તેમાં પણ વર્ણાશ્રમના ભેદ અને વિધિ અને પ્રતિષેધ ઘણે ઠેકાણે બતાવવામાં આવેલ છે. એવા ભેદ કાઢવા માટે મ. ગાંધીજીએ અસ્પૃશ્યતાનું નિવારણ કરીને અંત્યજોને હરિજન માનવા એમ હાલના સમાજમાં નક્કી કર્યું અને તે પ્રમાણે

કોંગ્રેસ સરકારે કાયદા પણ કર્યા, છતાં બીજા પ્રકારના ગુણદોષ ઉત્પન્ન થવા લાગ્યા છે. કોંગ્રેસની સામે સમાજવાદ, સામ્યવાદ, હિંદુમહાસભા, આર. એસ. એસ. વગેરે ઘણી જાતની મંડળીઓ ઉભી થયેલી છે અને એક પ્રકારના ભેદ દૂર કરતાં બીજા પ્રકારના ભેદ પેસી ગયા છે અને કોઇના ગુણદોષ ન જોવા એવું સમાજમાં રહેલ નથી. આવી આવી ઘણી મુશ્કેલીઓ વ્યવહારમાં નડતી હોવાથી ઉદ્ધવજીએ ભગવાનને ઠીક પ્રશ્ન પૂછેલ છે કે, ગુણદોષ જોયા વગરનું જીવન શી રીતે ગાળવું એટલે વ્યવહારમાં ગુણદોષ જોયા વગર શી રીતે રહેવું ?

જગતની રચનામાં અથવા માણસના સમાજની રચનામાં કાંઈક ભૂલ કોઈએ કરેલ હશે એવું ઘણા માણસોને લાગ્યા કરે છે, જો કાંઈ ભૂલ ન થતી હોય તો પોલીસની પણ જરૂર રહે નહિ, કોર્ટની, દવાખાનાની કે રાજ્યની પણ જરૂર રહે નહિ. કેટલાકના મનમાં એવો પણ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે આ જગત ભગવાને બનાવેલું હોય તો તેમાં ભૂલ પડે નહિ અને કોઈ કંટ્રાકટરને એ કામ સોંપ્યું હોય તો તે કંટ્રાકટર આવ્યો ક્યાંથી ? પુનામાં એકવાર એક વિદ્વાન અંગ્રેજે અમને એવો પ્રશ્ન પૂછ્યો હતો કે—

'Swamiji, what about the problem of evil ?' એટલે ભગવાને રચેલ જગતમાં આસુરીભાવ કયાંથી આવ્યો ? " શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજીને એકાદશ સ્કંધના ૨૮મા અધ્યાયમાં કહેલ છે કે—

**किं भद्रं किमभद्रं वा द्वैतस्या वस्तुनः कियत्**

એટલે જ્યાં દ્વૈત સાચું નથી ત્યાં સારૂં કે નરસું કેવી રીતે બને ! એ જવાબના આધારે અમે ઊપરના અંગ્રેજના પ્રશ્નનો ઉત્તર આપેલો હતો. જેનો જન્મજ થયો નથી તે કાળું કે ગોરૂં કહેવાય નહિ. ગ્રહણજ ન હોય તો ખગ્રાસ ગ્રહણ ક્યાંથી દેખાશે ? મૃગજળ મધુર કે ખારૂં કહેવાય નહિ, તેમ મિથ્યા પ્રપંચમાં દોષ કે ગુણ જોનાર અજ્ઞાની છે. અંધારાનું વજન કરવા આંધળો આવે અને બે હાથે જુવે પણ એક રતિ વજન

હાથ આવે નહિ. તેમ મિથ્યા પ્રપંચમાં આંખ જુએ, કાન સાંભળે, વાચા બોલે અને મન કલ્પના કરે; એ સર્વ ભ્રમ જ છે, તેમાં ગુણ દોષની કલ્પના મિથ્યા છે.

જગત કેવું છે તેનું વર્ણન જ્યારે માણસ આપવા લાગે છે ત્યારે તે પોતે કેવો છે તેની ખબર પડે છે, જગત કેવું છે તેની ખબર પડતી નથી તેથી વાતચિતમાં બહુ સાવધાનતા રાખવી જરૂરી છે.

સાતમા અધ્યાયમાં ૮મા શ્લોકમાં ભગવાન કહે છે કે જે માણસ પરમાત્માથી વિભકત છે તે અયુકત છે. તેને પોતાના સ્વરૂપનું ભાન ન હોવાથી સર્વત્ર જુદા જુદા ભેદ દેખાય છે અને તે ભેદ સત્ય જણાવાથી તેમાં ગુણદોષ પણ જણાય છે. જ્યાં ભેદ નથી ત્યાં શુદ્ધ વસ્તુમાં ગુણ દોષ કેમ હોઈ શકે! ભેદથી કર્મ, અકર્મની ત્રિપુટી વધે છે. અભેદમાં ભેદ કેમ ઊઠે! પુરુષ તદન એકલો હોય તોય મનોરથ વડે પૂજા કરવા બેસે છે, ત્યાં ધ્યેય ધ્યાતા અને ધ્યાન વિષે ભેદ વધારે છે.

ધ્યેયને ઉત્તમ અને પવિત્ર કહે છે, પોતે પોતાને ધ્યતારૂપે નિકૃષ્ટ માને છે. પછી ધ્યેયની પૂજાનો પસારો માંગે છે. એ રીતે આખો સંસાર વધેલો છે. જ્યાં સુધી ભેદો પ્રિય લાગે છે, વિષયોમાં આનંદ લાગે છે ત્યાં સુધી સંસાર છે. સાપને દૂધ પાઈએ તો તે ઝેર રૂપ થઈ જાય છે તેમ મનુષ્ય ઇંદ્રિઓને જ્યાં સુધી સુખ આપવા પ્રયત્ન કરે છે ત્યાં સુધી તેને દુઃખ ભોગવવું જ પડે છે. ભેદ દૂર કરવા માટે અમેરિકામાં હમણા Foundation for integral education નામની સંસ્થા નીકળેલ છે અને મુંબઈમાં (દાદરમાં) institute of integral education ની સંસ્થા ઊભી થયેલ છે. આવી સંસ્થાઓની જરૂર છે પણ તેની સામે ભેદ વધારે તેવી સંસ્થાઓ અને તેવા વિષયો વધતા જાય છે. સિનેમા, રેડીઓ, ન્યુસપેપરો કોલેજો કૉન્ફરન્સો વગેરેમાં જે જ્ઞાન મળે છે તે ભેદવાળું મળે છે. તેનો પ્રવાહ એટલો મોટો છે કે ભેદનું જોર વધતું જાય છે અને તેથી

ગુણદોષનું જોર પણ વધતું જાય છે ઘણાં વર્ષ સુધી માણસોએ કોંગ્રેસનાં વખાણ કર્યાં અને તેને ટેકો આપ્યો અને હવે લોકો કોંગ્રેસના રાજ્યથી કંટાળવા લાગ્યા છે. કોઈની સ્તુતિ કરવામાં પણ એક કરતાં બીજો વધારે સારો હોય તેવું બતાવવામાં આવે છે, તેથી કોઈના ગુણ ગાવામાં પણ ભેદ પડી જાય છે. ન બોલ્યામાં નીચે પ્રમાણે નવ ગુણ છે, પણ મૌન રહેવું એ સાધારણ માણસ માટે બહુ અઘરું છે. એ નવગુણ નીચે પ્રમાણે છે:—

૧ પોતાને પાછળથી પશ્ચાત્તાપ ન થાય.
૨ કોઇની સાથે વેર ન બંધાય.
૩ પોતાની મશ્કરી ન થાય.
૪ કોઈની ક્ષમા માગવી ન પડે.
૫ અસત્ય ન બોલાય.
૬ સમયનો દુરુપયોગ ન થાય.
૭ પોતાના સાચા જ્ઞાનની રક્ષા થાય, અથવા અજ્ઞાન ગુપ્ત રહે.
૮ કોઈ કામ કરવાનું બંધન પ્રાપ્ત ન થાય.
૯ અંતઃકરણની શાંતિનો ભંગ ન થાય.

ન બોલ્યામાં ઉપર પ્રમાણે નવ ગુણ છે તો પણ બોલ્યા વગર ચાલતું નથી. ભગવાને અધ્યાય ૧૭ અને ૧૮ માં ઉદ્ધવજીને વર્ણાશ્રમધર્મ સમજાવ્યા પછી ૨૦ મા અધ્યાયમાં ઉદ્ધવજીએ પ્રશ્ન કર્યો છે કે તમે જ ભેદ બતાવો છો અને પાછા કહો છો કે કોઈના ગુણ દોષ જોવા નહિ તે કેવી રીતે બને?." વળી જેઓ કોઈના ગુણ દોષ જોતા ન હોય તેવાનો સંગ મળવો પણ દુર્લભ છે. ઘણે ભાગે જેઓ ગુણદોષમાં પડ્યા હોય તેમનો સંગ વધારે મળે છે. એવી દશામાં પોતાની વૃત્તિ ઠીક રાખવી એ બહુ અઘરું કામ છે. તેથી ભગવાન ઉદ્ધવજીના પ્રશ્નનો ઉત્તર આપતાં કહે છે કે મેં અધિકારી પ્રમાણે નીચે પ્રમાણે ત્રણ યોગ શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલા છે:—

योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया ।
ज्ञान कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कुत्रचित्
११-२०-६

ભગવાન કહે છેઃ—

મનુષ્યોના કલ્યાણને માટે મેં જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ એ ત્રણ યોગ કહેલા છે, તેના સિવાય મોક્ષપ્રાપ્તિ માટે બીજો કોઈ ઉપાય નથી.

निर्विण्णानां ज्ञानयोगो न्यासिनामिह कर्मसु ।
तेष्वनिर्विण्णचित्तानां कर्मयोगस्तु कामिनाम् ॥ ११-२०-७

અર્થ—કર્મથી વિરક્ત થઇ તેનો ત્યાગ કરવાવાળા માટે જ્ઞાનયોગ છે અને જેને કર્મમાં વૈરાગ્ય નથી એવા સકામ પુરુષોને માટે કર્મયોગ છે.

यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान् ।
न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्य सिद्धिदः ॥
११-२०-८

અર્થ—જેને મારી કથા શ્રવણ વગેરેમાં શ્રદ્ધા થઇ ગઇ છે તથા જેનામાં બહુ વૈરાગ્ય નથી તેમ જેનામાં બહુ આસક્તિ પણ નથી એવા પુરુષોને માટે ભક્તિયોગથી સિદ્ધિ મળે છે.

ઉપરના ત્રણ શ્લોકોનો અર્થ બરાબર વિચાર કરીને કરીએ તો જણાશે કે જેઓએ કર્મથી વિરક્ત થઈ કર્મનો ત્યાગ કરેલો હોય છે તેઓને કોઈના ગુણ દોષમાં પડવાનો વખત આવતો નથી, છતાં વારંવાર સંન્યાસીઓ પણ બીજાના ગુણ–દોષમાં પડી જાય છે. તેનું કારણ એ છે કે જ્ઞાનમાં નિષ્ઠા થઈ હોતી નથી. જ્ઞાન થયા પછી સ્થિતિ બંધાતાં વાર લાગે છે તેથી જીવનમુક્ત પુરુષની ત્રણ ભૂમિકા, પાંચમી છઠી અને સાતમી શાસ્ત્રોમાં માનેલી છે. માયામાં બે શક્તિ છે. આવરણશક્તિ અને વિક્ષેપશક્તિ. આવરણ દૂર થયા પછી પણ કાંઈક

વિક્ષેપ ચાલુ રહે છે. તે તરત દૂર થતો નથી અને પહેલાના અનાત્મસંસ્કાર કોઇ કોઈ વાર ભૂલમાં નાખે છે. જેમ કોઇ રોગનો જડમૂળથી નાશ કર્યો ન હોય તો તે રોગ વારંવાર ઉથલો મારે છે તેમ જ્ઞાની સંન્યાસી પણ ધ્યાન ન રાખે તો દ્વૈતવાળા જુના સંસ્કાર પાછા હુમલો કરે છે, અને તેને ગુણ–દોષમાં નાખી દે છે. છતાં જેનામાં બહુ વૈરાગ્ય હોય તે પોતાની ભૂલ તરત સમજી જાય અને પોતાની સ્થિતિ ઠીક કરી લે છે કારણ કે તેને ગુણ–દોષના પ્રસંગ બહુજ ઓછા આવે છે.

સાધુઓ બે પ્રકારના હોય છે. ૧ આચાર્યકોટીના અને ૨ અવધૂત કોટીના. સાધુઓમાં ઘણા ખરા એમ માને છે કે લોકોના સંબંધમાં બહુ આવવાથી બ્રહ્મનિષ્ઠા થઈ શકતી નથી. તેઓને વૈરાગ્ય પછી ઉપરામ વૃત્તિ રહે છે. લોકોને સુધારવા જતાં પોતે બગડી જાય એવી બીક તેમને રહે છે તેથી તેઓ એકાંતમાં રહે છે, આશ્રમ કરતાં નથી અને આશ્રમ ચલાવવાની ખટપટમાં પડતા નથી, પુસ્તકો વાંચતા નથી, શિષ્યો કરતા નથી અને જ્ઞાનનો પ્રચાર કરવાની ઇચ્છા રાખતા નથી. તેઓ પોતાની પાસે પૈસા રાખતા નથી અને ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરી લે છે. તેમનામાં સંસાર પ્રત્યે દ્વેષનો આભાસ રહે છે, એટલો દ્વેષ તેમને કુસંગમાંથી બચાવે છે, અને તે આભાસરૂપ હોવાથી વૈરાગ્યના જોરથી નીકળી જાય છે. તેમની પાસેથી જનસમાજને વૈરાગ્યનું સ્વરૂપ જાણવાનું મળે છે. તે પણ આત્મસાક્ષાત્કારના માર્ગમાં ઉપયોગી સાધન છે.

આચાર્યકોટીના મહાત્માઓમાં રાગનો આભાસ હોય છે, તેથી તેઓ ઉપદેશ આપે છે, પુસ્તકો લખે છે, પુસ્તકો રાખે છે, શિષ્યોને જ્ઞાનપ્રચાર માટે તૈયાર કરે છે. તેઓ જનસમાજના સંગથી બીતા નથી. તેઓ બીજાને સત્સંગનો લાભ આપવા માટે પ્રવાસ પણ કરે છે. આવી પ્રવૃતિ અવધૂત કોટીના સાધુઓ પાસેથી મળતી નથી. લોકોને આત્મસાક્ષાત્કારને માટે અભ્યાસ અને વૈરાગ્ય બંનેની જરૂર છે. એ

અને કેળવ્યા વગર મન વશ થતું નથી. આચાર્યકોટીના સાધુઓ લોકોને અભ્યાસ કરાવે છે. તેનું કારણ એ છે કે તેમનામાં કૃપાનો ભાવ હોય છે, રાગનો આવો આભાસ અભ્યાસના જોરથી અને જ્ઞાનના જોરથી તુટી જાય છે.

જેઓમાં વૈરાગ્ય નથી પણ જેઓ કર્મમાં આસક્ત છે તેમને માટે કર્મયોગ છે. તેથી હિંદુ ધર્મના સમાજમાં પહેલું પદ બ્રાહ્મણોને અને બીજું પદ ક્ષત્રિઓને આપવામાં આવેલ છે. બ્રાહ્મણો બધા દેશને પોતાના માને છે પણ ક્ષત્રિઓ માત્ર એક પોતાના દેશને પોતાનો માને છે. કર્મ-યોગમાં મુખ્ય મુશ્કેલી એ રહે છે કે તે માણસને જ્ઞાન તરફ અરુચિ રહે છે અને તેથી કર્મનો કર્તા કોણ છે ? તે જાણી શકતા નથી. વળી કર્મનું ફળ ઘણીવાર ભવિષ્યમાં રહે છે અને જ્ઞાનનું ફળ વર્તમાનમાં મળે છે. તેથી ફળ તરફ લક્ષ ન રાખવું એવું ગીતામાં વારંવાર કહેલ છે. હાલના કાળમાં ખાસ કરીને કર્મનું જોર એવું વધેલ છે કે દરેક માણસને કાંઈક કર્મ કરી બતાવવાની ઇચ્છા રહે છે. તેમાં જો ભૂલ થાય તો જગતમાં કાંઇક બગાડો પણ તેમના કર્મથી થાય છે. કર્મની ગતિ બહુ ગહન છે. તેથી યજ્ઞ કરાવતી વખતે વારંવાર ગુરૂ યજમાનને કહે છેઃ—બોલો **इदं ब्रह्मणे न मम** આ ભગવાનનું છે, મારૂં નથી. કર્મમાર્ગવાળા ગુણદોષની બુદ્ધિમાંથી તુરત છૂટી શકતા નથી. તેને ગુણ દોષ દેખાય નહિ તો તેનાથી કર્મ થઈ શકતાં નથી.

જે અતિ વિરક્ત નથી તેમ સંસારમાં અતિ આસક્ત નથી તેમને માટે ભકિતયોગ છે. કથાશ્રવણમાં જેને પ્રીતિ છે, કથા સાંભળી જેનું મન હર્ષથી ઊભરાઇ જાય છે, તે વિષયોમાં દોષ જુએ છે છતાં વિષયોનો ત્યાગ કરવામાં જે સમર્થ નથી તેમને માટે ભક્તિયોગ છે. તેને ધીરે ધીરે ભગવાનમાં પ્રેમ વધે છે અને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. વેદમાં જે ગુણ દોષનું નિરૂપણ કરવામાં આવેલ છે તે ગુણ દોષનો ત્યાગ કરાવવા માટે છે. પારકાના ગુણ દોષ જોવા માટે વેદ પ્રવૃત્ત થતા નથી. પારકાના

ગુણુ દોષ જોનાર પાપનો ભાગી થાય છે અને નરકમાં પડે છે, અને છતાં ઘણાં કર્મ એવાં હોય છે કે જેમાં ગુણુ દોષ જોવા પડે છે તો કરવું શું ? અને કર્મ કયાં સુધી કરવાં અને કયારે કર્મ છોડવાં ? વગેરે બાબતોનો વધારે સ્પષ્ટ ખુલાસો હવે ભગવાન ઉદ્ધવજીને આપે છે.

શ્રીમદ્ ભાગવત એ વેદાન્તનો ગ્રંથ છે. તેમાં દષ્ટિ–સૃષ્ટિવાદ મુખ્ય છે તેથી દ્રષ્ટિ પ્રમાણે સૃષ્ટિ છે. એવી દશામાં ગુણુ દોષ જેવું રહેતું નથી, કારણુ કે સૃષ્ટિ સાચી નથી. એવું જેને ન સમજાય તેમને માટે કર્મમાર્ગ છે, કર્મમાર્ગ સૃષ્ટિ–દ્રષ્ટિ માનવાવાળા માટે છે.

## પ્રકરણુ ૨૭

### કર્મ કયાં સુધી કરવા અને કયારે છોડવા ?

**ભગવાન ઉદ્ધવજીને કહે છે કે:—**

**तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता ।**
**मत्कथा श्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥ (११–२०–९)**

અર્થ:—જ્યાં સુધી કર્મોથી વૈરાગ્ય પ્રાપ્ત ન થાય અને મારી કથા વગેરેના શ્રવણુ કથનમાં શ્રદ્ધા ન થાય ત્યાં સુધી કર્મ કરતા રહેવું.

આ ઉપરથી એમ જણાય છે કે જ્યારે વૈરાગ્ય પ્રાપ્ત થાય અને ભગવાનની કથામાં પ્રીતિ લાગે ત્યારે બહારના કર્મ છોડવા જોઇએ, પછી તત્ત્વચિંતનમાં રહેવું જોઇએ. પણ વૈરાગ્ય ન હોય તો સ્વધર્મ પ્રમાણે રહેવું એટણે શાસ્ત્રોમાં ભગવાને જે પ્રમાણે આજ્ઞા કરેલી હોય તે પ્રમાણે રહેવું. હાલના કાળમાં ઘણે ઠેકાણે શાસ્ત્રનો અભ્યાસ જ થતો નથી તેથી શાસ્ત્રોની આજ્ઞા કેવી છે તે જ માણસો જાણુતા નથી. તેઓ ચાર્વાકની માફક ઇંદ્રિયોના સુખને સાચું સુખ માને છે અને તેથી વૈરાગ્ય આવતો નથી. દેશમાં વસતી વધતી જાય છે અને વધારે અનાજ માટે ઘણા સાધન યોજીને અનાજ વધારવામાં આવે

તો યે પુરું થાય એવું નથી, એટલું જ નહિ પણ ઈંદ્રિયોના સુખમાં રહેલા માણસો કોઇ ઊંચો પુરુષાર્થ કરી શકતા નથી. કર્મનો હેતુ કર્મથી નિવૃત્તિ આપવાનો છે, તેથી શાસ્ત્ર પ્રમાણે કર્મ થાય એટલે ફળની આશા વગર કર્મ થાય તો માણસ નિવૃત્તિ તરફ વળી શકે. વળી શાસ્ત્રમાં કહેલ છે કે કામ્ય અને નિષિદ્ધ કર્મ કરવાં નહીં, તેથી સ્વર્ગ કે નરક મળે નહિ સ્વધર્મમાં તત્પર રહેવાવાળો પુરૂષ નિષ્પાપ અને પવિત્ર થઇ આ લોકમાં રહે તો પોતાના પ્રારબ્ધ અનુસાર આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે અથવા ભકિત પ્રાપ્ત કરે છે (૧-૨૦-૧૧). સ્વર્ગવાસી દેવગણુ અને નારકી જીવ પણ મનુષ્યનો દેહ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે કારણ કે જ્ઞાન અને ભક્તિ દ્વારા આ દેહથી ઇશ્વર પ્રાપ્તિ થઈ શકે છે. બીજા દેહથી ઇશ્વર પ્રાપ્તિ થઇ શકતી નથી. વળી મનુષ્ય દેહમાં પણ આ જન્મને છેલ્લો જન્મ કરી લેવો જોઇએ, કારણ કે બીજી વાર જન્મ લેવાથી પણ દેહમાં આસ્થા થઈ જાય છે. અને માણસ પ્રમાદી થઇ જાય છે તેથી આ જન્મમાં જ મોક્ષની પ્રાપ્તિને માટે પુરૂષાર્થ કરવો જોઇએ. મોક્ષ એટલે અજ્ઞાનથી છૂટવું, દુઃખથી છૂટવું, મૂર્ખતાથી છૂટવું વગેરે, એટલે આત્યન્તિક દુઃખ નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિને મોક્ષ કહે છે. જેમ જેમ વિષયોમાં અનાસકિત થતી જાય છે તેમ તેમ જીવને ખબર પડે છે કે આ જીવન ક્ષણભંગુર છે, માટે તેમાંથી જલદી ઉત્તમ પુરુષાર્થ કરી લેવો જોઇએ. રાત દિવસ જીવન વ્યતીત થતું જાય છે, આયુષ્ય ઓછી થતી જાય છે તેથી સાવચેત રહેવાનું છે. આ બાબતમાં ભગવાન કહે છે કે :—

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं ।
प्लवं सुकल्पं गुरुकर्णधारम् ॥
मयानुकूलेन नभस्वतेरितं ।
पुमान् भवाब्धिं न तरेत्स आत्महा ॥ ११-२०-१७

અર્થ:—આ મનુષ્ય શરીર બધા શુભ ફળોની પ્રાપ્તિમાં આદિ કારણું છે. સુકર્મિઓને સુલભ છે અને દુષ્કર્મિઓને અતિ દુર્લભ છે: વળી તે સુદ્રઢ વહાણરૂપ છે, ગુરુ એ વહાણના સૂકાની છે અને મારા અનુગ્રહ રૂપી વાયુ દ્વારા પ્રેરીત થઈ એ વહાણથી સંસારના સાગરને તરી જવાય છે, છતાં જે માણસ તરતો નથી તે આત્મઘાતી છે.

સંસારને તરવું એટલે ગુણદોષથી અતીત થઈ જવું. તે માટે અદ્વૈત ભાવના ઉત્પન્ન થવી જોઈએ. જે માણસ બધે ભગવાનને જ જુએ છે તેનામાં ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. એવી દશા માણસના જીવનમાં (પુરૂષાર્થ કરવાથી) પ્રાપ્ત થાય છે, તેથી મનુષ્ય-જીવનનો સદુપયોગ કરી લેવો જોઈએ. માણસનો દેહ ધારણ કરી જે ભકિત અને જ્ઞાન પ્રાપ્ત કરી લે છે તેને ધન્ય છે. દેહની પાછળ કાળ પડેલો છે, તેથી દેહમાં અભિમાનનો ત્યાગ કરીને કલ્યાણને માર્ગે ચાલવું જોઈએ, અને કોઇ બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણ લેવું જોઇએ. ગુરુ કુશળતાથી શિષ્યને વિકલ્પના મોજાંના વેગમાંથી બચાવી વિવેકરૂપ હલેસાંથી કર્મ-અકર્મરૂપી જાળને કાપવાતું શીખવે છે, સ્વરૂપમાં સ્થિર કરી બ્રહ્મ સાયુજ્યતામાં પહોંચાડે છે. વિષય માટે નરદેહને વેચી નરક ભોગવવું તે વહાણના પાટિયાને બાળી ચણા શેકવા બરાબર છે, અથવા ઓઢવાના વસ્ત્રને બાળી ટાઢ શાંત કરવા બરાબર છે. વિષયની પ્રાપ્તિ તો બીજા દેહમાં પણ મળે છે. નરદેહે પણ તે જ કરવું એ મોઢામાં ધૂળ નાખવા બરાબર છે.

તેથી નવા નવા કર્મનો આરંભ કરવાની વૃત્તિ ઊઠવા ન દેવી, કરેલા કર્મના ફળની આશા ચિત્તમાં સ્ફુરવા ન દેવી, વૈરાગ્યના બળથી ઇંદ્રિયોને વશ રાખવી, શાસ્ત્રનું શ્રવણ કરી મનન કરવું અને અખંડ નિદિધ્યાસન કરવું. ધ્યાન વખતે મન ચંચળ થઈને અહીંતહીં ભટકે તો સાવધાનીથી અને યુકિતથી તેને વશ કરી લેવું, વળી,

**मनोगतिं न विसृजेञ्जितप्राणो जितेन्द्रियः।**
**सत्त्वसम्पन्नया बुद्ध्या मन आत्मवशं नयेत् ॥**

૧૧-૨૦-૨૦

અર્થ—"મનની સ્વચ્છન્દ ગતિને ખુલ્લી ન છોડવી, અને પ્રાણ અને ઇન્દ્રિયો જીતી સાત્વિક બુદ્ધિથી પોતાને આધીન કરી લેવી." જેમ ઘોડાને વશ કરવા માટે તેનો સ્વાર તેને વારંવાર ફોસલાવીને પોતાના વશમાં કરી લે છે તે પ્રમાણે ઇદ્રિયોનો નિરોધ કરી મનનો નિગ્રહ કરી લેવો. મનનો નિગ્રહ એ જ પરમ યોગ છે.

મનનો નિગ્રહ થાય એટલે ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. આત્મતત્ત્વનું વારંવાર ચિંતન કરવાથી મન પોતાનું હઠીલાપણું છોડી દે છે, યોગ સાધનાથી અને બ્રહ્મ વિચારથી અથવા ઉપાસનાથી મન પરમાત્માનું સ્મરણ કરવા લાગી જાય છે. કદાચ પ્રમાદથી યોગથી કોઈ નિંદનીય કર્મ થઇ જાય તો તે પાપનું પ્રાયશ્ચિત યોગથી કરવું પણ બીજા સાધનનું અવલંબન લેવું નહિ. **स्वे स्वेऽधिकारे या निष्ठा सगुणः परिकीर्तितः।** પોતપોતાના અધિકારમાં જે નિષ્ઠા તેને ગુણ કહે છે. વેદમાં જે ગુણ દોષનું વિધાન કરેલું છે, તે પાપ–કર્મોના ત્યાગ માટે અને કર્મોમાંથી આસક્તિ છોડાવવા માટે કહેલ છે. સાગરની અંદર બહાર જેમ જળ જ છે તેમ મહત્તત્ત્વથી દેહ પર્યંત સર્વની અંદર બહાર ચૈતન્ય છે, જે જે તત્ત્વ ઉત્પન્ન થાય છે તેને ચેતન્ય વ્યાપ્ત કરે છે. જેને કર્મમાંથી આસક્તિ છુટી જાય છે તે તત્ પદ અને ત્વં પદનું શોધન કરી શકે છે. સૂર્યોદય થતાં જ પોતાના કાર્ય સહિત બધાં નક્ષત્ર અદસ્ય થાય છે, તેવી જ રીતે માયા પોતાના કાર્ય સહિત પરમાત્મામાં લીન થાય છે અને દેખાતી બંધ થાય છે. આવી અધ્યાત્મ વિદ્યા વિવેકથી સિદ્ધ થાય છે. થોડીવાર પણ જો ચિત્ત બ્રહ્માકાર થાય તો કરોડો પાપ બળી જાય છે કારણકે તે વખતે નવી દશાના સંસ્કાર પડી જાય છે. એકદમ બધા વિષય છોડવા અઘરા છે તેથી વેદ વિધિરૂપ બંધનથી ત્યાગની શરૂઆત

કરાવાય છે. પછી જ્યારે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે ત્યારે રજ અને તમનો લય થઈ શુદ્ધ સત્વગુણ વધે છે, અને ભજનનું બળ જામે છે. સંન્યાસી ગૃહસ્થાશ્રમ ધર્મના પાલનથી અધર્મનો ભાગી થાય છે અને તેજ ધર્મ ગૃહસ્થને ધર્મ સાથે જોડે છે. તેથી શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે આગળ વધતા જવું.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે "જેને મારી કથાઓમાં શ્રદ્ધા છે તથા બીજા કર્મમાં વૈરાગ્ય છે તે બધી કામનાઓને દુઃખરૂપ જાણે છે છતાં તેનેં છોડવામાં અસમર્થ હોય તો એવી દશામાં કર્મોના પરિણામને દુઃખમય જાણી, તેની નિંદા કરતા કરતા તેનું અનુષ્ઠાન કરવું અને શ્રદ્ધા સંપન્ન થઇને અને દ્રઢ નિશ્ચયવાળા થઇને પ્રીતિપૂર્વક મારું ભજન કરવું (૧૧-૨૦-૨૮). આ પ્રમાણે ભક્તિયોગથી મારું જે નિરંતર ભજન કરે છે તેના હૃદયમાં મારી સ્થિતિ થવાથી તેની બધી વાસનાઓ નષ્ટ થઈ જાય છે, એટલે હૃદયગ્રંથી તૂટી જાય છે, બધા સંશય નિવૃત્ત થઈ જાય છે અને બધા કર્મ ક્ષીણ થઈ જાય છે. જેનામાં ભક્તિ પૂર્ણ થાય છે તેનામાં જ્ઞાન અને વૈરાગ્ય પણ પૂર્ણ થઈ જાય છે. આંહી નીચે પ્રમાણે મુંડક ઉપનિષદની શ્રુતિ સંભળાવે છે;—

**भिद्यते हृदयग्रंथि श्छिद्यन्ते सर्व संशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि मयि दृष्टेऽखिलात्मनि ॥**

૧૧-૨૦-૩૦

આનો અર્થ ઉપર આપેલ છે. જેઓ કર્મથી, તપથી, જ્ઞાનથી, વૈરાગ્યથી, યોગથી, દાનધર્મથી તથા અન્યાન્ય શ્રેય સાધનોથી જે કંઈ સ્વર્ગ, મોક્ષ અથવા મારા પરમધામની ઇચ્છા કરે તે મારી ભક્તિદ્વારા પ્રાપ્ત થઈ શકે છે, છતાં મારામાં અનન્ય પ્રેમ રાખવાવાળા ધીર અને સાધુ-ભક્ત મારા આપવા છતાં કૈવલ્યની એટલે મોક્ષની પણ ઇચ્છા કરતા નથી (૧૧-૨૦-૩૪).

સિંહને જોઈને જેમ મત્ત હાથી આમતેમ ભાગી જાય છે તેમ ભક્તની બધી કામના નષ્ટ થાય છે અને પરિણામે ભગવાન હૃદયમાં પ્રગટ થાય છે. ગુણુ સાથે ભેદની ત્રિપુટી ભાગે છે. પવન જોરમાં ફૂંકાતાં જેમ ધુંવાડો તદ્દન ઉડી જાય છે તેમ તેની વાસનાની જાળ ઉડી જાય છે.

જે માણસમાં કાંઇપણુ વાસના રહેતી નથી, જેને ચાર પ્રકારની મુકિતની પણુ ઈચ્છા રહેતી નથી, તે બીજાના ગુણદોષમાં પડતા નથી. નિષ્કામતા અને નિરપેક્ષતા એ જ ઉત્કૃષ્ટ જીવન છે અને એ જ કલ્યાણનો માર્ગ છે.

ઉદ્ધવજીનો મૂળ પ્રશ્ન આ અધ્યાયમાં એવો છે કે ગુણ દોષનું ભાન થયા વગર જીવન ચાલી શકતું નથી. ભગવાન તેનો જવાબ આપે છે કે જ્ઞાની પુરુષોને વૈરાગ્ય હોવાથી ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થતી નથી અને એકાન્તિક ભકતોમાં પણુ એવી દશા આવે છે તે માટે કહે છે કેઃ—

**न मय्येकान्तभक्तानां गुणदोषोद्भवा गुणाः ।**
**साधूनां समचित्तानां बुद्धेः परमुपेयुषाम् ॥ ११–२०–३६**

અર્થ. જે મારા અનન્ય ભકત છે અને બુદ્ધિથી અતીત પરમ તત્ત્વ જેણે જાણ્યું છે એવા સમદર્શી મહાત્માઓમાં ગુણુ–દોષની દ્રષ્ટિથી થતા વિકાર ઉત્પન્ન થતા નથી.

આહી સમદર્શી શબ્દ ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. ગીતામાં પણુ કહેલ છે કે **समत्वं योग मुच्यते** સમત્વ એ જ યોગ છે. બ્રહ્મનું સ્વરુપ પણુ સમ છે, પણુ પોતાના મન સાથે બીજાનો મત મળતો ન આવે અને બીજા આપણી ટીકા કરે ત્યારે શું કરવું? તે વખતે પણુ એકાન્તિક ભક્તોની સમતા ચાલુ રહે છે. આપણા દાંતથી આપણી જીભ કચરાઇ જાય તો જેમ આપણે દાંત ઉપર ગુસ્સે થતા નથી તેમ એકાન્તિક ભકતોમાં ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. તેમને જગતમાં દુઃખ કે અજ્ઞાન દેખાતું નથી.

જેને દ્વૈતની પ્રતીતિ નથી તે કોઇના ગુણુ દોષ જોતા નથી. ગુણ દોષ ન જોવા એ જ બધા સાધનોમાં મુખ્ય સાધન છે. એ જ બધા કર્મનો છેડો છે, પણ એ કામ કેટલું અઘરું છે. જ્યાં બધે ભગવાનની લીલા દેખાય છે ત્યાં ગુણ, કાળ, કે કર્મની ભ્રાંતિ રહેતી નથી, પૂર્ણબ્રહ્મની પ્રાપ્તિમાં ભયની ભ્રાંતિ નથી, દિવસ કે રાત નથી, જીવ-શિવ ભાવ નથી, ફળ કે નામ નથી, જન્મ મરણ નથી, ધ્યેય ને ધ્યાન નથી, જ્ઞેય ને જ્ઞાન નથી અને હું-તું પણું નથી. જેને માતાપિતા, દેવ દેવતા, ઘણા કે એક, વર્ણ કે આશ્રમ અને ક્રિયા કે કર્મ નથી, જે લક્ષ્ય લક્ષણાથી રહિત છે તે પરબ્રહ્મને પામે છે.

## પ્રકરણ ૨૮

### અધિકાર પ્રમાણે સાધનની જરૂર

એકાદશ સ્કંધના ૧૯ મા અધ્યાયને અંતે ભગવાને ઉદ્ધવજીને એમ કહ્યું કે કોઈના ગુણ કે દોષ જોવા એ દોષ છે અને કોઇના ગુણ કે દોષ ન જોવા તે ગુણ છે. તેના ઉપર ઉદ્ધવજીએ એવો પ્રશ્ન પૂછેલ છે કે આપની આજ્ઞારૂપ શ્રુતિ પણ વિધિનિષેધરૂપ હોવાથી કર્મોમાં ગુણ અને દોષ બતાવે છે. તેનો થોડોક ખુલાસો ભગવાને ૨૦ મા અધ્યાયમાં કરેલ છે. એટલે કે જેનામાં બહુ વૈરાગ્ય હોય તેવા જ્ઞાની પુરુષો અને એકાન્તિક ભકતોમાં ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. હવે વધારામાં કહે છે કે " મારી પ્રાપ્તિ માટે ભક્તિ, જ્ઞાન અને કર્મરૂપ ત્રણે માર્ગોને છોડીને જે લોકો પોતાની અસ્થિર ઇંદ્રિયોથી ક્ષુદ્ર ભોગો ભોગવે છે તેઓ ફરી ફરી જન્મ મરણના ચક્રમાં પડે છે. તેથી પોતપોતાના અધિકારમાં રહેવું તે ગુણ છે અને વિપરિત ચેષ્ટા કરવી તે દોષ છે. એટલે વૈરાગ્યવાળાએ જ્ઞાનયોગ સ્વીકારવો.

બધી વસ્તુઓ સમાન હોવા છતાં દ્રવ્યની વિચિકિત્સાને માટે શુદ્ધિ-અશુદ્ધિ, ગુણદોષ અને શુભ-અશુભનું વિધાન શાસ્ત્રમાં બતાવેલું છે. એટલે શુદ્ધ વસ્તુ ઉપયોગમાં લેવી અને અશુદ્ધથી અધર્મ ઉત્પન્ન થાય છે. જેઓને ધર્મ-કર્મ પ્રમાણે ચાલવું છે તેમને માટે આચાર-શુદ્ધિની જરૂર છે. પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશથી બધાંના શરીર બનેલાં છે અને તે પણ આત્માથી યુક્ત છે, છતાં પ્રત્યેક શરીરના સ્વાર્થ ( ધર્મ-અધર્મરૂપ પુરુષાર્થ ) ની સિદ્ધિને માંટે વેદમાં ભિન્ન ભિન્ન નામ અને રૂપની કલ્પના કરેલી છે. કર્મોમાં નિયમિતતા ( determinism ) લાવવાને માટે દેશકાલ વગેરે ભાવ અને વસ્તુઓના ગુણદોષનું વિધાન કરેલું છે. ( ૧૧-૨૧-૭ ).

મુખનું કામ ભોજન કરવાનું છે, નાક તે કામ કરે તો દુઃખ થાય છે. હાથીના અલંકાર ઘોડાને ભુષણરૂપ ન થતાં મૃત્યુરૂપ થાય છે. મેઘ નિર્મળ જળ વરસાવે છે, છતાં ફળ બી પ્રમાણે થાય છે, ક્યાંક ઘઉં પાકે તો ક્યાંક ભાત પાકે. દૂધ ભાત તાવવાળાને કડવા લાગે છે. નિરોગીને તે જ સુખકર અને પુષ્ટિકારક થાય છે. સકામ કર્મ બાધક થાય છે અને તે જ કર્મ નિષ્કામભાવે કરવાથી મોક્ષ માર્ગે લઈ જાય છે, માટે સ્વાધિકાર પ્રમાણે સ્વકર્મનું આચરણ સુખરૂપ છે. તે જ અનધિકારીને મહાદોષ અને અવગુણ રૂપ છે. ધર્માચરણ આવી રીતે ગુણ કે દોષ ઉપજાવે છે. ધર્માચરણ કરવામાં પણ પ્રવૃત્તિ ધર્મ અ-પ્રમાણ છે, નિવૃતિ ધર્મ શુદ્ધ છે. વિષયમાં આસકિત સાથે વ્યવહારની સ્થિતિ અશુદ્ધ છે. પરોપકાર પ્રવૃત્તિ રૂપ વ્યવહાર શુદ્ધ છે અને તેને જ દેવ વદ્ય માને છે. આપત્કાળમાં નીચનું ધાન્ય લઈ પ્રાણનું રક્ષણ કરવામાં દોષ નથી પણ આપત્કાળ સિવાય નીચનું દાન લેવામાં મહાદોષ છે.

જે દેશ બ્રાહ્મણ ભકતોથી રહિત હોય તે અપવિત્ર છે, જ્યાં અસંસ્કારી માણસો રહેતા હોય તે પણ અપવિત્ર છે. જે કાળમાં કર્મ થઈ શકે તે શુદ્ધ છે અને જે કાળે કર્મ ન થઈ શકે તે અશુદ્ધકાળ

છે. પાત્ર જળથી શુદ્ધ થાય છે અને મૂત્રાદિથી અશુદ્ધ થાય છે. પુષ્પને જળ છાંટવાથી શુદ્ધ થાય છે અને સુંઘવાથી અશુદ્ધ થાય છે તાજું અન્ન શુદ્ધ મનાય છે. સ્નાન, દાન, તપ, અવસ્થા, સામર્થ્ય, સંસ્કાર, કર્મ વગેરે અને ચિત્ત ભગવાનના સ્મરણથી શુદ્ધ થાય છે. કર્મમાં અત્યંત આદર રાખવાથી માણસ કર્મઠ થાય છે અને પરમાર્થ સધાતો નથી. માત્ર વિધિ તથા નિષેધની મોટી પીડા સહન કરવી પડે છે, તેમ સ્વધર્મવાળું કર્મ તદ્દન ન કરવાથી પાખંડી થવાય છે અને સ્વાર્થ ડૂબે છે. તેથી સ્વધર્મનું આચરણ કરતાં મોક્ષ સિદ્ધ થાય છે, એ રીત જ્ઞાની પુરુષો જાણે છે. થોડી રસોઇ કાગડા કે કૂતરાના અડકવાથી અપવિત્ર થાય છે પણ ઘણા માણસના ભોજન માટે કરેલી રસોઈ જ્યાં કાગડા–કૂતરાનું મોઢું લાગે તો તેટલી જ રસોઇ અપવિત્ર ગણાય છે, બાકીની સર્વ રસોઇ પવિત્ર જ ગણાય છે. ગ્રહણ વખતે સશક્ત સ્નાન ન કરે તો દોષ લાગે છે પણ બાળક, વૃદ્ધ કે રોગીને દોષ લાગતો નથી. બુદ્ધિપૂર્વક કરેલું પાપ–પુણ્ય પોતાને ભોગવવાનું રહે છે, પણ અજાણતાં થયેલાં પાપ–પુણ્ય બાંધતા નથી, કારણ કે તેમાં હેતુ નથી. ચામડાનો ધંધો કરવો એ બ્રાહ્મણને માટે દોષરૂપ છે. અત્યંજને માટે દોષરૂપ નથી.

વાસ્તવમાં શાસ્ત્રનું તાત્પર્ય તો નિવૃત્તિમાં છે, જે જે પ્રવૃત્તિથી માણસનું ચિત્ત ઉપરામ પામી જાય, તે બાજુથી તે બંધન–મુકત થઇ જાય છે. મનુષ્યને માટે નિવૃત્તિ જ શોક, મોહ અને ભયને હરવાવાળી છે. જ્યારે માણસ વિષયોમાં ગુણ–બુદ્ધિ કરવા માંડી જાય છે ત્યારે તેમાં તેને આસક્તિ થાય છે, આસક્તિથી કામના થાય છે અને કામનાથી કલહ ઉત્પન્ન થાય છે. કલહથી ક્રોધ અને અજ્ઞાન થાય છે અને પછી માણસની વ્યાપક સ્મરણ શક્તિને આવરણ થાય છે. ( ૧૧–૨૧–૨૦ ). આવો શ્લોક ગીતાના બીજા અધ્યાયમાં પણ આવે છે. ટૂંકામાં જે કર્મથી દેહનું અભિમાન વધે તે નીચ કર્મ છે. માણસોને વિષયોથી નિવૃત કરાવવા એ વેદનો હેતુ છે અને એકદમ

વિષયોને માણસ છોડી શકતો નથી તેથી તેમાં ગુણદોષ બતાવીને ધીમે ધીમે તેમને છોડાવવાનો ઉપાય વેદે દેખાડયો છે. જેમ જેમ વિષય ભોગમાંથી નિવૃત થવાય છે તેમ તેમ આત્મસુખ નજીક આવતું જાય છે. પછી અવિદ્યાનો નાશ થાય છે અને અવિદ્યાનો નાશ થતાં જન્મભાવ રહેતો નથી. સૂર્યોદય થતાં અંધારુ ભાગે છે તેમ અવિદ્યા જતાં સંસારનો ભ્રમ જાય છે. જો અવિદ્યાનો નાશ ન થાય તો માણસ ન કરવાના કામ કરી બેસે છે. તેને પોતાનો કે પારકો વિચાર સુઝતો નથી.

**फलश्रुतिरियं नृणां न श्रेयो रोचनं परम् ।**
**श्रेयो विवक्षया प्रोक्तं यथा भैषज्यरोचनम् ॥** (११-२१-२३)

અર્થ—વેદની ફલ-શ્રુતિઓ પુરુષને પરમ પુરુષાર્થ તરફ લઇ જતી નથી, તે તો માત્ર સકામ અને વિષયી પુરુષોને શ્રેયની તરફ પ્રવૃત્ત કરાવવાને માટે રુચિ ઉત્પન્ન કરનાર છે. જેમ બાળકને કડવી દવા પાવા માટે કાંઇક ગળપણનો લોભ બતાવવામાં આવે છે તેમ આ શ્રુતિઓ વિષે સમજવાનું છે. સ્વાતિ નક્ષત્રનું પાણી છીપમાં પડે તો તેમાંથી પાણીદાર મોતી બંધાય છે પણ તે જ પાણી સર્પના મુખમાં પડવાથી ઝેર ઉત્પન્ન થાય છે. તેવી જ રીતે જોકે સકામ અને નિષ્કામ કર્મમાં ક્રિયા સરખી જ છે પણ ફલના હેતુ પ્રમાણે વાસના ભિન્ન છે. નિષ્કામ બુદ્ધિ દ્વારા મુક્તિ મળે છે અને સકામ બુદ્ધિ દૃઢ બંધન કરે છે. તેથી શાસ્ત્રમાં અધિકારનો વિચાર જરૂરી માનેલો છે. જન્મ થતાં જ પ્રાણિમાત્રને પોતાના દેહમાં પ્રીતિ થાય છે તેથી વિષયો સારા લાગે છે. સ્ત્રી, પુત્ર, સ્વજન, ધન, વૈભવ વગેરેની ઘણાને ઇચ્છા થાય છે. કામાસક્તિ અધોગતિ પમાડે છે, પ્રાણીઓને તેમાં સ્વાભાવિક ગતિ છે અને તે જ વિષયની પ્રવૃતિ માટે વેદનો વિધિ હોય તો તે વિધિ મરતાને મારવા બરાબર અથવા ડૂબતા પર પથ્થર બાંધવા સમાન કે અંધને કૂવામાં નાખવા બરાબર છે. વેદ જ જો પ્રાણીઓને વિષયમાં ડૂબાડે તો પ્રાણીને તેમાંથી કાઢશે કોણ ? જો રાજા પોતે અધર્મી

હોય તો દીનને કોણ છોડાવશે ? વિષયોમાં ડૂબતાં અટકાવી પ્રાણીનો ઉદ્ધાર કરવા માટે વેદ વિધિ છે. મંદબુદ્ધિ અને વિષયાંધ માણસો વેદ વિધિને સકામ કર્મની પ્રવૃતિ કરાવનાર માને છે.

ગીતામાં પણ ભગવાન કહે છે કે મન ચંચળ છે અને તેને વશ કરવું એ મુશ્કેલ છે, એમાં સંશય નથી તો પણ અભ્યાસથી અને વૈરાગ્યથી તે વશ થઇ શકે છે, યોગદર્શનમાં પણ એ બે ઉપાય બતાવેલા છે. અભ્યાસ માટે ઘણાં પુસ્તકો હવે મળી શકે છે પણ વૈરાગ્ય માટે માત્ર છુટક હકીકત કેટલેક ઠેકાણે આપવામાં આવે છે. જ્ઞાનમાર્ગમાં જગતનું મિથ્યાત્વ સિદ્ધ કરવા માટે બહુ જ જોર આપવામાં આવેલ છે, કારણ કે મિથ્યા વસ્તુમાં કોઇને રાગ કે દ્વેષ થતા નથી, પણ બધા માણસો જ્ઞાનના અધિકારી હોતા નથી અને જગતનું મિથ્યાત્વ સમજી શકતા નથી તેથી તેમને જન્મ, મરણ, ઘડપણ અને વ્યાધિ વગેરે બીજાં કેટલાંક સંસારનાં દુઃખોમાં દોષ દૃષ્ટિ કરવાનું કહેવામાં આવે છે. તેવા માણસોને માટે શાસ્ત્રોમાં અમુકમાં ગુણ અને અમુકમાં દોષદૃષ્ટિ રાખેલ છે.

વૈરાગ્ય એટલે ફાંસીની સજા સમજવાની છે. જેને ફાંસીની સજા થયેલ હોય તેમને સંસારના કોઈ ભોગ ગમતા નથી. ઈશોપનિષદના પહેલા મંત્રમાં પણ કહેલ છે કે ત્યાગથી ભોગવ. ભર્તૃહરિ, ગોપીચંદ, બુદ્ધ વગેરે પ્રાચીન કાળના રાજાઓ રાજ છોડીને પણ આત્મસાક્ષાત્કાર માટે વનમાં તપ કરવા ચાલ્યા ગયા હતા. ઘટાકાશ ઘટનું અભિમાન છોડે તો મહાકાશરૂપ થાય છે, નદી સમુદ્રમાં મળીને સમુદ્રરૂપ થાય છે. જેઓ અસંગ ભાવ રાખી શકે છે તેમને સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. જેઓ સંગમાં આસક્તિ રાખે છે તેઓ એટલી હદમાં જ રહે છે. તેથી વૈરાગ્યની જરૂર છે; અને વૈરાગ્ય માટે દોષદૃષ્ટિની પણ જરૂર છે; હાલના કાળમાં સીનેમાના વધારાથી વૈરાગ્યની ભાવના બહુ ઓછી થઈ ગઇ છે. સીનેમામાં દોષ બુદ્ધિ ઉત્પન્ન કરવાની જરૂર છે; અને સ્વધર્મ પાળવા તરફ લક્ષ રાખવાની જરૂર છે. જેમ કપુર અને

અગ્નિની ભેટ થાય તો અગ્નિ જ રહે છે તેમ સ્વધર્મના આચરણથી નિષ્કામ ભાવ પ્રગટ થાય છે. વેદવાણી સ્વકર્મદ્વારા કર્મબંધન છેદે છે.

સકામ માણુસની કામના કોઈ કાળે પૂર્ણ થતી નથી. બગલો જળનું ધ્યાન ધરે છે પણ માછલાં માટે તલપી રહેલ છે; તેવું સકામનું અનુષ્ઠાન છે, તેની બુદ્ધિ અંદર બહાર તમોગુણુથી ભરાઈ જાય છે. ચિત્તમાં ધુંવાડા જેવી સ્થિતિ થાય છે તેથી શું કરવું, શું ન કરવું, કર્મનું ફળ શું છે વગેરે સમજાતું નથી.

ગીતામાં પણ ભગવાન કહે છે કે "હજારો મનુષ્યોમાં કોઈક જ આત્મસિદ્ધિને માટે પ્રયત્ન કરે છે અને એવામાં પણ કોઈક જ મને પામી શકે છે, તેથી જે બાબત ઘણા માણસોને ગમતી હોય ત્યાં સાવધ રહેવાનું છે. ઇંગ્લાંડના પ્રખ્યાત વિદ્વાન બર્નાર્ડ શો કહેતા હતા કે જે સીનેમાનું ચિત્ર ઘણાં માણસોને પસંદ આવે તે ચિત્ર બાળી નાંખવું જોઇએ, કારણ કે ઘણા માણસો તો હલકી વસ્તુઓને જ પસંદ કરે છે. જે નવલકથાઓ બહુ વંચાય છે તે હલકી હોય છે. ભગવાન ઉદ્ધવજીને કહે છે કે:—

**न ते मामङ्ग जानन्ति हृदिस्थं य इदं यतः।**
**उक्थ शस्त्रा ह्यसुतृपो यथा नीहारचक्षुषः॥ ११-२१-२८**

અર્થ—જેઓ માત્ર પ્રાણના પોષણમાં જીવન ગાળે છે તેઓ પોતાના અંતઃકરણમાં રહેલ મને જોઈ શકતા નથી, કે જેનાથી આ સંપૂર્ણ જગત ઉત્પન્ન થયેલ છે. જેની આંખમાં ધુંવાડો ભરાઇ જાય છે તે લોક પોતાની નજીકના પદાર્થોને પણ જોઇ શકતા નથી.

સોનાના અલંકાર જેમ ભિન્ન ભિન્ન દેખાય છે પણ તેમાં જેમ સોનું છે તેમ જગત આકારે જ ભગવાન જ પરિપૂર્ણ ભરેલ છે. નામ, રૂપ, વર્ણ અને જગતનું જ્ઞાન તેના પ્રકાશથી જ થાય છે. છતાં તેનામાં કંઈ પણ ભેદ થતો નથી. વેદનો ગૂઢ અભિપ્રાય ન જાણવાથી સકામ માણસ કામનામાં લુબ્ધ થઇ, માંસ ભક્ષણ કરવાની ઈચ્છાથી

યજ્ઞના નિમિત્તે પશુ હિંસા કરે છે, વેદ સ્વર્ગનો ઉલ્લેખ કરે છે તે માત્ર કર્મમાં રૂચિ કરવા માટે છે તે ન સમજી, એવા યજ્ઞ કરનારને મરણ પછી યજ્ઞમાં મરેલા પશુ હાથમાં શસ્ત્ર લઇને મારવા યમદ્વારમાં વાટ જોઇ ઊભા હોય છે. સ્વેચ્છાએ માંસ ભક્ષણ કરનારને, અહિંસા ધર્મનું પાલન કરવામાં જે અસમર્થ છે તેને ધીમે ધીમે શીખવવા વેદે યજ્ઞ નિમિત્તે પશુનું બલિદાન દેવાની આજ્ઞા કરેલી છે. વળી તે યજ્ઞ સિદ્ધ કરવામાં દેશ, કાળ, મંત્ર, તંત્ર વગેરે એવી અડચણો નાંખેલી છે, અને તેનું એવું પ્રાયશ્ચિત રાખેલ છે કે કોઇકનેજ એવો યજ્ઞ કરવાની ઇચ્છા થાય. આવા લોકો સ્વપ્નની સમાન અસત્ય અને સાંભળવામાં પ્રિય લાગે તેવા સ્વર્ગાદિ લોકોના ભોગની ઇચ્છા કરી અધિક લાભની આશાથી મૂળ લાભને પણ ગુમાવી બેસે છે; એટલે જે આત્મા પ્રાપ્ત છે તેનો લાભ લેવાને બદલે ભવિષ્યમાં મળનાર અલ્પ સુખની આશાએ જીવે છે. જેઓ ત્રણ ગુણવાળા સુખ મળે એવા લોકોની ઉપાસના કરે છે તે ગુણાતીત જીવન સમજી શકતા નથી. હવે કહે છે કે

**वेदा ब्रह्मात्मविषया स्त्रिकाण्ड विषया इमे ।**
**परोक्षवादा ऋषयः परोक्ष मम च प्रियम् ॥ ११–२१–३५**

અર્થ—વેદમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડ છે અને તે બ્રહ્મ અને આત્માની એકતા સિદ્ધ કરે છે, પણ મંત્ર દ્રષ્ટા ઋષિ પરોક્ષવાદી છે, આવા અધ્યાત્મ વિષય ખુલ્લા શબ્દોમાં કહેતા નથી. મને પરોક્ષ કથન પ્રિય છે, કારણ કે તેથી ગૂઢ વસ્તુ અનધિકારીઓના હાથમાં જતી નથી.

આ હેતુને લઇને ઘણી કથામાં અધ્યાત્મભાવ પાછળથી કહેલ છે. બારમા સ્કંધમાં શુકદેવજી પરીક્ષિત રાજાને એમ પણ કહે છે. કે જે જે રાજાઓની કથા મેં તને કહી તે બધી જ્ઞાન અને વૈરાગ્ય ઉત્પન્ન કરવાના હેતુથી કહેલી છે. તે વાણીનો વિલાસ છે અને પરમાર્થથી સાચી નથી. (૧૨–૩–૧૪)

મૃગજળમાં શીતળ જળની ઇચ્છા મૂર્ખને થાય છે. સકામ માણસ સ્વર્ગ મેળવવા જતાં સ્વધર્મરૂપ દ્રવ્ય અને નરદેહરૂપી ભંડોળ ગુમાવે છે તથા સકામતાના ભવસાગરમાં ડૂબે છે. જેઓ ભેદબુદ્ધિથી બધાં અનુષ્ટાન કરે છે તે ભગવાન તરફ વળતા નથી, તેમના મનમાં કામનાઓ એટલી બધી ઘર કરી બેઠેલી હોય છે કે સ્વર્ગ પ્રાપ્તિથી પાછા જન્મ મરણના ફેરામાં પડાય છે. વિષયોમાંથી આસકિત છોડાવવા માટે અને સંયમ શીખવી ધીમે ધીમે બ્રહ્મ માર્ગે ચઢાવવા માટે વેદનું તાત્પર્ય છે. આ ગુહ્ય તાત્પર્ય જાણ્યા પછી અને જીવ બ્રહ્મ સ્વરૂપ થયા પછી કર્મ અને કર્તા મિથ્યા જણાય છે. તે વખતે ધ્યેય, ધ્યાતા અને ધ્યાન વગેરે સર્વ ત્રિપુટી લય પામે છે; તો પછી આશ્રમ અને વર્ણ ભેદ ક્યાં રહે? તે દશામાં પાપ પુણ્ય, ગુણદોષ કાંઈ નથી. કેવળ પરિપૂર્ણ બ્રહ્મ છે, તેથી ૧૯મા અધ્યાયને અંતે ભગવાને કહ્યું હતું કે, કોઈના ગુણદોષ જોવા એ દોષ છે અને ગુણદોષ ન જોવા તે ગુણ છે. એવો ગૂઢ અર્થ પ્રકટ કરવાથી કર્મમાર્ગ અને બ્રહ્મ બેમાંથી કોઈ ભ્રષ્ટ થઈ જાય એમ જાણી ઋષિઓએ વેદના અર્થના નિરૂપણમાં મુખ્ય અર્થને ગુપ્ત રાખી પ્રવૃત્તિ માર્ગ અથવા પરોક્ષ પ્રપંચનું વ્યાખ્યાન કર્યું છે. લોકસંગ્રહ માટે પરોક્ષવાદ જ હિતકારક છે. શબ્દ બ્રહ્મ અત્યન્ત દુર્બોધ છે. બ્રહ્મા પણ તે સમજ્યા નહે તેથી કર્મઠ થયા. ભગવાન ઉદ્ધવજીને કહે છે કે અગ્નિ લાકડામાં પ્રકટ થતાં તે આકારે પ્રાપ્ત થાય છે તેમ હું વિકારી થતો નથી, હું વિકાર ટાળનાર પૂર્ણ બ્રહ્મ છું. દોરીમાં સર્પની ભ્રાંતિ થાય તેમ સર્વ ભેદ ભ્રમરૂપ છે, મને કોઇ ઓળખી શકતું નથી.

અ ઉ અને મ એ ત્રણ માત્રાવાળી અતિ સૂક્ષ્મ ૐકાર પ્રાણની સંગતિથી આધાર વગેરે ચક્રમાં ઉર્ધ્વગતિ પામી પરા, પશ્યંતિ, મધ્યમા તથા વૈખરી રૂપે વ્યક્ત થયેલ છે. આધાર ચક્રમાં તે પરાવાચા કહેવાય છે. તેજ સ્વાધિષ્ઠાન ચક્રમાં પહોંચે ત્યારે પશ્યંતિ કહેવાય છે. મણિપુરમાં મધ્યમા અને મુખમાં વૈખરી કહેવાય છે, તેજ

સ્વર અને વર્ણના વિધિથી લૌકિક અને વૈદિક ભાષા થયેલ છે.

સર્વ છંદના અધિષ્ઠાનરૂપે ગાયત્રી છંદ છે (૧૧-૨૧-૪૧). ગાયત્રી વેદનું મુખ્ય બીજ છે અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવનાર છે, હવે છેવટના શ્લોકમાં ભગવાન શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કર્મ ઉપાસના અને જ્ઞાનની ટુંકી સમજ આપતાં કહે છે કેઃ—

**मां विधत्तेऽभिधत्ते मां विकल्प्यापोह्यते त्वहम् ।**
**एतावान् सर्व वेदार्थः शब्द आस्थाय मां भिदाम् ॥**
**माया मात्रमनूद्यान्ते प्रतिषिध्य प्रसीदति ॥ ११-२१-४३**

હે ઉદ્ધવ! કર્મકાંડમાં કર્મ, કર્તા, ક્રિયાશક્તિ તથા મૂર્તિ તેમજ પૂજ્ય, પૂજક અને પૂજા પણ હું છું. જ્ઞાનકાંડમાં સંસાર કાલ્પનિક છે તેથી વેદને વ્યવસ્થા કરવાની રહી જ નથી. ખાલી ઘરમાં વસતિ ક્યાં? તેમ મૂળમાં અદ્વૈત, ત્યાં વકતા, શ્રોતા વગેરે શાસ્ત્ર ક્યાં? ભેદ પ્રબળ હોય ત્યાં સુધી કર્મ અને ઉપાસના રૂપી વેદનું માહાત્મ્ય છે. અગ્નિ જે લાકડામાંથી પ્રકટ થાય છે તેને બાળી શાંત થાય છે તેમ જ્ઞાન કાંડનું નિરૂપણ કરી વેદ પોતે પોતાને શાંત કરે છે. વેદના અર્થનું મુખ્ય તાત્પર્ય જીવ તથા શિવને એક કરવાનું છે. એવી રીતે ત્રણે કાંડનો પરસ્પર સંબંધ છે; તેમાં કાંઇ વિરોધ નથી.

કોઈપણ રીતે પોતાની વૃત્તિ ઠીક કરવાની જરૂર છે. તેથી પહેલાં અંતઃકરણની શુદ્ધિ માટે કર્મની જરૂર છે. જ્યારે વૈરાગ્યનો ઉદય થાય છે ત્યારે વિષયનો ત્યાગ થાય છે. જે માણસ વિષયને બંધનરૂપ સમજે છે છતાં તેનો ત્યાગ કરવામાં સમર્થ નથી તેવા સાધક માટે ભક્તિની યોજના કરેલી છે. સગુણ ઉપાસના રજસ અને તમસને ટાળી સત્ત્વ-ગુણ વધારે છે અને ભક્તિમાં પ્રેમ વધારે છે, તે સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે અને બધા પ્રમાણમાં ભગવદ્ભાવ સ્થિત કરે છે. જીવ અને શિવના લક્ષ્યાર્થનું શોધન કરવાથી બંનેનું ઐક્ય થાય છે. ટુંકામાં કર્મકાંડનું લક્ષ્ય પણ ભગવાનને પામવાનું છે. ઉપાસનાનું પણ એ જ

લક્ષ્ય છે, અને આકાશ વગેરેનો આરોપ કરી પછી તેનો અપવાદ કરી જ્ઞાન યોગ દ્વારા પણ બ્રહ્મ પ્રાપ્તિ થાય છે. બધા વેદનો એ જ અર્થ છે તેથી ભગવાનનો આશ્રય લઇને ભેદને માયા માત્ર બનાવી તેનો નિષેધ કરી અંતમાં વેદની વાણી શાંત થઇ જાય છે.

## પ્રકરણ ૨૮

### પુરુષ–પ્રકૃતિનો વિવેક

ઉદ્ધવજી ભગવાન શ્રીકૃષ્ણને કહે છે કે આપે કહ્યું કે ભેદ માયા માત્ર છે તેથી તેનો નિષેધ કરીને શાંત થઇ જવું, પણ પ્રકૃતિનું જોર ઘણું છે. વળી કેટલાક ઋષિઓ કહે છે કે આ જગતમાં છવ્વીસ તત્ત્વ છે, કોઇ કહે છે પચીસ તત્ત્વ છે, કોઇ સાત કહે છે, કોઇ નવ કહે છે, કોઇ છ, કોઈ ચાર, કોઇ અગ્યાર, કોઇ સત્તર, કોઇ સોળ અને કોઈ તેર તત્ત્વ બતાવે છે, તો તેમનો શો અભિપ્રાય હશે? આપે તો પહેલાં ૨૮ તત્ત્વ કહેલ છે.

શ્રી ભગવાનઃ—આ વિષયમાં બ્રાહ્મણો જે કહે છે તે ઠીક છે, માયાના આધારે બધું બની શકે છે. અનાદિકાળથી અવિદ્યાગ્રસ્ત પુરુષને સ્વયં આત્મજ્ઞાન થઇ શકતું નથી. તેને જ્ઞાનોપદેશ કરવાને માટે કોઈ બીજા પુરુષની જરૂર પડે છે. તેથી ૨૫ તત્ત્વોથી વધારે જીવથી ભિન્ન સર્વજ્ઞ પરમેશ્વરને લેવા પડે છે. તેથી ૨૬ તત્ત્વ કોઈ માને છે. જેઓ જીવ ઇશ્વરનો ભેદ માનતા નથી તેઓ ૨૫ તત્ત્વ માને છે. જ્યાં દોરડી સર્પાકારે દેખાય ત્યાં જોનારના ભ્રમ પ્રમાણે તે સફેદ, કાળો કે લાલ દેખાય છે, તેમ માયાનો આશ્રય લઇને પ્રકૃતિના ત્રણ ગુણો અને તેના અનેક ભેદ જણાય છે. ખરી રીતે કાર્યને કારણ એક છે પણ તેને જુદા ગણવાથી તત્ત્વની સંખ્યા વધે છે. સુવર્ણ અને અલંકાર કાર્ય

અને કારણુની દ્રષ્ટિએ ભિન્ન ભિન્ન છે અને સુવર્ણની દ્રષ્ટિ એક જ છે. દર્પણમાં જોતાં પોતે જુદા દેખાવાથી મનુષ્ય એકના બે દેખાય છે. શિવમાં જીવભાવ ઉપાધિથી દેખાય છે છતાં શિવપણું ગયું નથી. અવિદ્યાને લીધે જીવમાં મિથ્યા મલિનતા અને દોષપણું જણાય છે, અને તેથી પ્રપંચ તથા ગુણ અને કર્મની ખટપટ ઉત્પન્ન થાય છે. કાંટાથી કાંટો કાઢી નાંખી બંનેને ફેંકી દઈએ તેમ અજ્ઞાનથી અજ્ઞાન દૂર કર્યા પછી એ તત્ત્વ નથી. વાદળના દોડવાથી ચંદ્ર દોડતો દેખાય છે તેમ ગુણથી જીવ લિપ્ત દેખાય છે. ઘડામાં પાણી ભરવાથી તેમાંનું આકાશ ભિંજાતું નથી તેમ જીવાત્મા ગુણના સંબંધથી લિપ્ત થતો નથી.

પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય છે. કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિયમાં સ્વતંત્ર ક્રિયાશક્તિ નથી. આંધળો ચાલે અને પાંગળો તેને દોરે તેમ જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયનો સંબંધ છે; માટે શાસ્ત્રમાં જ્ઞાનેન્દ્રિયને પ્રધાનપણું આપેલું છે. મન બન્નેનો ચાલક છે તેથી મન મળીને અગ્યાર ઈંદ્રિયો છે. જન્મ મરણનું કારણ વિષય છે. સંસારનું બળ વિષયને લીધે છે. વિષયનો ત્યાગ થયો કે સંસારરૂપી રોગ શાંત થાય છે.

રજોગુણનો આશ્રય લઈને પ્રકૃતિ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે. સત્ત્વગુણથી તેનું પાલન કરે છે અને તમોગુણથી તેનો નાશ કરે છે. પુરુષનું રક્ષણ પ્રકૃતિના કાર્યનું મૂળ કારણ છે. કાચબી હાથપગ ન હલાવતાં બચ્ચાંનું માત્ર ઈક્ષણથી પાલન કરે છે, તેમ પુરુષ માત્ર અવલોકનથી પ્રકૃતિને ચૈતન્ય આપે છે, પડદા ઉપર પ્રકાશની મદદથી પડેલાં છાયાચિત્રો જેમ દિવા વિના દેખાતાં નથી તેમ પ્રકૃતિના કાર્યને ઈક્ષણની જરૂર છે. પ્રકૃતિ વ્યક્ત છે, પુરુષ અવ્યક્ત છે. પ્રકૃતિ વિકારી ગુણવાળી, ચંચળ, શૂન્ય અને જડ છે. પુરુષ નિર્વિકારી, ગુણાતીત, અચળ અને જ્ઞાન સ્વરૂપ ચૈતન્ય રૂપ છે. પુરુષ પૂર્ણ પરમાનંદ રૂપ અને વિષયના મૂળને છેદનાર છે. પુરુષ પ્રકૃતિથી અત્યંત ભિન્ન છે

એમ જાણવું તે પરમાર્થનું મુખ્ય ચિન્હ છે. બધો આધાર પુરુષના ઈક્ષણ ઉપર છે. પુરૂષ જો પ્રકૃતિના સામું જુએ નહિ તો પ્રકૃતિમાં કાંઈ સત્તા આવતી નથી. પુરુષના અવલોકનથી પ્રકૃતિમાં વીર્યની ઉત્પત્તિ થાય છે અને તેથી બ્રહ્માંડની સ્થિતિ થાય છે. તેથી વીર્યને ધાતુ કહે છે. હાલનું સાપેક્ષવાદનું સાયન્સ પણ કહે છે કે observation ઉપર ઘણો આધાર છે, તેનાથી જ સૃષ્ટિ દેખાય છે.

અગ્નિ, જળ અને પૃથ્વી એ ત્રણ પ્રત્યક્ષ દેખાય છે તેથી કોઈ, ત્રણ તત્ત્વને જ માને છે અને તેને ચેતન આપનાર આત્મા મળી ચાર જ તત્વ છે એમ પણ કોઇ માને છે. રૂપ, રસાદિ પાંચ વિષય, આકાશાદિ પાંચ ભૂત, પાંચ ઈંદ્રિય, મન તથા આત્મા મળી સત્તર તત્ત્વનું પણ કેટલાક નિરુપણ કરે છે. જેઓ મન અને આત્માને એક માને છે તે ૧૬ તત્ત્વ માને છે. મન મનપણે અતિ ચંચળ થાય કે આત્મતત્ત્વે નિશ્ચલ થાય છતાં તેમાં એક જ પરમાત્મા નિર્વિકારપણે છે. તેથી મન અને આત્માને જુદા ન ગણવાથી સોળ તત્ત્વ થાય છે. પાંચ ઈંદ્રિય, પંચ મહાભૂત, મન, જીવ અને શિવ મળી તેર તત્ત્વ કોઈ ગણે છે. કોઇ પ્રકૃતિ પુરૂષ, મહતત્ત્વ, અહંકાર અને પંચમહાભૂત મળી નવ તત્ત્વ માને છે. પ્રકૃતિ અને પુરુષ એ બે તત્ત્વ સિવાય કાંઈ નથી એમ પણ કોઈ માને છે. જેઓ આગળ વધેલા છે તેઓ એક જ તત્ત્વ માને છે અને ભ્રાંતિથી તે અનેકરૂપે દેખાય છે. સૂનાનું અનેક આભૂષણો રૂપે દેખાય છે તેમ એકમાં જ અનેકપણું છે. શેરડીની મૂળ મીઠાશ સાકરમાં છે, તે જ પ્રમાણે આત્મતત્ત્વના સર્વ પ્રકાર છે. પોતાનું આત્મતત્ત્વ જાણવા માટે વધુ ઓછા તત્ત્વના વિવેચનમાં દૂષણ નથી. વિકાર આત્મામાં નથી, પ્રકૃતિમાં છે, એ તત્ત્વ જાણવાનું મુખ્ય લક્ષણ છે.

ઉદ્ધવજી કહે છેઃ—જો કે સ્વરૂપથી પ્રકૃતિ અને પુરુષ બને પરસ્પર ભિન્ન છે તથાપિ એક બીજાના આશ્રિત હોવાથી બન્નેનો ભેદ પ્રતીત થતો નથી. પ્રકૃતિમાં પુરુષ અને પુરુષમાં પ્રકૃતિ અભિન્નપણે

પ્રતીત થાય છે–મારા હૃદયમાં આ એક મોટો સંદેહ છે; માટે હે સર્વજ્ઞ, આપ આપના તર્ક–પ્રવીણ વચનોથી એ સંશયને દૂર કરો. આપની કૃપાથી જીવોને જ્ઞાન થાય છે અને આપની માયા શક્તિથી એ જ્ઞાન ઉપર આવરણ આવી જાય છે. આપની વિચિત્ર માયા શક્તિની વિચિત્ર ગતિને આપ જ જાણો છો; આપના સિવાય બીજા કોઈ તેને જાણી શકતા નથી.

ભગવાનઃ—હે પુરુષ શ્રેષ્ઠ ઉદ્ધવ ! પ્રકૃતિ અને પુરુષ બંનેમાં અત્યંત ભેદ છે. પ્રાકૃત પ્રપંચ વિકારવાન છે, કારણ કે તે ગુણોના ક્ષોભનું પરિણામ છે. મારી ત્રણ ગુણવાળી માયા પોતાના ગુણો દ્વારા ઘણા પ્રકારની ભેદ બુદ્ધિ ઉત્પન્ન કરી દે છે. તેવી વિકારવાળી ભેદ બુદ્ધિ, અધ્યાત્મ અધિદૈવ અને અધિભૂતથી ત્રણ પ્રકારની છે. જે પ્રમાણે (અધ્યાત્મ) ચક્ષુ ઇંદ્રિય, (અધિભૂત) રૂપ અને (અધિદૈવ) નેત્ર ગોલોક–ગત સૂર્યનો અંશ એ ત્રણે પરસ્પર એક બીજાના આશ્રયથી સિદ્ધ થાય છે. પરંતુ આકાશમાં જે સૂર્ય છે તે સ્વતઃ સિદ્ધ છે, તે પ્રમાણે આત્મા, જે આ ભૂતાદિ વિકારોથી પૃથક છે તે એનું આદિ કારણ છે. તે પોતાના સ્વયંસિદ્ધ પ્રકાશથી બીજા બધા પ્રકાશોનો પ્રકાશક છે. તેજ પ્રમાણે ચામડી વગેરે, શ્રવણ વગેરે, નાક વગેરે અને ચિત્ત વગેરે પણ અધ્યાત્મભેદથી ત્રણ ત્રણ છે. ગુણક્ષોભના કારણથી પ્રકૃતિમૂલક મહતત્ત્વથી ઉત્પન્ન થયેલ આ અહંકાર રૂપ વિકાર વૈકારિક (સાત્વિક) તામસ અને ઐન્દ્રિયિક (રાજસ) એવા ભેદથી ત્રણ પ્રકારનો છે. આ અહંકાર જ મોહ અને વિકલ્પ રૂપ ભેદભાવનો મુખ્ય હેતુ છે.

**आत्मा परिज्ञान मयो विवादो,**
**ह्यस्तीति नास्तीति भिदार्थ निष्ठः**
**व्यर्थोपि नैवोपरमेत पुंसां,**
**मतः परावृतधियां स्वलोकात् ॥ ११–२२–३३ ॥**

અર્થ—આત્મા જ્ઞાનસ્વરૂપ છે અને અસ્તિ, નાસ્તિ (છે, નથી, સગુણ, નિર્ગુણ, ભાવ, અભાવ, અથવા સત્ય, મિથ્યા, આદિ) રૂપથી

થવાવાળા વિવાદ ભેદ-દૃષ્ટિને લીધે રહે છે. તે જો કે વ્યર્થ છે તો પણ જ્યાં સુધી પુરુષ પોતાના સ્વરૂપભૂત મારાથી વિમુખ રહે છે ત્યાં સુધી નિવૃત્ત થતા નથી.

ઉદ્ધવજીનો પ્રશ્ન એવો છે કે પ્રકૃતિ પુરુષ જુદાં જણાતાં નથી. જેમ રૂપ સિવાય છાયા નથી, મધુરતા સિવાય સાકર નથી અને પરિમલ સિવાય કપૂર નથી તેમ આત્માથી પ્રકૃતિ જુદી જણાતી નથી. આ માયારૂપી વૃક્ષનું છેદન કરવા જતાં બ્રહ્મદેવ પણ સંશયમાં પડ્યા. ત્યારે ભગવાને હંસગીતા સંભળાવી તેના સનકાદિ પુત્રોનો ઉદ્ધાર કર્યો. બ્રહ્માની જો આવી સ્થિતિ છે તો બીજાઓની શી કથા? ભગવાનનો જવાબ એવો છે કે જો કે ઇંદ્રિયો એના વિષયોમાં ખેંચાય છે પણ આત્મા એ બધાથી ભિન્ન નિર્લિપ્ત, નિર્વિકારી, ગુણાતીત અને નિર્મળ છે ઘરમાં સર્વ સામગ્રી છે તેનો ભોગવનાર ગૃહસ્થ છે. તે ઘર અને સામગ્રીથી જુદો છે. તેવી જ રીતે દેહરૂપ ઘરમાં આત્મા છે. દેહમાં અહંભાવના અભ્યાસથી જીવને સંસારની પ્રાપ્તિ થઈ છે. અહંભાવની નિવૃત્તિથી તેમાંથી મુક્તિ છે. સ્વરૂપને ભૂલી જઈ દેહમાં અહંભાવ થયો તે ત્રિગુણાત્મક કાર્ય છે, પણ તે મિથ્યા છે. જાગ્રત દશા સ્વપ્નામાં રહેલી નથી, છતાં આત્મા એવોને એવો જ રહે છે. દોરામાં સર્પની ભ્રાંતિ થવા છતાં દોરાપણું જતું નથી. સ્ફટિકમણિ જુદાજુદા રંગના સંગથી તે રંગનો દેખાય છે છતાં તેની શુદ્ધતા જતી નથી. આત્મા બધા ભેદને દૂર કરનાર છે. અજ્ઞાનનો નાશ કરવાનું ખરૂં સાધન વિવેક છે. વિવેક ન હોય અને આત્માનું વિસ્મરણ થાય તો જીવ જન્મમરણને પ્રાપ્ત થાય છે. દેહાભિમાન ટળતાં સુધી સાધન આવશ્યક છે, પછી તે વ્યર્થ છે.

ઉદ્ધવજી:—જે માણસો આપણાથી વિમુખ છે અને પોતાના કર્મો-દ્વારા ઉચ્ચ, નીચ યોનિઓને ગ્રહણ કરે છે અને તેનો ત્યાગ કરે છે. એ બધું આપ મને સમજાવો. આત્મજ્ઞાનથી જે મનુષ્ય શૂન્ય છે

તેઓને આવી બાબતોનો વિચાર પણ સુઝતો નથી અને આત્મતત્ત્વને જાણવાવાળા તો ઘણે ભાગે મળતા નથી કારણ કે બધા આપની માયાથી મોહિત થઈ રહેલ છે. (૧૧-૧૨-૩૫)

ભગવાનઃ—હે ઉદ્ધવ! મનુષ્યોનું કર્મમય મન પાંચ જ્ઞાનેન્દ્રિયોથી યુક્ત છે. તે એક લોકમાંથી બીજા લોકમાં જાય છે. આત્મા તેનાથી ભિન્ન હોવા છતાં અહંકારના બંધનથી અને તેમાં થતા તાદાત્મ્યાધસથી આત્મા તેનું અનુસરણ કરે છે. એ કર્માધીન મન જોયેલા તથા કર્મ-શાસ્ત્રાદિ દ્વારા સાંભળેલા વિષયોનું ધ્યાન કરતું તેમાં જ ઉદ્યોગશાળી રહે છે અને તેમાં લીન થઈ જાય છે, તેથી તેની પૂર્વ-સ્મૃતિ નષ્ટ થઇ જાય છે. પોતાના કર્મ પ્રમાણે પ્રાપ્ત થયેલ (દેવાદિ દેહરૂપ) વિષયમાં અત્યન્ત દૃઢ આસ્થા થઈ જવાથી જીવને પોતાના પૂર્વ દેહનું સ્મરણ રહેતું નથી, તેથી દેહની અત્યન્ત વિસ્મૃતિ એ જ દેહનું મૃત્યુ છે. વળી પ્રાપ્ત થયેલ દેહાદિ વિષયોને અહંભાવ દ્વારા પૂર્ણતયા સ્વીકારી કરી લેવો એ જ જીવનો જન્મ છે. વાસ્તવમાં જીવના જન્મ મરણ થતા નથી. જન્મ વગેરે સ્વપ્ન અને મનોરથની સમાન છે (૧૧-૨૨-૩૯).

આહી ભગવાને બહુ જ ઉપયોગી વાત જણાવેલ છે, એટલે જન્મમરણ સાચા નથી. જે જન્મે છે તેને ખબર નથી કે પોતે જન્મ્યો અને જે મરે છે તે કહેતો નથી કે હું મરી ગયો. એવું કહે તો તે મર્યો નથી. વાસ્તવમાં દેહ અને વિષયોનો સ્વીકાર કરી લેવો એ જ જન્મ છે અને દેહ અને વિષયોનું વિસ્મરણ એ જ મરણ છે. એવું રોજ ઊંઘ વખતે બને છે અને જાગીએ ત્યારે જાણે કે જન્મ થાય છે, એવું તત્ત્વદૃષ્ટિથી જણાય છે. માયાની ગતિ બહુ જ વિચિત્ર છે. જ્યાં જન્મ મરણ નથી એવા બ્રહ્મમાં માયા જન્મ મરણ બતાવે છે. માણસનું મન સાંભળેલા અને જોયેલા વિષયનું નિરંતર ધ્યાન કરે છે તેથી તદાકાર થઈ જાય છે. દેહ છૂટી જવાથી ભોગનો ક્ષય થાય છે તેથી ભોગનું સ્થાન જે ગયો દેહ તેનું વિસ્મરણ થાય છે. ભોગ

ભોગવવામાં મન એકાગ્ર થવાથી પૂર્વકર્માનુસાર તેનું સાધન જે બીજો દેહ તેમાં પ્રાણ સાથે તે સંચરે છે જેમ બાળપણ મોટા થતાં વિસરી જવાય છે તેમજ પૂર્વદેહનું વિસ્મરણ થાય છે. દૈવયોગે જે દેહ પ્રાપ્ત થાય તે દેહના સુખ અને દુઃખનું અભિમાન ધરી નાચવું તેનું નામ જન્મ છે. સ્વપ્નમાં ઈંદ્રના ભોગ જીવ ભોગવે છે ત્યારે દરિદ્રી દેહનું તેને વિસ્મરણ થાય છે અને જાગ્રત થતાં ઈંદ્રના દેહનું વિસ્મરણ થાય છે. સ્વપ્ન વખતે સ્વપ્નદેહ પ્રાપ્ત થયો એવું ભાન રહેતું નથી. આત્મા જાગ્રત અને સ્વપ્ન બંને દેહથી ભિન્ન છે. તેવી જ રીતે આત્માને જન્મ મરણ નથી. દેહને જન્મ મરણ છે. પોતાને નવી અવસ્થાને રૂપે જોવું અને માનવું એ માયા છે. સ્વપ્નમાં જેમ આત્મા ઘણા ભેદનો હેતુ બની જાય છે તેમ જાગ્રતમાં પણ બને છે.

**यथार्चिषां स्रोतसां च फलानां वा वनस्पतेः ।**
**तथैव सर्वभूतानां वयोऽवस्थादयः कृताः ॥ ११-२२-४३**

અર્થ—જે પ્રમાણે (પરિણામથી) જ્યોતિની, (અતિ ભેદથી) જલની, અને (પાકવા સુધી) ફળની અને (નાશ થવા સુધી) વૃક્ષ વગેરેની અવસ્થા બદલાતી રહે છે, એ પ્રમાણે કાળના કારણથી બધા પ્રાણીઓના શરીરની આયુષ્ય અને અવસ્થાઓ બદલાતી રહે છે, છતાં જ્ઞાની પુરૂષ એ બધું વિવર્ત સમજે છે.

**नात्मनस्तस्य कर्मबीजेन जायते सोऽप्ययं पुमान् ।**
**म्रियते वामरो भ्रान्त्या यथाग्निर्दारु संयुतः ॥ ११-२२-४५**

અર્થઃ—વાસ્તવમાં અજ્ઞાની પુરુષ પણ પોતાના કર્મ રૂપ હેતુથી જન્મ લેતો નથી તેમ મરતો પણ નથી કારણ કે તે અમર છે. જેમ કાષ્ટ સંયોગથી અગ્નિ પ્રકટ દેખાય છે અને કાષ્ઠના વિયોગથી દેખાતો નથી તેમ ભ્રાંતિથી જન્મ મરણ દેખાય છે. ગર્ભપ્રવેશ, ગર્ભવૃદ્ધિ, જન્મ, બાલ્ય, કૌમાર, યૌવન, પ્રૌઢાવસ્થા, જરા અને મૃત્યુ એ નવ અવસ્થાઓ શરીરની છે. ભૂલથી એ અવસ્થાઓ જીવ પોતાની માની લે છે. કુંભાર ઘડા ઘડે છે ત્યારે ઘડાની અંદરનું આકાશ ઘડાના

આકારનું દેખાય છે. આકાશ નિરાકાર છે છતાં ઘડાના આકારનું દેખાય છે, તેમ આત્મા નિર્વિકારી છે, તેને મન ત્રણ પ્રકારનો કલ્પે છે એટલે કર્તા, કર્મ અને કાર્ય વગેરે ત્રિપુટી મનથી કલ્પાએલી છે, તેથી માયિક છે. જડનો લય કરવા બ્રહ્મને ચૈતન્ય કહે છે અને દુઃખનો લય કરવા તેને આનંદસ્વરૂપ કહે છે. પાણીના ખાબોચીઆમાં સૂર્ય ન દેખાવાથી સૂર્ય જન્મ્યો અને ખાબોચીયું સુકાઈ જતાં મૃત્યુ પામ્યું એવું બાળકો માને છે. એ બધા માયાના અથવા ઉપાધિના ભેદ છે. માયા મનમાં દેહનું અભિમાન લાવે છે. અભિમાનથી ગુણ અને સર્વ સંસારની સામગ્રી તથા વિકારનો પગપેસારો થાય છે. દેહની છાયા જેવી આત્મસ્વરૂપમાં માયા છે. ઘડાનું જળ ચંચળ થવાથી અને ધૂળવાળું થવાથી ચંદ્રનું પ્રતિબિંબ પણ તેવું જ દેખાય છે, છતાં આકાશમાં ચંદ્ર અલિપ્ત જ છે, તેમ દેહમાં સુખ દુઃખ છે પણ આત્મા અલિપ્ત જ છે. જે માણસને જન્મમરણનો કંટાળો આવ્યો છે, જેને ઉપનિષદના અર્થમાં પ્રીતિ છે તે ભગવાનની કૃપાથી આ દેહે જ વિદેહી થાય છે. આવા યુક્ત પુરૂષ સંસારમાં થોડા છે.

तरोबीजविपाकाभ्याम् यो विद्वाञ्जन्म संयमौ ।
तरोविलक्षणो द्रष्टा एवं द्रष्टा तनोः पृथक्‌ः ॥ ११-२२-४९

અર્થ—વૃક્ષને ઉગાડવામાં અને તેને કાપવામાં વૃક્ષની ઉત્પતિ અને નાશ જોવામાં આવે પણ તેને જોનાર સાક્ષી વૃક્ષથી ભિન્ન રહે છે, તેવીજ રીતે આ શરીરનો સાક્ષી (આત્મા) પણ આ શરીરથી ભિન્ન છે.

આ પ્રકારના વિવેકથી રહિત જે અજ્ઞાની પુરૂષ આત્માને પ્રકૃતિથી પૃથક કરીને આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણતો નથી તે વિષયોમાં મોહિત થઇને જન્મ મરણરૂપ સંસારમાં પડી રહે છે પોતાના કર્મોને અનુસાર આવાગમનના ચક્રમાં ભટકતો આવો અવિવેકી જીવ સાત્વિક કર્મોના સંગથી દેવ અને ઋષિ થાય છે, રાજસ કર્મોથી અસુર

અને મનુષ્ય થાય છે અને તામસ કર્મોથી ભૂત-પ્રેત વગેરે તિર્યંક્ યોનિયોમાં જન્મ લે છે.

नृत्यतो गायतः पश्यन्यथैवानुकरोति तान् ।
एवं बुद्धिगुणान्पश्यन्ननीहोऽप्यनुकार्यते ॥ ११-२१-५२

અર્થ:—જે પ્રમાણે કોઈ નાચતા અને ગાતા માણસને દેખી, જોનાર માણસ પોતે નાચવા અથવા ગાવા લાગી જાય છે, તેવી જ રીતે બુદ્ધિના ગુણોને દેખી, આત્મા નિષ્ક્રિય હોવા છતાં તેનું અનુકરણ કરવાથી બાધ્ય થઇ જાય છે.

જેમ પાણી ચાલવાથી તેમાં પ્રતિબિંબિત થયેલ વૃક્ષ પણ ચાલતું જોવામાં આવે છે, ફૂદડી ફરીને જોવાથી પૃથિવી ફરતી લાગે છે, જેમ મનોરથ દ્વારા કલ્પેલ અને સ્વપ્નમાં જોયેલ વિષયો મિથ્યા છે, તેમ આત્માનો વિષયાનુભવ રૂપ સંસાર મિથ્યા છે.

अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते ।
ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा ॥ ११-२२-५५

અર્થ—વસ્તુતઃ પદાર્થો સાચા નથી છતાં વિષયોનું ચિંતન કરતા રહેવાથી સંસારની નિવૃત્તિ થતી નથી. જેમ સ્વપ્નમાં વાસ્તવિક વિપત્તિનો સર્વથા અભાવ હોવા છતાં પણ અનિષ્ઠની પ્રતીતિ થાય છે તેવું જાગ્રતમાં વિષયોનું ચિંતન કરવાથી બને છે.

આ શ્લોક ભાગવતમાં પાંચ છ વખત આવે છે. બે વખત કપિલ આખ્યાનમાં આવે છે. ચોથા સ્કંધમાં આવે છે અને એકાદશ સ્કંધમાં ૨૮ મા અધ્યાયમાં પણ આવે છે. તેથી આ સિદ્ધાન્ત ભાગવતનો મુખ્ય સિદ્ધાન્ત હોય તેમ જણાય છે અને વળી તે વેદાન્તના સિદ્ધાન્તને મળતો આવે છે. સ્વપ્નમાં પુત્રનો જન્મ થતાં કે સન્માન મળતાં હર્ષ થાય છે અને સ્વપ્નમાં ધન ચોરાતાં દુઃખથી રડાય છે. પુત્ર સન્માન કે ચોર ખરેખર કાંઇજ નથી છતાં તેનું સુખ દુઃખ જાગૃત થયા સિવાય નિવૃત થતું નથી. તેમ જાગ્રતમાં જે માણસો

વિષયોનું ધ્યાન કરે છે અને ભોગવે છે તે સ્વપ્ના જેવું સુખ અનુભવે છે અને ભોગવે છે. મોઢેથી સંસારને મિથ્યા કહેવાથી સુખદુઃખથી છૂટાતું નથી, તેથી શ્રવણ મનન વગેરે સાધનની જરૂર છે જેનામાં પૂર્ણ વૈરાગ્ય છે તેના પર ગુરુ પ્રસન્ન થાય છે અને તેને જ ગુરુ અજ્ઞાનનિંદ્રામાંથી જગાડે છે. તેમને પછી દેહાદિક વિશેનો અભિનિશ અને માયાના ગુણની ત્રિપુટી મિથ્યા ભાસે છે, સંસાર સ્વપ્નવત્ જણાય છે અને પોતે બ્રહ્માનંદથી ભરાઇ જાય છે. પરમાર્થની પ્રાપ્તિમાં વિષયાસકિત બાધક છે, તેથી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે વિષયો છોડવા, તેનો સ્પર્શ પણ કરવો નહિ, ઉત્તમ પકવાન્નમાં ઝેર હોય તો તેનો એક કોળીઓ પણ પ્રાણ લે છે; તે એક વખત પ્રાણ લે છે, પણ વિષયો વારંવાર જીવ લેછે, અને પછી જીવ વિષયો લે છે. પ્રારબ્ધયોગે જે ભોગ પ્રાપ્ત થાય તેમાં પણ દુઃખ બુદ્ધિ કરવાથી વૈરાગ્યને માર્ગે ચડાશે, વાઘના મુખમાં ગાય તરફડે તેમ વિષય ભોગથી તરફડવાથી વૈરાગ્ય દૃઢ થશે.

**आत्माग्रहण निर्भातं पश्य वैकल्पिकं भ्रमम् । ११–२२–५८**

બધા સંસારની ભ્રાંતિનું કારણ આત્મસ્વરૂપનું અજ્ઞાન છે. આ વેદાન્તનો મુખ્ય સિદ્ધાન્ત છે. માંડુક્ય ઉપનિષદમાં તેનો પુરતો ખુલાસો આપેલ છે. સુષુપ્તિમાં આત્માનું અગ્રહણ છે. જાગ્રતમાં અને સ્વપ્નમાં આત્માનું અગ્રહણ કારણ છે અને અન્યથા ગ્રહણ એ કાર્ય છે. તેથી જગતનું કારણ આત્માનું અજ્ઞાન છે, સંસારમાં કોઇ અજ્ઞાની ન હોય તો સંસાર દેખાય નહિ સંસાર એટલે દશ્યની સત્તા. આત્મા બ્રહ્મરૂપે વ્યાપક રહે તો દશ્ય દેખાય નહિ, પોતે અજ્ઞાનથી એક જગ્યાએ રહે તો અહં–ઇદમનું દ્વૈત દેખાવા લાગે.

તેથી કોઇ અસાધુ માણસ તિરસ્કાર કરે, અપમાન કરે, હસે, નિંદા કરે, મારે, બાંધે, આજીવિકા તોડી નાખે, ઉપર થૂંકે, અથવા મૂત્ર–ત્યાગ કરેઃ આવી અનેક જાતની ચેષ્ટા અજ્ઞાની માણસો જ્ઞાની

ઉપર કરે તો પણ જેણે પોતાનું પરમ કલ્યાણ કરવાની ઇચ્છા હોય તેમણે આવી મુશ્કેલીઓમાં પણ પોતાનો ઉદ્ધાર કરી લેવો જોઇએ એટલે ભગવદ્ભજનમાં રહેવું અને કામ ક્રોધને વશ થવું નહિ. જ્ઞાની પુરુષ એમ માને છે કે બધા દેહ પંચભૂતના બનેલા છે, તેથી મારનાર અને માર ખાનાર બંને એક છે. એવી રીતે વિવેકના બળથી કોઇના ગુણ કે દોષ મનમાં ન આણતાં સાધુ સદા શાંત રહે છે.

વૈરાગ્ય, યોગ, અને જ્ઞાનનું ફળ શાંતિ છે. સાધુ પૂર્ણ શાંતિ સિદ્ધ કરી પોતાનો ઉદ્ધાર કરી લે છે. પૂર્ણ બ્રહ્મ સ્થિતિ પ્રાપ્ત થતાં પરમાનંદ મળે છે અને જન્મ મરણ રહેતાં નથી.

આ અધ્યાયમાં શરૂઆતમાં સાંખ્યની માફક પ્રકૃતિને સાચી માનેલ છે અને તેના તત્ત્વો ગણાવેલ છે, છેવટના ભાગમાં વેદાન્તની માફક પ્રકૃતિને મિથ્યા માનેલ છે. જ્યાં પ્રકૃતિ મિથ્યા હોય છે, ત્યાં આત્મા વ્યાપક બને છે, બ્રહ્મરૂપ થાય છે અને એક જીવવાદ રહે છે. જ્યાં પ્રકૃતિ સાચી હોય ત્યાં આત્મા વ્યાપક થઇ શકતો નથી તેથી ઘણા જીવ લાગે છે. એવું સાંખ્યમાં છે, યોગમાં છે, અને જૈન ધર્મમાં છે. ટુંકામાં, વેદાન્ત સિવાય બીજા બધા માર્ગમાં પ્રકૃતિને સાચી માનેલ છે. તેથી ઘણા જીવ જણાય છે. વેદાન્તમાં જગતનું કારણ અજ્ઞાન માનેલ છે (૧૧-૨૨-૫૬) અને તે અજ્ઞાન જ્ઞાન દશામાં રહેતું નથી.

## પ્રકરણ ૩૦

### ધનની ઇચ્છા અને કીર્તિની ઇચ્છા

### ( ભિક્ષુગીત. અધ્યાય ૨૩ )

ઉપનિષદમાં કહેલ છે કે બ્રહ્મના જીજ્ઞાસુ સાધકો પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા છોડીને ભિક્ષુક થઇને ફરે છે કે જેથી

સાધનામાં ઓછાં વિઘ્નો આવે. એકાદશ સ્કંધના ૨૩મા અધ્યાયમાં ધનની ઈચ્છા અને કીર્તિની ઈચ્છા કેવી રીતે છોડવી, તે બતાવેલ છે અને ૨૬મા અધ્યાયમાં સ્ત્રી–પુત્રની ઈચ્છા કેવી રીતે છોડવી તે બતાવેલ છે.

શ્રી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે આ સંસારમાં એવા સાધુ પુરૂષો ઘણે ભાગે નથી મળતા કે જે દુર્જનોની ટીકાઓ તેના ઉપર થવા છતાં પોતાનું મન સંભાળી શકે અને સમતા રાખી શકે.

મર્મસ્પર્શી કઠોર વચનથી માણસોને જેટલી પીડા થાય છે તેટલી બાણોથી પીડા થતી નથી. (૧૧-૨૩-૩). સર્વભૂત પ્રાણી માત્રમાં જે પોતાનો આત્મા જુએ છે તેની આત્મભાવના એટલી દૃઢ થયેલી હોય છે કે દુર્જનનો ઘાત તે સુખેથી સહન કરે છે. જે પોતે જ સર્વ જગત રુપે થઇ રહે છે તેને ક્રોધ થતો નથી. પોતાની આંગળી પોતાની આંખમાં ખૂંચવાથી ક્રોધ આવતો નથી તેમ ચરાચરમાં પોતાને જ જે જુએ છે તેને સદા શાંતિ રહે છે અને તેજ ખરો સાધુ છે. જેને આવું આત્મજ્ઞાન નથી તે દ્વંદ્વ સહન કરી શકશે નહિ.

આ બાબતમાં એક પવિત્ર પ્રાચીન ઈતિહાસ ભગવાન ઉદ્ધવજીને કહે છે. એક ભિક્ષુને દુર્જનોએ બહુ સતાવ્યો હતો છતાં તેને ધૈર્યપૂર્વક પોતાના કર્મનું ફળ યાદ કરી પોતાના મનનું સમાધાન કર્યું હતું. ઉજ્જેનમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે પોતાની સંપત્તિના કારણે બહુ ધનાઢ્ય હતો. તે વેપાર, ખેતી વગેરે કરતો હતો પણ સ્વભાવે બહુ જ કૃપણ, કામી, લોભી અને ક્રોધી હતો. તેણે પોતાના જાત ભાઈઓને અને અતિથિઓને વાણીથી પણ સત્કાર કર્યો ન હતો અને પોતાના ઘરમાં પણ ધર્મ કર્મથી રહિત જીવન ગાળતો હતો. લોભને કારણે તે પોતાના શરીરને પણ સુખી કરી શકતો નહોતો. દુષ્ટ સ્વભાવવાળા એ કૃપણ બ્રાહ્મણને ઘેર પુત્ર, બન્ધુ, સ્ત્રી, કન્યા, અને નોકર ચાકર દુઃખી રહેતા હતા, યક્ષની સમાન ધનની રક્ષા

કરવા વાળો, દાન અને ભોગથી રહિત હોવાના કારણથી તે બન્ને લોકથી પતીત થયો અને તેથી પચ યજ્ઞ ભાગી દેવો તેના ઉપર કોપાયમાન થયા (૧૧-૨૩-૯). દેવોનું અપમાન કરવાથી તેનું પૂર્વ પુણ્ય ક્ષીણ થઈ ગયું, અને અત્યન્ત પ્રયાસ અને પરિશ્રમથી મેળવેલ ધન પણ નષ્ટ થઈ ગયું. તેનું કેટલુંક ધન કુટુંબીઓ લઇ ગયા, કેટલુંક કાળથી નષ્ટ થઇ ગયું અને કેટલુંક રાજાના કરમાં ગયું અને બીજા મનુષ્યો લઇ ગયા. આ પ્રમાણે ધનનો નાશ થઈ જતાં તે બ્રાહ્મણને બહુ ચિંતા થઇ, તેને ખેદ થયો, આંસુ આવ્યા અને ગળું ભરાઈ ગયું. ધનનું ધન ગયું, સગાં સંબંધી વિમુખ થયાં, લોક નિંદા કરવા લાગ્યાં, ખાવાને માટે પુરતું રહ્યું નહિ. ભીખ માગે તો તે પણ લોભીને કોઇ આપે નહિ, સર્વ તેનો તિરસ્કાર કરવા લાગ્યા.

આ પ્રમાણે ઘણો કાળ ચિંતા કરતા કરતા તેને મહાન વૈરાગ્ય પ્રાપ્ત થયો. તે પોતાના મનને કહેવા લાગ્યો કે " અરે ! ખેદની વાત છે કે મેં નકામા આટલા દિવસો પોતાના શરીરને દુઃખ દીધું. જે ધનને માટે મેં આટલું કષ્ટ ઉઠાવ્યું તે ધર્મમાં લાગ્યું નહિ અને ભોગમાં પણ કામ આવ્યું નહિ, કૃપણ પુરૂષોને માટે ધન એ સુખનું સાધન થતું નથી. આ લોકમાં ધન તેની ચિંતાનું કારણ બને છે અને મર્યાં પછી તેને નરકમાં નાખે છે, કારણ કે લોભી માણસ ધર્મ કર્મ કાંઇ કરી શકતો નથી. જેમ થોડો કોઢ પણ સર્વત્ર સુંદર શરીરને બગાડી દે છે તે પ્રમાણે થોડો લોભ પણ કીર્તિમાનની કીર્તિને નષ્ટ કરી દે છે અને ગુણવાનોના ગુણનો નાશ કરી દે છે.

ખાસ કરીને છેલ્લા ત્રણસો વર્ષથી સંચાઓની શોધ વધ્યા પછી સંચાની મદદથી ધન વધારવાની જિજ્ઞાસા બધા દેશોમાં વધી ગઇ છે અને તે કારણને લઇને આધ્યાત્મિક પ્રગતિ તરફ માણસોનું ધ્યાન રહેલ નથી. વસ્તી વધી ગયેલ છે, જનમના કારખાના પણ વધ્યા છે અને અર્થ અને કામ માણસના જીવનના લક્ષ્ય બની ગયા છે,

વિદ્યા પણ અર્થ અને કામમાં ઉપયોગી થાય એવી રીતે મેળવવામાં આવે છે. વિવાહ કરવામાં પણ પૈસા સંબંધી સ્થિતિ પહેલાં જોવામાં આવે છે. સમાજમાં પણ પૈસાદારને પહેલી ખુરશી આપવામાં આવે છે. પૈસાને માટે અંગ્રેજો હિંદમાં રાજ્ય કરવા આવ્યા હતા અને જ્યારે તેઓએ જાણ્યું કે હવે પૈસો મળી શકે તેમ નથી ત્યારે તેઓએ રાજ્ય છોડી દીધું પણ તેમને હજુ ઉપર કહેલ બ્રાહ્મણના જેવો વૈરાગ્ય આવ્યો નથી. બ્રાહ્મણ પોતાના મનને સમજાવતા કહે છે કે: –

– अर्थस्य साधने सिद्धे उत्कर्षे रक्षणे व्यये ।
नाशोपभोग आयास स्त्रास श्चिन्ता भ्रमो नृणाम् ॥
११–२३–१७

અર્થ:–ધનનું ઉપાર્જન કરવામાં ચિંતા થાય છે. ધન મેળવ્યા પછી તેની વૃદ્ધિ કરવામાં, અને તેના નાશ માટે અને તેના ઉપભોગમાં માણસને નિરંતર પરિશ્રમ પડે છે, ભય અને ચિંતા પણ થાય છે, વળી

स्तेयं हिंसानृतं दम्भः कामः क्रोधः स्मयो मदः
भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानि च ॥ ११–२२–१८

एते पंच दशानर्था ह्यर्थमूला मता नृणाम् ।
तस्मादनर्थमर्थाख्यं श्रेयोऽर्थी दूरतस्त्यजेत् ॥ ११–२३–१९

અર્થ:—ચોરી, હિંસા, મિથ્યા ભાષણ, પાખંડ, કામ, ક્રોધ, ગર્વ, અહંકાર, ભેદબુદ્ધિ, વેર, અવિશ્વાસ, સ્પર્ધા, જુગાર વગેરેના વ્યસન એ પંદર અનર્થ માણસોને ધનના કારણથી થાય છે; માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષે આ અર્થ રૂપ અનર્થથી દૂર રહેવું જોઇએ.

અંગ્રેજો ઈરાનમાં તેલનો ઉદ્યોગ લેવા ગયા તે પૈસાને માટે. લગભગ બધી લડાઇઓ પૈસાને માટે થાય છે. વેપારીઓ કાળા બજાર કરે અને ઓફિસરો લાંચ રૂશ્વત લે તે પણ પૈસાના લોભને માટે હોય

છે, પણ પૈસા જોઈએ છે શા માટે તેનો વિચાર કરીએ તો નીચે પ્રમાણે ઉત્તર મળી શકે છે.

ઉત્તર—કુટુંબને માટે

પ્રશ્ન—કુટુંબ શા માટે જોઈએ છે ?

ઉત્તર—કુટુંબના સુખ માટે

પ્રશ્ન—કુટુંબનું સુખ શા માટે જોઈએ છે ?

ઉત્તર—કારણકે બીજા સુખની ખબર નથી.

ઉપર કહેલ કથામાં બ્રાહ્મણને એમ લાગ્યું કે બ્રાહ્મણનો દેહ હોવા છતાં ધનના લોભથી મોક્ષના સુખનું સાધન કર્યું નહિ, દેહને દુઃખ દીધું અને ધર્મનાં કામમાં પૈસો ન ખર્ચતાં માત્ર એકઠો કર્યો, તેથી આ લોક અને પરલોક બંન્ને બગડયા. લોભીને સ્વપ્નમાં પણ સુખ નથી. માણસ જેટલું કષ્ટ દ્રવ્ય માટે વેઠે છે તેટલું જો પરમાર્થ માટે વેઠે તો બ્રહ્મની પ્રાપ્તિ થવી સહેલી છે. જાળવેલું દ્રવ્ય નાશ પામતાં ઘણાને ચિંતા થાય છે અને કેટલાક ગાંડા પણ થાય છે; માટે અર્થ એજ અનર્થ છે. ધનના લોભથી પુત્ર પિતાને મારે છે, પુત્ર માબાપનો ત્યાગ કરી પોતાની સ્ત્રી સાથે એકલો રહે છે. પતિ પત્નીના સ્નેહમાં પણ લોભ વિઘ્ન નાખે છે. ધન માટે કોઇ અગ્નિ-હોત્રી બને છે, કોઈ પુરાણી બને છે. ધનના ઉપાર્જનમાં જે વિરોધી થાય છે તેના ઉપર ક્રોધ આવે છે. ધનના મદમાં પાત્રાપાત્રનો વિવેક રહેતો નથી. કોઈનો શબ્દ સંભળાતો નથી, ન કરવાના કર્મ કરાય છે, પિતાની શિખામણ પણ મનાતી નથી, અનાચારમાં દોષ જણાતો નથી, અને સાધુઓની નિંદા થાય છે. એક ધનવાન બીજા ધનવાનની ઇર્ષા કરે છે. શેરબજારમાં જે સટા ચાલે છે તેમાં માત્ર પોતાનો સ્વાર્થ જોવાય છે. બીજાનું કેટલું અહિત થાય છે તે જોવામાં આવતું નથી.

ભાઈ, બન્ધુ, સ્ત્રી, માતાપિતા, તથા મિત્ર કે જે સ્નેહ બંધ-નથી એક થઈ રહ્યા હોય છે, તે થોડા પૈસાને ખાતર અલગ અલગ

થઈ એકબીજાના શત્રુ થઈ જાય છે; પરસ્પર ક્રોધ વધે છે અને એક બીજાને છોડી દે છે. જે માણુસ દેવને પણુ દુર્લભ એવું આ માણુસનું શરીર મેળવીને અને તેમાં પણુ બ્રાહ્મણુ થઇને તેનો અનાદર કરી મોક્ષનો નાશ કરે છે તે મહા નીચ ગતિને પામે છે. (૧૧-૨૩-૨૨)

स्वर्गापवर्गयोर्द्वारं प्राप्यलोकमिमं पुमान् ।
द्रविणे कोऽनुषज्जेत मर्त्योऽनर्थस्य धामनि ॥
(११-२३-२३)

અર્થ—સ્વર્ગ અને અપવર્ગ (મોક્ષ)ના દ્વારરૂપ આ મનુષ્ય દેહને મેળવીને કયા મનુષ્ય આવા અનર્થના આશ્રયરૂપ ધનમાં આસક્ત થાય! હાલના કાળમાં મોંઘવારી એટલી વધી ગયેલી છે કે માણસોને ધન વગર ચાલતું નથી. પહેલાંના કાળમાં વસ્તી ઓછી હતી અને અનાજ વધારે હતું તેથી માણસ ધારે તો વધારે પરિગ્રહ કે ધન વગર રહી શકતા હતા, છતાં તે વખતે પણુ પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા માણસોને હાલના જેટલી જ નડતી હશે એવું શાસ્ત્રના આધારે જણાય છે; છતાં સમાજમાં તેનું પ્રમાણુ આજના કરતાં ઓછું હશે. જ્યાં વસ્તી વધે છે ત્યાં આવી ઇચ્છાઓનું પ્રમાણુ વધી જાય છે ઉજ્જૈનનો બ્રાહ્મણુ પોતે પરિતાપ કરવા લાગ્યો કે તેણે સ્વર્ગ મોક્ષ બંને ધનની લાલચમાં ગુમાવ્યા. પોતાના કરતાં ઓછા ખર્ચે જે માણસો રહેતા હોય તેમના જીવન તરફ દૃષ્ટિ રાખીએ તો પોતાની પાસે વધારે ધન છે એમ લાગે અને જેની પાસે વધારે ધન હોય તેના તરફ દૃષ્ટિ રાખીએ તો પોતાની પાસે જેટલું ધન હોય તેટલું ઓછું લાગે છે. તેથી ગરીબ માણસોનું જીવન જોવું અને તે કેવી રીતે થોડા પૈસાથી ચલાવી શકે છે તે જોતા રહેવું જોઇએ.

હવે બ્રાહ્મણુ પોતાના મનને સમજાવે છે કે જે મનુષ્ય દેવ, ઋષિ, પિતૃગણુ, ભૂતગણુ, જાતિવાળા, કુંટુમ્બી અને તે ધનના બીજા ભાગી

ઓમાં પોતાનું ધન વ્હેંચી સંતોષ પામતો નથી અને સ્વયં ભોગવતો નથી તે યક્ષની સમાન ધનની રક્ષા કરવાવાળો કૃપણ પુરૂષ અવશ્ય અધોગતિને પામે છે. મારો પુરૂષાર્થ ધનના સંચયમાં નષ્ટ થઇ ગયો, હું વૃદ્ધ થઇ ગયો, હવે હું શું કરૂં ! વિવેકી પુરૂષ ધનની વ્યર્થ તૃષ્ણામાં નિરંતર શા માટે સંતપ્ત થઇ રહે છે. નિશ્ચય આ સંસાર કોઇની માયાથી અત્યન્ત મોહિત થઇ રહેલ છે. (૧૧-૨૩-૨૬) માણસનો દેહ કાળના ગળામાં પડ્યો છે. તેને ધનથી, ધન આપનાર દેવોથી, કામનાઓથી અને કામના પુરી કરવાવાળાઓથી અને વારંવાર જન્મ મરણ આવે એવા કર્મો કરવાથી શો લાભ છે? અવશ્ય સર્વ દેવમય શ્રીહરિ મારા ઉપર પ્રસન્ન થયા છે, કે જેથી હવે મને આવો વૈરાગ્ય પ્રાપ્ત થયો છે કે જેથી હવે હું સંસાર-સાગરને તરવાની કોશિશ કરીશ (૧૧-૨૩-૨૮.)

હજુ મારી આયુષ્ય બાકી છે તો સાવધાનતાથી ધર્મનું સાધન કરીને ચિત્તમાં સંતોષ રાખી હું બાકીના વખતમાં તપ કરી શરીરને સુકાવી નાખીશ. ત્રણે લોકના દેવો મારા આ સંકલ્પને અનુમોદન કરે, રાજા ખટવાંગે એક મૂહુર્તમાં બ્રહ્મ લોકની પ્રાપ્તિ કરી લીધી હતી તો મારે માટે તો હજુ ઘણો સમય છે (૧૧-૨૩-૩૦)

ટુંકામાં, હવે તે બ્રાહ્મણને પોતાના જીવન ઉપર ખૂબ પશ્ચાત્તાપ થયો. અર્થને અનર્થ માનનારાઓ પણ ધનની પાછળ પડે છે. કેટલાક પંડિતો પણ સુખ વિલાસ માટે પૈસા મેળવે છે પણ ભોગમાં સુખ માનનાર મૂર્ખ છે. ભોગમાં શું સુખ છે. દરેક ક્ષણે આયુષ્ય કમી થતું જાય છે. ભગવાન જેના ઉપર કૃપા કરે છે તેનું ધન હરિ લે છે. તે બાબત દશમ સ્કંધમાં ઇંદ્રના ગર્વભંગ પ્રસંગમાં પણ આવે છે.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે તે બ્રાહ્મણે આ પ્રમાણે મનમાં વિચાર કરીને પોતાના હૃદયમાંથી અહંતા અને મમતાનો ત્યાગ કરી

શાન્ત અને મૌન ભિક્ષુ (સંન્યાસી) થઇ ગયો. મન ઇંદ્રિય અને પ્રાણનો સંયમ કરી તે બધી તરફથી અનાસક્ત થઈ પૃથ્વી ઉપર વિચરવા લાગ્યો. વૈરાગ્યના પ્રસંગ ઘણા માણસોના જીવનમાં ઘણીવાર આવે છે પણ તેમના જીવનમાં વૈરાગ્ય ટકતો નથી. એવા પ્રસંગે બહુ જ થોડા માણસો સાચો રસ્તો શોધી શકે છે.

ઉપર કહેલ બ્રાહ્મણ માત્ર ભિક્ષાને માટે ગામમાં જતો હતો. બાકી એકાન્તમાં રહેતો હતો, તો પણ દુષ્ટ લોકો તેનું અપમાન કરવા લાગ્યા. કોઇ તેનો દંડ લઇ જતા, કોઈ કમંડળ, કોઈ આસન, કોઈ માળા, અને કોઈ તેનું વસ્ત્ર ઉપાડીને ભાગી જતા હતા. ગામમાંથી ભિક્ષા લાવી નદી કિનારે જઇ તે જમવા બેસતો, લોકો ત્યાં આવીને તેના ઉપર થુંકતા અને પેશાબ કરતા. તે મૌન રાખતો તો લોકો તેને બોલાવવાની ચેષ્ટા કરતાં અને તે છતાં તે ન બોલતો તો તેને પીટતા અને મારતા. કોઈ કોઇ એમ પણ બોલતા કે "આ ચોર છે, એને બાંધો," કોઈ નિંદા કરતા, કોઇ એમ પણ કહેતા કે એણે ધર્મનો ઢોંગ રાખેલ છે. જે એક વખત બહુ લોભી હતો તે સાધુ શી રીતે થઈ શકે ! તે બગલાની માફક ચુપચાપ પોતાનું કામ કાઢી લે છે. આ પ્રમાણે કોઈ તે બ્રાહ્મણની મશ્કરી કરતા અને અનેક રીતે તેને હેરાન કરતા હતા; પણ તે બ્રાહ્મણ પોતે તેવું પોતાનું પ્રારબ્ધ હશે એમ માની સમતા રાખતો હતો, અને સાત્ત્વિક ધીરજ રાખી પોતાના મનનું સમાધાન કરી લેતો હતો. આ પ્રમાણે જે એકવાર લોભી અને નિંદ્ય કર્મ કરનાર હતો તે વિવેકથી પરમ વૈરાગ્યવાન થયો, અને પરમાર્થના સાધન તરફ વળ્યો. છાયાને રૂપ સાથે સંબંધ છે પણ છાયાની ઉપર કોઇ બેસતું નથી, તેમ તેણે સંસારને છાયા અથવા માયા રૂપ માનીને છોડી દીધો. દેહનું અભિમાન છૂટી જવું એ જ સંન્યાસ છે. તેને દેહનો સંગ ગમતો નહોતો તો બીજાનો સંગ ક્યાંથી ગમે ? હાલના કાળમાં વધારે મુશ્કેલી એ થયેલ છે કે કોઇએ

ભિક્ષા માંગવી નહિ, અને આચાર્ય કોટિના જે સંન્યાસીઓ બીજા સંન્યાસીઓને કેળવવા માટે આશ્રમ રાખે છે. તેના ઉપર પણ સરકારને હિસાબ દેવાની જવાબદારી આવેલ છે. તેથી હવે સરકાર તરફથી પણ સાધુઓને કનડગત થવા લાગી છે. કેટલાક માણસો એમ પણ માને છે કે સાધુઓ કાંઇ કામના નથી. તે સમાજને બોજા રૂપ છે માટે તેઓએ કાંઇક લોકોપયોગી સમાજ સેવાના કામ કરવા જોઈએ. જે માણસોએ કાંઇ આપત્તિ આવી પડવાથી કે નિરાશાથી સંન્યાસ લીધો હોય તેમને માટે લોક સેવા ઠીક છે પણ જેઓએ ખરેખર સાધનાને અર્થેજ સંસાર છોડયો હોય તેઓએ જપ, તપ, ધ્યાન ધારણ વગેરે કરવા જોઇએ. વળી સાધુઓનું મુખ્ય કામ એ છે કે તેઓએ લોકોને પ્રભુને પામવાનો ઉપદેશ આપવો જોઇએ અને આધ્યાત્મિક સાધનાના માર્ગદર્શક બનવું જોઇએ. કાચા સાધુઓ સમાજ સેવાના કામમાં સંગ દોષથી બગડી જાય છે. સંન્યાસીની ફરજ છે કે તેણે લોકોના મન અને આત્માની સેવા કરવાની છે. જે દંભી સાધુ હોય તે કુદરતની રીતે જ પડવાના અને લોકો તેમને જાણી લેશે પણ સાચા સાધુઓને કોઈ સંસ્થામાં જોડાઈ જવાની ફરજ પાડવી ન જોઇએ. સમાજના બધા વર્ગમાં સારા નરસા માણસો હમેશાં રહેવાનાજ. સાધુઓને પણ સંન્યાસ લીધા પછી તરત બીજે દિવસે જ જ્ઞાન થઇ જતું નથી. તેથી તેને જ્ઞાન માટે વખત આપવો જોઈએ માબાપ બાળકની સેવા કરે છે તેનું તરત ફળ મળતું નથી પણ મોટી ઉમરે ફળ મળે છે. તેવીજ દ્રષ્ટિ સાધુઓ પ્રત્યે રાખવી જોઇએ.

ઉપરનો બ્રાહ્મણ સંન્યાસી થયા પછી અને લોકો તરફથી તિરસ્કાર મળવાથી પોતાના મનને નીચે પ્રમાણે સમજાવવા લાગ્યોઃ—

સ્વજન, દેવગણ, આત્મા, ગ્રહ, કર્મ કે કાળ વગેરે કોઇ મારા સુખદુઃખનું કારણ નથી. તેનું કારણ તો માત્ર મન છે, એજ મન આ સંસાર ચક્રને ચલાવ્યા કરે છે, આ અતિ બલવાન મન જ ગુણોની

વૃત્તિઓ ઉત્પન્ન કરે છે અને સાત્ત્વિક, રાજસ, અને તામસ કર્મમાં માણસને જોડે છે. એ કર્મ પ્રમાણે જીવની ગતિ થાય છે. આત્મા તો નિષ્ક્રિય છે, તે મારો મિત્ર છે અને અલુપ્ત જ્ઞાનથી માત્ર જોયા કરે છે. તે મનને ગ્રહણ કરી ભોગ ભોગવતો ગુણોના સંગથી બંધાઇ રહે છે.

दानं स्वधर्मो नियमो यमश्च
श्रुतानि कर्माणि च सद् व्रतानि ।
सर्वे मनोनिग्रह लक्षणान्ताः
परो हि योगो मनसः समाधिः (११-२३-४६)

અર્થઃ—દાન, સ્વધર્મ, નિયમ, યમ, વેદાધ્યયન, કર્મ અને વ્રત એ બધાનું અંતિમ ફળ મનનો નિગ્રહ છે અને એજ પરમ યોગ છે.

समाहितं यस्य मनः प्रशान्तं
दानदिभिः किं वद तस्य कृत्यम् ।
असंयतं यस्य मनो विनश्यद्
दानादिभिश्चेदं परं किमेभिः ॥ ११-२३-४७

અર્થઃ—જેનું મન શાન્ત અને સમાહિત છે, તેને દાન વગેરે કર્મોની શી જરૂર છે? અને જેનું મન સંયમિત નથી અને તેથી આળસથી અને વિષય વાસનાથી નષ્ટ થઇ ગયું છે તેને દાન વગેરે શુભ કર્મોથી લાભ પણ શો છે? ઇંદ્રિયો પણ મનના વશમાં છે. મન એ કોઇના વશમાં નથી. આ મન બલવાનથી બલવાન ભયંકર દેવ છે. જે માણસ પોતાના મનને બરાબર પોતાને વશ કરી લે છે; તે દેવનો દેવ (ઇન્દ્રિયોને જીતવાવાળો) છે, આવું દુર્જય અસહ્ય વેગવાળું મન જીત્યા વગર કેટલાક મૂઢ લોકો સંસારમાં બીજા મનુષ્યોની સાથે વ્યર્થ કલહ કરે છે અને તેને પોતાના મિત્ર, શત્રુ અથવા ઉદાસીન બનાવી લે છે (૧૧-૨૩-૪૯). આ મનોમાત્ર દેહમાં, અંધ બુદ્ધિવાળા લોક

મમતાથી અને અહંતાથી એમ માની લે છે કે આ હું છું અને આ બીજા છે. આ પ્રકારનો ભેદ–ભ્રમ કરી અનંત અજ્ઞાન રૂપી અંધકારમાં પડીને ભટકયા કરે છે.

આત્મા સુખદુઃખનું કારણ નથી કારણકે આત્મામાં દ્વૈતનું ભાન જ નથી. મન કલ્પનાથી જુદી જુદી અનેક વૃત્તિ ઉપજાવે છે, મન સિવાય ઇંદ્રિયો કામ કરી શકતી નથી. હીરો હીરાને કાપે છે તેમ મનથી મનને વશ કરવું, તેને રાજયોગ કહે છે. મનને વશ કરનાર માણસ ધન્ય છે. તે પરબ્રહ્મ રૂપ થઇ શકે છે મનને વિષય રૂપ લાંચ આપવાથી તૃપ્ત થતું નથી, ઊલટું વધારે બળવાન થાય છે. મનનો વેગ અત્યંત છે. કોઈ બહારના શત્રુને જીતે પણ મનને ન જીતે ત્યાં સુધી શુરો નથી. મનને મિત્ર કરતાં આવડે તો પરમ ઉપકાર કરે છે, છતાં મન કહે તે કરવું નહિ, મનનું જરાપણ સાંભળવું નહિ. એમ ઉદાસીન થવાથી મન શાંત થશે.

સુખદુઃખનો હેતુ કોણ છે તે બાબત હવે પોતાને સમજાવતાં તે ભિક્ષુક કહે છે કેઃ—

૧. જો કોઇ મનુષ્ય સુખદુઃખનો હેતુ હોય તો તેને આત્મા સાથે શો સંબંધ ? એ સુખદુઃખ તો પૃથ્વીના વિકારભૂત દેહનેજ થાય છે. ભોજન વખતે કોઇ પોતાના દાંતથી પોતાની જીભ કાપી લે તો તે વેદના માટે કોના ઉપર ક્રોધ કરવો !

૨. કોઇ દેવ સુખદુઃખનો હેતુ હોય તોપણ તેથી આત્માને શી હાની ? કારણકે એ દુઃખ વગેરે તો તેના અભિમાની દેવોનેજ થાય છે. જો શરીરનો એક અંગ બીજા અંગ ઉપર પ્રહાર કરે તો એવી અવસ્થામાં કોના ઉપર ક્રોધ કરવો.

૩. જો આત્મા સુખદુઃખનો હેતુ હોય તો તે પોતાનું સ્વરૂપજ છે, કોઈ બીજો નથી કારણકે આત્માથી ભિન્ન કાંઈ નથી અને હોય

તો તે મિથ્યા છે. તેથી સુખ નથી તેમ દુઃખ પણ નથી તો ક્રોધ શા માટે કરવો ?

૪. જો કોઇ ગ્રહ મારા સુખ દુઃખનું કારણ હોય તો તેનાથી અજન્મા આત્માને શી હાનિ ! ગ્રહનો પ્રભાવ તો મરણશીલ દેહ ઉપર પડે છે અને એમ પણ કહેવાય છે કે એક ગ્રહની દૃષ્ટિ બીજા ગ્રહ ઉપર પડવાથી ગ્રહને પીડા થાય છે, પુરૂષ તેનાથી અત્યંત ભિન્ન છે તો કોના ઉપર ક્રોધ કરવો.

૫. જો કર્મ સુખદુઃખનું કારણ હોય તો તેનાથી આત્માને શું પ્રયોજન છે ? કારણ કે સુખદુઃખ તો જડ–અજડ જે ઉભય રૂપ હોય તેને થાય છે. દેહ જડ છે અને તેમાં રહેવાવાળો આત્મા ચેતન છે, અને સર્વથા નિર્વિકાર છે. તેથી કર્મોનો કોઈ આશ્રય નથી, તો ક્રોધ કોના ઉપર કરવો.

૬. જો કાળ સુખદુઃખનો હેતુ હોય તો તેથી આત્માને શી હાનિ ? કારણકે કાળ તો એનો અંશ છે. જે પ્રમાણે અગ્નિ અગ્નિને બાળી શકતો નથી અને બરફ બરફને ઠંડા કરી શકતો નથી તે પ્રમાણે આત્માના અંશભૂત કાળ સુખદુઃખનું કારણ થઇ શકતો નથી, તો પછી ક્રોધ કોના ઉપર કરવો ? આત્મામાં તો કોઈ પ્રકારનું દ્વંદ્વ નથી.

૭. પ્રકૃતિથી અતીત આત્માનો કદાપિ કોઇ પ્રકારે સુખદુઃખનો સંબંધ થઈ શકતો નથી એતો સંસૃતિરૂપ અહંકારમાં થાય છે. જે એવું જાણે છે તે કોઇ ભૌતિક પદાર્થથી ભય પામતો નથી.

આ પ્રમાણે પરમાત્મ નિષ્ઠામાં સ્થિત રહી ભગવાન મુકુંદના ચરણકમલોની સેવા દ્વારા હું આ અનન્તપાર અજ્ઞાન સાગરને સુગમતાથી પાર કરી લઇશ. (૧૧–૨૩–૫૮)

આ પ્રમાણે તે વિરક્ત બ્રાહ્મણ દુષ્ટ લોકોએ તિરસ્કાર કરવા છતાં પોતાના ધર્મમાં અટલ રહ્યો હતો અને પોતાના મનને સમજાવતો હતો. આ સંસારમાં પુરુષને સુખદુઃખ દેવાવાળું કોઇ નથી.

એ માત્ર તેના ચિત્તનો ભ્રમ છે. મિત્ર ઉદાસીન અને શત્રુરૂપ સંસાર અજ્ઞાનથીજ રચાયેલો છે, માટે હે ઉદ્ધવજી! મારામાં બુદ્ધિ અને શક્તિ લગાવી, યુક્તિપૂર્વક મનનો નિગ્રહ કરો. એ બધા યોગનો સાર સંગ્રહ છે.

આ પ્રમાણે ભિક્ષુગીતામાં યોગનિષ્ઠા અને બ્રહ્મજ્ઞાન ભરપુર ભરેલા છે. જે કોઇ આ બ્રહ્મનિષ્ઠાને સાવધાનતા પૂર્વક સાંભળશે અને સાંભળ્યા પછી ધારણ કરશે તે સુખદુ:ખના દ્વંદ્વથી વશ થશે નહિ. તેને આત્મજ્ઞાન થશે અને શાંતિનો અનુભવ થશે. (૧૧-૨૩-૬૨)

## પ્રકરણ ૩૧

### ત્રણ ગુણનો સ્વભાવ

આ જગત શી રીતે ઉત્પન્ન થયું, કેવી સ્થિતિમાં રહેલું છે અને તેનો પ્રલય ક્યારે આવશે અને અંતે બધા જીવોનું શું થશે? એ એક મહાન કોયડો છે. આ ગૂંચ ઉકેલવા માટે ઘણા મહાપુરુષોએ મહેનત કરેલી છે અને હજુ પણ મહેનત કરે છે. બાવીસમાં અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજીને કહ્યું કે **आत्माग्रहण निर्भातं पश्य वैकल्पिकं भ्रमम्** (૧૧-૨૨-૫૬) એટલે આ સંસારરૂપી ભ્રાંતિ આત્માના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ છે; એટલે આત્મજ્ઞાન થાય તો જગત રહે નહિ જેમ સ્વપ્નામાં પોતાનું જ્ઞાન થાય તો સ્વપ્નાનું જગત રહે નહિ તેમ જાગ્રતમાં પણ સમજવું એવો અર્થ એ શ્લોકનો થાય છે, પણ આ બાબત ઘણાને બરાબર સમજાતી નથી. સ્વપ્નું તો જાગ્યા પછી તરત જતું રહે છે પણ જાગ્રત તો રોજ એનું એ દેખાય છે, આહીં એટલું સમજવાની જરૂર છે કે બીજી દશાના અભિમાનથી પહેલી દશાનું જગત જતું રહે છે. જાગ્રત અવસ્થાના અભિમાનથી સ્વપ્નનું જગત રહે છે તેમ જાગ્રતમાં બ્રહ્મદશાનું અભિમાન આવે અથવા સ્વપ્નનું અભિમાન આવે અથવા ઊંઘ અથવા મૂર્છા આવે

તો પણ જાગ્રત દશા રહે નહિ. જાગ્રત અવસ્થા એ એક સ્વપ્નાના જેવી અવસ્થા છે એ વાત બરાબર સમજવા માટે ઘણી સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે. એવી બુદ્ધિ થવા માટે વૈરાગ્યની જરૂર છે, તેથી ૨૩ મા અધ્યાયમાં ભિક્ષુગીતમાં વૈરાગ્યનું સ્વરૂપ બતાવેલ છે.

જેનામાં વૈરાગ્ય ન હોય તેઓ લયચિંતન દ્વારા સાંખ્યદર્શનની રીતે જગતની ઉત્પત્તિ સમજી શકે છે. તેનો ક્રમ હવે ભગવાન ઉદ્ધવજીને સમજાવે છે. આ પદ્ધતિમાં થોડુંક વેદાન્તનું મિશ્રણ કરેલ છે. ભગવાન કહે છે કે "પ્રલયકાળે અને સત્યયુગના આરંભમાં જ્યારે લોકો વિવેક સપન્ન હતા ત્યારે જ્ઞાન અને તેનો વિષય (જ્ઞેય) એટલે દ્દષ્ટા અને દૃશ્ય એક નિર્વિકલ્પ રૂપમાં હતાં. પછી મન અને વાણીથી અતીત એક માત્ર નિર્વિકલ્પ સત્યરૂપ બ્રહ્મ માયા (દૃશ્ય) અને તેના પ્રકાશરૂપથી બે થઈ ગયા (૧૧-૨૪-૩).

આંહી સમજવાનું એ છે કે પહેલાં બીજરૂપ બન્ને એક હતા. જેમ આપણે કોઇ બી જોઈએ તો તેમાં બે દેખાતા નથી પણ વાવ્યા પછી બે પાંદડા નીકળે છે, તેમ એકમાંથી બે થયાં. છતાં એ બન્ને એકમાં જ રહેલા છે. તેમાં સત્તા એકની છે. એ વેદાન્તની રીત છે, પણ સાંખ્યદર્શન એમ માને છે કે બે પદાર્થ થઈ ગયા. વેદાન્ત એમ માને છે કે બેનો દેખાવ થયો પણ વાસ્તવમાં એ મૂળ બીજનીજ બીજી અવસ્થા છે. હવે ભગવાન કહે છે કે "તેમાં એક વસ્તુ (માયા) ને પ્રકૃતિ કહે છે અને તે કાર્ય-કારણરૂપથી બે પ્રકારની છે. બીજી વસ્તુ જ્ઞાન છે તે પુરુષ કહેવાય છે. પછી જીવોના કર્મ પ્રમાણે મેં પ્રકૃતિમાં ક્ષોભ કર્યો ત્યારે તેમાંથી સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણ પ્રગટ થયા" (૧૧-૨૪-૫), આંહીં સમજવાનું એ છે કે જે જીવને કર્મનું બંધન (જ્ઞાન દ્વારા) જતું રહ્યું હોય તેની પ્રકૃતિમાં ક્ષોભ થતો નથી, જેની પ્રકૃતિમાં ક્ષોભ થાય છે, તેને સંસારમાં આવવું પડે છે અને તેને ત્રણ ગુણની અસર નીચે આવવું પડે છે. તેમાંથી ક્રિયા-

શક્તિ સંપન્ન સૂત્ર થયું અને તેમાંથી જ્ઞાનશક્તિ પ્રધાન મહતત્ત્વ થયું તે સૂત્ર સાથે મળેલ છે, મહતત્ત્વ એટલે સમષ્ટિ બુદ્ધિ, તેમાં વિકાર થયો ત્યારે અહંકાર થયો કે જે જીવને મોહમાં નાખે છે (૧૧-૨૪-૬), વિકાર થાય છે પ્રકૃતિમાં પણ તે પ્રકૃતિ અહંકારને ઉપકારક હોવાથી, તે વિકારની સાથે જ અહંકાર ઉત્પન્ન કરે છે. સવારે માણસ ઊઠે છે ત્યારે તેની પ્રકૃતિમાં જે ક્ષોભ થાય છે, તે પોતાને ઉપયોગી હોવાથી જીવનો અહંકાર પણ તે વખતે જ ઉત્પન્ન કરે છે. આવા અહંકારના ત્રણ પ્રકાર છે. સાત્વિક, રાજસ, અને તામસ તથા તે ઇંદ્રિય અને મનનું કારણ હોવાથી જડ-ચેતનમય છે. તામસ અહંકારમાંથી પાંચ તન્માત્રાઓ અને પાંચ મહાભૂત નીકળે છે, રાજસ અહંકારમાંથી ઇંદ્રિયો નીકળે છે અને સાત્વિક અહંકારમાંથી ઇંદ્રિયોના અધિષ્ટાતા ૧૧ દેવ પ્રગટ થાય છે. મારા દ્વારા ( ભગવાન ઉદ્ધવજીને કહે છે ) પ્રેરીત થઈ આ બધા કારણતત્ત્વોએ પરસ્પર મળીને એક ઇંડુ બનાવ્યું, તે જળમાં રહ્યું હતું અને મેં તેમાં પ્રવેશ કર્યો, પછી મારી નાભિમાંથી આ વિશ્વ નામનું કમળ ઉત્પન્ન થયું, અને તેમાંથી સ્વંભૂ બ્રહ્માની ઉત્પત્તિ થઈ. એ વિશ્વાત્મા બ્રહ્માએ તપ કર્યું અને મારા અનુગ્રહથી રજોગુણ દ્વારા લોકપાલ સહિત ભૂઃ ( પૃથ્વી ), ભૂવ (અંતરીક્ષ), સ્વઃ (સ્વર્ગ) એ ત્રણે લોકોની રચના કરી (૧૧-૨૪-૧૧). જીવમાં પણ રજોગુણ આવે છે ત્યારે તે ઘણું ઉત્પન્ન કરે છે. તે વખતે ક્રિયાનું જોર રહે છે. સત્ત્વગુણ વધે ત્યારે જ્ઞાન વધે છે અને ઉપરામ વૃત્તિ થાય છે. સ્વર્લોક દેવોને રહેવાનું સ્થાન થયું, ભૂવર્લોક ભૂતગણોને માટે થયો અને ભૂર્લોકમાં મનુષ્ય પ્રાણીઓ રહેવા લાગ્યાં. સિદ્ધ પુરુષોને રહેવા માટે મહર્લોક, તપલોક વગેરે થયા. અસુર અને નાગોને માટે અતલ, વિતલ, સુતલ વગેરે સાત પાતાલ થયા.

આ ત્રણ લોકમાં ત્રિગુણાત્મક કર્મોને અનુસાર સંપૂર્ણ ગતિ થાય છે, યોગવાળા પરલોકને પામે છે, તપવાળા જનલોકને પામે છે. સંન્યાસના ફળરુપે સત્યલોક મળે છે અને ભક્તિયોગથી મારું પરમ ધામ મળે છે. ( ૧૧-૨૪-૧૪ ) મારા કાળરૂપ વિધાતાની પ્રેરણાથી આ

જગત કર્મ-કલાપમાં પડેલું છે. અને ગુણના પ્રવાહમાં કોઇવાર ચડે અને કોઇવાર પડે છે, એટલે કોઈવાર શુભ કર્મથી જીવો ઉત્તમ ગતિ પ્રાપ્ત કરે છે અને કોઇવાર પાપ વશ થઇને અધોગતિને પામે છે. જે કાંઇ વિકાર નાનો, મોટો, પાતળો, જે જે પદાર્થમાં જોવામાં છે તે પુરુષ અને પ્રકૃતિના સંબંધથી થાય છે. ( ૧૧-૨૪--૧૬ )

છતાં એ સ્વતંત્ર પદાર્થ સાચા હોય તો પ્રકૃતિ મોક્ષામાં પણ નડે, તેથી હવે વેદાન્તની રીતે એક સત્તા ભગવાન ઉદ્ધવજીને સમજાવે છે. ઝાડ ગમે તેટલું મોટું થાય તો પણ તેમાં બીજની સત્તા જ મુખ્ય સત્તા છે અને તે જ ચાલુ રહે છે. તેથી ભગવાન કહે છે કેઃ-

यस्तु यस्यादि रन्तश्च स वै मध्यं च तस्य सन् ।
विकारो व्यवहारार्थो यथा तैजस पार्थिवा : ॥
( ११-२४-१७ )

અર્થ : જે પદાર્થ જેના આદિ અને અંતમાં રહે છે તેના મધ્યમાં પણ તેની જ સત્તા રહે છે અને તે જ સત્ય છે. વિકાર તો કેવળ વ્યવહારને માટે જ હોય છે, સોનાના વિકાર કંકણ વગેરે અને માટીના વિકાર ઘડા વગેરે થાય છે, પણ તેમાં સત્તા સોનાની અને માટીની રહે છે.

જ્યારે કોઇ પરમ ઉપાદાન કારણના આશ્રયથી કોઇ બીજા ભાવરૂપ કારણને પહેલું ઉપાદાન કારણ ઉત્પન્ન કરે છે, તો જે આદિ અને અંતમાં રહે છે તે સત્ય કહેવાય છે, જેમકે માટીનો પિંડ પોતાના ઉપાદાનભૂત મૃતિકા દ્વારા જ ઘટની ઉત્પત્તિ કરે છે, તેથી ઘટના આદિ અને અંતમાં રહેવાના કારણથી માટી સત્ય છે, તેવી જ રીતે આ કાર્ય પ્રપંચનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે, તેનું અધિષ્ઠાન પરમાત્મા છે અને તેને પ્રકટ કરનાર એટલે વ્યકત કરનાર કાળ છે, એ ત્રણે શુદ્ધ બ્રહ્મરૂપ હું એ બધાનો આદિ ઉપાદાન કારણ છું. હવે કહે છે કેઃ

सर्गः प्रवर्तते तावत्पौर्वापर्येण नित्यशः ।
महान्गुण विसर्गार्थः स्थित्यन्तो यावदीक्षणम् ॥ ११-२४-२०

અર્થ: જ્યાં સુધી પરમાત્માની દૃષ્ટિ રહે છે અને જ્યાં સુધી સ્થિતિનો અંત (પ્રલય આવતો નથી ત્યાં સુધી જીવોના કર્મના ફળના ભોગને માટે પિતૃ—પુત્ર પરંપરાથી આ સસાર નિરંતર ચાલ્યા કરે છે.

આ શ્લોકમાં મુખ્ય બે બાબત સમજવાની છે. પરમાત્માની દૃષ્ટિ હોય ત્યાંસુધી સંસાર રહે છે અને જીવના કર્મ હોય ત્યાં સુધી સંસાર રહે છે. આ બંને બાબતને બહુ સંબંધ છે જીવમાં પણ કર્મનું જોર હોય ત્યાંસુધી સંસાર તરફ દૃષ્ટિ રહે છે અને જ્યાં સુધી કર્મનું જોર અને સંસાર વધતો જાય છે. વળી જેટલા જીવ વધે તેટલી દૃષ્ટિ પણ વધે છે, તેથી હાલના કાળમાં ખાસ કરીને સંસાર વધતો હોય તેવું જણાય છે; એ ચક્કરમાંથી નીકળવું હોય તો દૃષ્ટિમાં ફેરફાર થવો જોઇએ. જ્ઞાનમય દૃષ્ટિ થાય છે ત્યારે પ્રકૃતિ પુરુષનો પ્રવાહ મિથ્યા લાગે છે. જે જન્મ્યો નથી તેનું શ્રાદ્ધ ન થાય અને વાંઝિયાના પુત્રના વિવાહનો સમારંભ જેમ વ્યર્થ છે તેમ એકનાં અનેકત્વની પ્રતીતિ, છે એ વાત ૨૨મા અધ્યાયમાં સ્પષ્ટ કરેલ છે. પરમાત્મા એકલા હોવા છતાં પોતે કાન્તા થાય છે અને પોતે જ ભર્થાર થાય છે. અર્ધ—નારી નટેશ્વરીના વેષની સમાન પ્રકૃતિ અને પુરુષ એકાકાર થઇ નાચે છે. તેજ પુરુષ છે અને તેજ પતિવ્રતા છે. બન્ને સદા એકત્ર રહે છે. પોતાની પ્રિયા ન દેખાતાં શિવત્વનો પોતે ત્યાગ કરે છે. પ્રકૃતિ ઉપર દૃષ્ટિ જવાથી પુરુષ પોતાનું રૂપ વિસરી જાય છે. જેવું સ્વપ્નમાં બને છે તેવું જાગૃતમાં બને છે. પણ સમર્થ ગુરુદ્વારા જ્ઞાન મળે તો જીવભાવ અને શિવભાટ ટળે છે અને પૂર્ણત્વનો ખજાનો ઉઘડે છે. બ્રહ્મમાં અહંપણે સ્ફૂરણ થયું તેજ માયાનું મુખ્ય લક્ષણ છે. તેનાથી ઈદંતાની દૃષ્ટિ થાય છે, અને જ્યાં સુધી એવી દૃષ્ટિ રહે છે ત્યાં સુધી સંસાર રહે છે. પુરુષના કેવળ ઇક્ષણ માત્રથી પ્રકૃતિ સત્વ, રજ અને તમ એમ ત્રણ ગુણો વિકસે છે. જ્યારે દૃષ્ટિ જ્ઞાનવાળી થાય છે ત્યારે સાયુજ્યતા મળે છે, તે

વખતે બ્રહ્મ, કાળ અને માયાનો અભેદ થાય છે. ૪ક્ષણ સુધી સૃષ્ટિ છે એટલે સૃષ્ટિને જોઈએ તો સૃષ્ટિ છે. સૃષ્ટિને જોનાર કોઈ ન હોય તો સૃષ્ટિ છે એમ કોણ કહે, એક ગામમાં બધા આંધળા હોય અને બધા બહેરા હોય તો ગામ કેવું ? પાંચ માણસ સીનેમા જોવા ગયા અને તે બધા આંધળા અને બહેરા હોય તો સીનેમા કેવો ? તેથી ૪ક્ષણ એ જ સૃષ્ટિ છે. ગુરુ કૃપાથી બ્રહ્મજ્ઞાન થાય છે અને અહં ઇદંનો બાધ થાય છે. પ્રપંચ થયો અને પાછો થશે એ જ મિથ્યા વાત છે. તે ગુરુકૃપા વિના હાથ આવતી નથી. એ વાત સમજાય તો અત્યંત પ્રલય સમજાય. પ્રલય ૪ પ્રકારના છે, એક નિત્ય પ્રલય, એક નૈમિત્તિક પ્રલય, એક પ્રાકૃત પ્રલય અને ચોથાને આત્યન્તિક પ્રલય કહે છે.એ વાત વિગતવાર શુકદેવજી પરીક્ષિત રાજાને બારમા સ્કંધમાં સમજાવશે. પ્રલય ચાર પ્રકારના હોવાથી જગતની ઉત્પત્તિ પણ ચાર પ્રકારની થાય છે એટલે નિત્ય ઉત્પત્તિ કે જેથી દરેક ક્ષણે કાંઈક ફેરફાર જોવામાં આવે છે, નૈમિત્તિક ઉત્પત્તિ બ્રહ્મા સૃષ્ટિ રચે છે ત્યારે જોવામાં આવે છે, પ્રાકૃત્તિક ઉત્પત્તિ મૂળ પ્રકૃતિમાંથી મહત્ત્વ ઉત્પન્ન થાય છે ત્યારે જોવામાં આવે છે, અને આત્યન્તિક ( મિથ્યા ) ઉત્પત્તિ આત્યન્તિક પ્રલયની માફક રજ્જુ—સર્પની માફક–અજ્ઞાનથી પ્રતીતિ અને જ્ઞાનથી બાધરૂપ જણાય - છે. આટલી બાબત સમજાય તો જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય બાબત કોઈ પણ પ્રકારનો સંદેહ રહે નહિ.

કોઈ માણસ એવો પ્રશ્ન કરે કે જગત ક્યારે ઉત્પન્ન થયું તો તેનો જવાબ આપતા પહેલાં કયા જગતની વાત ચાલે છે તે નક્કી કરવું જોઈએ, તે માટે નીચે પ્રમાણે ચાર જવાબ આપી શકાય :— .

૧. સામાન્ય માણસને દેખાય છે તેવું જગત રોજ ઉત્પન્ન થયા કરે છે. તેમાં ક્રાઇસ્ટના વર્ષ ૧૯૫૩ થયા વિક્રમના ૨૦૦૯ થયા, મુસલમાનનું હીજરી વર્ષ ૧૩૭૧ અને મ. ગાંધીજીના સંવતને ૮૫ વર્ષ થયાં.

૨ બ્રહ્માના જગતનો નીચે પ્રમાણે હિસાબ થાય છે:

બ્રહ્માનો એક દિવસ=૧૦૦૦ ચતુર્યુગ

એક ચતુર્યુગ=૪,૩૨૦,૦૦૦ માણસના વર્ષ

એટલે બ્રહ્માનો દિવસ=૪૩૨,૦૦,૦૦,૦૦૦ માણસના વર્ષ.

૩ પ્રાકૃત ઉત્પત્તિ-જ્યારે મૂળપ્રકૃતિમાંથી મહતત્ત્વ ઉત્પન્ન થાય છે ત્યારે કાળ શરુ થાય છે. એ ક્યારે થાય છે એ જાણવું હોય તો માણસ સવારે ઊઠે ત્યારે તેની પ્રકૃતિમાં જ્યારે પહેલો ક્ષોભ થાય છે ત્યારે તેનું જગત શરુ થાય છે. તેના જેવું મૂળ પ્રકૃતિનું સમષ્ટિ જગત સમજવું.

૪ અજ્ઞાનથી ઉત્પત્તિ-જ્યારે જીવમાં અજ્ઞાન આવે છે ત્યારે જગત દેખાય છે. જેવું સ્વપ્નમાં બને છે તેવું જાગ્રતમાં બને છે. ઉપર પ્રમાણે જેમ ચાર પ્રકારની ઉત્પત્તિ છે તેમ ચાર પ્રકારના પ્રલય છે.

૧ સામાન્ય માણસને દેખાય છે તેવું જગત રોજ પ્રલય પામ્યા કરે છે. ઝાડનું ફૂળ, દીવાની જ્યોત, નદીનો પ્રવાહ દરેક ક્ષણે ફરતા રહે છે, તોય માણસો કહે છે કે અમે એ જ જગત જોઇએ છીએ ઊંઘમાં પણ રોજ જગતના પ્રલયનો અનુભવ થાય છે.

૨. નૈમિત્તિક પ્રલય-બ્રહ્માનો દિવસ પૂરો થાય ત્યારે બ્રહ્મ અને તેની સાથે રહેલા જીવો અનુભવમાં આવે છે.

૩. પ્રાકૃત પ્રલય હવે ભગવાન ઉદ્ધવજીને નીચે પ્રમાણે સમજાવે છેઃ-

આ ઉત્પતિ અને નાશવાળો સંસાર કે જે વિરાટ રૂપથી રહેલ છે તેનો પ્રલયકાળ આવતા પોતાના સાતે ભુવન સહિત પંચત્વ (નાશ) રૂપ વિશેષ (વિભાગ)ને પ્રાપ્ત થાય છે, અર્થાત તેના પંચીકૃત ભૂત પોતપોતાના કારણમાં લીન થાય છે. અન્ન બીજમાં, બીજ ભૂમિમાં, ભૂમિ ગંધમાં, ગંધ જળમાં, જળ પોતાના ગુણ રસમાં, રસ તેજમાં તેજ રૂપમાં, રૂપ વાયુમાં, વાયુ સ્પર્શમાં, સ્પર્શ આકાશમાં અને આકાશ શબ્દ તન્માત્રામાં લીન થાય છે. ઇંદ્રિયો પોતાના કારણભૂત રાજસ અહંકારમાં લીન થાય છે (૧૧-૪-૨૪). રાજસ અહંકાર સાત્વિક અહંકારરૂપ મનમાં, પંચતન્માત્રા તામસ અહંકારમાં, અને ત્રણે પ્રકારનો અહંકાર મહતત્ત્વમાં લીન થાય છે, મહતત્ત્વ પોતાના કારણભૂત ગુણોમાં લીન થાય છે, ગુણો અવ્યક્ત પ્રકૃતિમાં લીન થાય છે

(૧૧-૨૪-૨૬). કાળ માયામય જીવમાં તથા જીવ અજન્મા આત્મામાં લીન થાય છે. આત્મા પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે. તેનો કોઇમાં લય થતો નથી. તે જગતની સૃષ્ટિ અને લયના અધિષ્ઠાનરૂપ અને અવધિરૂપ છે (૧૧-૨૪-૨૭).

અહીં એક બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. મૂળ પ્રકૃતિ કાળમાં લીન થાય છે અને કાળ જીવમાં લીન થાય છે. તેથી પ્રકૃતિ કરતાં કાળ મોટો છે અને કાળ કરતાં જીવ મોટો છે. એ વાત સાંખ્યના સૂત્રોમાં આવતી નથી પણ ભાગવતના સાંખ્યમાં આવે છે. સાંખ્યના સૂત્રોમાં બધું મૂળ પ્રકૃતિમાં લીન થાય છે અને તેમાં ક્ષોભ થયા પછી કાળ ઉત્પન્ન થાય છે. ભાગવતમાં કાળને પ્રકૃતિના પહેલાં મૂકેલ છે અને જીવની પછી મૂકેલ છે અને એ વાત વધારે ઠીક લાગે છે, કારણ કે કાળ કોઇ સ્વતંત્ર તત્ત્વ નથી. જીવ ન હોય તો તેને માટે કોઇ બનાવ બને નહિ અને બનાવ બને નહિ તો કાળ ઉત્પન્ન થાય નહિ. ઊંઘમાં કોઇ બનાવ નથી તો કાળ પણ નથી. જીવ જાગે ત્યારે જેવી તેની વૃત્તિ તેવો તેનો કાળ ઉત્પન્ન થાય છે. આ બાબત હાલના સાપેક્ષવાદના સાયન્સને પણ મળતી આવે છે.

૪. હવે ભગવાન ઉદ્ધવજીને આત્યન્તિક પ્રલયની વાત નીચેના શ્લોકમાં સમજાવે છે:—

**एवमन्वीक्षमाणस्य कथं वैकल्पिको भ्रमः ।**
**मनसो हृदि तिष्ठेत व्योम्नीवार्कोदयेतमः ॥** (૧૧-૨૪-૨૮)

અર્થ:– આ પ્રમાણે વિચારપૂર્વક જોવાવાળાના ચિત્તમાં આ પ્રપંચરૂપી ભ્રાંતિ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે કહ્યું અને કદાચ પ્રપંચની સ્ફુર્તિ ઉત્પન્ન થાય તો પણ તે કેટલો વખત ટકી શકે? જેમ આકાશમંડળમાં સૂર્ય ઉત્પન્ન થતાં અન્ધકાર રહી શકતો નથી તેમ પ્રપંચરૂપી માયા જ્ઞાનરૂપી સૂર્ય પાસે ટકી શકતી નથી એટલે જ્ઞાન દૃષ્ટિથી જોતાં જગત્ અથવા પ્રપંચ ઉત્પન્ન થયાં જ નથી. તેને આત્યન્તિક પ્રલય કહે છે.

આ કથા શ્રીમદ્ ભાગવતમાં ૭મે દિવસે આવે છે. તે જ દિવસે પરીક્ષિત રાજાનો મોક્ષ થવાનો છે તેથી આત્યન્તિક પ્રલય સમજાવવાની ખાસ જરૂર છે. જો પરીક્ષિત રાજાને જગત યાદ આવે તો દ્વૈત યાદ આવે અને તેનો મોક્ષ થાય નહિ, તેથી જેમ દોરડામાં ભૂલથી સર્પ દેખાય છે તેમ બ્રહ્મમાં ભૂલથી જગત દેખાય છે. ઉપરના શ્લોકમાં ભ્રમ શબ્દ વાપરી એ બાબત ભગવાને સ્પષ્ટ કરેલી છે. ૧૧મા અધ્યાયમાં બીજા શ્લોકમાં કહેલ છે કે જાગ્રત પ્રપંચ સ્વપ્નાના જેવો જ છે, છતાં તે કેમ દૂર થતો નથી તે માટે ૧૧-૨૨--૫૫ અને-૧૧-૨૮-૧૩માં ખુલાસો આપેલ છે.

જગતની ઉત્પત્તિ માટે ભાગવતની દૃષ્ટિએ તપાસ કરીએ તો બીજા સ્કંધમાં ચતુઃશ્લોકી ભાગવતમાં જગતની ઉત્પત્તિનો પ્રશ્ન આવતો નથી. તે પછી બ્રહ્માજીએ નારદજીને જે ભાગવત સંભળાવ્યું તેમાં પ્રાકૃત ઉત્પત્તિની વાત આવે છે. પછી નારદજીએ વ્યાસજીને ભાગવત સંભળાવ્યું. અને વ્યાસજીએ શુકદેવજીને જે ભાગવત સંભળાવ્યું તેમાં નૈમિત્તિક ઉત્પત્તિની વાત આવે છે. પણ શુકદેવજીએ પરીક્ષિતને જ્ઞાન આપવામાં ચારે પ્રકારની ઉત્પત્તિ અને ચારે પ્રકારના પ્રલયનો ઉપયોગ કરેલો છે. આ બાબતનું જ્ઞાન માણસના જીવનમાં ખાસ ઉપયોગી છે.

હાલ હાઇસ્કૂલો અને કૉલેજોમાં જે ઇતિહાસ શીખવવામાં આવે છે તેમાં ફક્ત ક્રાઇસ્ટની તિથિની વાત આવે છે અને અકબરે ઇ. સ. ૧૫૫૬ થી ૧૬૦૫ સુધી રાજ્ય કર્યું એમ શીખવવામાં આવે છે પણ અકબરને પોતાને એ સાલની ખબર નહોતી, કારણ કે તે વખતે અંગ્રેજો આવ્યા નહોતા. એવો ખોટો ઇતિહાસ શીખવવો જોઇએ નહિ.

વળી હાઇસ્કૂલો અને કોલેજોમાં એવું શીખવવામાં આવે છે કે માણસ આવ્યા પહેલાં આપણી પૃથ્વી ઉપર પશુ-પક્ષીઓ હતા. તેઓ પહેલાં પશુથી શરૂઆત કરે છે, અને આપણા શાસ્ત્રોમાં પહેલાં સત્ય-યુગથી શરૂઆત થાય છે, પછી ત્રેતા, પછી દ્વાપર, અને પછી કલિ-યુગ આવે છે.

તેથી ખોટા ઇતિહાસ શીખવવા માટે આપણી પ્રજાએ સરકારનું ધ્યાન ખેંચવું જોઇએ. આપણો ઇતિહાસ ક્રાઈસ્ટના વર્ષોથી ગણવો જોઇએ નહિ પણ આપણા શાસ્ત્રો પ્રમાણે ચાર પ્રકારની ઉત્પત્તિ અને ચાર પ્રકારના પ્રલય સમજાવવા જોઇએ. મુસલમાન વિદ્યાર્થી હોય તેમને કયો ઇતિહાસ શીખવવો એ પ્રશ્ન સરકારને મુઝવે તેવો છે પણ તેથી કરીને બધાને ખોટા ઇતિહાસ શીખડાવવો એ સાચી કેળવણી નથી. ખોટા ઇતિહાસ શીખડાવવાથી ખોટું અભિમાન વધે છે અને તેથી લડાઇઓ થાય છે. સાચો ઇતિહાસ શીખડાવવાથી અભિમાન ઓછું થાય છે અને લડાઇઓ બંધ થાય છે.

## પ્રકરણ ૩૨

### ત્રણ ગુણોની વૃત્તિઓનું નિરૂપણ

એકાદશ સ્કંધના ૨૪માં અધ્યાયમાં છેવટે (૧૧–૨૪–૧૮) ભગવાને ઉદ્ધવજીને કહ્યું કે વિચાર કરતાં આ પ્રપંચ–ભ્રમ ટકી શકતો નથી પણ ઘણા માણસોમાં વિચારશક્તિ હોતી નથી તેથી તેઓ એમ માને છે કે દષ્ટિ પહેલાં સૃષ્ટિ છે અને માણસ સૃષ્ટિમાં રહી પોતાનો વ્યવહાર ચલાવી શકે છે. એવી દશામાં પોતાનો સ્વભાવ સુધારવો હોય તો માયાના ત્રણ ગુણ એટલે સત્વ રજ અને તમ કેવી રીતે કામ કરે છે તે બરાબર સમજવું જોઇએ. એ સમજવાથી સાંખ્ય અને યોગ બન્ને સિદ્ધ કરી શકાય છે, તેથી ગીતામાં એ ત્રણ ગુણનું વિગતવાર વર્ણન આપવામાં આવેલ છે. અને એકાદશ સ્કંધના ૨૫મા અધ્યાયમાં પણ તેનું વર્ણન આવે છે. આંહી ભગવાન ઉદ્ધવજીને કહે છે "અલગ અલગ ગુણોમાં જે ગુણોથી પુરુષ જેવી પ્રકૃતિનો થાય છે તેનું વર્ણન હું તમને આપું છું તે શ્રવણ કરો." (૧૧–૨૫–૧) તે નીચે પ્રમાણે છેઃ—

૧. સત્વગુણની વૃત્તિઓ–શમ, દમ, તિતિક્ષા, વિવેક, તપ, સત્ય, દયા, સ્મૃતિ (આગળ પાછળનો વિચાર કરવો) સંતોષ, ત્યાગ, વિષયોમાં અનિચ્છા, શ્રદ્ધા, લજ્જા, દાન વગેરે, તથા આત્મરતિ.

૨. રજોગુણની વૃત્તિઓ–ઈચ્છા, પ્રયત્ન, અભિમાન, તૃષ્ણા, ગર્વ, દેવો પાસે ધન માંગવું, ભેદબુદ્ધિ, વિષયસુખ, મદજનિત ઉત્સાહ, પોતાની સ્તુતિમાં પ્રેમ, હાસ્ય, પુરુષાર્થ અને બળપૂર્વક ઉદ્યોગ.

૩. તમોગુણની વૃત્તિઓ–ક્રોધ, લોભ, મિથ્યાભાષણ, હિંસા, યાચના, પાખંડ, શ્રમ, કજીઓ, શોક, મોહ, વિષાદ, પીડા, આશા, ભય, અને અનુદ્યોગ.

આ પ્રમાણે ત્રણે ગુણોની પૃથક પૃથક વૃત્તિઓનું નિરૂપણ કર્યું. હવે ત્રણે ગુણ ભેગા થઈને જે વૃત્તિઓ ઉત્પન્ન કરે છે તેનું વર્ણન કરે છે.

**सन्निपात स्त्वहमिति ममेत्युद्धव या मतिः ।**
**व्यवहारः सन्निपातो मनोमात्रेन्द्रियासुभिः ॥**

(૧૧–૨૫–૬)

અર્થ: હે ઉદ્ધવ! "હું છું, મારું છે" એ પ્રકારની બુદ્ધિમાં ત્રણે ગુણોનો સમાવેશ થાય છે કારણ કે તેથી હું શાન્ત છું, હું કામી છું, હું ક્રોધી છું એમ ત્રણ પ્રકારનો વ્યવહાર થાય છે. મન, શબ્દાદિ વિષય, ઈંદ્રિયો અને પ્રાણ એ બધા ભેગા થવાથી જે વ્યવહાર થાય છે તેમાં ત્રણે ગુણનો સમાવેશ થાય છે.

આંહી સમજવાનું છે કે અહંકારવાળો જે જીવ વ્યવહારમાં નજરે પડે છે તે માયાનો બને છે. (Self is made by the not-self તેથી **गुणागुणेषु वर्तन्ते** એ ન્યાય પ્રમાણે ગુણવાળાને ગુણનું સુખ જ ગમે છે, જગતને જેવી વૃત્તિથી જોવામાં આવે છે તેવી વૃત્તિથી જીવ બને છે, પણ પોતે એવો બને છે તેનું તેને ભાન રહેતું નથી. જેવું સ્વપ્નમાં બને છે તેવું જાગ્રતમાં પણ બને છે. એવો અહંકાર ભકિતમાર્ગમાં શરણાગતિથી દૂર થાય છે, કર્મમાર્ગમાં નિષ્કામકર્મથી દૂર થાય છે.

ઘણા માણસો એવો પ્રશ્ન પૂછે છે કે જીવનો જન્મ શી રીતે થાય છે? તેનો ઉત્તર આ અધ્યાયમાં સ્પષ્ટ આપવામાં આવેલ છે. તે જન્મે ત્યારે તેને ખબર હોતી નથી કે હું જન્મ્યો. પાછળથી જગતને જોઈને, માયાના ગુણો પ્રમાણે દૃષ્ટિથી વાતોથી અને વ્યવહારથી તેનું સૂક્ષ્મ (લિંગ) શરીર બંધાતું જાય છે. પછી તેને કાંઈક જોયા સિવાય ચાલતું નથી, કાંઈક બોલ્યા સિવાય ચાલતું નથી, કાંઈ ક માયાનું સુખ લીધા સિવાય ચાલતું નથી. જ્યારે શરીર એ હું એવું અભિમાન ઉત્પન્ન થાય છે ત્યારે શરીરનું સુખ એ આત્માનું સુખ છે એવું લાગવા માંડે છે, તેથી અંતઃકરણની શુદ્ધિની જરૂર પડે છે. એવી શુદ્ધિ કરવા માટે માયાના ત્રણ ગુણની રમત સમજવી જોઈએ. વ્યવહાર માટે કાંઈક માયાનો ભાગ લેવો પડે છે અને 'હું અને મારું' કરવું પડે છે, છતાં સાત્વિક વ્યવહાર હોય વૈરાગ્ય હોય અને વિચાર શક્તિ કેળવી હોય તો તેટલી માયા દૂર કરી શકાય છે. ઘણા માણસોને તો ખબર હોતી નથી કે જીવ કેવી રીતે ઉત્પન્ન થાય છે. તેઓ શરીરના જન્મથી જીવનો જન્મ માને છે પણ એ વાત સાચી નથી. તેનામાં જ્યારે માયાના ગુણ ઉત્પન્ન થવા લાગે છે ત્યારે જીવપણું પ્રત્યક્ષ જણાય છે, એવા જીવનો મોક્ષ કરવા માટે બધાં શાસ્ત્રો પ્રયત્ન કરે છે, શરીર તો મરણ વખતે જતું રહે છે તેથી સ્થૂલ શરીરનો મોક્ષ કરવાનો નથી પણ લિંગ શરીરમાં આસક્ત થયેલો જે જીવ છે તેનો મોક્ષ કરવાનો છે. તે પહેલાં તે જીવને કેવી રીતે બંધન થાય છે તે સમજવું જોઈએ. હું કોણ છું? મારું સ્વરૂપ શું છે? મને શી રીતે બંધન થયું છે? વગેરે બાબતનો વિચાર કરવો તેને આત્મવિવેક કહે છે. હું ચૈતન્યનો અંશ છું એમ માનવું એ સાત્વિક અહંકાર છે, હું કર્તાભોક્તા છું એ રાજસ અહંકાર છે. હું દેહધારી શૂરવીર નર છું અને સર્વનો સંહાર કરવામાં સમર્થ છું એમ માનવું એ તામસ અહંકાર છે. મારા હૃદયમાં જે ભગવાન વસે છે તેજ સર્વના હૃદયમાં વસે છે એમ સમજવું એ સાત્વિક મમતા

છે, સ્ત્રી પુત્રાદિમાં મમતા, કામ્ય કર્મમાં પ્રીતિ, એ રાજસ મમતા છે અને પ્રજા સાથે વેર કરવું, ભૂત પિશાચની ઉપાસના કરવી એ તામસિક મમતા છે.

હિંદુ ધર્મમાં તત્ત્વજ્ઞાનની પ્રધાનતા હોવાથી માયાની જેટલી વિગત મળી શકે છે તેવી બીજા ધર્મોમાં મળી શકતી નથી. વળી હિંદુધર્મમાં ચાર પુરુષાર્થ માનવામાં આવેલા છે, તેને ધર્મ, અર્થ કામ અને મોક્ષ કહે છે. પહેલા ત્રણ પુરુષાર્થમાં ત્રણ ગુણનો સંનિ-પાત રહે છે એટલે મિલન રહે છે. તે સાત્ત્વિક હોય તો શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, રાજસિક હોય તો રતિ અથવા કામના ઉત્પન્ન થાય છે અને તામસિક હોય તો ધનની પ્રાપ્તિમાં જ સુખ માની બેસે છે. (૧૧-૨૫-૭) જે પુરુષને સકામ કર્મના અનુષ્ઠાનમાં પ્રીતિ હોય છે, ગૃહસ્થાશ્રમમાં આસકિત હોય છે અને નિત્ય-નૈમિતિક કર્મના અનુ-ષ્ઠાનમાં લાગ્યો રહે છે તે વખતે પણ એ ત્રણે ગણોનો સન્નિપાત રહે છે. શમદમ વગેરે ગુણો દેખાય ત્યારે તે પુરુષને સત્વગુણી માનવો જોઇએ, કામ વગેરે દેખાય ત્યારે રજોગુણી માનવો જોઇએ અને ક્રોધ દેખાય ત્યારે તમોગુણી માનવો જોઇએ. જ્યારે પુરુષ નિત્ય-નૈમિત્તિક કર્મદ્વારા ભગવાનનું ભજન કરે ત્યારે તે સત્વગુણી છે. સકામ કર્મોથી પુજન કરે ત્યારે તેને રજોગુણી જાણવો અને હિંસાની વૃત્તિ તેનામાં ઉત્પન્ન થાય ત્યારે તેને તમોગુણી જાણવો. ભગવાન ઉદ્ધવજીને કહે છે કે એ ત્રણે ગુણોથી જીવ બંધનમાં પડે છે. (૧૧-૨૪-૧૨) જ્યારે રજ તમને દબાવીને સત્ત્વગુણ વધે છે ત્યારે તે પુરુષમાં સુખ, ધર્મ અને જ્ઞાન ઉત્પન્ન થાય છે જે વખતે આસકિત અને ભેદના કારણે સત્ત્વ અને તમને દબાવીને રજોગુણ વધે છે ત્યારે તે દુઃખ, કર્મ, યશ અને સંપતિથી યુકત થાય છે અને જ્યારે તમોગુણ વધે છે, ત્યારે પુરુષમાં અજ્ઞાન આવરણ અને જડતા ઉત્પન્ન થાય છે તેની સાથે શોક, મોહ, નિદ્રા, હિંસા અને આશા ઉત્પન્ન થાય છે. વળી જ્યારે ચિત્ત પ્રસન્ન હોય, ઈંદ્રિયો શાન્ત હોય, દેહ નિર્ભય હોય અને

મન અનાસક્ત હોય ત્યારે સત્ત્વગુણ જણાય છે. જ્યારે બુદ્ધિ ચંચળ હોય, જ્ઞાનેન્દ્રિયો અશાન્ત હોય, શરીર અસ્વસ્થ થયું હોય અને મન ભ્રમમાં પડી જાય ત્યારે રજોગુણની પ્રવૃત્તિ સમજવી જોઈએ. જ્યારે મન જ્ઞાનનું ગ્રહણ કરી શકે નહિ, ચિત્ત ખિન્ન અને શુન્ય જેવું થઈ જાય ત્યારે તમોગુણ વધ્યો છે એમ સમજી લેવું. (૧૧-૨૫-૧૮)

માણસના જીવનમાં ક્ષણે ક્ષણે અનેક પ્રકારની વૃત્તિઓ ઊઠે અને જો તે બરાબર સમજવામાં ન આવે તો માણસને પોતાનું જીવન કેમ સુધારવું તેની ખબર પડતી નથી. તેમાં કર્મનો દોષ માનવા કરતાં કર્તાની બુદ્ધિનો દોષ માનવો જોઈએ. જેવી જેવી કલ્પના માણસ કરે છે તેવું ફળ પોતે ભોગવે છે. સોનું પોતે પવિત્ર છે પણ તે સોનાનો કૂતરો બનાવ્યો હોય તો તેમાં અપવિત્રપણું આવે છે. ભૂમિ શુદ્ધ હોય છતાં જેવાં બી રોપીએ તેવાં ફળ મળે છે. બુદ્ધિમાં સ્થિરતા ન હોય ત્યારે જીવને ગુણોનો સંપન્નિપાત થાય છે. જેમ સ્ફટિક મણિને રંગ્યા વગર તેને જે રંગ ઉપર મૂકીએ તે રંગનો તે દેખાય છે, તેમ આત્મા ગુણ કર્મમાં વર્તે છે. કસોટી જેમ સોનાનો કસ દેખાડે છે તેમ પુરુષની ક્રિયા ઉપરથી ગુણના વિભાગની ખબર પડે છે. લોભની સર્વ ક્રિયા ફળ માટે હોય છે. જેમ સૂર્ય ધુમસથી ઢંકાઈ જાય છે તેમ તમોગુણ વિવેકને ઢાંકી દે છે. જ્યાં સુધી ભેદભાવ છે ત્યાં સુધી ભય છે. તમોગુણ વધે ત્યારે ચિંતા થાય છે, જાગતો હોવા છતાં ઊંઘતા જેવો દેખાય છે અને શરીરમાં આળસ વધે છે. આ સ્થિતિ અત્યંત દુઃખકારક છે.

હવે સાચું બળ કયું અને ખોટું બળ કયું તે બાબત ભગવાન ઉદ્ધવજીને સમજાવે છે. સત્ત્વગુણ વધે ત્યારે દેવોના જેવું બળ આવે છે. રજોગુણ વધે ત્યારે અસુરોના જેવું બળ આવે છે અને તમોગુણ વધે ત્યારે રાક્ષસોના જેવું બળ વધે છે. સત્ત્વગુણથી જાગ્રત અવસ્થા સમજવી જોઈએ, રજોગુણથી સ્વપ્ન સમજવું જોઈએ અને તમોગુણથી સુષુપ્તિ માનવી જોઈએ. તુરીય અવસ્થા એ શુદ્ધ એક રસ આત્મા છે.

કે જે અવ્યકત રૂપે એ ત્રણે અવસ્થામાં વ્યાપ્ત છે, (૧૧-૨૫-૨૦) વેદાભ્યાસમાં તત્પર હોય તેવા બ્રાહ્મણો સત્ત્વગુણ દ્વારા ઉપરના લોકમાં જાય છે, તમોગુણથી સ્થાવર પર્યંત અધોગતિ પ્રાપ્ત થાય છે અને રજોગુણથી મનુષ્યનું શરીર મળે છે. સત્ત્વગુણ વધે ત્યારે જેનું મરણ થાય તે સ્વર્ગમાં જાય છે, રજોગુણમાં લીન થવાવાળાને મનુષ્ય લોક મળે છે, તમોગુણમાં લીન થવા વાળાને નરકની પ્રાપ્તિ થાય છે અને નિર્ગુણ (ત્રિગુણાતીત જીવન્મુકત) પુરુષ મને પ્રાપ્ત થાય છે. જે કર્મ ફળ મને અર્પણ કરે છે અને નિષ્કામ ભાવથી કર્મ કરે છે તે સાત્ત્વિક કર્મ કરે છે, ફળ પ્રાપ્તિના સંકલ્પથી જે કર્મ થાય છે તે રાજસ કર્મનું છે અને હિંસા-દંભ દમ વગેરેથી યુકત કર્મ તામસ કહેવાય છે. આત્માની અસંગતાનું જ્ઞાન સાત્ત્વિક છે, તેને કર્તા ભોકતા માનવો એ રાજસજ્ઞાન છે, સંસારિક જ્ઞાન તામસ જ્ઞાન છે અને મારા સ્વરૂપનું જ્ઞાન નિર્ગુણ છે. (૧૧-૨૪-૨૪)

જ્ઞાનના આવા સૂક્ષ્મ ભેદ ગીતાના અઢાર અધ્યાયમાં પણ સમજાવેલ છે. વિદ્યાર્થીઓ માટે એ ખાસ ઉપયોગી છે, તેથી જુદા પાના ઉપર છપાવીને વિદ્યાર્થીઓને એ શ્લોક ગુજરાતી અર્થ સાથે ભેટ આપવા જોઈએ. હાલના વિદ્યાર્થીઓ નિશાળોમાં જે જ્ઞાન લે છે તે રજોગુણી અને તમોગુણી જ્ઞાન છે.

જ્ઞાન વગરનો મનુષ્ય પત્થર જેવો રહે છે, ખોટા જ્ઞાનવાળો માણસ પશુ જેવો થાય છે અને સાત્ત્વિક જ્ઞાનવાળો અથવા નિર્ગુણ જ્ઞાનવાળો મહાત્મા થાય છે. હાલના કાળમાં ઘણા માણસો જન્મે છે ત્યારથીજ રજોગુણી અને તમોગુણી વૃત્તિવાળા હોય છે. તેમને માટે બહુ મહેનત કરીએ તો પણ જીંદગીને અંતે તે નીતિવાળા થાય છે પણ બ્રહ્મજ્ઞાની થઈ શકતા નથી. જો માણસના જીવનનું લક્ષ્ય બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય તો માબાપ પણ સાત્ત્વિક જોઈએ એટલે માત્ર સાત્ત્વિક કુટુંબમાં વિવાહ કરવો જોઈએ. તેમાંથી સાત્ત્વિક બાળકો જન્મે છે. જો ગોટલું ખાટી કેરીનું હોય અને વાવ્યું હોય તો દશ વર્ષની મહેનત પછી તે

આંબામાંથી ખાટી કેરીઓ નીકળે છે, તેથી ખેડૂતો જેમ સારા બી પસંદ કરે છે તેમ માણસની ઓલાદ સુધારવા માટે વિવાહમાં બહુ ધ્યાન રાખવું જોઈએ, પણ હાલના કાળમાં કુટુંબ કેવું છે તેની તપાસ થતી નથી અને છોકરાં છોકરીઓ પોતાને ઠીક પડે ત્યાં પરણી લે છે. તેથી ભાવિ પ્રજા સારી થતી નથી, અને જન્મથી જો બાળકો રજોગુણી અને તમોગુણી થાય તો પાછળથી તેમને આપેલું સારું જ્ઞાન પણ ટકતું નથી. વળી સાત્વિક જ્ઞાન આપવા માટે શિક્ષકો પણ સાત્વિક અને સંયમી જોઇએ. જો શિક્ષક બીડી પીતા હોય તો વિદ્યાર્થીઓ બીડી પીતાં શીખી જાય છે. તેથી શિક્ષકો ઉપર મોટી જવાબદારી રહે છે. હાલના કાળમાં જે વિષય શીખવાનો હોય તે પ્રમાણે શિક્ષકોની પસંદગી કરવામાં આવે છે; એટલે ગણીત શીખવવું હોય તો ગણીતનો પ્રોફેસર જોઇએ અને સાયન્સ શીખવવું હોય તો તે પ્રકારના સાયન્સનો પ્રોફેસર રાખવામાં આવે છે. એવા પ્રોફેસરો સાત્વિક કે સંયમી ન હોય તો વિદ્યાર્થીઓને સાત્વિક જ્ઞાન મળતું નથી. પહેલાના કાળમાં જ્યારે હાઇસ્કૂલો અને કોલેજો નહોતી અને વસ્તી ઓછી હતી ત્યારે વિદ્યાર્થીઓ સાત્વિક બ્રાહ્મણોને ઘેર ભણવા માટે જતા હતા. હવે વસ્તી વધી પડી છે અને વિદ્યાર્થીઓ ઘણેભાગે કમાવા માટે ભણે છે, સંસ્કાર માટે ભણતા નથી. જો સંસ્કાર માટે અભ્યાસ કરવો હોય તો શિક્ષકોની પસંદગી ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. જ્યાં રજોગુણી અભ્યાસ હોય છે ત્યાં વૃત્તિ બહુ ચંચળ રહે છે, ક્ષણમાં સ્વાર્થમાં પ્રીતિ અને અનર્થમાં પ્રવૃત્તિ થાય છે. સીનેમા જોવાનું અને ન્યુસ પેપરો વાંચવાનું મન થા યછે. એવી દશામાં પરમાર્થ પ્રાપ્તિની આશા રહેતી નથી. તમોગુણ અધર્મ તરફ ખેંચે છે, અને સત્ત્વગુણ એ બંન્નેની વચ્ચે સપડાય છે, તેથી બચી શકાતું નથી. તમોગુણી માણસ સભાનો સભ્ય થાય છે તો પણ અસભ્ય રહે છે. જે અદ્વૈત જ્ઞાન સુધી પહોંચી શકતા નથી તેમનું જ્ઞાન દ્વૈત અને ભેદવાળું રહે છે; તેને Disintegrative education કહે છે. હવે

યુરોપ અને અમેરિકામાં integral eduction એટલે અદ્વૈત વિદ્યા વિદ્યાર્થીઓને આપવા માટે પ્રયોગો થાય છે પણ જ્યાં સુધી એવા શિક્ષકો મળે નહિ ત્યાં સુધી એવું શિક્ષણ મળી શકતું નથી. હિંદમાં હજી એવા ઘણા સાધુ સંન્યાસીઓ છે કે જેની પાસેથી જિજ્ઞાસુઓને અદ્વૈત જ્ઞાન મળી શકે છે. જેના હૃદયમાં ઘણા વિકલ્પ ઊઠે છે તે અદ્વૈતનો નિશ્ચય કરી શકતા નથી. વળી અદ્વૈત જ્ઞાન મેળવવા માટે જન સમુદાયથી અલગ રહેવાની પણ ટેવ પાડવી જોઇએ તેથી હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે:—

वनं तु सात्त्विको वासो ग्रामो राजस उच्यते ।
तामसं द्यूत सदनं मन्निकेतं तु निर्गुणम् ॥

૧૧–૨૫–૨૫

અર્થ:—વનમાં રહેવું એ સાત્વિક નિવાસ છે, ગામમાં રહેવું એ રાજસ કહેવાય છે, અને શેર બજારમાં જઇને જુગાર ખેલવો એ તામસ વાસ છે. મારા સ્વરૂપમાં રહેવું અથવા મારા મંદિરોમાં રહેવું એ નિર્ગુણ વાસ છે.

હાલના કાળમાં શેર બજારના ધંધા વધી પડેલા છે. એકાંતમાં કોઇ આશ્રમમાં અભ્યાસ કરવાથી સાત્વિક વૃત્તિ ઉત્પન્ન થાય છે. વેપાર, રાજ્ય, વ્યવહાર, દરબાર, કાઉન્સિલો અને કુટુંબોમાં જેને ઘણી પ્રીતિ છે તેઓ રજોગુણી થાય છે. તેથી સાત્વિક થવું હોય તો તેવા માણસો જ્યાં એકાન્તમાં રહેતા હોય ત્યાં રહેવું જોઇએ.

હવે ભગવાન કહે છે કે "અનાસકત થઇ કર્મ કરવાવાળા સાત્વિક છે, રાગયુકત થઇને જે કર્મ કરે છે તે રાજસ છે, આગળ પાછળનો વિચાર કર્યા વગર જે કર્મ કરે છે તે તામસિક છે અને અહંકાર વગર મારા આશ્રિત થઇને જે કર્મમાં પ્રવૃત્ત થાય તે નિર્ગુણ છે. (૧૧–૨૫–૨૬) આત્મજ્ઞાનીની શ્રદ્ધા સાત્વિક છે, કર્મવાળાની શ્રદ્ધા રાજસી છે, જે શ્રદ્ધાથી અધર્મ થાય છે તે તામસી છે, અને મારી સેવા–પૂજાની શ્રદ્ધા નિર્ગુણ છે. પથ્ય, પવિત્ર અને અનાયાસે

જે આહાર પ્રાપ્ત થાય તે સાત્ત્વિક છે, જીભને રૂચિકર હોય તે રાજસ છે અને દુઃખદાયી અને અપવિત્ર આહાર તામસ છે. આત્માનું સુખ સાત્ત્વિક છે, વિષયોથી જે સુખ મળે છે તે રાજસ છે, અને મોહ અને દીનતાથી જે સુખ પ્રાપ્ત થાય તે તામસ છે અને મારાથી જે સુખ મળે તે નિર્ગુણ છે. (૧૧–૨૫–૨૯) સુખ વગેરેની આવી વ્યાખ્યા ગીતામાં પણ આપવામાં આવેલ છે. ત્યાં મારું સુખ નિર્ગુણ છે એવું કહેલ નથી, પણ સાત્ત્વિક સુખ એ સાચું સુખ છે એટલું કહેલ છે. વળી ત્યાં સાત્ત્વિક સુખની વ્યાખ્યા કરતા એમ કહેલું છે કે જે મેળવવામાં પહેલાં ઝેર જેવું લાગે અને છેવડે જ્યારે આત્માકાર વૃત્તિ થાય ત્યારે અમૃત જેવું લાગે તેને સાત્ત્વિક સુખ કહે છે. નિર્ગુણ સુખ વસ્તુતંત્ર હોય છે તે સાધ્ય હોતું નથી અને સાત્ત્વિક સુખ પુરુષતંત્ર, સાધ્ય, હોય છે એટલો ફેર અહીં સમજવાનો છે. સાત્ત્વિક શ્રદ્ધા અને નિર્ગુણ શ્રદ્ધા બાબત પણ એ પ્રમાણે સમજી લેવું, અથવા અહીં સાત્ત્વિક વૃત્તિ એ નીતિનું સ્વરૂપ સમજવું અને નિર્ગુણ ભાવ એ ભક્તિનું સ્વરૂપ સમજવું અથવા સાત્ત્વિક સુખ મર્યાદાવાળું છે અને નિર્ગુણ સુખ મર્યાદા વગરનું છે એમ સમજવું.

એજ પ્રમાણે દ્રવ્ય, દેશ, કાળ, જ્ઞાન, કર્મ, કર્તા શ્રદ્ધા, અવસ્થા, ક્રિયા અને નિષ્ઠા વગેરે ત્રિગુણાત્મક છે એમ સમજી લેવું, હે ઉદ્ધવ! પુરુષ અને પ્રકૃતિના અધિષ્ઠાનથી બધા જાગેલા અને સાંભળેલા વિષયો અને બુદ્ધિ દ્વારા જાણેલા વિષયો ત્રિગુણમય છે. પુરુષને આ ત્રણ ગુણવાળું સંસારનું બંધન ગુણ–કર્મથી પ્રાપ્ત થયું છે. જે જીવ આ ચિત્તજન્ય ગુણોને ભક્તિ યોગ દ્વારા જીતી લે છે તે મારામાં નિષ્ઠા કરવાવાળો ભક્ત મારા સ્વરૂપને એટલે મોક્ષને પ્રાપ્ત થઇ જાય છે. (૧૦–૨૫–૩૨) તેથી જ્ઞાન–વિજ્ઞાનના સાધનરૂપ આ માનવ શરીરને પ્રાપ્ત કરીને વિચારવાન પુરુષે ગુણ સંગનો ત્યાગ કરી મારું ભજન કરવું જોઇએ. વિવેકી અને મનનશીલ પુરુષે સત્ત્વ ગુણનું સેવન કરીને કરીને રજ અને તમનો પરાભવ કરીને ઇંદ્રિય સંયમપૂર્વક આસક્તિ

અને પ્રમાદને છોડીને મારું ભજન કરવું જોઇએ; પછી શાંત ચિત્ત-થઇ અને નિરક્ષેપ થઈ યુક્તિપૂર્વક સત્ત્વગુણને પણ જીતવો જોઇએ, પછી ગુણોથી મુક્ત જીવ પોતાના જીવત્વને છોડી મને પ્રાપ્ત થઈ જાય છે. (૧૧-૨૫-૩૫)

અહીં સત્ત્વગુણને પણ છોડવાનું કહ્યું છે તેથી એમ સમજવું કે સાત્ત્વિક વૃત્તિ એ નીતિનું ક્ષેત્ર છે. નીતિ રાખનારમાં પણ અભિમાન આવી જાય છે કે મારા જેવો કોઇ નથી અને મારી માન્યતા પ્રમાણે આખું જગત ચાલે તો જ જગત સુખી થશે. આવી માન્યતા દૂર કરવી એ અઘરું કામ છે, છતાં એવી વૃત્તિ કાઢ્યા વગર આત્મજ્ઞાન થતું નથી. સાત્વિક માણસ એમ નથી સમજતો કે મારે પણ એક મોટી સત્તાની પાસે શરણભાવે ઝુકવાનું છે, તેથી ગુણાતીત થવાનો પ્રયત્ન કરવો જોઇએ. ગુણાતીત માણસના લક્ષણો ગીતાના ૧૪મા અધ્યાયમાં પણ આપેલા છે. જ્યારે અભેદ ભાવ સિદ્ધ થશે ત્યારે સ્વાનંદ મળશે. તેને જ વિજ્ઞાન કહે છે. તે વખતે લિંગ દેહનો લય થશે અને જીવ-બ્રહ્મની એકતા થશે.

હવે છેવટમાં કહે છે કે:

**मयैव ब्रह्मणा पूर्णो न बहिर्नान्तरश्चरेत् ॥**

૧૧-૨૫-૩૬

બ્રહ્મની પ્રાપ્તિથી જીવ પૂર્ણ થઇ જાય છે. પછી કોઈ જાતનો વિષય રહેતો નથી અને પ્રપંચ મિથ્યા લાગે છે. પ્રારબ્ધવશાત્ દેહ રહેશે પણ દેહનું અભિમાન બળી ગયેલું હોવાથી દૃશ્યનાં દર્શનમાં બ્રહ્મ સિવાય કંઇ સ્ફુરશે નહિ. એ જ જીવનમુક્ત સ્થિતિનાં લક્ષણ છે. બહાર દૃશ્યની પ્રતીતિ અને અંદરમાં વિષયની આસક્તિ એ અજ્ઞાનનાં લક્ષણ છે, આવી અવિદ્યાની સ્થિતિ બાધક છે, તેથી અજ્ઞાનની નિવૃત્તિ કરવા માટે હૃદયમાં વિષય ઉપર વૈરાગ્ય લાવવાની જરૂર છે. તેમાં ત્રણ વિઘ્નો છે. તેને પુત્રેષણા, વિત્તેષણા અને લોકૈષણા કહે છે. વિરેષણા અને

લોકેષણા જીતવાની વાત ૨૩મા અધ્યાયમાં ભિક્ષુગીતમાં આપવામાં આવેલ છે. હવે ૨૬મા અધ્યાયમાં સ્ત્રીપુત્રની ઈચ્છા જીતવાની વાત આવશે. કોઈ પણ રીતે ત્રણુ ગુણુવાળી માયાની ગુંચ કાઢવાની છે. તે કામ થઈ શકે તો આત્મશાંતિ જરૂર પ્રગટ થશે.

## પ્રકરણ ૩૩

### સ્ત્રી–પુત્રની ઈચ્છા

ભગવાનના દર્શન માટે અથવા આત્માના સાક્ષાત્કાર માટે નીચે પ્રમાણે ત્રણ વિઘ્નો શાસ્ત્રોમાં બતાવેલ છેઃ–

૧. સ્ત્રી–પુત્રની ઈચ્છા
૨. ધનની ઈચ્છા
૩. કીર્તિની ઈચ્છા

તેમાં ધનની ઈચ્છા કેવી રીતે જીતવી અને કીર્તિની ઈચ્છા કેવી રીતે જીતવી તે બાબત એકાદશ સ્કંધના ૨૩ મા અધ્યાયમાં આવી ગયેલ છે. હવે ૨૬ મા અધ્યાયમાં રાજા પુરુરવાના દ્દષ્ટાંતમાં સ્ત્રી વિષયની ઈચ્છા માણસોને કેવી રીતે નડે છે અને તે જીતવા માટે શું કરવું તે બતાવવામાં આવેલ છે. રાજાઓના દ્રષ્ટાંત શુકદેવજી એટલા માટે આપે છે કે પરિક્ષિત રાજાનો મોક્ષ કરવાનો છે અને સાતમે દિવસે એ કથાનો ભાસ આવે છે કે જેથી પરીક્ષિત રાજાને કોઈ પણ પ્રકારની વાસના મનમાં રહે નહિ.

ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—મારા સ્વરૂપનું જ્ઞાન મેળવવાનું સાધન આ મનુષ્ય શરીર છે. એવું શરીર મેળવીને જે માણસ મારા ભાગવત ધર્મોમાં રહે છે તે પોતાના અંતઃકરણમાં સ્થિત આનંદ સ્વરૂપ મને (પરમાત્માને) પ્રાપ્ત કરી શકે છે જ્ઞાનનિષ્ઠાદ્વારા ગુણમય જીવની અવસ્થાથી મુક્ત થઈ આવો પુરુષ અવાસ્તવ રૂપથી પ્રતીત થતી માયાના ગુણોમાં રહેતા છતાં તેના મિથ્યા ગુણોથી યુક્ત થતો નથી.

( ૧૧-૨૬-૨ ) તેથી વિષય સેવન અને પેટના પાલનમાં મસ્ત રહેવા-વાળા અસત પુરૂષોને સંગ કદાપિ કરવો નહિ. તેનો સંગ કરાવાવાળા પુરૂષ આંધળાની પછવાડે જનાર આંધળાની સમાન ઘોર અંધકારમાં પડે છે. મહાન યશસ્વી, રાજરાજેશ્વરી ઇલાપુત્ર મહારાજ પુરૂરવા ઉર્વ-શીના વિરહમાં મોહિત થઇ ગયો હતો અને પછી શોક પૂરો થતાં પોતાના મનને સમજાવવા લાગ્યો હતો. ઉર્વશીની પછવાડે રાજા પુરૂરવા વ્યાકુળ થઇ ઉન્મત્તની સમાન નગ્નાવસ્થામાં કહેવા લાગ્યો કે "ઊભી રહે" એમ કહી રોતો રોતો દોડવા લાગ્યો (૧૧-૨૬-૫) ઉર્વ-શીમાં આસક્ત ચિત્ત થતાં પુરૂરવાને હલકા ભોગો ભોગવતાં અતૃપ્ત ભાવથી ઘણા વર્ષો સુધી રાત્રિઓ ચાલી ગઈ તો પણ તેનું ભાન રહ્યું નહિ,

પછી વૈરાગ્ય આવતાં પુરૂરવા પોતાના મનને કહેવા લાગ્યો કે "કામથી વિકાર પામેલ મારા ચિત્તના મોહ વિસ્તાર કેવો છે! સ્ત્રીના ગળામાં હાથ રાખી મારી આયુષ્ય કેટલી ચાલી ગઇ, મેં રાત કે દિવસનો વિચાર કર્યો નહિ. તેના મોહમાં પડી સૂર્યનો ઉદય કે અસ્ત જાણ્યો નહિ અને કેટલા દિવસો ચાલ્યા ગયા તેની ખબર પડી નહિ. આ મારો કેવો મોહ છે.

अहो मे आत्मसम्मोहो येनात्मा योषितां कृतः ।
क्रीडामृगश्चक्रवर्ती नरदेव शिखामणिः ॥११-२६-९

અર્થ : હું રાજશિરોમણિ અને ચક્રવર્તી રાજા હોવા છતાં મેં પોતાને એક સ્ત્રીનો ક્રીડામૃગ [ પાળેલ પશુ જેવો ] બનાવી દીધો.

રાજપાટ સહિત પોતાના સ્વામીને તણખલાની સમાન ગણીને ઉર્વશી ચાલી ગઇ અને હું ગાંડાની માફક નાગો અને રોતો તેની પાછળ દોડવા લાગ્યો, ગધેડાની માફક લાત ખાય છતા જે પુરુષ આવી સ્ત્રીની પછવાડે દોડે છે તેનો પ્રભાવ, તેનું તેજ અને તેનું સ્વામીત્વ કેમ ટકી શકે !

ભગવાનની માયા સ્ત્રીરૂપે હાવભાવ અને કટાક્ષથી જગતને મોહિત કરી દીન કરે છે. ભગવાનની કૃપા હોય તો જ જીવને દૃઢ વૈરાગ્ય આવે છે અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. દેહ હોવા છતાં વિષયનું સ્ફુરણ બંધ થવું એ જ ભગવાનની પ્રાપ્તિનું શુદ્ધ લક્ષણ છે. તેમાં ઉપર કહ્યું તેમ સંગમાં ખૂબ ધ્યાન રાખવું જોઈએ અને વિષયોમાં દોષ દૃષ્ટિ ઉત્પન્ન થવી જોઈએ. તેથી ઇંદ્રિયો ઉશ્કેરાય તેવા પુસ્તકો વાંચવા નહિ, સીનેમા વગેરે જોવા નહિ અને એવી વાતો સાંભળવી નહિ. માયાને લઈને જીવને વાસનાત્મક લિંગ દેહ પ્રાપ્ત થયેલ છે. તે સુખ દુઃખ, સ્વર્ગ, નરક વગેરે ભોગવાવે છે. દેહનું અભિમાન સંસારને વધારે છે. દૃઢ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય તો માયા અને તેનું કાર્ય લય પામે છે અને જીવનમુકતની સ્થિતિ પ્રાપ્ત થાય છે. જીવનમુક્ત પુરૂષને પ્રારબ્ધ-વશાત્ દેહ રહે ત્યાં સુધી દેહમાં વર્તવા છતાં દેહમાં અભિમાન આવતું નથી. મુમુક્ષુએ સંગમાં ધ્યાન રાખવું જોઈએ. લુહારની ભઠ્ઠી જેમ બીજાને સહજ તપાવે છે તેમ દુર્જનનો સંગ વિવેકનો ઘાત કરી જ્ઞાનની સ્ફુર્તિને બંધ કરી દે છે. આંધળો આંધળાને દોરી જાય તો બંને ખાડામાં પડે છે.

ઇંગ્લાંડના રાજા આઠમા એડવર્ડની દશા પુરરવા રાજાના જેવી થઈ હતી. તેણે બીજા કોઈ માણસની સ્ત્રીમાં પ્રેમ થવાથી પોતાનું ચક્રવર્તી રાજાપણું ગુમાવ્યું, એ થોડા વર્ષ પહેલાંની જ વાત છે. તેને બીજી ઘણી સ્ત્રીઓ મળતી હતી છતાં તેને તો મીસીસ સીંપસન જોઈતી હતી. કામ-વિકૃતિ આશ્ચર્યકારક છે. ઘણા લોકો કામની પછ-વાડે ગાંડા જેવા થઈ જાય છે. પ્રતાપી રાજાઓ વેશ્યાના ચરણ પકડે છે. પૃથ્વીરાજે સંયુકતાના મોહમાં દુશ્મન ઊભા કરી હિંદનું રાજ્ય ખોયું. ઇન્દોરના રાજાએ પણ એક સ્ત્રીના મોહમાં રાજ્ય ખોયું. દારૂનો મદ એક દિવસમાં ઉતરી જાય છે. તારૂણ્યનો મદ શરીર ક્ષીણ થતાં ઉતરે છે પણ મદ ઉતરવો મુશ્કેલ છે. અગ્નિમાં ઘી નાખતાં જેમ તેની જ્વાળા વધે છે તેમ વિષયભોગથી વિષયવૃત્તિ વધતી

જાય છે. એ બાબતમાં બે દૃષ્ટાંત નવમા સ્કંધમાં યયાતિ રાજાની કથામાં અને સૌભરિ મુનીની કથામાં આપવામાં આવેલ છે. સ્ત્રી પ્રમાદ કરાવે છે તેથી તેને પ્રમદા કહે છે. સ્ત્રીઓએ શંકરને અને બ્રહ્માને પણ ભૂલમાં નાખેલ છે તો સામાન્ય માણસો કે જે રોજ સીનેમા જોવા જાય છે તેમની શી ગતિ! એકાદશ સ્કંધના ૧૩મા અધ્યાયમાં કહેલ કે કુતરો, બકરો અને ગધેડો વિષય સેવન વખતે દુ:ખી થાય છે તોપણ વિષય ભોગવે છે, તેમ ઘણા માણસો વિષય સેવનથી દુ:ખી થાય છે તોપણ વિષયો ભોગવે છે. છતાં હિંમત રાખીને કોઈ પણ પ્રકારે વિષયોને જીતવા જોઈએ. મહાભારતની લડાઇ વખતે ભિષ્મ પિતામહ કૌરવોના સેનાપતિ હતા અને બ્રહ્મચારી હતા, તેથી દુર્યોધને બધાને કહેલું હતું કે ભીષ્મની રક્ષા કરજો. જો બ્રહ્મચર્ય નહિ ટકે તો આ સંસારરૂપી મહાભારતનું યુદ્ધ જીતી શકાશે નહિ. હિંદુસ્થાનમાં લાખો વિધવાઓ બ્રહ્મચર્ય પાળે છે, તેનું દૃષ્ટાંત લેવું જોઈએ. લાખો સાધુઓ પણ બ્રહ્મચર્ય પાળે છે. એ હિન્દુસ્થાનમાં સારી સંસ્થાઓ છે. એક વાર કોઈ વેશ્યા કબીર સાહેબને મોહ કરવા આવી અને આંખના કટાક્ષ તેની સામે કરવા લાગી ત્યારે કબીર સાહેબે કહ્યું કે:—

ઠગની નયના ક્યા ઠમકાવે, તેરે હાથ કબીરા નહિ આવે"

જેણે લોક સેવાનું કામ કરવું હોય તેને માટે પણ બ્રહ્મચર્યની ખાસ જરૂર છે. મ. ગાંધીજી સત્યાગ્રહ વખતે કહેતા કે જો તે વખતે મારી સ્ત્રી સભૌવસ્થામાં હોત તો હું નિશ્ચિંતપણે સત્યાગ્રહ કરી શકત નહિ. નિશાળોમાં અને કોલેજોમાં શિક્ષકો પણ સંયમી જોઈએ. જો શિક્ષકો સંયમ વગરના હોય તો વિદ્યાર્થીઓને સંયમ શીખવી શકે નહિ. માબાપ સંયમવાળા હોય તો તેમની પ્રજા સંયમ પાળી શકે છે. જો કોઈ માણસ પર-સ્ત્રી સંગ કરતો હોય તો તેની પ્રજા પણ એવું વર્તન કરે છે. બ્રહ્મચર્યનું રક્ષણ એ હિંદુ સંસ્કૃતિમાં ખાસ ઉપયોગી છે.

હવે પુરૂરવા રાજા પોતાના મનને કહે છે કે:—

किं विद्यया किं तपसा किं त्यागेन श्रुतेन वा ।
किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम् ॥
११-२६-१२

અર્થ:-જેનું મન સ્રીથી હરાઇ ગયું હોય, તેનામાં વિદ્યા હોય, તપ હોય, દાન વૃત્તિ કે શાસ્રાભ્યાસ હોય, એકાન્ત સેવન કે મૌન હોય તોપણ તે બધું નકામું છે.

ઘણા વર્ષો સુધી ઉર્વશીના ભોગથી તૃપ્તિ થઇ નહીં તો આવા ચિત્તનો ભગવાન સિવાય કોણ ઉદ્ધાર કરી શકે. ઉર્વશીએ રાજાને ઘણા શિખામણનાં વચન કહ્યાં હતાં તોપણ તેનું અજીતેન્દ્રિય મન સમજ્યું નહિ.

किमेतया नोऽपकृतं रज्ज्वा वा सर्पचेतसः ॥
रज्जुस्वरूपाविदुषो योऽहं यदजितेन्द्रियः ॥
११-२६-१७

અર્થ:-રજ્જુના સ્વરૂપને ન જાણવાવાળા અને તેને સર્પ માનવાવાળા પુરુષને જેમ રજ્જુ કોઈ લાભ આપતી નથી તેમ જો મેં ઇંદ્રિયોને જીતી નથી તો તેમાં ઉર્વશીએ શો અપરાધ કર્યો છે ? ( એ તો મારો જ દોષ છે. )

क्वायं मलीमसः कायो दौर्गन्ध्याद्यात्मकोऽशुचिः
क्व गुणाः सौमनस्याद्या ह्यध्यासोऽविद्यया कृतः ॥
११-२६-१८

અર્થ:- ક્યાં આ અતિ મલિન અને દુર્ગન્ધયુકત સ્રીનું શરીર અને ક્યાં આત્માના સૌહાર્દ-પ્રેમ વગેરે દિવ્ય ગુણ ! અવિદ્યાથી જીવને શરીરમાં અધ્યાસ થઇ રહેલ છે.

ભોગને અંતે વૈરાગ્ય આવતો નથી, ઉલટી ઇચ્છા વધતી જાય છે, શરીરમાં પરમાણું બગડતા જાય છે અને તેથી ફરીથી એવો જ ભોગ માગે છે. કામી પુરુષ વિષય છોડે પણ વાસના જતી નથી. કુકકરને વિષ્ટામાં પ્રીતિ હોય છે તેમ કામમાં આસકત માણસને કામિની

તું રૂપ રમણીય લાગે છે. વિવેકી માણસને તે રૂપ દુઃખ અને નરકની પ્રાપ્તિનું કારણ મનાય છે. દેહમાં અભ્યાસ થાય ત્યારે પુરૂષ કે સ્ત્રીની બુદ્ધિ થાય છે. સ્ત્રી પુરૂષનો આત્મા એક છે, અવિદ્યા ભેદ કરાવે છે. સ્ત્રીમાં સુખ હોય તો પુરૂષને સ્ત્રીના સંબંધ વગર મળવું જોઇએ. સંબંધમાં સુખ હોય તો તે એક પ્રકારની દેહાધ્યાસવાળી માયા છે.

હવે શરીરનો વિચાર કરીએ તો શું આ શરીર માતપિતાનું જન છે, અથવા સ્ત્રીનું છે કે શેઠનું છે, અગ્નિનું છે કે કુતરાનું છે કે ગીધનું છે. તે આપણું છે કે બંધુઓનુ છે? આ પ્રમાણે કોઈ વિષયમાં નિશ્ચય થઇ શકતો નથી, કારણ કે, એ બધા આ શરીરનો ઉપયોગ કરી શકે છે. એવા અપવિત્ર અને અંતમાં નાશ પામનાર સ્ત્રીના શરીર માટે કવિઓ કેવું વર્ણન આપીને માણસોને મુગ્ધ કરે છે! ચામડી, માંસ, રૂધીર, નસ, મેદ, મજ્જા અને હાડકાંઓના સમુહરૂપ આ દેહમાં આસક્ત પુરુષો અને અપવિત્ર મળ-મૂત્રમાં સુખ માનનાર કીડાઓમાં શું અંતર છે? તેથી પોતાનું કલ્યાણ ચાહવાવાળા વિવેકી પુરુષોએ સ્ત્રી અને સ્ત્રી લંપટોમાં કદાપિ આસક્ત થવું નહિ, કારણ કે વિષય અને ઇંદ્રિયોના સંયોગથી મનમાં વિકાર ઉત્પન્ન થાય છે બીજા કોઈ કારણથી થતો નથી. (૧૧-૨૬-૨૨)

તેથી સ્ત્રીઓને જોવી તો ચામડી વગરની જોવી. સ્ત્રીઓએ પુરુષોને જોવા તો ચામડી વગરના જોવા. ખોરાક સાત્વિક લેવો, હોટલનો ખોરાક ખાવો નહિ. સ્ત્રીઓ સાથે વાતચીત કરવાનો પ્રસંગ આવે તો તેમની સામે તાકીને જોવું નહિ અથવા પગ સામું જોવું. રોજ ઇશ્વરની પ્રાર્થના કરવી કે તે આપણા પ્રાણને શુદ્ધ રાખે. જ્યારે જ્યારે વાસના સ્ફુરે ત્યારે જપ કરવો. પોતાને જાણે કે કાલે ફાંસી મળવાની છે એમ માની મનમાં વૈરાગ્ય ઉત્પન્ન કરવો. પોતે કામ વાસના જીતી શકે તેમ નથી એવી નબળી ભાવના કદાપિ મનમાં ઉત્પન્ન થવા દેવી નહિ. બધા દેહ અમંગળ છે તેમાં પણ સ્ત્રીનો દેહ અપવિત્ર છે. પહેલાં

જોનારને પોતાના દેહમાં અધ્યાસ થાય છે. પછી પોતાના શરીરનું સુખ એ આત્માનું સુખ લાગે છે અને એ શરીરને સુખ દેવા માટે બીજા શરીરની જરૂર પડે છે. ખરી રીતે કુતરી અને ગધેડી પણ સ્ત્રી છે છતાં માણસની સ્ત્રીનું શરીર જોઈને વિકાર થાય છે! તેનું કારણ માણસના શરીરનો અધ્યાસ છે. મૃગને પકડવા જેમ પારધી વીણા વગાડી જાળ પાથરે છે તેમ અમંગળ દેહને વસ્ત્ર કે શણગારના અલંકાર પહેરાવી મનુષ્ય તેમાં બંધાઈ જાય છે. સ્ત્રીનું શરીર સુંદર હોત તો તે વસ્ત્ર વગર શોભા આપત. પરંતુ તે અતિશય અમંગળ હોવાથી ઉઘાડું રાખી શકાતું નથી. ઠગ બ્રાહ્મણનો વેશ લઇ બીજાને ઠગે છે તેમ સ્ત્રી અનેક પ્રકારના શણગાર સજી પુરુષ પાસે દાસત્વ કરાવી તેને વશ કરી લે છે. તેથી મોટી ઉંમરે ઘણા પુરુષો સ્ત્રીના જેવા બની જાય છે. બળબળતો અંગારો હાથમાં પકડવા જેવી સ્ત્રીની સંગતિ છે. એકવાર ખોટા સંગથી શરીરના પરમાણું જો વિષયવૃત્તિવાળા થઇ જશે તો તે વારંવાર તેવો જ ભોગ માગ્યા કરશે અને સ્વપ્નમાં પણ અનર્થમાં નાખશે,

अदृष्टादश्रुताद्भावान्न भाव उपजायते ।
असम्प्रयुञ्जतः प्राणाञ्छाम्यति स्तिमितं मनः ॥
११–२६–२३

અર્થ: જેને વિષય કદાપિ જોયો ન હોય કે સાંભળ્યો ન હોય તેના ચિત્તમાં તેની વાસના પણ ઊઠતી નથી, તેથી ઇંદ્રિયોના વિષયોના સંયોગ ન થવા દેનારનું ચિત્ત શિથિલ થઇને શાંત અને સ્થિર થઇ જાય છે.

જે વિષય પૂર્વે ભોગવ્યા હોય છે તેનું સ્મરણ એકાંતમાં પણ ચિત્તમાં ક્ષોભ કરે છે. વિષયની સ્ફુર્તિ મનમાં ભ્રમ પાડી કર્મ–અકર્મનો વિવેક ભૂલાવે છે. મનમાં ઊપજેલી કામના બાહ્ય ઇંદ્રિયોના સંયમથી આપોઆપ શમે છે. કર્મેન્દ્રિય ઉપર વૈરાગ્ય રૂપ ચોકીદાર રહે તો મનમાં ઉત્પન્ન થયેલ વિકાર પોતાની મેળે જ શાંત થાય છે. તેથી જેનાથી અનર્થમાં પડવાનો સંભવ હોય તેની સંગતિનો તરત ત્યાગ કરવો.

तस्मात्सङ्गो न कर्तव्यः स्त्रीषु स्त्रैणेषु चेन्द्रियैः ।
विदुषां चाप्यविश्रब्धः षड्वर्गः किमु मादृशाम् ॥ ११-२६-२४

અર્થ: સ્ત્રી અને સ્ત્રીમાં આસક્ત પુરૂષનો સંગ અનર્થમાં જોડે છે, મનમાં ક્ષોભ થાય તો પણ ઈંદ્રિયોને તો વશ જ રાખવી.

વિદ્વાન પુરૂષોએ પણ મન અને ઇંદ્રિયોનો વિશ્વાસ કરવો જોઈએ નહિ. તો મારા જેવા કામાન્ધ અને અજ્ઞાનીની તો વાતજ ક્યાં રહે !

આ પ્રમાણે રાજા પુરૂરવા પોતાના મનને બોધ આપી શાંત થયો.

કોઇ જગ્યાએ ચકલો–ચકલી કે પારેવા કે એવા કોઇ પ્રાણી એવી ક્રિયા કરતાં હોય તો તેમની સામે જોવું નહિ. જેઓ બ્રહ્મચર્ય પાળતા હોય એવા શુક સનકાદિનું ધ્યાન કરવું. સુવાના ઓરડા જુદા રાખવા અથવા સુવાના ઓરડામાં બ્રહ્મચારી સાધુઓના ચિત્રો રાખવા, પોતાની સ્ત્રી સાથે એકાન્ત મળે ત્યારે કોઇ સારૂં સાત્વિક પુસ્તક સાથે મળીને વાંચવું. ગૃહસ્થીઓએ શ્રી રામકૃષ્ણ પરમહંસનું દૃષ્ટાંત વારંવાર પોતાની નજર આગળ રાખવું. તે પરણેલા હતા છતાં પોતાની સ્ત્રીને મા માનીને તેમણે આખી જિંદગી બ્રહ્મચર્યમાં ગાળી હતી. એવા ગૃહસ્થ બ્રહ્મચારીના શિષ્યો સ્વામી વિવેકાનંદ વગેરે સંન્યાસી હતા, નીતિમાં રહેવું હોય તો પર સ્ત્રી સાથે સંબંધ ન ચાલે પણ ભક્તિ કરવી હોય તો પોતાની સ્ત્રીને પણ મા અથવા બ્હેન માનવી જોઇએ. વિષય સંગથી દેહનું અભિમાન વધે છે અને તે આત્મજ્ઞાનમાં મોટું વિઘ્ન છે. ભેદભાવમાં રહેલા આવા સંસારી માણસોના સંગથી કોઇને લાભ થતો નથી. લગભગ બધા સાધકોને મુખ્ય મુશ્કેલી પ્રાણમય કોશમાંથી આવે છે, તેમાં રહેલી વાસના સાપેક્ષ છે કારણ કે પુરૂષાર્થથી તે વશ કરી શકાય છે. તેથી પોતાના કરતાં મોટી સત્તાનો આશ્રય લેવો અને પ્રભુની પ્રાર્થના કરવી. બીજા ઉપાય ભગવાન ઉદ્ધવજીને નીચે પ્રમાણે બતાવે છે:

ततो दुःसङ्गमुत्सृज्य सत्सु सज्जेत बुद्धिमान् ।
सन्त एतस्य छिन्दन्ति मनोव्यासङ्गमुक्तिभिः ॥ ११-२६-२६

અર્થ–માટે બુદ્ધિમાન પુરુષે કુસંગ છોડી સત્પુરુષોમાં અનુરાગ વધારવો. સંત પુરુષો પોતાના ઉપદેશથી મનની વિષયાસકિતને છિન્નભિન્ન કરી દેશે. સંતજન સદા નિષ્કામ હોય છે, મારામાં ચિત્ત લગાવવાવાળા હોય છે, અત્યન્ત શાન્ત, સમદર્શી, મમતા–શુન્ય, અહંકાર રહીત, દ્વંદ્વ રહીત અને અકિંચન હોય છે.

હે ઉદ્ધવજી, સન્તજનોમાં પરસ્પર મારી કથાઓ નિત્ય થયા કરે છે, તે કથા માણસોને માટે હિતકર છે અને સંપૂર્ણ પાપોને નષ્ટ કરી દે છે.

પોતાનું હૃદય કામમાં આસકત થાય એજ મુખ્ય કુસંગ છે. ભાવથી સંતનો સંગ કરવાથી અંતરનો કુસંગ ટળે છે, સત્સંગ સિવાયના સાધન બંધનકર્તા છે તેથી બુદ્ધિવાળા માણસે અવસ્ય સંતની સંગતિ કરવી. બ્રહ્મચારીનો સંગ કરવાથી બ્રહ્મચર્ય પાળવાની શકિત આવે છે. હવે ભગવાન સંત પુરુષોનો મહિમા કહી સંભળાવે છે:—

सन्तोऽनपेक्षा मच्चित्ताः प्रशान्ताः समदर्शिनः ।
निर्ममा निरहंकारा निर्द्वन्द्वा निष्परिग्रहाः ॥

૧૧–૨૬–૨૭

અર્થ:—સંતજન સદા નિષ્કામ હોય છે, મારામાં ચિત્ત લગાવવાવાળા, અત્યંત શાંત. સમદર્શી, મમતા–શૂન્ય, અહંકારરહિત, દ્વન્દ્વહીન અને અકિંચન હોય છે. સંત તો મારી જ કથા કરે છે. જે લોકો મારામાં ચિત્ત લગાવી શ્રદ્ધા અને આદરસહિત એ કથાઓ સાંભળે છે કહે છે અને અનુમોદન આપે છે તેને મારામાં અનન્ય ભકિત પ્રાપ્ત થાય છે. (૧૧–૨૬–૨૯).

સંતોને અપકાર કરનાર પર પણ દ્વેષ આવતો નથી, ઠગીને કોઇ સર્વસ્વ લઈ જાય છતાં સંતના ચિત્તમાં ક્ષોભ થતો નથી. જગતની વિષયતામાં સંતને સમભાવ રહે છે. તેને સર્વ ભૂતપ્રાણી માત્રમાં ભગવદ્‌ભાવ આવે છે. હું અને મારું એ દુઃખના કારણ છે, તેને ટાળવા જોઇએ. જયારે અહંતા કે મમત્વ રહેતા નથી ત્યારે બ્રહ્મજ્ઞાન

પ્રાપ્ત થાય છે. સંતજન દેહના દ્રષ્ટા થઈને રહે છે. દેહને સન્માન મળે તેથી હર્ષિત થતા નથી અને દેહને નરકમાં નાખે તેથી તેને ખેદ થતો નથી. તેઓ સ્વજન, સ્ત્રી, પુત્ર વગેરેને સ્વપ્નાની માફક માને છે.

સત્સંગ ઇંદ્રિપદથી પણ અધિક છે. મહાન ભાગ્ય હોય તોજ તે પ્રાપ્ત થાય છે. ભગવાનના ભજનમાં ભક્તાને બંધન શું તે સમજાતું નથી, કારણ કે બંધ વિના મુક્તિની પણ તેમને ઇચ્છા થતી નથી. જેમ અગ્નિનો આશ્રય લેવાવાળા પુરુષને શીત, ભય કે અંધકાર લાગતા નથી તેમ સાધુ પુરુષોનું સેવન કરવાથી પાપ, સંસાર-ભય અને અજ્ઞાન વગેરે કોઇ રહેતા નથી. આ સંસાર સાગરમાં જન્મ મરણના ચકરમાંથી નીકળવા માટે બ્રહ્મવેત્તા અને શાન્તચિતવાળા સાધુઓ પરમ આલંબન છે. જેમ અન્ન દેહધારીઓનું જીવન છે, હું દીન દુખીઓનો મિત્ર છું તથા પરલોકમાં જેમ ધર્મ મનુષ્યનું ધન છે તે પ્રમાણે સંસારથી ભયભીત થયેલા પુરુષોને માટે સંત જન એ જ પરમ આશ્રય છે.

सन्तो दिशन्ति चक्षूंषि बहिरर्कः समुत्थितः ।
देवता बान्धवाः सन्तः सन्त आत्माहमेव च ॥

११-२६-३४

અર્થ:—આકાશમાં ઉદય પામેલા સૂર્ય માણસને બહારના નેત્ર આપે છે પણ સંતજન તેને જ્ઞાનરૂપી આંતરિક નેત્ર આપે છે. સન્તજન દેવતા અને બન્ધુરૂપ છે તથા એ બધાના આત્મા અને સાક્ષાત મારું સ્વરૂપ છે. સાધુઓ જહનું જડપણું ટાળે છે, કર્મહીના કર્મ છોડાવે છે અને ડૂબતાને ટાળે છે. સત્સંગ રૂપી હોડી કદાપિ જૂની થતી નથી અને મોટા વમળમાં પણ ડૂબતી નથી. સત્સંગ રૂપી સૂર્ય અવિદ્યારૂપી અંધારાનો અને ભવના ભયનો નાશ કરે છે, અને પછી જીવમાં ચિત્પ્રકાશ થાય છે.

આંહી છેવટે ભગવાન કહે છે કે सन्त आत्माहमेव च એટલે સંત જ આત્મા છે અને સાક્ષાત મારું સ્વરૂપ છે. તેથી સત્સંગમાં સચ્ચિદાનંદનો સંગ થાય છે. સન્તોમાં પણ બે કોટી હોય છે. જેઓ અવધુત કોટીના હોય છે તેઓ મઠ, પૈસો કે શિષ્યો રાખતા નથી અને જ્ઞાનનો પ્રચાર બહુ કરતા નથી. તેમની પાસેથી વૈરાગ્યની બાબત ઠીક જાણવા મળે છે. બીજા કેટલાક આચાર્ય કોટીના સન્ત હોય છે તેઓ આશ્રમ રાખે છે, શિષ્યો રાખે છે અને તેમને જ્ઞાનના પ્રચાર માટે કેળવે છે, તેથી તેઓ પૈસા પણ રાખે છે, છતાં એ પૈસો લોકના કલ્યાણ માટે વપરાય છે કારણ કે સંન્યાસીઓને સ્ત્રી કે છોકરાં હોતાં નથી. આખું જગત તેમનું કુટુંબ બની જાય છે. એવા આચાર્ય કોટીના સંતો પાસેથી જ્ઞાન સારું મળે છે, અનેક પ્રશ્નોના ખુલાસા થઈ શકે છે પણ અવધૂત કોટીના સન્ત કરતાં આચાર્ય કોટીના સન્તોમાં બહારનો વૈરાગ્ય ઓછો જણાય છે, છતાં જ્ઞાનના પ્રચારની દૃષ્ટિથી જોઇએ તો તેઓ જ્ઞાનનો સારો પ્રચાર કરે છે.

આ પ્રમાણે રાજા પુરૂરવા અનાસકત અને આત્મારામ થઈને પૃથિવી ઉપર વિચરવા લાગ્યો. (૧૧–૨૬–૩૫)

---

## પ્રકરણ ૩૪

### મૂર્તિપૂજા

હવે એકાદશ સ્કંધનો છેવટનો ભાગ આવે છે. તેથી ભગવાન ઉદ્ધવજીને અધ્યાય ૨૭ માં ક્રિયાયોગ અથવા મૂર્તિપૂજાનું રહસ્ય સમજાવે છે, અધ્યાય ૨૮ માં પરમાર્થ નિરુપણ અથવા જ્ઞાનયોગ કહેશે અને જેને જ્ઞાનયોગ ન ફાવે તેમને માટે અધ્યાય ૨૯ મા ભક્તિયોગનું રહસ્ય કહેશે. ૨૬ મા અધ્યાયમાં ઉદ્ધવજી ભગવાનને પૂછે છે કે હે પ્રભુ ભક્તજન આપના જે વિગ્રહમાં જે પ્રકારે આપની ઉપાસના કરે છે તે

આપની આરાધનરૂપ ક્રિયાયોગ મને કહો; નારદજી, વ્યાસજી તથા બૃહસ્પતિ વગેરે મુનિગણ આપના એ ક્રિયાયોગને મનુષ્યના પરમ કલ્યાણનું સાધન બતાવે છે. આપના મુખથી નીકળેલા ક્રિયાયોગ પહેલાં બ્રહ્માજીએ પોતાના પુત્ર ભૃગુ વગેરેને સમજાવ્યો હતો અને ભગવાન શંકરે પાર્વતીજીને સંભળાવ્યો હતો. વળી આવો ક્રિયાયોગ બધા વર્ણ અને બધા આશ્રમવાળા માને છે અને સ્ત્રી, શુદ્રોને માટે પણ પરમ કલ્યાણકારી છે. કર્મ બંધનમાંથી છોડાવનાર આવો પરમ ધર્મ આપ મને સમજાવો. ( ૧૧–૨૭–૫ ).

શ્રીભગવાન—હે ઉદ્ધવ! આવા અનન્તરપાર કર્મકાંડનો કોઇ અન્ત નથી તેથી હું સંક્ષેપમાં તને તે સમજાવું છું. મારી પૂજા માટે ત્રણ વિધિ છે. વૈદિક તાન્ત્રિક અને મિશ્ર, એ ત્રણેમાં જે જેને ભાવે તેનાથી તે મારી ઉપાસના કરી શકે છે. શાસ્ત્રોક્ત વિધિથી સમય પ્રમાણે યજ્ઞોપવિત સંસ્કાર દ્વારા દ્વિજત્વ પ્રાપ્ત કરી પુરુષોએ જે પ્રમાણે મારી પૂજા કરવી જોઇએ તે તમે મારી પાસેથી સાંભળો. ઉપાસકે નિષ્કપટ ભાવથી પ્રતિમા, યજ્ઞભૂમિ, અગ્નિ, સૂર્ય, જળ, હૃદય, અથવા બ્રાહ્મણમાં ભક્તિપૂર્વક યથોચિત સામગ્રીથી પોતાના ગુરૂરૂપ મારી પૂજા કરવી. ( ૧૧–૨૭–૯ ).

જેઓમાં દશ્યાનુરકિત હોય અને કાંઇક ક્રિયા કરવાની ઇચ્છા હોય તેમને માટે મૂર્તિ પૂજા એ સારું સાધન છે. મૂર્તિમાં જે દેવની ભાવના હોય તેની ઉપાસના થાય છે. મૂર્તિમાં જડપણું અધ્યસ્ત છે. તે પૂજા કરવાથી નીકળી જાય છે, તે વખતે તેમાં ચેતનનો અનુભવ થાય છે,

દરેક જડ વસ્તુમાં પણ તેજ રહેલું હોય છે તે બાબત હવે સાયન્સથી પણ સિદ્ધ થયેલ છે પત્થરમાં, ધાતુમાં અથવા જળમાં જે જે અણુ ( એટમ ) રહેલ હોય છે, તે દરેક અણુની અંદર અનેક પરમાણું રહેલા હોય છે. તેને અગ્રેજી ભાષામાં ઇલેક્ટ્રોન કહે છે. તે ઇલેક્ટ્રોન વીજળીની માફક નજરે જોઇ શકાતા નથી, પણ તેમાં વીજળીની માફક

ઘણી શકિત રહેલી હોય છે. તેથી જડ વસ્તુમાંથી ઘણી શકિત મેળવી શકાય છે. તેવી રીતે પ્રો. આઇન્સ્ટાઇને જે ગણીતથી શોધી કાઢી છે તેને $E=MC_2$ કહે છે; એટલે જ્યારે કોઇ જડ પદાર્થને તેજની ગતિથી ચલાવવામાં આવે છે ત્યારે તેમાંથી energy એટલે શકિત ઉત્પન્ન થાય છે, એ કારણને લઇને દરેક મૂર્તિપૂજામાં દીવાની જરૂર પડે છે. તેમાં પણ ઘીનો દીવો એ વધારે ઉપયોગમાં થાય છે, તે દીવાની અસર મૂર્તિના ઉપર થાય છે, તે ઉપરાંત આરતી અથવા ઘંટાના અવાજની પણ જરૂર છે. તેનાથી મૂર્તિના પરમાણું છૂટા પડે છે અને દીવાથી તે તેજોમય થાય છે. તંત્ર માર્ગ એ શકિતની સાધનાનો માર્ગ છે. તે ધાર્મિક રીતે જીવની શકિત કેળવવાનો અને મૂર્તિનું ચૈતન્ય પ્રગટ કરવાનો માર્ગ છે. તેમાં નાદ ( Vibration ) બિંદુ ( એટમ ) અને કલા ( વિકાસ ) એમ ત્રણ ભાગ પાડવામાં આવેલ છે. નાદમાંથી એટમની અંદરના પરમાણુની શકિત બંધાય છે. તે શકિતને બિંદુ કહે છે. તેજથી પણ બિંદુ બંધાય છે. એવા રીતે તેજસ્વી એટમ-બોમ્બ બનાવવામાં આવ્યો હતો અને બીજા વિશ્વયુદ્ધમાં વાપરવામાં આવ્યો હતો. તેજમાં ઘણી શકિત છે, તેનાથી સીનેમા ચાલે છે, રેડિયો ચાલે છે, ટ્રેનો ચાલે છે અને વીજળીની બત્તીઓ થાય છે. પ્રાણને પણ તેજ સાથે સંબંધ છે. મરતી વખતે માણસનો પ્રાણ તેજથી લય પામે છે એમ ઉપનિષદમાં કહેલું છે. દ્યુતિ અથવા દેવલોક એ પણ તેજમાં બનેલ છે. બ્રહ્માનો લોક પણ તેજનો બનેલો છે. મૂર્તિપૂજામાં પહેલાં પ્રાણ પ્રતિષ્ઠા કરાવીને તેને તેજસ્વી radio-active બનાવવી પડે છે. શ્રી શંકરના બાર લિંગને જ્યોતિ-લિંગ કહે છે તંત્રની વિધિ પ્રમાણે બરાબર પૂજા થાય તો પહેલાં તેમાં સૂર્યના જેવું તેજ દેખાય છે, પછી ચંદ્રના જેવું અને પછી અગ્નિના જેવું તેજ જણાય છે. તે પછી જેવું સ્વરૂપ જેવું હોય તેવું દેખાય છે. જ્યારે શ્રી કૃષ્ણ ભગવાનનો અવતાર થયો ત્યારે તેમણે પહેલાં વસુદેવજીના અંતઃકરણમાં પ્રવેશ કર્યો હતો. તે વખતે

વસુદેવજી સૂર્ય જેવા દેખાતા હતા તે પછી વસુદેવજીએ દેવકી જીના સામું જોયું એટલે એ તેજ દેવકીના મનની અંદર પ્રવેશ કર્યો, તે વખતે દેવકીજી ચંદ્ર જેવા દેખાયા હતા. એમાં તાંત્રિક વિધિનું અનુસંધાન જણાઇ આવે છે.

પથ્થરમાં અને ધાતુ વગેરેમાં પણ પ્રાણ હોય છે, સામાન્ય રીતે પ્રાણ નીચેની ગતિએ તેમાં વહે છે પણ જ્યારે તેની મૂર્તિ બનાવી તેની પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવે છે ત્યારે તે પ્રાણની ઉર્ધ્વગતિ થાય થાય છે અને તેમાં નવા પ્રકારનું તેજ બંધાય છે.

માણસના પ્રાણ પણ જ્યારે શુદ્ધ થાય છે અને તેનામાં નવા પ્રકારની શક્તિ આવે છે ત્યારે તે તેજસ્વી કહેવાય છે, પૂજા વખતે મંત્રનો જપ કરવાની પણ વિધિ છે, નામને રૂપ સાથે સંબંધ છે, શબ્દમાં અચિન્ત્ય શક્તિ છે તેથી જે પ્રકારનો જપ હોય છે તે પ્રકારનું રૂપ મૂર્તિના તેજમાં બંધાવા લાગે છે પણ તેમાં બધો આધાર પૂજા કરનારની શુદ્ધિ ઉપર અને મૂર્તિપૂજાનાં વિધિની શુદ્ધિ ઉપર છે, તેથી હવે તે વિધિ ભગવાન ઉદ્ધવજીને સમજાવે છેઃ—

પહેલાં દાતણ કરી શરીર શુદ્ધિને માટે વૈદિક અને તાન્ત્રિક મન્ત્રોનું ઉચ્ચારણ કરી માટીથી સ્નાન કરવું, પછી મારી મૂર્તિની પૂજા કરવી. મારી મૂર્તિ આઠ પ્રકારની હોય છે, પથ્થરની, લાકડાની, ધાતુની, ચંદનાદિ લેપની ચિત્રવાળી, રેતી અથવા માટીની, મનોમય અને મણિમય. તેમાં પણ બે પ્રકાર છે. ચલ પ્રતિમા કે જે ફેરવી શકાય અને અચલ પ્રતિમા કે જે ફેરવી ન શકાય. સ્થિર પ્રતિમામાં આવાહન અને વિસર્જન કરે અથવા ન કરે પણ માટીની પ્રતિમામાં માત્ર માર્જન કરવું જોઇએ, લેપવાળી અને ચિત્ર વાળી પ્રતિમામાં માત્ર માર્જન કરવું, બાકીની બીજી બધીને સ્નાન કરાવવું. પછી પૂજા માટે જે સામગ્રી મળે તેનાથી નિષ્કપટ ભાવે અને શ્રદ્ધા સહિત મારી પ્રતિમાની પૂજા કરવી અને પોતાના હૃદયમાં પૂજા કરવી હોય ત્યારે મનોમય સામગ્રીથી માનસિક ઉપાસના કરવી. સ્નાન અને વસ્ત્રાલંકાર ધાતુ અથવા પથ્થરની પ્રતિમાના પૂજનમાં ઉપયોગી છે. માટીની પ્રતિમામાં

મંત્ર દ્વારા અંગ અને પ્રધાન દેવોની પ્રતિષ્ટા કરવી જોઇએ અને અગ્નિમાં ઘીથી ભીજવેલી સમિધા નાખવી. ( ૧૧–૨૭–૧૬ ) સૂર્યની ઉપાસનામાં અર્ધ્યદાન કરવું અને જળમાં તર્પણ વગેરેથી મારી ઉપાસના કરવી. મારો ભકત મને શ્રદ્ધાપૂર્વક જળ અર્પણ કરે તો તે જળ મને અત્યન્ત પ્રિય છે, પણ ભકત વગરનો પુરુષ મને બહુ મૂલ્યવાળી સામગ્રી ધરે તો પણ તે સામગ્રી મને સંતોષ આપી શકતી નથી. તો પછી ચંદન, ધૂપ, દીપ, પુષ્પ અને નૈવેદ્યની તો કયાં વાત રહી, ( ૧૧–૨૭-૨૮ ) લોકો કેટલીકવાર પોતાની પ્રતિષ્ઠા વધારવા દંભથી ભગવાનને છત્ર, ચામર, હાથી ઘોડા વગેરે અર્પણ કરે છે; છતાં તેથી ભગવાનને સંતોષ થતો નથી,

હવે પૂજાનો વિધિ સમજાવે છે, સ્નાન વગેરેથી પવિત્ર થઈ પૂજન સામગ્રી એકત્ર કરી પૂર્વ તરફ અથવા ઉત્તર તરફ મોઢું રાખીને બેસવું અને સ્થિર પ્રતિમા હોય તો તેની સામે બેસવું. પછી ઉપર બતાવ્યા પ્રમાણે કરન્યાસ અને અંગન્યાસ કરવો. પછી પ્રતિમામાં મંત્રન્યાસ કરવો અને હાથેથી આગલા દિવસે ચડાવેલા પુષ્પ વગેરે સામગ્રી ( નિર્માલ્ય ) હઠાવી તેનું માર્જન કરવું તથા કલશ અને પ્રોક્ષણી પાત્રનો સંસ્કાર કરવો. આ રીત પોતાના દેહની, પ્રતિમાની અને તે સ્થાનની શુદ્ધિ માટે છે. હાલમાં હિંદ સરકારે બધાને મંદિરોમાં પૂજા કરવાની છૂટ આપેલ છે તે બરાબર નથી. બધા માણસો એવી શુદ્ધિ સાચવી શકતા નથી. પછી જળથી પૂજા સ્થાન, સામગ્રી અને પોતાના શરીરનું પ્રોક્ષણ કરવું અને પાદ્ય અર્ધ્ય અને આચમન માટે ત્રણ પાત્રોમાં જળભરી તેમાં યથા-યોગ્ય શાસ્ત્ર વિહીત સામગ્રી નાખવી, પછી ક્રમ પૂર્વક હૃદમન્ત્ર, શિરો મન્ત્ર, અને શિખા મન્ત્રથી આવાહન કરવું, અને અંતમાં માત્ર ગાયત્રી મંત્રથી આવાહન કરવું, પછી પ્રાણવાયુ અને જઠરાગ્નિથી શુદ્ધ કરેલ શરીરની અંદર હૃદય-કમળમાં રહેવાવાળી મારી જે પરમ સૂક્ષ્મ અને શ્રેષ્ટ જીવકલાની સિદ્ધગણ નાદના અંતમાં ભાવના કરે છે, તેનું ધ્યાન કરવું. એ આત્મભૂત જીવનકળા દ્વારા વ્યાપ્ત પિંડમાં પહેલાં માનસિક ઉપચારોથી મારી પૂજા કરવી પછી તન્મય

ભાવથી આવાહન કરી મને પ્રતિમાદિમાં સ્થાપિત કરવો અને મંત્ર દ્વારા અંગન્યાસ કરી તેમાં મારું પૂજન કરવું. (૧૧-૨૮-૨૪)

શાસ્ત્રમાં કહે છે કે **દેવો ભૂત્વા દેવં યજેત** દેવ થઇ દેવનું પૂજન કરવું, તેથી બધો આધાર પૂજા કરનાર ઉપર છે. જે પોતામાં દેવત્વ અથવા તેજ ધારણ ન કરી શકે તે બીજામાં દેવત્વ અથવા તેજ આપી શકતો નથી. કોઇ પણ જડ વસ્તુને તેજોમય Radio active બનાવવા માટે તેનામાં બહારથી કાંઇક તેજ નાખવું પડે છે. એ જ સિદ્ધાન્ત મૂર્તિપૂજામાં લાગુ પડે છે. જે માણસ બ્રહ્મચારી હોય તેને આપણે તેજસ્વી અથવા ચેતન કહીએ છીએ, તેથી મુર્તિપૂજા કરનાર બ્રહ્મચારી હોવો જોઇએ. શ્રી રામકૃષ્ણ પરમહંસ કાળીમાની પૂજા કરતા હતા તે વખતે તે માતાજીની મૂર્તિમાં ચેતન લાવી શક્યા હતા. તેનું કારણ એ હતું. કે તેમનું પોતાનું જીવન પવિત્ર, તેજસ્વી અને બ્રહ્મચારી હતું, એ જ મૂર્તિની બીજા માણસો પૂજા કરે છે પણ મૂર્તિમાં ચેતન દેખાતું નથી. શ્રીનાથજીની મૂર્તિમાં શ્રીવલ્લભાચાર્ય ચેતન લાવી શકયા હતા. પણ તે પછીના ઘણા પૂજા કરનાર તેમાં ચેતન લાવી શકયા નથી. બીજી ઘણી મૂર્તિઓની બાબતમાં પણ એ પ્રમાણે સમજવાનું છે. બધો આધાર પૂજારીની ભાવના ઉપર છે, તેથી મૂર્તિ પૂજામાં બધાને સમાન અધિકાર આપી શકાય નહીં. લશ્કરી નોકરી માટે પણ જેનું શરીર સારૂં હોય, જે નિર્ભય હોય તેને પસંદ કરવા પડે છે તો મંદિરમાં મૂર્તિપૂજા માટે પણ અધિકાર જોઇને પૂજારી પસંદ કરવા જોઇએ. તે જ પ્રમાણે શાળાઓમાં વિદ્યાર્થીઓમાં સારા સંસ્કાર નાખવા હોય તો સારા સંસ્કારવાળા શિક્ષકો પસંદ કરવા જોઇએ. ગમે તેવી ડીગ્રીવાળો શિક્ષક હોય પણ તે સંયમ વગરનો હોય તો વિદ્યાર્થીઓ પણ સંયમ વગરના થાય છે.

પછી પૂજા કરનારે ધર્મ વગેરે નવ શકિતઓથી યુક્ત આસનની કલ્પના કરવી. તેમાં અત્યન્ત ઉજ્જ્વલ કર્ણિકા અને કેસર સહિત અષ્ટકમળ-દળની ભાવના કરવી તથા પાદ્ય, આચમનીય અને અર્ધ્ય વગેરેથી ભોગ અને મોક્ષની સિદ્ધિ માટે વૈદિક અને તાંત્રિક વિધિથી

પૂજન કરવું. પછી સુદર્શનચક્ર, પાંચજન્ય શંખ, ગદા, ખડ્ગ, બાણ, ધનુષ્ય, હળ, મુસલ, કૌસ્તુભ મણિ, વૈજયંતી માળા તથા શ્રીવત્સ ચિહ્નની યથાસ્થાને સ્થાપના કરી તેની પૂજા કરવી. તે પછી નન્દ, સુનન્દ, ગરુડ, ચંડ, પ્રચંડ, બળ, મહાબળ, કુમુદ, કુમુદેક્ષણ, દુર્ગા, વિનાયક, વ્યાસ, વિષ્વક્સેન, ગુરૂગણ અને દેવગણને પોતપોતાના સ્થાનમાં સ્થાપિત કરીને તેનું પ્રોક્ષણ આદિ ક્રમથી પૂજન કરવું. જો સામર્થ્ય હોય તો હંમેશાં ચન્દન, ખસ, કપુર, કંકુ, અને અગરથી સુગંધિત જલથી, સ્વર્ણઘર્માનુવાક, મહાપુરુષ વિદ્યા, પુરુષ સૂક્ત તથા સામવેદમાં કહેલ રાજનાદિ મન્ત્રોનો પાઠ કરતા મને સ્નાન કરાવવું, પછી વસ્ત્ર યજ્ઞોપવિત આભૂષણ, પત્ર, માળા, ગન્ધ અને ચંદન વગેરેથી આજ્ઞાભક્તે પ્રેમપૂર્વક મારો શૃંગાર કરવો અને શ્રદ્ધાપૂર્વક પાદ્ય, આચમન, ગન્ધ, પુષ્પ, અક્ષત, ધુપ, અને દીપ વગેરે મને નિવેદન કરવા. બની શકે તો ગોળની ચીજો, ખીર, ઘી પુરી, પૌંઆ, લાડુ, દહીં અને દાળ વગેરેનો ભોગ સમર્પણ કરવો ( ૧૧-૨૭-૩૪ ) અને પર્વદિનો ઉપર ઉત્સવ કરવો.

જો ભગવાનને ભાવપૂર્વક નૈવેદ્ય ધરાવવામાં આવે અને તેમને જમવા જેટલો વખત આપવામાં આવે અને ભક્તની શ્રદ્ધા હોય કે તે જરૂર આરોગશે તો તેમાંથી કાંઈને ઓછું થાય છે, માટે ગણીને ચીજો મૂકવી અને ગણીને લેવી એટલે ખબર પડે, પણ ભગવાન ન જમે તો હઠ કરવી નહિ, પોતે એમ માનવું કે ભગવાન તો જમે છે પણ હું જોઈ શકતો નથી. માટે ભગવાનને કહેવું કે હું જોઈ શકુ તેવી રીતે જમો. ભક્તના ભાવ પ્રમાણે ભગવાન નિર્ગુણ-સગુણ થાય છે. નિર્ગુણનો બોધ થવો કઠણ હોવાથી સગુણ મૂર્તિની ઉપાસના કરી સાધક અનાયાસે તરે છે. વળી આવી ઉપાસનાથી સાધકને સંસારમાં પણ કેટલીક સગવડ મળે છે.

આ વિધિમાં મૂર્તિને અરીસો બતાવવાની પણ વિધિ છે તેના બે અર્થ થાય છે. દેવ પોતાનું દેવત્વ ભૂલી ગયા હતા, તે તેમને

પાછું મળ્યું, એ અરીસામાં દેખાડવાથી દેવને આનંદ થાય છે કે વસ્તુ એક હોવા છતાં ઉપાધિ ભેદે બિંબ પ્રતિબિંબ ભાવ ઉત્પન્ન થાય છે. અથવા ભક્ત જણાવે છે કે મેં મારૂં અંતઃકરણ આ અરીસાના જેવું સ્વચ્છ કરેલ છે માટે અંતઃકરણમાં પ્રકાશ કરો.

પછી મેખલા, ગર્ત અને વેદીથી યુક્ત વિધિપૂર્વક અગ્નિકુંડમાં અગ્નિ સ્થાપિત કરી પોતાના હાથની હવાથી તેને પ્રજ્વલિત કરવો અને અગ્નિમાં મારૂં ધ્યાન કરવું. જે તપ્ત સુવર્ણ સમાન તેજોમય છે, જેની ચારે ભૂજાઓમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ, છે કમળના કેસરની સમાન જેના પીળા વસ્ત્ર છે, જેણે કિરીટ, કંકણ વગેરે પહેરેલ છે, જેના વક્ષસ્થળમાં શ્રી વત્સ છે, જેણે કૌસ્તુભ મણિ અને વનમાળા ધારણ કરેલ છે એવા મારા રૂપનું ધ્યાન કરી ઘીમાં બોળેલી સમિધાની આહુતિ દેવી. તેની સાથે ૐ નમો નારાયણાય એ મૂલ મંત્ર બોલવો અને પછી પુરુષસૂક્ત પણ બોલવું.

આ પ્રકારે પૂજા અને નમસ્કાર કરી પાર્ષદોને બલિ પ્રદાન કરવું અને ભગવાનનું સ્મરણ કરતા, ભગવત્સ્વરૂપ મૂલમંત્રનો જપ કરવો. અંતમાં પુષ્પાંજલિ દ્વારા પૂજન કરવું. પછી ભગવાનના ચરિત્રો ગાવા. ધૂન કરવી, નાચવું, અને એક મૂહૂર્ત સુધી ભગવાનની કથાઓ સાંભળવી અને સંભળાવવી. સ્તોત્રોથી સ્તુતિ કરી ભગવાનને કહેવું કે "હે પ્રભો! પ્રસન્ન થાઓ." પછી દંડની માફક પડી સાષ્ટાંગ પ્રણામ કરવા (૧૧–૨૭–૪૫). પ્રણામ કરતી વખતે ડાબો હાથ ભગવાનના ડાબા ચરણને સ્પર્શ કરે અને જમણો હાથ ભગવાનના જમણા ચરણને સ્પર્શ કરે તેમ કરવું, અને કહેવું કે "હે પ્રભુ! મૃત્યુરૂપ ગ્રાહથી યુક્ત આ સંસાર સાગરથી બીવાવાળા મારા જીવનની રક્ષા કરો." આ પ્રમાણે સ્તુતિ કરી મૂર્તિને અર્પણ કરેલી માળા પ્રસાદરૂપે આદરપૂર્વક પોતાના મસ્તક ઉપર રાખવી અને પૂજા વિસર્જન કરવી હોય તો પ્રતિમામાં સ્થાપિત જ્યોતને હૃદયમાં રહેલ જ્યોતિમાં લીન કરવી. પ્રતિમામાં જે વખતે જ્યાં ઉપાસકની શ્રદ્ધા હોય ત્યાં ઉપાસના કરવી,

કારણ કે ભગવાન સંપૂર્ણ પ્રાણીઓમાં અને પોતાના સ્વરૂપમાં સર્વાત્મભાવથી બિરાજમાન છે. (૧૧-૨૭-૪૮).

કોઇ ઠેકાણું એવું નથી કે જ્યાં ભગવાન ન હોય, તેથી મૂર્તિમાં ભગવાન જરૂર છે એક ભક્ત કહેતા હતા કે નિર્ગુણમાં સગુણ કદાચ ન હોય પણ સગુણની જગ્યાએ નિર્ગુણ જરૂર હોય છે કારણ કે નિર્ગુણ સર્વવ્યાપક છે. બીજા ધર્મોમાં પણ મૂર્તિપૂજા જુદા જુદા પ્રકારે થાય છે. જૈન ધર્મમાં ભગવાનનો અર્ચાવતાર માનતા નથી છતાં તિર્થંકરોની પૂજા કરે છે. મુસલમાનો ભગવાનની મૂર્તિને માનતા નથી છતાં કબરની પૂજા કરે છે. ખ્રિસ્તીઓ ક્રોસની પૂજા કરે છે, પારસીઓ અગ્નિની પૂજા કરે છે. ઘણા માણસો આ પ્રમાણે કાંઇક આલંબન શોધી લે છે. વળી આ બધા ધર્મવાળા પોતાના ધર્મને ઉંચો કહે છે અને બીજાને નીચો માને છે કારણ કે તેમને નાની ઉમરથી તેવા જ સંસ્કાર પડેલા હોય છે.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે ઉપાસકની શક્તિ હોય તો મારી પ્રતિમાની પ્રતિષ્ઠા કરી સારૂં દેવાલય કરાવવું, તેની આસપાસ સારો બગીચો રાખવો અને મારી નિત્ય પૂજા થાય તે માટે અને ઉત્સવના પ્રસંગો ઊજવી શકાય તે માટે ખેતર અથવા દુકાનો વગેરે રાખવાથી તેની આવકમાંથી મંદિરોનું ખર્ચ ચાલી શકે છે. એવી રીતે ગામની ભક્તિ વધે છે, દરેક કુટુંબવાળા પોતાને ઘેર મૂર્તિ પૂજા રાખીને નીયમીત કરવી શકતા નથી, તેમને માટે જાહેર દેવાલય બહુ જ ઉપયોગી થાય છે. એવી સમજણ જે માણસો કરે છે તેમને મારા સમાન ઐશ્વર્ય મળે છે. પ્રતિમાની પ્રતિષ્ઠા કરવાથી સાર્વભૌમ રાજ્ય, દેવાલય બનાવવાથી ઇન્દ્રપદ, પૂજા કરવાથી બ્રહ્મલોક અને એ ત્રણે કર્મ કરવાથી મારી સમાનતાની પ્રાપ્તિ થાય છે. નિષ્કામ ભક્તિયોગથી ભક્ત મને પ્રાપ્ત કરી લે છે અને આ રીતે મારો ભક્તિયોગ પ્રાપ્ત થાય છે. (૧૧-૨૭-૫૩) જે કોઇ બ્રાહ્મણની અથવા દેવોની વૃત્તિ હરી લે છે તે લાખ વર્ષ સુધી વિષ્ટાનો કીડો થાય છે.

હવે સરકારે મંદિરની જાગીરો ઉપર નજર નાખેલ છે. કેટલાક ઠેકાણે ભગવાનની મૂર્તિને ધરાવવામાં આવતું ભોજન બંધ કરેલ છે. હવે પબ્લીક ટ્રસ્ટ એક્ટ પસાર કરીને મંદિરના ખર્ચનો વિગતવાર હિસાબ સરકાર માગે છે, તેથી કદાચ ભગવાનને પહેરવાનાં કપડામાં અને તેના દાગીના ઓછા કરવાનું સરકાર તરફથી કહેવામાં આવશે. પણ શાસ્ત્ર પ્રમાણે આવી વૃત્તિ જેઓ રાખે છે તે લાખ વર્ષ સુધી વિષ્ટાનો કીડો થશે એવું ભગવાન ઉદ્ધવજીને કહે છે. વૃત્તિહરણમાં અનુચિત કર્મ કરવાવાળા, સહાયક, પ્રેરક અને અનુમોદક એ ચારે મર્યા પછી એ કર્મના સમાન ફળના ભાગી થાય છે, અને અધિક કર્મનું અધિક ફળ મળે છે. (૧૧-૨૭-૫૫)

મૂર્તિપૂજા એ હિંદુ ધર્મનું ખાસ અંગ છે. તેને ધરવામાં આવતા પ્રસાદમાં સરકારે વિઘ્ન નાખવું જોઇએ નહિ. કેટલાક અર્થ-શાસ્ત્રીઓ એમ માને છે કે નવા મંદિરો બાંધવા કરતા ગરીબ માણસો માટે મકાન બાંધવામાં વધારે પુન્ય છે અને યજ્ઞમાં ઘી હોમવા કરતાં ગરીબ માણસોને ઘી આપવું એમાં વધારે પુન્ય છે, એટલે મૂર્તિની પૂજા કરતાં માણસની પૂજામાં વધારે લાભ થાય છે. માણસને પ્રભુ માની પૂજા કરવામાં જો ભાવ શુદ્ધ રહે તો હરકત નથી પણ માણસમાં રાગદ્વેષ હોય છે, તેને ઝાડો પેશાબ થાય છે અને મૂર્તિમાં એવું કાંઈ હોતું નથી. માણસની પુજા કરવામાં કોઇવાર અભાવ પણ આવી જાય છે. મહાત્મા ગાંધીજીએ ગરીબોનું હિત કેમ થાય તે જોવા માંડ્યું અને એમાં જ પ્રભુનું દર્શન કરવા માંડ્યું, અને ગરીબો સુખી થાય એટલા માટે ભારે પગાર લેનાર અંગ્રેજી અમલદારો હિંદમાંથી જાય તે ઠીક એવો ઠરાવ કોંગ્રેસ પાસે પસાર કરાવ્યો. તેથી અંગ્રેજોને દ્વેષ આવ્યો. તેમણે કોમી હુલ્લડો શરૂ કરાવ્યા અને હિંદુઓને પાકીસ્તાનમાંથી કાઢી મૂકવા માટે મુસલમાનોને સલાહ આપી. તેથી મ. ગાંધીજીને લાગ્યું કે આ જગત એક આશ્ચર્ય છે. બધા પરમાત્માના સ્વરૂપ હોવા છતાં અંદરઅંદર શા માટે લડે છે તે તેમને સમજાયું

નહિ, મૂર્તિને ભગવાન રૂપે માનીએ ત્યારે એવા રાગ-દ્વેષ મૂર્તિમાંથી નીકળતા નથી, પાકીસ્તાનવાળા પાક શબ્દને આધારે પ્રજાને બળ આપતા હતા. પાક એટલે હૃદયની પવિત્રતા એવો અર્થ થાય છે. હવે પાકીસ્તાન એ એક જાતનું સુફારસ્થાન થવા લાગ્યું છે, અને પવિત્ર ખુદા તરફ પ્રજાનું લક્ષ્ય રહેશે નહિ. આવા ભાવની અસર હિંદમાં પણ થવા લાગી છે અને હિંદ સરકાર ધર્મશાસ્ત્ર કરતાં અર્થશાસ્ત્રને પ્રધાનપદ આપવા લાગી છે. નિશાળો અને કોલેજોમાં વિદ્યાર્થીઓને સરકાર તરફથી કોઈ પણ જાતનું ધાર્મિક શિક્ષણ આપવામાં આવશે નહિ એવું પ્રજાસત્તાક રાજ્યના ઢંઢેરાની ૨૮મી કલમમાં લખેલ છે. તેથી આવી બાબતમાં પ્રજાએ પોતે સગવડ કરવી પડશે. હિંદુ પ્રજા સાધુઓ અને મંદિરોને ઉત્તેજન આપે તેમાં પણ હવે હિંદ સરકારે ડખલગીરી કરવા માંડી છે તેથી પ્રજામાં ધર્મના સંસ્કાર રેડવા માટે ઘણી મુશ્કેલીઓ ઉત્પન્ન થયેલી છે. વેપારીઓના રાજ્ય પછી હવે મજુરોના રાજ્ય શરૂ થયા છે તેમાં મજુરીની કિંમત આંકવામાં આવશે અને સાધુઓએ અને મંદિરના પુજારીઓએ પણ મજુરી કરીને પેટ ભરવું જોઈએ, એવું કહેવામાં આવશે.

જ્યારે પ્રજામાં જ્ઞાન વધારવું હોય ત્યારે અજ્ઞાનીએ જ્ઞાનીની સેવા કરવી જોઇએ, એવો શાસ્ત્રોનો સિદ્ધાંત છે કે જેથી જ્ઞાની પુરુષોનું જ્ઞાન અજ્ઞાની માણસો ભાવથી ધારણ કરે. સાચા જ્ઞાનની સાથે સંયમ જોઈએ, હાલના વખતમાં હાઇસ્કુલો અને કોલેજો માટે સંયમી શિક્ષકો પસંદ કરવામાં આવતા નથી, તેથી વિદ્યાર્થીઓ સંયમી થતાં નથી. વળી ખર્ચમાં કરકસર કરવા માટે ઘણી શાળાઓમાં જુવાન છોકરા અને છોકરીઓ સાથે ભણે છે. તેમાં પણ અર્થનો લાભ કેટલો થાય છે તે જોવામાં આવે છે પણ સંસ્કાર કેવા બગડે છે તે જોવામાં આવતું નથી. સારા સંસ્કાર પડે તો માણસ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. બ્રહ્મજ્ઞાનનું સ્વરુપ કેવું હોય તે હવે ૨૮ મા અધ્યાયમાં ભગવાન ઉદ્ધવજીને સમજાવશે.

## પ્રકરણ ૩૫

### પરમાર્થ દૃષ્ટિ અને વેદાન્ત

હવે ભગવાનને સ્વધામ જવાનો વખત નજીક આવેલ છે તેથી ઉદ્ધવજીને છેવટનું તત્ત્વ સમજાવી દે છે. ભગવાન કહે છે કે વિચારવાન પુરુષે પ્રકૃતિ અને પુરુષ સહિત આ વિશ્વને એકાત્મક જોવું અને કોઇના સ્વભાવ અથવા કર્મની સ્તુતિ કરવી નહિ. (૧૧–૨૮–૧) વળી

परस्वभाव कर्माणि यः प्रशंसति निन्दति ।
स आशु भ्रश्यते स्वार्थादसत्याभिनि-
वेशतः ॥ (૧૧–૨૮–૨)

અર્થ: જે માણસ બીજાના સ્વભાવ અને કર્મોની સ્તુતિ અથવા નિંદા કરે છે તેને અસતમાં (દ્વૈત પ્રપંચમાં) અભિનિવેશ (સત્યત્વ બુદ્ધિ) થાય છે, તેથી તે પરમાર્થ સાધનથી તરત પતિત થઇ જાય છે.

तैजसे निद्रयापन्ने पिण्डस्थो नष्टचेतनः ।
मायां प्राप्नोति मृत्युं वा तद्वन्नानार्थ
दृक्पुमान् ॥ (૧૧–૨૮–૩)

અર્થ:—રાજસ અહંકારના કાર્યરૂપ ઇંદ્રિયો નિંદ્રામાં પડે છે ત્યારે શરીરમાં રહેલ જીવ ચેતનાશૂન્ય થઈ સ્વપ્નરૂપ માયા અથવા સુષુપ્તિ રૂપ મૃત્યુને પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે ભેદદર્શી પુરુષ વિક્ષેપ અથવા લયને પામી સ્વાર્થ–સાધનાથી ભ્રષ્ટ થઇ જાય છે.

किं भद्रं किमभद्रं वा द्वैतस्यावस्तुनः कियत् ।
वाचोदितं तदनृतं मनसा ध्यातमेव च ॥
(૧૧–૨૮–૪)

અર્થ:—આ અસત્ દ્વૈતમાં શુભ અથવા અશુભ શું છે? અને કેટલું છે? જે કાંઈ વાણીથી કહેવામાં આવે છે અને મનથી ચિંતન કરવામાં આવે છે તે બધું મિથ્યા છે.

બધું મિથ્યા હોય તો વ્યવહાર કેમ ચાલે છે? તો કહે છે કે છાયા, પડઘો અને આભાસ (મૃગજળ જેવા) અસત્ હોવા છતાં સત્ય

માફક ભાસવાથી કાર્યકારી થાય છે, તેમ દેહ વગેરે ઉપાધિઓ મૃત્યુ પર્યંત અનેક પ્રકારના ભય આપ્યા કરે છે. (૧૧–૨૮–૫)

આહીં સમજવાનું એ છે કે દ્વૈત સાચું નથી, તેથી જીવ ઘણા નથી, તેથી કોઈની સ્તુતિ કે નિંદા કરવી નકામી છે, તેમ દુનિયામાં કોઈ સારું નરસું પણ બનતું નથી. સારા નરસાની ભાવના દ્વૈતમાં બને છે. જ્યાં વસ્તુ એક હોય ત્યાં સારા નરસાની તુલના થઈ શકતી નથી. એક જીવવાદમાં જીવ જ પોતાના અજ્ઞાનથી જગતનું ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ મનાય છે. તેથી હવે ભગવાન કહે છે કે:—

આત્મા જ આ વિશ્વ છે, તે વિશ્વરૂપથી પોતાને ઉત્પન્ન કરે છે અને ઉત્પન્ન કરનાર પણ તે જ છે, રક્ષણ કરનાર તે છે અને જેનું રક્ષણ થાય છે તે પણ તેજ છે. જે સંહાર કરે છે તે પોતે છે અને જેનો સંહાર થાય છે તે પણ પોતે જ છે. (૧૧–૨૮–૬) આત્માથી ભિન્ન પ્રતિત થવાવાળા બધા ભાવ આત્માથી ભિન્ન કોઈ અન્ય પદાર્થ દ્વારા નિરૂપિત થઈ શકતા નથી. આત્મામાં આ ત્રણ પ્રકારની પ્રતીતિ માયાવાળી અને ગુણવાળી છે, એમ સમજો. (૧૧–૨૮–૭)

તેથી આ સંપૂર્ણ દૃશ્ય–જગત પ્રતીતિ માત્ર છે. તેને દૃષ્ટિ–સૃષ્ટિવાદ પણ કહે છે. જો કે દેહભેદથી જીવભેદ પ્રતીત થાય છે તો પણ તે એક જાતની ભ્રાંતિ છે વાસ્તવમાં જીવ એક જ છે. એ એક જીવનો મોક્ષ સ્વકલ્પિત ગુરુ અને શાસ્ત્રના ઉપદેશથી અને મનન તથા નિદિધ્યાસને કરી દૃઢતાથી (આત્મસાક્ષાત્કાર થતાં) થાય છે.

કેટલાકના મનમાં એવો પ્રશ્ન થઈ શકે છે કે જો જીવ એક હોય તો એકના મોક્ષથી બધાનો મોક્ષ થવો જોઈએ; તેનો જવાબ એ છે કે બધા હોય તો બધાના મોક્ષનો પ્રશ્ન ઉત્પન્ન થાય. જેની દૃષ્ટિમાં અનેક દેખાય છે તેણે અનેકને માટે પ્રમાણ આપવું જોઈએ. વળી સ્વપ્નામાં એક જીવથી અનેક જીવનો વ્યવહાર એકના અજ્ઞાનથી બની શકે છે. અનેક જીવનો વ્યવહાર થાય તેથી અનેક જીવ સાચા છે એમ સિદ્ધ થતું નથી.

વળી એક માણસને બીજા માણસ વિષે પૂરું જ્ઞાન થતું નથી, તેથી બધી રમત એક જીવના જ્ઞાનની રમત છે. હાલનું સાંપેક્ષવાદનું સાયન્સ પણ એમ સિદ્ધ કરે છે કે જે કાંઈ બને છે તેનું જ્ઞાન એક જીવને જ થાય છે. તેથી માત્ર પોતાના સ્વપ્નામાંથી જાગવા જેવું છે. જે પદાર્થમાં અથવા બનાવમાં યોગ્ય દેશ અને યોગ્ય કાળ મળતા નથી તે પદાર્થ માયાનો રચેલો હોય છે. જેવું સ્વપ્નમાં છે તેવું જાગ્રતમાં છે. દશ્યની સત્તા દર્શનથી સ્વતંત્ર નથી. સ્વપ્નામાં ભૂલથી દશ્યની સ્વતંત્ર સત્તા માની લેવામાં આવે છે તેવી જ રીતે જાગ્રતમાં પણ ભૂલથી દશ્યની સ્વતંત્ર સત્તા માની લેવામાં આવે છે. જાગ્રતમાં મનોરથ જેવું થઈ જાય અથવા સુષુપ્તિ જેવું થઈ જાય તો તે જીવનું જગત રહેતું નથી.

ભ્રાંતિની નિવૃત્તિ કરવી એ વેદાન્તનું મુખ્ય કર્તવ્ય છે. તેથી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે મેં કહેલું જ્ઞાન-વિજ્ઞાન જાણીને પુરુષે કોઈની સ્તુતિ કરવી નહિ અને નિંદા કરવી નહિ, સૂર્યની સમાન નિર્લેપ રહીને સમાનભાવથી સર્વત્ર વિચરવું. પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને પોતાના અનુભવથી, અનાત્મ પદાર્થોને આદિ-અન્તવાળા અને અસત્ જાણી સંસારમાં અસંગ થઇને વિચરવું (૧૧-૨૮-૯).

ઉદ્ધવજી-હે પ્રભુ! પ્રપંચ સાક્ષી આત્મામાં નથી, તેમ દશ્ય દેહમાં પણ નથી, કારણ કે આત્મા સ્વયં પ્રકાશ છે અને દેહ જડ છે તો પછી પ્રપંચ કોને દેખાય છે? આત્મા તો અગ્નિની સમાન અવ્યય, નિર્ગુણ, શુદ્ધ, સ્વયંપ્રકાશ અને અનાવૃત્ત છે અને દેહ લાકડાની માફક જડ છે તો આ સંસાર શામાં રહેલો છે તેની સમજ પડતી નથી.

શ્રી ભગવાન-સંસાર સર્વથા અસત્ છે તો પણ જ્યાં સુધી અવિવેકી પુરુષને શરીર, ઇન્દ્રિય, પ્રાણ અને મનનો સંબંધ રહે છે ત્યાં સુધી સંસાર તેને સુખ-દુ:ખરૂપી ફળ આપનાર થાય છે (૧૧-૨૮-૧૨).

**अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते ।**
**ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा ॥ (११—२८—१३)**

અર્થ:—સ્વપ્નમાં પ્રાપ્ત થયેલ અનર્થની સમાન, સંસાર અત્યન્ત અસત હોવા છતાં જ્યાં સુધી પુરુષ તેનું ચિંતન કરતો રહે છે ત્યાં સુધી આ સંસાર નિવૃત્ત થતો નથી.

આ શ્લોક ભાગવતમાં છ વખત આવે છે, તેથી આ ભાગવતનો મુખ્ય સિદ્ધાન્ત હોય તેમ જણાય છે. વળી તેમાંથી વેદાન્તનો વિવર્તવાદ અથવા અજાતવાદ પણ સિદ્ધ થાય છે. સ્વપ્નમાં જેમ બીજાનો વિચાર આવે ત્યાં સુધી જાગી શકાતું નથી અને ખરી વસ્તુની ખબર પડતી નથી તેમ જાગ્રતમાં પણ જ્યાં સુધી બીજાના વિચાર આવે છે ત્યાં સુધી ખરી વસ્તુની ખબર પડતી નથી અને બ્રહ્મદશા પ્રાપ્ત થતી નથી.

નિરૂપાધિક આત્મા જગતની કલ્પના કરી શકતો નથી કારણ કે એમ થાય તો મોક્ષ મળે નહિ અને સંસારની નિવૃત્તિ થાય નહિ, તેથી અવિદ્યા ઉપહિત આત્મા જ સંસારનો કલ્પક થાય છે. આત્મજ્ઞાન થતા જીવનું એટલે ચિદાભાસનું કલ્પિતપણું લાગે છે અને જીવની નિવૃત્તિથી જગતની નિવૃત્તિ સહજ થઈ શકે છે. દેહાભિમાની જીવ સત્ય હોય તો નિદ્રામાં પણ દેહનું અભિમાન રહેવું જોઈએ અને જગતની પ્રતીતિ થવી જોઈએ.

જગતની પ્રતીતિ એ જીવભાવનો ભ્રમ માત્ર છે. એ એક પ્રકારની માયા છે. માયાના કાર્ય માયાથી ભિન્ન નથી અને માયા પણ બ્રહ્મમાં અધ્યસ્ત હોવાથી મિથ્યા છે, અસત્ છે. માત્ર બ્રહ્મ જ સત્ય વસ્તુ છે, તેથી જગત એ બ્રહ્મનું વિવર્ત છે. બ્રહ્મના વિવર્ત રૂપે ભાસતા જગતની સત્તા પ્રાતિભાસિક છે. તેથી ભગવાન ઉદ્ધવજીને કહે છે કે:—

સૂતેલા મનુષ્યને જેમ સ્વપ્ન અવસ્થામાં કોઈ મોહ થતો નથી, તેજ પ્રમાણે અજ્ઞાન અવસ્થામાં મનુષ્યને દેહ વગેરે અસત્ પદાર્થોથી ભય લાગ્યા કરે છે; જ્ઞાનનો ઉદય થતાં કોઈ ભય રહેતો નથી. શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ મોહ અને સ્પૃહા(ઇચ્છા) વગેરે તથા જન્મ અને મૃત્યુ—એ બધા અજ્ઞાન જનિત અહંકારમાં થાય છે. શુદ્ધ આત્માનો

એની સાથે કોઈ પ્રકારનો સંબંધ નથી. (૧૧-૨૮-૧૫) દેહ ઇન્દ્રિય, પ્રાણ અને મન વગેરેનો અભિમાની અંતઃકરણ રૂપી જીવ છે, તે ગુણ અને કર્મમય મૂર્તિવાળો છે. તેનું સૂત્ર, મહાન, વગેરે અનેક નામથી વર્ણન આપવામાં આવે છે, તે કાળને આધીન થઇ સંસારમાં ઊંચ નીચ યોનિઓમાં ભટકે આવે છે. જેને કાંઇ મૂળ નથી પણ જે અનેકરૂપે પ્રતીત થાય છે તેવા કલ્પિત જીવના મન, વાણી, પ્રાણ, શરીર અને કર્મ વગેરેને ગુરુની ઉપાસના દ્વારા તીક્ષ્ણ કરેલ જ્ઞાનરૂપી ખડ્ગથી કાપી મુનિ તૃષ્ણા વગરનો થઈ પૃથિવી ઉપર વિચરે છે. (૧૧-૨૮-૧૭).

બંધ મિથ્યા છે, કેવળ ભ્રાંતિરૂપ છે. તેથી જ્ઞાનથી બંધની નિવૃત્તિ થાય છે, કર્મથી નહિ, કારણ કે મોક્ષમાં કોઇ કાર્ય ઉપજાવવાનું નથી પણ માત્ર જાણવાનું હોય છે, સમજવાનું જ છે. જ્યાં ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકૃતિ અથવા સંસ્કૃતિનો પ્રશ્ન હોય ત્યાં કર્મની જરૂર પડે છે. આત્મામાં એ ચારે ધર્મ નથી તેથી આત્મામાં કર્મની જરૂર નથી, જ્ઞાનની જરૂર છે. જ્ઞાનનું સ્વરુપ સમજાવતાં ભગવાન ઉદ્ધવજીને કહે છે કેઃ—આ સંસારમાં આદિ અને અંતમાં જે તત્ત્વ છે તેજ મધ્યમાં છે. તે પ્રકાશક તથા ઉપાદાન કારણ રૂપે સ્થિત છે. એવા પ્રકારનો વિવેક થાય તેને જ્ઞાન કહે છે અને તેના નિશ્ચય માટે નિગમ વેદ, તપ (સ્વધર્મ) પ્રત્યક્ષ (પોતાનો અનુભવ) એતિહ્ય ઉપદેશ અને અનુમાન વગેરે પ્રમાણ સાધન છે. (૧૧-૨૧-૧૮). જે પ્રમાણે સોનાની વસ્તુઓ બન્યા પહેલા અને પહેલા સોનું પોતાના સ્વરૂપમાં રહે છે અને મધ્યમાં પણ તે જ સોનાનો જુદા જુદા નામથી વ્યવહાર કરવામાં આવે છે તેજ પ્રમાણે હું પણ દૃશ્યમાન સંસારનું કારણ હોવાથી તેના આદિ, અન્ત અને મધ્યમાં સ્થિત છું; (૧૧-૨૮-૧૯)

આવી દશા પ્રાપ્ત થાય ત્યારે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે. જગતમાં એકાત્મતા જોવાથી બ્રહ્મસ્થિતનું પાલન થાય છે. ગુણ-દોષ જોવાથી આઘાત થાય છે, તેથી કોઈની નિંદા કે સ્તુતિમાં પડવું નહિ. જેનો જન્મ જ થયો નથી તે કાળું કે ગોરું કહેવાય નહિ.

અજ્ઞાન જ ન હોય તો ખગ્રાસ ક્યાંથી દેખાશે? મૃગજળ મધુર કે ખારું કહેવાય નહિ. તેમ મિથ્યા પ્રપંચમાં દોષ કે ગુણ જોનાર અજ્ઞાની છે. સત્ય પરબ્રહ્મ જેમનું તેમ છે, તેમાં જરા પણ શુભ કે અશુભ નથી. શુભ-અશુભ કહેવું એ કહેનારની કલ્પનાજ છે અને આ કલ્પનાની ભીતિથી જ તે મિથ્યા જન્મ-મરણ સહન કરે છે.

ભગવાન કહે છે કે " હે પ્રિય ઉદ્ધવજી ! જે તુરીયની સત્તાથી અન્વય-વ્યતિરેકથી (જાગ્રત-સ્વપ્ન-સુષુપ્તિ રૂપ ) ત્રણ અવસ્થાવાળા મન, (સત્ત્વ, રજ, તમ) ત્રણ ગુણો અને કારણ, કાર્ય અને કર્તા એ બધા સિદ્ધ થાય છે તે સત્ય સ્વરૂપ બ્રહ્મ છે. જે પદાર્થ ઉત્પત્તિના પહેલાં હોતો નથી, લયની પછી રહેતો નથી, વચમાં પણ જે કથન માત્ર જ છે. એવો જે પદાર્થ કોઈ અન્યથી ઉત્પન્ન થાય છે અને અને પ્રકાશીત થાય છે તે પોતાના ઉત્પાદક અને પ્રકાશરૂપ જ છે. એવી મારી ધારણા છે.

अविद्यमानोऽप्यवभासते यो वैकारिको राजससर्ग एषः ।
ब्रह्मस्वयंज्योतिरतो विभाति ब्रह्मेन्द्रियात्मविकारचित्रम् ॥
(૧૧-૨૮-૨૨)

અર્થ :-વિકાર સમુદાયરૂપ રાજસ સર્ગ વિદ્યમાન નથી છતાં દેખાય છે તે સ્વયં પ્રકાશ બ્રહ્મ જ છે. તેથી ઈન્દ્રિય, વિષય, મન તથા પંચભૂત વગેરે વિચિત્ર રૂપમાં બ્રહ્મ જ ભાસી રહેલ છે.

તેથી હવે જ્ઞાનના સાધન માટે અતદ્-વ્યાવૃતિરૂપ સાધન બતાવતાં કહે છે કે:-

एवं स्फुटं ब्रह्म विवेक हेतुभिः परापवादेन विशारदेन ।
छित्त्वात्म सन्देहमुपारमेत स्वानन्द तुष्टोऽखिलकामुकेभ्यः ॥
(૧૧-૨૮-૨૩)

અર્થ :-આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનના હેતુ સ્વરૂપ પ્રત્યક્ષાદિ પ્રમાણો દ્વારા અનાત્મ-પદાર્થોનો બરાબર બાધ કરીને પોતાના હૃદયના સંશય

બરાબર દૂર કરી, આત્માનંદથી તૃપ્ત થઈ બધી વિષય કામનાઓથી ઉપરામ થઇ જવું.

આ પાર્થિવ શરીર આત્મા નથી, અને ઈંદ્રિયો, તેના અધિષ્ઠાતા દેવ, પ્રાણ, વાયુ, જળ અને અગ્નિ પણ આત્મા નથી તથા અન્નમય મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, આકાશ, પૃથ્વી અને પ્રકૃતિમાંથી પણ કોઇ આત્મા નથી કારણ કે એ બધા જડ છે. (૧૧–૨૮–૨૪).

અવિવેકને લીધે નિર્મૂળ સંસાર રૂદા ફળ આપે છે. આકાશ પુષ્પની માળા વાંઝણીના દીકરાના ગળામાં પહેરાવવા જેવી આ બધી વાત છે. નિદ્રામાં સ્વપ્ન દેખાય તેમ માયાને લીધે સંસાર દેખાય છે. નાટકનો નટ કોઈવાર સ્ત્રી રૂપે અને તે જ કોઇવાર પુરુષ રૂપે જણાય છે, તેમ મુકતનો વ્યવહાર છે. દેહમાં અહંતાને લીધે અદ્વૈતમાં ભેદ દેખાય છે. પોતે ભૂલથી દેહમાં અભિમાન દૃઢ કરી સંસારના બંધનમાં પડે છે અને આત્મ–દેવ દેખાતો નથી એમ કહે છે. અજ્ઞાન અને દ્વૈતભાવનો ત્યાગ કરી સાધકે સ્વાનંદમાં નિમગ્ન થઈ રહેવું, પછી કાંઇ કરવાનું રહેતું નથી. તેથી કહે છે કેઃ–

समाहितैः कः करणैर्गुणात्मभिर्गुणो भवेन्मत्सुविविक्त धाम्नः।
विक्षिप्यमाणै रुत किं नु दूषणं घनैरुपेतैर्विगते रवेः किम् ॥
૧૧–૨૮–૨૫

અર્થ–જેને મારા સ્વરૂપનું જ્ઞાન બરાબર થઇ ગયું છે, તેને ગુણમય ઇંદ્રિયોને સમાહિત કરવાથી લાભ શું અને તેને વિક્ષેપ રહેવાથી હાનિ શું? વાદળા ઉત્પન્ન થવાથી સૂર્યને શું નુકશાન છે અને વાદળાં ખસી જવાથી સૂર્યને શું લાભ છે? બ્રહ્મદશાવાળા સહજ અવસ્થામાં રહે છે. તેમને સમાધિ કરવાથી વિશેષ લાભ નથી તેમજ થોડો વ્યવહાર આવે તેથી તેમને વિક્ષેપ લાગતો નથી. અપરોક્ષ આત્મસાક્ષાત્કાર માટે પણ કોઈ પ્રકારનું ઉગ્રતપ, ઉપવાસ, યજ્ઞ, દાન, પ્રાણાયામ વગેરેની જરૂર નથી. કેવળ ભગવાનના વચન ઉપર અથવા શ્રુતિના પ્રમાણ ઉપર અચળ શ્રદ્ધા, સૂક્ષ્મ અને સાત્વિક બુદ્ધિ, વિચા-

રસાં તત્પરતા તથા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ (એટલે ચોથી ભૂમિકાવાળા, અપરોક્ષ સાક્ષાત્કારવાળા) પુરુષની સંગતિ એટલી બાબતની જરૂર છે. નિર્વિકલ્પ સ્થિતિ એ જ્ઞાન નથી. જ્ઞાન તો નિર્વિકલ્પ સ્થિતિનો પરમાર્થ બુદ્ધિ દ્વારા જાગ્રત અવસ્થા થાય તેને કહે છે. પરમાર્થ એટલે ધ્યાનમાં અથવા જ્ઞાનથી જે બ્રહ્મભાવનો અનુભવ થયો હોય તે પ્રમાણે જાગ્રતિમાં ચાલુ સ્મરણ અને સ્ફૂર્તિ રહે. જ્ઞાન હોય તેને શારીરિક દુઃખ ન થાય એમ નથી; પરંતુ અજ્ઞાનીઓને સૌથી મોટું દુઃખ મરણ છે, અર્થાત પોતાનો અભાવ થઈ જશે એવું લાગે છે, એવું જ્ઞાનીને થતું નથી. કારણ કે આત્મા સદા નિર્દોષ છે અને અખંડ છે. એ બાબત સ્પષ્ટ કરતાં ભગવાન ઉદ્ધવજીને કહે છે કે:– જેમ, વાયુ અગ્નિ, જળ અને પૃથ્વીના ગુણોથી અને આવવા–જવાવાળી ઋતુ–ઓના ગુણોથી આકાશ લિપ્ત થતું નથી તેમ અહંકારથી અતીત અક્ષર આત્મતત્ત્વ સંસારના કારણ રૂપ સત્ત્વ, રજ અને તમના મળથી મલિન થતું નથી. (૧૧–૨૮–૨૬)

ઉપરના શ્લોક ૨૫ અને ૨૬માં આત્માની શુદ્ધતા અને સ્વયં–પ્રકાશતા એવી સરસ રીતે બતાવેલ છે કે જીવને કાંઈ કરવાની જરૂર પડતી નથી; છતાં આ શ્રી કૃષ્ણ ભગવાનનો છેલ્લો ઉપદેશ હોવાથી એક બાબત ઉપર ખાસ ધ્યાન આપવા માટે હવે પછીના શ્લોકમાં કહે છે કે:–

तथापि सङ्गः परिवर्जनीयो गुणेषु माया रचितेषु तावत् ।
मद्भक्तियोगेन दृढेन यावद्रजो निरस्येत मनः कषायः ॥

૧૧–૨૮. ૨૭

અર્થ–તથાપિ જ્યાં સુધી મારા દૃઢ ભક્તિયોગ દ્વારા મનના મેલરૂપ રજોગુણ નીકળી ન જાય ત્યાં સુધી માયા રચિત ગુણોનો સંગ ત્યાગવો જોઈએ.

તે માટે રજોગુણી અને તમોગુણી માણસોનો સંગ પણ છોડવો જોઈએ. એ બાબત ઉપર હાલના કાળમાં પૂરતું ધ્યાન અપાતું નથી.

હજુ ઘણા જુવાનો વિદ્યા શિખવા માટે પશ્ચિમના દેશોમાં જાય છે અને ત્યાંથી રજોગુણી સંસ્કાર લેતા આવે છે. તે ઉપરાંત આપણા દેશમાં પણ સીનેમા, હોટલો, ન્યુસપેપરો, નવલકથાઓ, રેડિયો, વિમાન વગેરેથી પણ રજોગુણ ખૂબ જ વધી ગયેલ છે અને તેથી હિંદુ સંસ્કૃતિની પડતી આવી ગયેલ છે. વળી હિંદ સરકાર ધર્મ માટે સરકાર તરફથી ઉત્તેજન આપવાની ના કહે છે, તેથી રજોગુણના સંસ્કાર જડમુળથી જતા નથી અને તેની ડાળીઓ ફુટ્યા કરે છે. આ બાબતમાં ભગવાન ચેતવણી આપતાં કહે છે કે: જે પ્રમાણે કોઈ રોગ મુળથી કાઢ્યો ન હોય તો તે વારંવાર માણસને કષ્ટમાં નાંખે છે, તે પ્રમાણે વાસના અને કર્મોના પરિપાકથી રહિત તથા સ્ત્રીપુત્રાદિ બધામાં આસક્ત થયેલું મન યોગીને ભ્રષ્ટ કરી દે છે. આવી રીતે તે કુયોગી બની જાય છે પણ તેમાં કોઈ કોઈ પોતાના પૂર્વ અભ્યાસના કારણે યોગમાં પ્રવૃત્ત થાય છે, કર્મમાં નહિ. જીવ કોઈ અન્યની પ્રેરણાથી મરણ પર્યંત કર્મ કરે છે. તેમાં બંધાય છે. પણ વિવેકી પુરુષ આત્માનંદના અનુભવથી તૃષ્ણાહીન થઈ લૌકિક વિષયોમાં રહેતા છતાં તેમાં આસક્ત થતા નથી. (૧૧–૨૮–૩૦)

જેની બુદ્ધિ આત્મસ્વરુપમાં સ્થિત છે, તે બેસતાં, ઊઠતાં, ચાલતા, ભોજન કરતાં મલ–મુત્ર ત્યાગ કરતાં, અથવા કોઈ સ્વાભાવિક ક્રિયા કરતા પણ પોતાના શરીરને " હું " તરીકે જાણતા નથી. [ ૧૦–૨૮–૩૧ ] જો વિદ્વાન ઈંદ્રિયોના કોઈ બાહ્ય અસત્ વિષયોને દેખે છે તો નાના પ્રકારના અનુમાનોથી તેને આત્માથી ભિન્ન વાસ્તવિક માનતા નથી; જેમ સ્વપ્નામાંથી ઊઠેલો માણસ સ્વપ્નાના કોઈ પદાર્થને સત્ય માનતો નથી, તેમ જ્ઞાની પુરુષ જાગ્રતને પણ સત્ય માનતો નથી ( ૧૦–૨૬–૩૨ ). ઘણા પ્રકારના ગુણ અને કર્મોથી યુક્ત જે દેહ અને ઈંદ્રિય વગેરે અજ્ઞાનજન્ય પદાર્થોને પહેલાં આત્મા સાથે મળેલા માનતો હતો તે હવે આત્મનિરીક્ષણથી નિવૃત્ત થઈ જાય છે તથા न गृह्णाति नापि विसृजत्य आत्मा આત્માનું તો ગ્રહણ થતું નથી

તેમ તેનો ત્યાગ પણ થતો નથી (૧૦–૨૮–૩૩–૩૪). જે પ્રકારે સૂર્યોદય માણસના નેત્રોના આવરણરુપ અંધકારને હઠાવી દે છે, કોઈ પદાર્થની રચના કરતો નથી, તે પ્રમાણે મારું દૃઢ સમ્યક્ જ્ઞાન માનવ બુદ્ધિના અજ્ઞાનરૂપી અંધકારને નષ્ટ કરી દે છે, (૧૦–૩૮–૩૪) વળી આત્મા સ્વયંપ્રકાશ, અજન્મા, અપ્રમેય, મહાનુભવરૂપ, સર્વાનુભવરૂપ. એક અને અદ્વિતીય છે તથા વાણીનો અવિષય હોવાથી વાણી તેને ન મેળવતાં નિવૃત થઈ જાય છે. છતાં આત્માની સત્તાથી વાણી અને પ્રાણ પોતપોતાના કર્મોમાં પ્રવૃત્ત થાય છે (૧૧–૨૮–૩૫). આવા અભિન્ન આત્મામાં જે વિકલ્પ કરે છે તે ચિત્તનો મોટો મોહ છે. વિકલ્પનું સ્વરુપ પણ પોતાના આત્મસ્વરુપ મનથી અતિરિકત બીજું કોઇ અવલંબન નથી, (૧૧–૨૮–૩૬); તેથી અદ્વૈત સિદ્ધ રહે છે.

આ શ્રી કૃષ્ણ ભગવાનનો છેલ્લો અને ઉત્તમ ઉપદેશ છે. ગીતાના ઉપદેશમાં આવું અદ્વૈતનું જોર નથી અને અને સ્વપ્નના દૃષ્ટાંત પણ નથી, તેથી ભાગવતના માહાત્મ્યમાં કહ્યા પ્રમાણે ગીતાના શબ્દોથી પણ ભકિતના દિકરા જ્ઞાન અને વૈરાગ્ય જાગ્યા નહિ, પણ શ્રીમદ્ ભાગવતના ઉપદેશથી તે જાગી ગયા હતા. જ્ઞાનસંપન્ન માણસોને કર્મેન્દ્રિયો કદી સ્પર્શ કરતી નથી, વળી જેના ચિત્તમાં વૈરાગ્ય છે તે એકનિષ્ઠ થઈ અભ્યાસ કરે છે અને તેજ વિઘ્નોને દૂર કરી આગળ અભ્યાસ વધારી શકે છે. ટૂંકામાં, દોરીમાં ભૂલથી દેખાતા સર્પની માફક બ્રહ્મમાં પ્રપંચનું ભાન એ મિથ્યા આરોપ છે. તે આરોપનું અધિષ્ઠાન પણ પરમાત્મા પોતે જ છે. તેમાં નામ, રૂપ કે ગુણ નથી તેથી તે નિર્વિકલ્પ છે, પ્રપંચને તેનાથી ભિન્ન સ્થાન નથી. ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો બ્રહ્મમાં ભાસ છે. પ્રપંચ સત્ય છે એવું જ્ઞાન દેહના અભિમાનને દૃઢ કરે છે અને સજ્જનોને દુઃખ ભોગવાવે છે; તેથી ભેદવાદીનો સંગ કરવો ન જોઇએ.

આવા જ્ઞાનયોગનું સાધન કરતાં સાધકનું શરીર અકસ્માત વ્યાધિથી પીડિત થઈ જાય તો તેને યોગ ધારણાથી, આસનથી, તપ, મંત્ર,

અને ઔષધથી શાન્ત કરવું. ધ્યાનથી, નામસંકીર્તનથી વગેરેથી અને યોગેશ્વરોના સેવાથી પણ અશુભ દોષોની નિવૃત્તિ થઇ જાય છે ( ૧૧-૨૮-૪૦ ) કોઈ કોઇ યોગીઓ દેહને દૃઢ અને જુવાન રાખવા માટે પહેલાં અણિમા વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે પણ ચતુર પુરુષે આવો માર્ગ લેવો નહિ. એ વ્યર્થ પ્રયાસ છે. વૃક્ષમાં ઉત્પન્ન થતા ફળની સમાન આ શરીર તો નાશવાન છે. કદાપિ યોગ સાધનાથી યોગીનું શરીર દૃઢ થઇ જાય તો પણ મને ભજવાવાળો બુદ્ધિમાન પુરુષ જ્ઞાનનુ સાધન છોડી તેમાં સંતુષ્ટ થઇને બેસી ન જાય. (૧૧-૨૮-૨૩) જે નિષ્કામ અને સ્વાનન્દનો અનુભવ કરવાવાળો યોગી મારો આશ્રય લઇ ઉપર પ્રમાણે યોગ સાધનામાં લાગી રહે છે તેને કોઇ વિઘ્ન નડતું નથી. ( ૧૧-૨૮-૪૪ )

શ્રી અરવિંદે પોતાની યોગ સાધનામાં શરીરને દૃઢ કરવા તરફ બહુ લક્ષ્ય આપ્યું હતું પણ તે સફળ થયા નહિ. હજુ તેમના શિષ્યો એ માર્ગનું સાધન કરે છે, પણ શ્રીમદ્ ભાગવતના ઉપરના સિદ્ધાંન્ત પ્રમાણે શરીર તરફ બહુ ધ્યાન આપવું ન જોઇએ.

ટૂંકામાં, અનન્યભાવે ભગવાનનું શરણ લેવાથી અથવા બધું બ્રહ્મમય જોવાથી બધાં વિઘ્નો ટળી શકે છે. આંહી પરમ જ્ઞાનયોગની છેવટની કથા શ્રીકૃષ્ણ પૂરી કરે છે, આવી અદ્વૈતની કથા જ્યાં જ્યાં આવે છે ત્યાં ઉદ્ધવજી ગભરાઇ જાય છે અને કાંઇક સહેલો ઉપાય બતાવવા ભગવાનને પ્રાર્થ કરે છે તેથી હવે ૨૯ મા અધ્યાયમાં ઉદ્ધવજીનો છેલ્લો પ્રશ્ન મુકવામાં આવે છે, તેનો ઉત્તર આપ્યા પછી ભગવાન સ્વધામ જવાની તૈયારી કરશે.

---

# પ્રકરણ ૩૬

## ભકિતનું સામ્રાજ્ય અને શ્રીકૃષ્ણરૂપી આત્માની સ્વરૂપમાં સ્થિતિ

ઉધ્ધવજી કહે છે–હે અચ્યુત! આપે જે જ્ઞાનયોગની ચર્ચા બતાવી અને જગતનું મિથ્યાત્ત્વ સમજાવ્યું તે અજીતેન્દ્રિય પુરુષને માટે બહુ જ દુઃસાધ્ય છે. માટે આપ સ્પષ્ટ રીતે એવો કોઈ ઉપાય બતાવો કે જેથી માણસો બહુ મહેનત વગર સિદ્ધિ પ્રાપ્ત કરી લે, મનને એકાગ્ર કરવામાં જે યોગીઓ પ્રયત્ન કરે છે તે પણ તેનો નિગ્રહ કરવામાં અત્યન્ત અશકત થઇ જાય છે, તેથી ઘણે ભાગે ઉદાસ રહે છે. તેથી વિવેકી માણસો આપના આનન્દદાયક ચરણ કમલનો આશ્રય લે છે. પણ યોગકર્મમાં જે અભિમાના થઇ જાય છે તે આપની માયાથી ઘેરાઇ જાય છે, તેઓને કદી સુખ મળતું નથી ( ૧૧–૨૯–૩ ). આપના અનન્ય શરણુ દાસને આપ આધીન થઇ જાઓ છો તેમાં આશ્ચર્ય નથી. આપના ચરણ કમલમાં રહેવા માટે બ્રહ્મા વગેરે લોકપાલો પણ પોતાના મુકુટ ઘસ્યા કરે છે; આપે રામાવતારમાં વાનરો સાથે પણ મિત્રતા કરી હતી. એવો કયો પ્રાણી હોય કે જે સંપૂર્ણ પ્રાણીઓના આત્મ, પ્રિયતમ, ઇશ્વર અને શરણાગતોને બધું આપવાવાળા પ્રભુ આપને ભૂલી જાય ? અથવા એવો કોણ વિચારવાન હશે કે જે પરિણામમાં મોહ ઉત્પન્ન કરવાવાળા અને કેવળ ભોગના જ સાધન એવા તુચ્છ ભોગોની ઇચ્છા કરે ? આપના ચરણ કમલોનું સેવન કરનાર અમને શું દુર્લભ છે? આપ, આચાર્ય રૂપે અને અંતર્યામી-રૂપે શરીરધારીઓના બાહ્ય અને આંતરીક મોહ દૂર કરી તેમને સ્વરુપનો સાક્ષાત્કાર કરાવો છો, એ આપના ઉપકારનો બદલો બ્રહ્મવેત્તા-ગણ બ્રહ્માની જેટલું આયુષ્ય પ્રાપ્ત કરીને પણ ચુકાવી શકતા નથી. એ તો આપના ઉપકારોનુ સ્મરણ કરતા મનમાં પ્રસન્ન રહ્યા કરે છે (૧૧–૨૯–૬).

જેને માટે જ્ઞાનયોગ મુશ્કેલ લાગે છે તેમને માટે હવે ભક્તિયોગ બતાવશે. એકાદશ સ્કંધના ૨૦મા અધ્યાયમાં પણ કહેલ છે કે બહુ વૈરાગ્ય જેનામાં હોય તેને માટે જ્ઞાનયોગ છે અને ઓછા વૈરાગ્યવાળાને માટે ભક્તિયોગ. ગીતામાં કહેલ છે કે સગુણમાં ક્લેશ તો છે પણ નિર્ગુણમાં દેહાત્મભાવવાળાને અધિક ક્લેશ ભોગવવો પડે છે. નિર્ગુણભાવ પ્રાપ્ત કરવા માટે બધી અનાત્મ વસ્તુઓને નિષેધ કરવો પડે છે અને છતાં વ્યવહાર વખતે દ્વૈતનો સ્વીકાર પણ કરવો પડે છે. સગુણભાવમાં કોઇ વસ્તુનો અસ્વીકાર થાય નહિ. તે વખતે વિષયનો સ્વીકાર થઇ જાય તો પણ જીવની અધોગતિ થાય છે અથવા ઝેરનો અસ્વીકાર કરવો પડે છે અને સર્પ, વીંછી કે વાઘવરૂથી બીને દૂર જવું પડે છે. એ બધામાં ભગવાનને જોવા એ બહુ જ મુશ્કેલ કામ છે, તેથી બંને માર્ગમાં મુશ્કેલીઓ તો છે જ. એ બધી મુશ્કેલીઓ ઓળંગવા માટે ઉદ્ધવજી જેવા જ્ઞાની ભક્ત ભગવાનના ચરણમાં શરણાગતિ રાખીને રહે છે કે જેથી ભગવાનનો અનુગ્રહ કાયમ મળ્યા કરે.

હવે ભગવાન ઉદ્ધવજીને કહે છે કે "હું તમને મારા મંગલમય ભાગવત ધર્મ સંભળાવું છું કે જેનું શ્રદ્ધાપૂર્વક આચરણ કરવાથી માણસ આ દુર્જય સંસારરૂપ મૃત્યુને જીતી લે છે. પહેલાં એ સમજવું કે :–

कुर्यात्सर्वाणि कर्माणि मदर्थं शनकैः स्मरन् ।
मय्यर्पित मनश्चित्तो मद्धर्मात्ममनोरतिः ॥
११–२९–९.

અર્થ – નિરન્તર મારામાં જ મન અને ચિત્તને લગાવવું. જેનો આત્મા અને જેનું મન મારા ધર્મોથી રંગાઇ ગએલ છે, તે પુરુષ મારૂં સ્મરણ કરતો પોતાના સંપૂર્ણ કર્મો ધીરે ધીરે મારે માટે જ કરે છે.

આવી દશા પ્રાપ્ત કરવી હોય તો કહે છે કે:—

देशान्पुण्यानाश्रयेत मद्भक्तैः साधुभिः श्रितान् ।
देवासुरमनुष्येषु मद्भक्ताचरितानि च ॥ ११–२९–१०

અર્થ– જ્યાં મારા ભક્ત સાધુજન રહેતા હોય એવા પુણ્ય સ્થાનોમાં રહેવું અને દેવ, અસુર તથા મનુષ્ય લોકમાં જે મારા અનન્ય ભક્ત થયા હોય. તેના આચરણોનું અનુસરણ કરવું:–

**मामेव सर्वभूतेषु बहिरन्तरपावृतम् ।**
**ईक्षेतात्मनि चात्मानं यथाखममलाशयः ॥**

૧૧–૨૯–૧૨

વળી પર્વદિનો પર એકલા અથવા બધાની સાથે મળી નાચ, ગાયન, ઠાઠમાઠથી મહોત્સવ કરવા અને નિર્મળ ચિત્તવાળા થઈ બધા પ્રાણીઓમાં અને પોતામાં આકાશની માફક મને નિરાવરણ રુપથી જોવો. આંહી જે આજ્ઞા કરેલ છે તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. બધા પ્રાણીમાં નિરાવરણ રૂપથી આત્માને જોવો. સાધારણ દષ્ટિમાં આવરણવાળો આત્મા જોવામાં આવે છે. નિરાવરણ દશ્ય જોવા માટે નિરાવરણ દષ્ટિ પ્રાપ્ત કરવી જોઈએ.

આ પ્રમાણે કેવળ જ્ઞાન–દષ્ટિનો આશ્રય લઈ **ज्ञानं कैवलमाश्रित**) (૧૧-૨૯–૧૩) બધા પ્રાણીઓને મારૂં રૂપ માની તેમનો સત્કાર કરવો તથા:–

**ब्राह्मणे पुल्कसे स्तेने ब्रह्मण्येऽर्के स्फुलिङ्गके ।**
**अक्रूरे क्रूरके चैव समदृक् पण्डितो मतः ॥**

૧૧–૨૯–૧૪

બ્રાહ્મણ, ચંડાળ, ચોર અને બ્રાહ્મણ ભક્ત, સૂર્ય અને સ્ફુલિંગ (ચિનગારી) તથા કૃપાળુ અને ક્રુરમાં જે સમાન દષ્ટિ રાખે છે તે પંડિત મનાય છે.

આ કામ કેટલું અઘરૂં છે તે જ્ઞાની પુરુષો અને ભક્તો જાણે છે. વ્યવહારમાં ઘણીવાર એવા સંજોગો પ્રાપ્ત થાય છે કે આવો ભાવ રાખવો મુશ્કેલ પડે છે. ખાસ કરીને પોલિસના કામમાં, ન્યાયાધીશના કામમાં અને રાજદ્વારી પ્રપંચમાં તથા પ્રજાકીય ધારાસભાની ચૂંટણી વખતે ગુણદોષની બુદ્ધિ ઉત્પન્ન થયા વગર રહેતી નથી. તેના ઉપાય

તરીકે ભગવાન કહે છે કે ઘણો સમય, બધા પુરૂષોમાં નિરંતર મારી ભાવના કરવાથી માણસની અંદરથી સ્પર્ધા, અસૂયા (પર-નિંદા), તિરસ્કાર અને અહંકાર વગેરે દોષ દૂર થઈ જાય છે (૧૧-૨૯-૧૫). પોતાની મશ્કરી કરનાર સ્વજનો તરફ હું સારો છું, તે ખરાબ છે, એવી દેહદૃષ્ટિને અને લોકલજ્જાને છોડીઃ—

प्रणमेद्दण्डवद्भूमावाश्वचाण्डालगोखरम् ।

(૧૧-૨૯-૧૬)

કુતરો, ચાંડાલ, ગાયો અને ગધેડાને પણ પૃથ્વી ઉપર પડી સાષ્ટાંગ પ્રણામ કરવા.

આ કામ પણ અઘરૂં છે, છતાં એ દશા પ્રાપ્ત કરવાની ભાવના રાખીને સાધના કરવી જોઈએ. તે ભાવના ક્યાં સુધી ચાલુ રાખવી, તો કહે છે કે

यावत्सर्वेषु भूतेषु मद्भावो नोपजायते ।
तावदेवमुपासीत वाङ्मनः कायवृत्तिभिः ॥

અર્થઃ—જ્યાં સુધી સંપૂર્ણ પ્રાણીઓમાં મારી ભાવના ન થાય ત્યાંસુધી મન, વાણી અને શરીરથી બધી ક્રિયાઓ દ્વારા મારી ઉપાસના કરવી.

પછી ઉપરામ વૃત્તિની જરૂર છે તે માટે કહે છે કેઃ—

सर्वं ब्रह्मात्मकं तस्य विद्ययात्ममनीषया ।
परिपश्यन्नुपरमेत्सर्वतो मुक्त संशयः ॥ ११-२९-१८

અર્થઃ—આ પ્રમાણે સર્વત્ર આત્મબુદ્ધિ રૂપ બ્રહ્મ વિદ્યા દ્વારા તેને બધું બ્રહ્મમય પ્રતીત થવા લાગે છે. એવી દૃષ્ટિ થાય ત્યારે સર્વથા નિઃસંદેહ થઈ ઉપરામ થઇ જવું, પછી લૌકીક અથવા વૈદિક કોઈ પ્રકારના કર્મ-કલાપમાં પડવું નહિ.

ઉત્તમ સાધનાનું સ્વરૂપ ટૂંકમાં હવે સમજાવી દે છે, કારણ કે ભગવાનને સ્વધામ જવું છે. તેથી કહે છે કે

अयं हि सर्वकल्पानां सध्रीचीनो मतो मम ।
मद्भाव सर्वभूतेषु मनोवाक्कायवृत्तिभिः ॥ (૧૧-૨૯-૧૯)

અર્થ:-મન, વાણી અને શરીરની બધી વૃત્તિઓથી સંપૂર્ણ પ્રાણીઓમાં મારી ભાવના કરવી, તેને હું મારી પ્રાપ્તિનું સાધન સમજું છું.

પણ આ કેટલું અઘરૂં કામ છે. બિલાડી ઉંદરને મારતી હોય ત્યારે કેવી દૃષ્ટિ રાખવી. બહારવટીઆ લોકોનાં ખૂન કરતા હોય ત્યારે કેવી ભાવના રાખવી! ઉપરનો ૧૮મો શ્લોક સમજાય તો ૧૯મો સમજવામાં હરકત આવતી નથી. ૧૮મા શ્લોકમાં ઉપરામ વૃત્તિ લેવાનું કહેલ છે. એવા પુરૂષની નજરમાં વિરૂદ્ધ ધર્મવાળા બનાવ બહુ ઓછા બને છે અને જે થોડાક જોવામાં આવે તેમાં ભગવાનની લીલા જોઈને આનંદ રહે છે. માળીને બગીચો સારો કરવો હોય તો થોડા ઝાડ કાપે અને થોડા નવા વાવે તેમાં તેનો હેતુ સારો હોય, આપણા શરીરમાં કેટલાક જીવડા અંદર અંદર લડતા હોય, તેથી કદાચ શરીર સારૂં પણ થતું હોય.

પતંગિયા દીવા પાસે રમતા બળતા હોય અને તેથી કોઈ દીવા ઓલવી નાંખે તો તે કામ ખરાબ છે એમ કેમ કહેવાય!

હવે ભગવાન કહે છે કે આવો આત્મધર્મ શરૂ કર્યાં પછી કોઈ પણ પ્રકારના વિઘ્નોથી તેનો અણું માત્ર પણ ધ્વંસ થતો નથી, કારણ કે એ ધર્મ નિર્ગુણ હોવાથી મેં એ નિષ્કામ ધર્મનો નિશ્ચય કરેલ છે.
(૧૧--૨૯-૨૦)

કેટલીક ક્રિયાઓ નિરર્થક લાગે જેમ કે ભયથી ભાગવું, કોઈના મૃત્યુ વખતે રોવું, એવી ક્રિયા પણ નિષ્કામ ભાવથી, ફલના અભાવ માટે, ભગવાનને અર્પણ કરવામાં આવે તો તે પણ ધર્મ છે અને ભગવાનની પ્રાપ્તિ કરાવી આપે છે (૧૧-૨૯-૨૧). આ અસત્ અને નાશવાન શરીર દ્વારા અજર, અમર પરમાત્માને પ્રાપ્ત કરી લેવા એ જ બુદ્ધિમાનોની બુદ્ધિ છે અને ચતુરોની ચતુરાઈ છે. (૧૧-૨૯-૨૨)

આ પ્રમાણે ભગવાને ઉદ્ધવજીને ઉત્તમમાં ઉત્તમ ઉપદેશ આપ્યો તેને બ્રહ્મવાદ કહે છે. ઉદ્ધવજીને તે સમજાયો કે નહિ તે માટે હવે ભગવાન પૂછે છેઃ— આ પ્રમાણે દેવોને પણ દુર્લભ એવો આ સંપૂર્ણ બ્રહ્મવાદ મેં તમને સંક્ષેપથી અને વિસ્તારથી સંભળાવ્યો, તેમાં સ્પષ્ટ યુક્તિઓ આપેલ છે, એ જ્ઞાનથી પુરૂષ નિઃસદેહ થઇ મુક્ત થઈ જાય છે. તમારા બધા પ્રશ્નોનું વિવેચન તેમાં આવી જાય છે.

જે પુરુષ આ પ્રશ્નોત્તરનું બરાબર મનન કરશે તે સનાતન પરબ્રહ્મને પ્રાપ્ત કરી લેશે. જે માણસો મારા ભક્તોને આ બરાબર સમજાવશે તે જ્ઞાનદાતાને હું પોતાનું આત્મ–સમર્પણ કરૂં છું. જે આ જ્ઞાનનું નિરંતર અધ્યયન કરશે તેને પણ મારો સાક્ષાત્કાર થશે (૧૧–૨૯–૨૭). જે કોઇ એકાગ્ર ચિત્તથી શ્રદ્ધાપૂર્વક સંભળશે તેને મારી પરાભક્તિ પ્રાપ્ત થશે અને તે કર્મ–બંધનમાં પડશે નહિ. હે ઉદ્ધવ, તમને બ્રહ્મનું સ્વરૂપ બરાબર સમજાયું? તમારા ચિત્તમાંથી મોહ અને શોક દૂર થયા? તમારે આ જ્ઞાન કોઇ દંભી, નાસ્તિક, દુષ્ટ પ્રકૃતિવાળા અને જેને સાંભળવાની ઇચ્છા ન હોય તેવા ભક્તિ વગરનાને અને નમ્રતા વગરના પુરુષોને કદાપિ સંભળાવવું નહિ, પણ જે આવા દોષોથી રહિત હોય, પ્રેમી હોય, સાધુસ્વભાવવાળો હોય અને જે પવિત્ર ચારિત્રવાળો હોય તો તેને આ બ્રહ્મવાદ સંભળાવવો.

**नैतद्विज्ञाय जिज्ञासोर्ज्ञातव्यमवशिष्यते ।**
**पीत्वा पीयूषममृतं पातव्यं नावशिष्यते ॥ ११–२९–३२**

અર્થ:–જે પ્રમાણે અમૃતપાન કરી લેવાથી બીજું કાંઇ પીવાનું રહેતું નથી તે પ્રમાણે આ જ્ઞાન મળ્યા પછી જિજ્ઞાસુને બીજું કાંઇ જાણવાનું રહેતું નથી.

જ્ઞાન, કર્મયોગ, વાણિજ્ય અને રાજ–દંડ વગેરેથી માણસોને જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વગેરેનું ફળ પ્રાપ્ત થાય છે તે ચારે પ્રકારના ફળ તમારા જેવા અનન્ય ભક્તોને માટે હું છું. (એટલે હવે બીજા સંસારી પુરુષાર્થનો વિચાર કરવા જેવો નથી).

જે વખતે માણસ બધાં કર્મ છોડી મને આત્મસમર્પણ થઇ જાય છે તે વખતે હું તેને વિશિષ્ટ લક્ષણવાળો બનાવી દઉં છું, તેથી તે મોક્ષ રૂપ અમર પદને પામી મારા સ્વરૂપભૂત થઇ જાય છે.

આવો ભક્તિયુક્ત જ્ઞાનયોગનો ઉપદેશ સાંભળી ઉદ્ધવજીની આંખમાં આંસુ આવી ગયાં, પ્રેમથી તેમનું ગળું રોકાઈ ગયું, તે કાંઇ બોલી શકયા નહિ, કેવળ હાથ જોડી ઊભા રહ્યા. પછી ધીરજથી પોતાનું વિહ્વલ થયેલ ચિત્ત રોકી પોતાને ભાગ્યવાન માનતા, ભગવાન યદુનાથના ચરણોમાં માથું રાખી હાથ જોડી કહ્યું કેઃ—

મારો મોહમય અંધકાર આપના સહવાસથી દૂર થયો છે. અગ્નિ મળે ત્યારે ઠંડી, અંધકાર અને ભય રહી શકતા નથી.

આપે કૃપા કરી આ જ્ઞાનરૂપી દીવો મને આપ્યો, એ આપનો મહાન અનુગ્રહ છે. ડાહ્યો પુરુષ બીજા કોના શરણમાં જાય? આપની માયાથી મારો સ્નેહ યાદવોમાં લાગી રહ્યો હતો. તે આજ આપે આત્મબોધરૂપી તીક્ષ્ણ ખડ્ગથી કાપી નાંખ્યો. હે મહાયોગી! આપને મારા નમસ્કાર છે, હવે આપ મને એવી આજ્ઞા આપો કે જેથી આપના ચરણકમળોમાં મારી અવિચળ ભક્તિ રહે. (૧૧–૨૯–૮૦)

ઉપર ૨૩મા શ્લોકમાં આ ઉપદેશને બ્રહ્મવાદ કહેલ છે. બ્રહ્મવાદ એટલે જ્ઞાની ભકતની દૃષ્ટિમાં બ્રહ્મ સિવાય બીજું કાંઈ રહે નહિ. રજ્જુનું દર્શન થતાં સર્પ રહેતો નથી. ભ્રાંતિ વખતે અધ્યસ્તનું જ્ઞાન રહે છે. ભ્રાંતિ નીકળી જતાં અધ્યસ્ત વસ્તુ અને તેનું જ્ઞાન રહેતું નથી. આવા જ્ઞાન માટે શુકદેવજી જેવા અને શ્રીકૃષ્ણ જેવા ગુરુ જોઇએ, અને વૈરાગ્ય પણ જોઇએ. વૈરાગ્ય વગર અને એકાન્ત સેવન વગર બ્રહ્મભાવ ટકે નહિ, તેથી હવે ભગવાન ઉદ્ધવજીને એકાન્તમાં રહેવા માટે ઉપદેશ આપે છેઃ—

ભગવાનઃ–હે ઉદ્ધવ! મારી આજ્ઞાથી હવે તમે બદ્રીનાથ નામના મારા આશ્રમમાં જાઓ, ત્યાં મારા ચરણકમલમાંથી ઉત્પન્ન થયેલા ગંગાજીના અતિ પુનિત્ જળના સ્નાન અને પાનથી તમે પવિત્ર

થઇ જશો. વળી અલકનન્દાના દર્શનથી તમારાં બધાં પાપ દૂર થઈ જશે. ત્યાં નિસ્પૃહ વૃત્તિથી સુખપૂર્વક રહેવું. ત્યાં શીત-ઉષ્ણ વગેરે દ્વંદ્વોને સહન કરવા, સુશિલ અને જીતેન્દ્રિય થઈ, શાંત ચિત્તવાળા થઇ એકાગ્રબુદ્ધિથી જ્ઞાન અને વિજ્ઞાનથી યુક્ત રહેવું. (૧૦-૨૯-૪૩). મેં જે કાંઈ બોધ આપેલ છે તે ઉપર બરાબર મનન કરવું, અને બ્રહ્મનો અનુભવ લેવો. વાણી અને ચિત્ત મારામાં લગાવી, મારા ધર્મોમાં તત્પર રહેવું, એવી રીતે રહેવાથી તમે ત્રણે ગુણોની ગતિથી અંતીત થઈ અંતે પરબ્રહ્મરૂપ થઈ જશો. (૧૦-૨૯-૪)

આ ઉપદેશ સાંભળી ઉદ્ધવજીએ ઊઠી ભગવાનની પરિક્રમા કરી અને તેમના ચરણો ઉપર પોતાનું મસ્તક રાખ્યું. તે દ્વંદ્વોથી પર હતા, છતાં જતી વખતે તેમનું ચિત્ત પ્રેમથી ભરાઈ આવ્યું અને નેત્રોની અશ્રુ-ધારાથી ભગવાનના ચરણ ભીંજાઇ આવ્યા, ભગવાનના વિયોગથી ઉદ્ધવજી વ્યાકુળ થવાથી, સ્વામીની ( ભગવાન ) ચરણ પાદુકા લઇ લીધી, ને મસ્તક ઉપર મુકી વારંવાર પ્રણામ કર્યો અને જેમ તેમ કરીને ત્યાંથી વિદાય લીધી, પછી ઉદ્ધવજી બદરિકાશ્રમ પહોંચ્યા અને ત્યાં જ્ઞાનમય અને તપોમય આચરણ કરતાં અંતમાં પરમગતિને પ્રાપ્ત થયા. જે પુરૂષ શ્રદ્ધાપૂર્વક આ ઉપદેશનું થોડું પણ સેવન કરશે તે સંસારના બંધનથી મુકત થઇ જશે, એટલું જ નહિ પણ જગત તેના સંગથી મુકત થઇ જશે. વસ્તવમાં જીવે જગતને પકડી રાખેલ છે, તેથી તેના જગતનો મોક્ષ થતો નથી. જીવ જીવ-ભાવ છોડી દે તો તેનું જગત રહે નહિ, જેવું સ્વપ્નમાં છે તેવું જાગ્રતમાં છે. તેથી જેની ઇચ્છા જગતનો મોક્ષ કરવાની હોય તેણે પોતાનો મોક્ષ કરવો જોઇએ (૧૧-૨૯-૪૮) જો જગત સાચું ન હોય તો શ્રી કૃષ્ણનો જન્મ કયાં થયો ! તેથી નીચેના શ્લોકનાં શુકદેવજી જણાવે છે કે શ્રીકૃષ્ણ નામક પરમ શ્રેષ્ઠ આદિ પુરૂષ છે કે જેણે સંસારનો ભય દૂર કરવા માટે જ્ઞાનવિજ્ઞાનનો સાર કાઢયો અને સમુદ્રમાંથી અમૃત કાઢયું અને પોતાના ભકતોને તે અમૃત પાયું, તે ભગવાનને હું પ્રણામ કરૂં છું. (૧૧-૨૯-૪૯)

આંહી છેવટના શબ્દો એવા આવે છે કે—
**पुरुषमृषभमाद्यं कृष्णसंज्ञं नतोऽस्मि** એટલે શ્રીકૃષ્ણ સંજ્ઞાવાળા પરમશ્રેષ્ઠ આદિ પુરુષ છે; એટલે વાસ્તવમાં આ બ્રહ્મજ્ઞાનની કથા છે અને વચમાં જે જે રાજાઓની કથા આપવામાં આવેલ છે, તે માત્ર વાણીનો વિલાસ છે અને પરમાર્થથી સાચી નથી એવું બારમા સ્કંધમાં જણાવે છે (૧૨–૩–૧૩)

બ્રહ્મજ્ઞાન થયા પછી સંસારમાં કોઇમાં મમતા રહેવી ન જોઇએ. દશમ સ્કંધમાં એમ જણાવે છે કે મથુરામાં ભગવાન ગયા પછી તેમને નંદરાયજી, યશોદાજી અને ગોપ–ગોપી યાદ આવતા હતા. દ્વારકામાં તેમણે મહાભારતનું યુદ્ધ કરી સંબંધીઓમાંથી મમતા કાઢી, હવે પ્રભાસ જતી વખતે નજીકનાં સગાંમાંથી પણ મમતા કાઢે છે. પ્રભાસ એટલે આત્માનું તેજ સમજવું. એ તેજમાં સ્નાન કરવાથી ચંદ્રરૂપી મનનો મોક્ષ થાય છે, તેથી ત્યાં સોમનાથની પ્રતિષ્ઠા કરવામાં આવે છે. આત્મજ્ઞાન માટે મનોનાશ અને વાસના ક્ષય એ યાદવકુળનો નાશ સમજવાનો છે.

હવે આકાશ, પૃથ્વી અને અંતરિક્ષમાં મહાન ઉત્પાત થવા લાગ્યા. તે જોઇ સુધર્મા નામની સભામાં બેઠેલા ભગવાને યાદવોને કહ્યું કે હવે આપણે આંહી એક ક્ષણવાર પણ રહેવું ન જોઇએ. સ્ત્રી બાળક અને વૃદ્ધોને શંખોદ્ધાર મોકલો, અને આપણે બધા પ્રભાસ જઈએ કે જ્યાં પૂર્વ તરફ સરસ્વતી નદી વહે છે. ત્યાં તીર્થમાં સ્નાન કરી, ઉપવાસ કરી દેવોનું પુજન કરશું, અને બ્રાહ્મણોનો સત્કાર કરશું. આંહી પ્રભાસ એટલે તેજ અને સરસ્વતી એટલે આત્મજ્ઞાન સમજવાનું છે. આવી આજ્ઞા સાંભળી બધા પ્રભાસ ક્ષેત્ર તરફ ચાલ્યા, ત્યાં શ્રદ્ધા અને ભક્તિથી બધાં મંગળ કાર્ય કર્યાં, પછી પ્રારબ્ધને લઈને બુદ્ધિ ભ્રષ્ટ થવાથી જે દારૂ પીવાથી બુદ્ધિ ઠેકાણે રહેતી નથી એવો મૈરેયક નામનો દારૂ પીધો. તેનાથી ભગવાનની માયાથી મોહિત

થયેલા યાદવ વીરોમાં પરસ્પર બહુ ઝઘડો થયો. જ્યારે માણસની છેલ્લી દશા આવે છે ત્યારે પ્રકૃતિમાં બહુ ક્ષોભ થાય છે. આ કારણને લઈને સમુદ્ર ઉપર બધા યાદવો પરસ્પર હાથીની માફક લડવા લાગ્યા, અને એક બીજાને મારવા લાગ્યા. છેલ્લી વખતે શરીરના પરમાણુંની એવી દશા થાય છે. બધા યાદવો મદિરાપાનથી ઉન્મત્ત થઈ ગયા હતા. જ્યારે બાણ સમાપ્ત થઇ ગયાં અને ધનુષ તૂટવા લાગ્યાં ત્યારે મૂઠીઓની અને મુસલના ચૂર્ણથી ઊગેલા લોઢા જેવા ઝાડના ફણથી લડવા લાગ્યા. કેટલાક બલરામજીને મારવા દોડયા, એટલે મૂળ પ્રકૃતિમાં પણ ક્ષોભ થયો. તેથી શ્રીકૃષ્ણ અને બલરામજી પણ યાદવોને મારવા લાગ્યા. છેવટે યાદવોનો સંહાર થયો ત્યારે શ્રીકૃષ્ણને લાગ્યું કે હવે પૃથિવીનો ભાર ઊતર્યો (૧૧-૩૦-૨૫).

બલરામજીએ સમુદ્રના તટ ઉપર ચિંતનરૂપ યોગનો આશ્રય લઇ પોતાના આત્માને શુદ્ધ સ્વરૂપમાં સ્થિત કરી મનુષ્ય શરીર છોડી દીધું. તે પછી ભગવાને ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કર્યું અને એક પીપળાના વૃક્ષની છાયામાં પૃથિવી ઉપર શાંતભાવથી મૌન રાખી બેઠા. તે વખતે તેમણે ડાબો પગ જમણા સાથળ ઉપર રાખ્યો હતો (૧૧-૩૦-૩૨).

તે વખતે જરા નામનો વ્યાધ નજીકમાં આવ્યો. તેણે મુસલના બાકી રહેલ કટકાથી બાણની અણી બનાવી હતી. તેણે જોયું કે દૂર કોઈ હરણ છે કારણ કે ભગવાનના ચરણમાં હરણનું ચિન્હ હતું તેથી તેને હરણ સમજી બાણ માર્યું. પછી તેને ખબર પડી કે આ તો સાક્ષાત ભગવાન છે. તેથી પોતાના અપરાધની માફી માંગવા લાગ્યો. ભગવાને કહ્યું: તું બી નહિ, ઊભો થા, આ બધું કર્મ મારી ઈચ્છાથી થયું છે, હવે તું મારી આજ્ઞાથી સ્વર્ગમાં જા.

આંહી સમજવાનું એ છે કે જરા એટલે ઘડપણ. ઘડપણનું બાણ બધાને લાગે છે પણ ભગવાન જેવા દિવ્ય પુરુષને તેની અસર થતી નથી.

તે પારધી સ્વર્ગમાં ગયો. પછી ભગવાનનો સારથી દારૂક ત્યાં આવ્યો, અને તેમના ચરણોમાં પડ્યો. તે વખતે રથ આકાશમાં ઊડ્યો, પછી ભગવાનના દિવ્ય આયુધ પણ ચાલ્યા ગયા. એ જોઈ ભગવાને દારૂકને કહ્યું કે "તું દ્વારકા જા, અને બાકીના માણસોને આંહીની યાદવાસ્થળીના ખબર આપ, અને તેમને કહે કે, હવે દ્વારકામાં રહેવું નહિ, હવે એ યદુપુરી સમુદ્રમાં ડૂબી જશે. બધાએ અર્જુનની સાથે ઇન્દ્રપ્રસ્થ જવું. તું નિરપેક્ષ થઇ આ સંપૂર્ણ પ્રપંચને મારી માયાની રચના જાણ અને શાંત થઇ જા (૧૧–૩૦–૩૯). એનો અર્થ એવો છે કે આ બધો પ્રપંચ સ્વપ્નના જેવો માયામય છે. દારૂકે ભગવાનની પ્રદક્ષિણા કરી અને ત્યાંથી દ્વારકાપુરી ગયો.

પછી બ્રહ્મા વગેરે દેવો ત્યાં આવ્યા અને ભગવાનના ઉપર પુષ્પ-વૃષ્ટિ કરી. ભગવાને પોતાના નેત્રકમળ બંધ કરી દીધાં અને **योग धारणयाग्नेयाद्ग्ध्वा धामाविशत्स्वकम्** (૧૧–૩૧–૬). ધારણાધ્યાનને માટે અતિ મંગળરૂપ પોતાના દિવ્ય શરીરને યોગાગ્નિથી ભસ્મ કર્યા વગર ભગવાને પોતાના ધામમાં પ્રવેશ કર્યો. દિવ્ય શરીરને ભસ્મ કરવું પડતું નથી. આ એમ બતાવે છે કે ભગવાનનું શરીર માણસના જેવું નહોતું અને ભગવાનનો જન્મ પણ માણસની પેઠે થયો નથી. આ દેખાવ જોઇ બ્રહ્મા વગેરે વિસ્મય પામ્યા, અને બધા પોતપોતાના લોકમાં ગયા.

હવે શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે "પરમાત્માની દેહધારીઓની માફક કરેલી જન્મમરણ વગેરે ક્રિયાઓને તમે નટની માયાવાળી લીલા સમાન સમજો.(૧૧–૩૧–૧૧) જે પુરુષ પ્રાતઃકાળે ઊઠી શ્રીકૃષ્ણ-ચન્દ્રની આ પરમપદ પ્રયાણની કથા નિયમપૂર્વક વાંચશે તેને સર્વોત્તમ ગતિ પ્રાપ્ત થશે. દારૂક દ્વારકામાં આવ્યો અને યાદવાસ્થળીના અને ભગવાનના સ્વધામ જવાના ખબર આપ્યા. દેવકીજી રોહિણી વગેરે આ ખબર સાંભળી ચેતનાશૂન્ય થઇ ગયા અને પોતાના પ્રાણ છોડી દીધાં. રુક્મિણી વગેરે પટરાણીઓએ ભગવાનનું ચિંતન કરતા અગ્નિમાં

પ્રવેશ કર્યો. અર્જુને ગીતાના ઉપદેશનું સ્મરણ કરી પોતાના મનનું સમાધાન કર્યું. પછી સગાઓની અંતિમ ક્રિયા કરાવી સમુદ્રે દ્વારકાને ડૂબાવી દીધી. પછી અર્જુન બાકીના સગાંને લઇ ઇન્દ્રપ્રસ્થ આવ્યા, અને ત્યાં અનિરુદ્ધના પુત્ર વજ્રનો રાજ્યાભિષેક કર્યો. આંહી વજ્ર એટલે આત્મ-નિષ્ઠા સમજવાની છે.

શુકદેવજી કહે છે : હે રાજા ! પછી તમારા પિતામહ પાંડવો મહાપથ તરફ ચાલ્યા ગયા.

ભગવાનની દિવ્ય જન્મ અને કર્મની આ કથાનું જે શ્રદ્ધાપૂર્વક કીર્તન કરશે તે બધાં પાપોથી મુક્ત થઇ જશે. તેઓને પરમહંસોની ગતિ સ્વરૂપ શ્રીકૃષ્ણચન્દ્રમાં પરમ ભક્તિ પ્રાપ્ત થશે (૧૧-૩૧-૨૮).

શ્રીમદ્ ભાગવત એ પરમહંસોની સંહિતા છે. તેમાં અનેક પરમહંસોના નામ આવે છે. શુકદેવજી, કપિલ, વિદુર, મૈત્રેય, ધ્રુવ, સતી, શંકર, જડભરત, નારદ, વ્યાસ, અંગિરા, પ્રહ્લાદ, બલિ, અંબરિષ, રામ, રુક્મિણિ, વસુદેવ, સુદામા, દત્તાત્રેય, ઉદ્ધવજી, ગોપીઓ, શ્રુતદેવ, બહુલાશ્વ, વગેરે વગેરે પરમહંસ હતા અને છેલ્લા પરમહંસ શ્રીકૃષ્ણ સંજ્ઞાવાળા આદિપુરુષ બ્રહ્મસ્વરૂપ હતા. તે જ બ્રહ્મણ્ય છે અને સદા સૌની સાથે છે. તેના સિવાય બીજું કાંઈ નથી, એ બાબત હવે શુકદેવજી પરીક્ષિત રાજાને બારમા સ્કંધમા ફરીથી સંભળાવશે.

ખરી રીતે દેહના સુખદુઃખનું અભિમાન ધરીને નાચવું એ જીવનો જન્મ છે અને એ અભિમાન છૂટી જાય એ જ મોક્ષ છે. એ શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ છે.

---

## પ્રકરણ ૩૭

### ચાર યુગના ગુણદોષ

ઘણા માણસોને આત્મજ્ઞાન થયા પછી પણ પાછલા સંસ્કાર કોઈ કોઈ વાર સ્ફૂરે છે. ભગવાને એકાદશ સ્કંધમાં ઉદ્ધવજીને જે ઉપદેશ આપ્યો, તેમાં છેવટે કહ્યું કે જેમ અમૃતપાન કર્યા પછી કાંઈ પીવા જેવું

રહેતું નથી, તેમ આ જ્ઞાન મળ્યા પછી કાંઇ જાણવાનું રહેતું નથી (૧૧-૨૯-૩૨). એ ઉપદેશ શુકદેવજીએ પરીક્ષિત રાજાને પણ આપ્યો હતો તેથી હવે કાંઈ વધારે જ્ઞાનની જરૂર રહેતી નથી, છતાં બારમા સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે ભગવાન શ્રી કૃષ્ણ નિજધામે પધાર્યા તે પછી આ પૃથ્વી ઉપર કોનો વંશ ચાલ્યો ! એ વાત સંભળાવો. આ પ્રશ્ન ઉપરથી જણાય છે કે જીવન્મુક્ત દશામાં પણ થોડાક જુના સંસ્કાર સ્ફૂરે છે. તેથી શુકદેવજી વ્યવહારિક દૃષ્ટિથી થોડીક વંશાવળી નીચે પ્રમાણે આપીને પછી તેનો અપવાદ કરશે, છતાં જે પ્રકારની ભાષા શુકદેવજી વાપરે છે તે ઉપરથી વિદેહમુક્તિની શરૂઆતનો ક્રમ જણાય છે.

શુકદેવજી—હે રાજા ! મહારાજા બૃહદ્રથના વંશમાં પુરંજય નામનો અંતિમ રાજા થશે (એટલે બ્રહ્માકાર વૃત્તિ સ્વરૂપમાં લીન થયા પછી માત્ર પુર એટલે શરીર રહેશે). તેનો મંત્રી શુનક પોતાના સ્વામીને મારી તે જગ્યા ઉપર પોતાના પુત્ર પ્રદ્યોતને રાજા બનાવશે, એટલે પછી શરીર પણ શુન્ય જેવી દશા ધારણ કરીને સત્તારહીત થઈ જશે તે વખતે પ્રાણ તેજ રૂપ થઇ જશે, તેને પ્રદ્યોત કહે છે. શરીર છોડતી વખતે સાધારણ માણસની એવી દશા થાય છે, એવું બૃહદારણ્યક ઉપનિષદમાં કહેલ છે. તેજ પરદેવતામાં લય પામે છે તેથી કહે છે કે પ્રદ્યોતનો પુત્ર પાલક થશે, પછી પાલકના પુત્રના પુત્ર નન્દિવર્ધન થશે. તેના વંશમાં મહાબલી નંદ ક્ષત્રીઓનો નાશ કરનારો થશે. તે પછીના રાજાઓ શુદ્ર પ્રાય અને અધાર્મિક થઈ જશે. (૧૨-૯). આંહી હવે વ્યવહારિક સત્તા શરૂ થાય છે. વ્યક્તિના જીવનો પ્રશ્ન પૂરો થયા પછી સમાજની દશાનું થોડુંક વર્ણન શુકદેવજી આપે છે.

તેનો મેળ નંદ અને તેના પ્રધાન ચાણક્ય સાથે કરી આપે છે, તેથી માણસોની વૃત્તિ ઇતિહાસ તરફ વળે છે, સામાજીક બાબતોમાં ઇતિહાસની જરૂર પડે છે અને કલિયુગમાં ખાસ કરીને ઘણા માણસોને સામાજીક બાબતો અને સામાજીક ઉન્નતિ બહુ ગમે છે, તેથી શુકદેવજીએ

આ કથા કહેલ હોય અથવા બીજા કોઈએ ઉમેરેલ હોય તે નકકી કરવું મુશ્કેલ છે. નંદવંશનો ઉચ્છેદ થયા પછી ચંદ્રગુપ્ત મૌર્યને રાજા બનાવશે, ચંદ્રગુપ્તનો પુત્ર વારિસાર થશે અને તેનો અશોક થશે. પછી અશોકના વંશનું વર્ણન આપે છે. એના વંશના ત્રીસ રાજાઓ ચારસો છપ્પન વર્ષ પૃથિવીનું રાજ્ય કરશે ( ૧૨–૧–૨૮ ), તે પછી ૭ આભીર, ૧૦ ગર્દભી અને ૧૬ કંકજાતીના રાજા થશે (૧૨–૧–૨૯ ) તે પછી ૮ યવન, ૧૩ તુરુષ્ક, ૧૦ ગુંરડ અને ૧૧ મૌન જાતીયના પૃથિવીપતિ થશે. અંહી આખી પૃથિવીની વાત કરેલ છે. કોઈ અમુક દેશની કે ખંડની વાત કરેલ નથી. તેથી આ હકીકત કયા દેશને હાલ લાગુ થઈ શકે તે જાણી શકાય તેવું નથી. એ બધા રાજા ૧૦૯૯ વર્ષ પૃથિવીનું રાજ્ય કરશે, પણ ૧૧ મૌન રાજા ૩૦૦ વર્ષ રાજ્ય કરશે. મૌનોનો અંત આવ્યા પછી બીજા રાજાઓ ૧૦૬ વર્ષ રાજ્ય કરશે, વગેરે વગેરે આ બધી હકીકત હાલના કાળના ઇતિહાસને મળતી આવતી નથી. વચમાં નંદ, ચાણક્ય અને અશોક વગેરેની થોડીક વાતો થોડે અંશે મળતી આવે છે વળી હાલના કાળમાં કોઇ દેશમાં રાજાઓના રાજ્ય રહેલા નથી. ઇંગ્લાંડમાં પણ રાજા સ્વતંત્ર નથી. લગભગ બધા દેશમાં પ્રજાસત્તાક રાજયો થઈ ગયા છે. શુકદેવજી એટલું કહે છે કે બ્રાહ્મણો સંસ્કાર શૂન્ય થઇ જશે. (૧૨–૧–૩૮) તેનો અર્થ એવો થઇ શકે છે કે બધી જગ્યાએ મજૂરોના રાજયો થશે કારણ કે પ્રજાસત્તાક રાજ્યોમાં બહુમતિ મજુરોની જ રહે છે. એવા રાજાઓ અથવા પ્રધાનો પ્રજાને લુંટશે, કારણ કે બધા રાજ્યોમાં ધણા કર નાંખવા પડે છે. એવા દેશો પરસ્પર લડીને ક્ષય પામશે.

( ૧૨–૧–૪૩ ).

હવે શુકદેવજી કલિયુગના ધર્મનું નિરૂપણ નીચે પ્રમાણે કરે છેઃ—

૧. દિવસે દિવસે ધર્મનો, સત્ય, શૌચ, ક્ષમા, દયા, આયુષ્ય, બળ અને સ્મૃતિનો ક્ષય થતો જશે.

૨. ધન એ જ મનુષ્યની કુલીનતા, આચાર અને ગુણોના ઉદયનું કારણ રહેશે.
૩. બળ એ જ ધર્મ અને ન્યાયની વ્યવસ્થાનું કારણ થશે.
૪ દાંપત્યધર્મમાં પરસ્પર રૂચિ, વ્યવહારમાં કપટ, સ્ત્રી અને પુરુષોની શ્રેષ્ઠતામાં રતિ–ચાતુર્ય અને બ્રાહ્મણત્વમાં યજ્ઞોપવિત એ મુખ્ય કારણ રહેશે.
૫. વાણીની ચપલતા એ પંડિતાઈનું ચિહ્ન રહેશે.
૬. ધન વગરનો અસાધુ મનાશે, દંભી સાધુ થશે, સામાનો સ્વીકાર કરી લેવો તે વિવાહ મનાશે, અને સ્નાન કરવાથી શરીરને અલંકાર મળ્યા એમ મનાશે.
૭. દૂરનું જલાશય તીર્થ મનાશે, વાળને ઠીક રાખવા એ જ સૌંદર્ય મનાશે અને સંકોચ વગર વાતો કરવી એ સત્યતાનું ચિહ્ન સમજાશે.
૮. માત્ર કુટુંબનું પાલન કરવું એ ચતુરતા રહેશે અને કીર્તિને માટે ધર્મનું પાલન થશે.
૯. જે શકિતવાળો હશે તે રાજા થશે રાજાઓ લોભી, ક્રૂર અને લૂંટારા જેવા થશે; તેથી પ્રજા પર્વત અને વનમાં ચાલી જશે અને ત્યાં શાક મૂળ, ફળ, માંસ, ફૂલ, ગાંઠ વગેરે ખાઇને પોતાનો નિર્વાહ કરશે.
૧૦. ઘણા લોકો અનાવૃષ્ટિ અને દુકાળથી તથા રાજાના કરથી પીડા પામશે અને પોતામાં ઝઘડા કરી નાશ પામશે.
૧૧. વ્યાધિ અને ચિંતા વધી જવાથી માણસોની આયુષ્ય વીસ કે ત્રીસ વર્ષની રહેશે.
૧૨. શરીર નાના થશે અને વર્ણાશ્રમ ધર્મ નાશ પામશે. લોકો ચોરી અસત્ય, વૃથા હિંસા વગેરે કુકર્મોથી પોતાની આજીવિકા ચલાવશે.
૧૩. બધા વર્ણ શૂદ્ર જેવા થઇ જશે, ગાયો બકરી જેવી થઈ જશે અને સ્ત્રીના સંબંધી એ સગાં તરીકે ગણાશે.
૧૪. વનસ્પતિઓ નાની થઈ જશે, વાદળામાં વીજળી વધારે થશે, ઘર અતિથિ–સત્કાર વગરના થઇ જશે.

આ પ્રમાણે જ્યારે અસત્ પ્રવૃત્તિવાળા કલિયુગની સમાપ્તિનો વખત આવશે ત્યારે શ્રી વિષ્ણુ ભગવાન ધર્મની રક્ષાને માટે અવતાર લેશે. તેમનો જન્મ સાધુઓની રક્ષાને માટે થાય છે. તે કલ્કિ ભગવાન ગ્રામશ્રેષ્ઠ શમ્ભલમાં રહેવાવાળા બ્રાહ્મણ મહાત્મા વિષ્ણુયશાને ત્યાં અવતાર લેશે (૧૨–૨–૧૮). અણિમાદિ આઠ ઐશ્વર્યથી યુક્ત જગત્પતિ કલ્કિ ભગવાન દેવદત્ત નામના એક શીઘ્રગામી ઘોડા ઉપર આરૂઢ થઈ તલવારથી દુષ્ટ પુરુષોનું દમન કરશે. તે પૃથિવી ઉપર ફરી ફરીને રાજાના વેશમાં છૂપાયેલા કરોડો માણસોનો સંહાર કરશે (૧૨ ૨–૨૦).

ઉપરની ભવિષ્યવાણીમાં કેટલીક બાબતો હાલ જોવામાં આવે છે. કેટલાક માણસો એમ પણ માને છે કે હાલમાં અનાચાર એટલો બધો વધી ગયેલો છે કે હવે ભગવાને તરત અવતાર લેવો જોઇએ. પણ ભૂતકાળના કેટલાક અવતારોનાં કારણ તપાસતાં એમ જણાય છે કે બ્રહ્મા, દેવો અથવા કોઇ માણસો ભગવાનને પ્રાર્થના કરે ત્યારે ભગવાન અવતાર લેતા હતા. ભગવાનના સ્વરૂપના જ્ઞાનમાં દ્વૈત નથી તેથી તેનામાં માણસના જેવું જ્ઞાન નથી. જ્યાં સુધી તેના જ્ઞાનમાં લોકોનાં દુઃખ ન આવે ત્યાં સુધી તેમાં કાંઇ સંચાર કે પ્રવૃત્તિ થાય નહિ. તેથી લોકોએ ભગવાનને અવતાર લેવા માટે પ્રાર્થના કરવી જોઇએ. વળી ભાગવતની કેટલીક સ્તુતિઓ જોતાં એમ જણાય છે કે કલિયુગની વચમાં ભગવાનનો અવતાર થશે નહિ. તેથી ભગવાનની સ્તુતિમાં **त्रियुगाय नमः** એવા શબ્દો આવે છે. કલિયુગની વચમાં ભગવાન પોતાનું કામ કોઈ કોઇ મહાત્મા દ્વારા કરશે એવું જણાય છે. નીતિની દૃષ્ટિથી જોતાં જણાય છે કે પશ્ચિમના દેશોમાં વ્યક્તિગત કેટલીક નીતિ સારી છે અને વેપારીઓ ગ્રાહકને છેતરતા નથી, પણ રાજ્યતંત્ર એવા છે કે પોતાની વધતી વસ્તીની સગવડ માટે બીજાના દેશો પડાવી લેવાની ઇચ્છા કરે છે. આપણા દેશમાં વસ્તી વધે છે પણ તે માટે બીજાના દેશો પડાવી લેવાની ઇચ્છા થતી નથી, તેથી અંદર અંદર કુડકપટ અને કાળાબજાર વધતાં જાય છે. એ બધા દોષનું

એક મૂળ કારણ વસ્તીનો વધારો છે. તે અટકાવવા માટે રાજ્યના પ્રધાનો પાસે કોઇ ઉપાય નથી. વળી મુસલમાનો ૪ સ્ત્રી પરણી શકે અને પારસી ધર્મમાં બ્રહ્મચર્ય પાળવા ઉપર ખાસ આજ્ઞા કરેલી નથી, કારણ કે તેમની વસ્તી ઓછી છે. શિક્ષણ પણ બધા દેશોમાં એવા પ્રકારનું છે કે પાંચ ઈન્દ્રિયોના સુખને જ સાચું સુખ માનવામાં આવે છે. એવા વિષયી માણસોની પ્રજા પણ વિષયવૃત્તિવાળી થાય છે.

કલ્કિ ભગવાનના ઘોડાનું નામ દેવદત્ત આપવામાં આવેલ છે. દેવ એટલે તેજ એટલે અણુશક્તિથી બનેલ બોમ્બ શીઘ્રગામી અને વિનાશ કરનાર હોય છે, તેનાથી પરસ્પર ઘણી વસ્તીનો નાશ થાય તો બાકીના માણસો બીકથી પણ સત્ય વર્તન રાખતાં શીખે. પછી ભાગવતમાં એમ કહેલ છે કે ભગવાનના શરીરમાંથી એક પ્રકારની સુગંધ નીકળશે, તે સુગંધ વાયુમાં ફેલાશે. તે વાયુના સ્પર્શથી લોકોના પ્રાણ અને મન અત્યન્ત નિર્મળ થઇ જશે અને પછી જે પ્રજા થશે તે સાત્વિક અને સ્થૂલ–કાયાવાળી થશે. તે વખતે સત્યયુગનો આરંભ થશે ( ૧૨–૨–૨૩ ). જે વખતે ચંદ્રમા, સૂર્ય અને પુષ્ય નક્ષત્રના બૃહસ્પતિ એ ત્રણે ગ્રહ એક રાશિ પર આવશે ત્યારે સત્યયુગ શરૂ થશે ( ૧૨–૨–૨૪ ). આ વખત ક્યારે આવશે તે જોશીઓએ નક્કી કરીને પ્રસિદ્ધ કરવો જોઇએ.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે તમારા જન્મથી લઇ રાજા નંદના રાજ્યાભિષેક પર્યન્ત ૧૧૧૫ વર્ષ લાગશે. ભગવાન સ્વાધામમાં ગયા પછી જે જે મનુષ્યો પાપમાં તત્પર હતા તેમણે કલિયુગના સંસારમાં પ્રવેશ કરેલ છે. જ્યાં સુધી ભગવાન શ્રીકૃષ્ણના ચરણકમળ પૃથિવી ઉપર પડતા હતા ત્યાં સુધી કલિયુગ પોતાનું પરાક્રમ બતાવી શકતો નહોતો, જ્યારથી સપ્તર્ષિગણ મઘા નક્ષત્ર પર આવેલ છે ત્યારથી બારસો દિવ્ય વર્ષ રહેવાવાળો કલિયુગ શરૂ થયો છે. જ્યારે સપ્તર્ષિ મઘા નક્ષત્રથી

પૂર્વાષાઢા નક્ષત્રમાં જશે ત્યાં સુધી રાજા નંદનું રાજ્ય રહેશે અને પછી કલિયુગ વધશે. એક હજાર દિવ્ય વર્ષ ગયા પછી ચોથા કલિયુગનો અંત થતાં માણસોનું ચિત્ત આત્મસ્વરૂપના પ્રકાશવાળું થશે ત્યારે ફરીથી સત્યયુગ આવશે.

હવે વર્ણાશ્રમ ધર્મ કેવી રીતે આવશે તે કહે છે. શંતનુના ભાઈ દેવાપિ અને ઈક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલ મહારાજ મરુ મહાન યોગબલથી સંપન્ન થઈ કલાપ ગામમાં રહેલ છે ( ૧૨–૨–૩૭ ). એ બન્ને કલિના અન્તમાં અહીં આવી શ્રીવાસુદેવ ભગવાનની પ્રેરણાથી પહેલાંની માફક વર્ણાશ્રમ યુક્ત ધર્મની સ્થાપના કરશે. સત્યયુગ, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચારે યુગ પૃથિવી ઉપર આ પ્રમાણે પ્રાણીઓમાં વર્તી રહે છે ( ૧૨–૨–૩૯ ).

ઉપર જે દેવાપિ અને મરૂની વાત કરી તે બાબતમાં થીઓસોફીકલ સોસાઈટીવાળા કહે છે કે એ બંને મહાત્મા હાલમાં હિમાલયમાં છે; અને એ બહાર પ્રસિદ્ધ થઈને વર્ણાશ્રમ ધર્મ ફેલાવશે; પણ આખી પૃથ્વીના હાલના માણસો એટલે આફ્રીકા, અમેરિકા કે યુરોપવાળા વર્ણાશ્રમ ધર્મ સ્વીકારે તેવો સંભવ જણાતો નથી. મુસલમાની ધર્મને હજુ ૧૩૭૦ વર્ષ થયાં છે. ખ્રિસ્તી ધર્મને માત્ર ૧૯૫૩ વર્ષ થયાં છે, છતાં તેમનું બળ પણ ઘણું છે. વળી એ ધર્મવાળા પુનર્જન્મમાં પણ માનતા નથી. એકલો હિંદુ ધર્મ આખી પૃથિવી ઉપર ચાલે તેવો સંભવ જણાતો નથી. પરીક્ષિત રાજાના વખતમાં પૃથિવી બહુ નાની હશે, અમેરીકા દેશ તો નવો શોધાયો છે અને વિમાન, સ્ટીમરો રેલ્વેઓ, તાર, ટપાલ, મીલો, વગેરે નવા થયાં છે. તેનાથી ભોગના સાધનો બહુ વધી ગયા છે અને તેથી ભોગ માટે કલિયુગની માફક ઝગડા પણ વધેલ છે, તેમાંથી માણસોની વૃત્તિ કયારે સાત્વિકતા તરફ વળશે તે કહી શકાય તેવું નથી: મજૂરોની બહુમતિથી રાજ્યો ચાલે છે અને મજૂરોને ભોગ–વિલાસ બહુ ગમે છે. વળી જ્યાં બુદ્ધિ ઓછી હોય ત્યાં બહુમતિથી કામ કરવાની જરુર પડે છે, તેથી હાલનું

સામાજીક જીવન કઢંગુ થતું જાય છે અને બન્ને દેશોના સંસ્કારની સેળભેળ થતી જાય છે, તમોગુણ અને રજોગુણ વધે છે તમોગુણી માણસો સુધરે તો ભયાનક સાધનથી સુધરે. તેમને આત્મજ્ઞાનની વાતો રૂચતી નથી અને તે ગ્રહણ કરી શકતા નથી, રજોગુણી માણસોને રોચક વાકયો ગમે છે તેથી પશ્ચિમના રજોગુણી માણસો મર્યા પછી સ્વર્ગમાં જવાની આશા રાખે છે. આ બધી એક જાતની માયા છે. આવી પ્રકૃતિમાં તત્ત્વ તરફ લક્ષ્ય રહેતું નથી. પશ્ચિમના માણસોની શ્રદ્ધા સાયન્સની શોધો ઉપર છે. એ દિશામાંથી તત્ત્વ નીકળી શકે તેટલા માટે તે દેશમાં સાપેક્ષવાદ શરુ થયો છે, તેનાથી દેશ-કાળ સાપેક્ષ બની ગયાં છે અને હવે એવો સંભવ દેખાય છે કે ઇતિહાસ અને ભૂગોળ ઉપરથી તેમની શ્રદ્ધા ઓછી થઈ જશે. એ એક સારું ચિહ્ન છે અને એ રીતે તેઓ હિંદુ ધર્મના અદ્વૈત તત્ત્વની નજીક પહોંચશે એવું જણાય છે.

પ્રાચીન રીત પ્રમાણે શુકદેવજી પરીક્ષિત રાજાને હવે કહે છે કે વિદ્વાન રાજાઓને પણ વિજયની ઇચ્છા વ્યર્થ થયા કરે છે. પાણીના બુદબુદની માફક અત્યંત અસ્થિર આ શરીરમાં રાજાઓ વાસનાથી વશીભૂત થઈ વિશ્વાસ કરી લે છે. આવી આશાવાળા રાજાઓ પોતાનો કાળ જોઈ શકતા નથી (૧૨-૩-૪). છતાં જે પોતાના મનને જીતી શકે છે તેની સામે આ પૃથિવીના વિજયનું શું મુલ્ય છે? કારણ કે મનને વશ કરવાથી તો મુકિત પ્રાપ્ત થાય છે (૧૨-૩-૫). પૃથિવી કહે છે કે મૂઢ મતિવાળા મને જીતવાની ઇચ્છા કરે છે તેટલા માટે પરસ્પર સ્પર્ધા કરે છે અને એક બીજા ઉપર પ્રહાર કરે છે. તેનો અર્થ એવો છે કે જ્ઞાની પુરૂષોએ રાજ્યની ખટપટની વાતો છોડીને તત્ત્વમાં સાવધાનતા રાખવી જોઈએ. તેથી જ હિંદુ સમાજમાં ક્ષત્રીઓ કરતાં બ્રહ્મજ્ઞાનીને ઊંચી પદવી આપેલ છે. તેથી ભવિષ્યમાં પૃથિવીના દેશોના રાજ્યોનું શું થશે તેનો વિચાર માણસના જીવનમાં ઉપયોગી નથી. એ વિષયોમાંથી મનને કાઢવા માટે હવે શુકદેવજી કહે છે

કે એ રાજાઓની વાતો કથન માત્ર છે, વાણીનો વિલાસ છે અને પરમાર્થ દૃષ્ટિથી સાચી નથી. તેથી નીચે પ્રમાણે હવે ૮ શ્લોકમાં તે વાતોનું ટૂંકુ સ્વરૂપ નીચે પ્રમાણે સમજાવે છે.

શુકદેવજી કહે છે કે:-નીચેના રાજાઓની જે જે કથા મેં તને સંભળાવી તે સાચી માનવાની નથી, (૧૨-૩-૧૪). પૃથુ, પુરુરવા, ગાધિ, નહુષ, ભરત, સહસ્રાર્જુન, માન્ધાતા, સગર, રામ, ખટ્વાંગ ધુન્ધુમાર, રઘુ, તૃણબિંદુ, યયાતિ, શર્યાતિ, શન્તનુ, ગય, ભગીરથ, કુવલયાશ્વ, કકુત્સ્થ, નૈષધ, નૃગ, હિરણ્યકશિપુ, વૃત્રાસુર, રાવણ, નમુચિ, શમ્બર, ભૌમાસુર, હિરણ્યાક્ષ, તારક અને તે સિવાય ઘણા દૈત્યો અને રાજાઓ કે જે ઐશ્વર્યસંપન્ન સર્વજ્ઞ, શુરવીર, બધાને જીતવાવાળા અને કોઈથી પરાજય પામે નહિ તેવા હતા તેમને માટે પૃથિવી કહે છે કે "એ મરણધર્મવાળા રાજાઓએ મારામાં અત્યન્ત મમતા કરી હતી પણ તેમના મનોરથ પૂર્ણ થયા પહેલાં કાળે તેમને નષ્ટ કરી દીધાં. હવે કેવળ તેમની કથા માત્ર શેષ રહી ગયેલ છે માટે (શુકદેવજી કહે છે કે),

કથાઇમાસ્તે કથિતા મહીયસાં
બિતાય લોકેષુ યશઃ પરેયુષામ્ ।
વિજ્ઞાન વૈરાગ્ય વિવક્ષયા વિભો
વચો વિભૂતીર્ન તુ પારમાર્થ્યમ્ ॥ ૧૨-૩-૧૪

હે રાજા! જે લોકમાં પોતાની કીર્તિનો વિસ્તાર કરી પંચત્વને પ્રાપ્ત થઈ ગયા તે મહાપુરૂષોની આ કથા મેં જ્ઞાન અને વૈરાગ્યનું વર્ણન કરવાની ઈચ્છાથી તને સંભળાવી છે, પરંતુ એ બધો વાણીનો વિલાસ છે, પરમાર્થથી સાચી નથી.

આ શ્લોક બહુ ઉપયોગી છે. તે ઉપરથી સમજવાનું એ છે કે જેટલી કથાઓ ભાગવતમાં આપેલ છે, તે સાચી માનવાની નથી. તેનો હેતુ જ્ઞાન અને વૈરાગ્ય પ્રાપ્ત કરાવવાનો હતો, પરમાર્થ દૃષ્ટિથી જોતાં એ બધો વાણીનો વિલાસ હતો. આવી કથાઓને અર્થવાદ પણ કહી શકાય છે.

યોગ વસિષ્ઠના પ્રખ્યાત ગ્રંથમાં પણ મુમુક્ષુ પ્રકરણમાં ૧૮ મા સર્ગમાં શ્લોક ૫૨ માં વસિષ્ઠ મુનિ શ્રી રામચંદ્રજીને કહે છે કે " હું તમને અહીં જે જે વાતો દૃષ્ટાંતોથી સમજાવીશ તે તે દૃષ્ટાંતોને તમારે ઉત્પન્ન થયેલા હોવાથી ખોટાં સમજવા. એ દૃષ્ટાંતોથી તમારે જ્ઞેય જે બ્રહ્મ છે તેને જ નિત્ય અને સત્ય સમજવું.

એક પરબ્રહ્મ વિના બીજાં જે કાંઇ ઉપમાનો અને ઉપમેયો છે તે બધાં સ્પષ્ટ રીતે કોઈના કાર્ય રૂપ છે અને કોઇના કારણ રૂપ છે. બ્રહ્મના ઉપદેશમાં તમને જે દૃષ્ટાંત કહેવામાં આવે તેમાંથી એક અંશની સરખાઇ લેવી પણ સઘળા અંશોની સરખાઇ મેળવવાનો આગ્રહ રાખવો નહિ. તે તે દૃષ્ટાંતોને તમારે જગતની અંદરના અને સ્વપ્નના બનાવ જેવા સમજવા.

મહાભારતમાં પણ છેલ્લા ભાગમાં એટલે આશ્રમવાસી પર્વના ૩૧ મા અધ્યાયમાં સ્વર્ગારોહણ પર્વમાં ૪ થા અધ્યાયમાં ઇતિહાસનું આધ્યાત્મિક રહસ્ય આપવામાં આવેલ છે. તેવી જ રીતે રામાયણ પણ ઇતિહાસનો ગ્રંથ નથી, પણ સંસ્કારનો ગ્રંથ છે. હાલ જે ઇતિહાસ આપણી શાળાઓમાં શીખવવામાં આવે છે તેમાં રાજદ્વારી બાબતો અને આર્થિક બાબતો વધારે આવે છે પણ સંસ્કારની બાબતો કે મોક્ષપ્રાપ્તિની બાબતો આવતી નથી.

માણસોએ જાણવા જેવું શું છે તે બાબતમાં શ્લોક ૧૨–૩–૧૫ માં શુકદેવજી કહે છે કે ' શ્રી ઉત્તમ શ્લોક ભગવાનના ગુણાનુવાદનું જ્યાં નિરંતર ગાન થાય છે તે સંપૂર્ણ અમંગળોને નષ્ટ કરવાવાળું છે. જે પુરૂષને ભગવાન કૃષ્ણની નિર્મળ ભક્તિની ઇચ્છા હોય તે નિત્યપ્રતિ તેનું જ શ્રવણ કરે, "

ભગવાનની એવી કથાનું ઉત્તમ શ્રવણ શ્રીમદ્ ભાગવતમાં છે, તેથી તેને પરમહંસની સંહિતા કહે છે. તે પરમહંસે કહેલી છે અને તે સાંભળનાર પરમહંસ થઇ શકે છે.

હવે પરીક્ષિત રાજા ચારે યુગના ધર્મ અને ભગવાનની કાલ-મૂર્તિનું સ્વરૂપ પૂછે છે. બધાંની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કાળથી થાય છે, તે કાળ પોતે કેવો છે, તેનું સ્વરુપ કેવું છે એ જાણવું એ માણસના જીવનમાં ખાસ ઉપયોગી છે.

શુકદેવજી ચારે યુગના ધર્મ નીચે પ્રમાણે બતાવે છેઃ—

૧ સત્યયુગમાં, સત્ય, દયા, તપ અને દાન એ ભગવાનના ધર્મના ચાર ચરણ છે. તે વખત પુરુષ સંતોષી, કારુણિક, સુહૃદ, શાંત, જીતેન્દ્રિય, સહનશીલ, આત્મારામ, સમદર્શી અને ઘણે ભાગે આત્મા-ભ્યાસમાં લાગી રહેવાવાળા હોય છે.

૨. ત્રેતાયુગમાં, અસત્ય, હિંસા, અસંતોષ અને વિગ્રહ એ અધર્મના ચાર ચરણોમાંથી ધીરેધીરે ધર્મના ચરણનો ચોથો ભાગ ક્ષીણ થાય છે. આ વખતે બ્રાહ્મણ-પ્રધાન વર્ગ કર્મકાંડમાં તથા તપમાં તત્પર હિંસા અને લંપટતાથી રહિત, અર્થ ધર્મ અને કામરૂપ ત્રિવર્ગનું સેવન કરનાર અને વૈદિક માર્ગમાં કુશળ હોય છે.

૩. દ્વાપરયુગમાં, હિંસા, અસંતોષ, અસત્ય અને દ્વેષ એ અધર્મના ચરણોથી, તપ, સત્ય, દયા, અને દાનનો અરધો – અરધો ભાગ ક્ષીણ થય જાય છે. તે વખતે ક્ષત્રિય અને બ્રાહ્મણ પ્રધાન વર્ગ બહુ જ યશસ્વી, ઉદાર, સ્વાધ્યાય અને અધ્યયનમાં તત્પર, ધનાઢ્ય, કુટુંબી અને પ્રસન્ન રહેવાવાળા થાય છે,

૪. કલિયુગમાં અધર્મ વધે છે તેથી ધર્મના ચરણનો માત્ર કેવળ ચોથો ભાગ બાકી રહે છે, તે પણ ક્ષીણ થતાં થતાં અંતમાં નષ્ટ થઇ જાય છે. આ યુગમાં શુદ્ર અને દાસ પ્રધાન પ્રજા અત્યંત લોલુપ, દુરાચારિણી, નિર્દય, વ્યર્થ વેર કરવાવાળા, અભાગિની અને અધિક કામનાવાળી થાય છે. ( ૧૨-૩-૨૫ )

ઉપર સમાજની દૃષ્ટિનો અથવા સમષ્ટિનો વિચાર આપેલ છે. હવે વ્યક્તિની દૃષ્ટિએ વિચાર કરીને શુકદેવજી આ બાબત સ્પષ્ટ કરે છે.

પુરુષમાં સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણ જણાય છે અને કાળની પ્રેરણાથી ચિત્તમાં તેનું પરિવર્તન થયાં કરે છે. તેમાં પણ યુગ-પ્રકાર નીચે પ્રમાણે જાણી શકાય છેઃ-

૧. સત્ય યુગ :—જે વખતે મન, બુદ્ધિ અને ઇંદ્રિયો સત્ત્વમાં સ્થિત થાય ત્યારે તે પુરૂષમાં સત્યયુગ આવ્યો એમ માનવું, તે વખતે પુરુષની જ્ઞાન અને તપમાં રુચિ થાય છે. ( ૧૨–૩–૨૭ )

૨. ત્રેતાયુગઃ–જે વખતે દેહધારીઓની પ્રીતિ, ધર્મ અર્થ અને કામમાં હોય છે તે વખતે રજઃ પ્રધાન ત્રેતાયુગ સમજવો.

૩. દ્વાપર યુગ :–જે વખતે લોભ, અસંતોષ, માન, દંભ અને મત્સર વગેરે દેખાય તથા કામ્ય કર્મોમાં પ્રવૃતિ હોય તે વખતે રજ અને તમ પ્રધાનવાળો દ્વાપરયુગ સમજવો.

૪. કલિયુગ :–જ્યારે કપટ, અસત્ય, તન્દ્રા, નિદ્રા, હિંસા, વિષાદ, શોક, મોહ, ભય, અને દીનતાનો પ્રસાર થાય ત્યારે તમોમય કલિયુગ આવ્યો એમ માનવું

કલિયુગના બીજા દોષોનું વર્ણન કરતાં કહે છે કે તે વખતે લોક મંદદૃષ્ટિવાળા, મંદભાગ્યવાળા, બહુ ખાવાવાળા, કામી અને ધન વગરના થઇ જાય છે અને સ્ત્રીઓ સ્વેચ્છાચારીણી અને અસાધ્વી, થઇ જાય છે, દેશમાં લુંટારૂ વધે છે, વેદ પાખંડમાર્ગોથી દુષિત થઇ જાય છે. રાજાઓ પ્રજાનું ભક્ષણ કરવા લાગે છે, બ્રાહ્મણો કામવૃત્તિ અને ઉદરની પૂર્તિમાં લાગી જાય છે. બ્રહ્મચારી વ્રત વગરના અને શૌચ વગરના થઇ જાય છે. ગૃહસ્થ લોક ભીખ માંગવા લાગે છે, તપસ્વીઓ ગામની અંદર રહેવા લાગે છે અને સંન્યાસીઓ અર્થ–

લોલુપ થઈ જાય છે. સ્ત્રીઓ નાના શરીરવાળી, અધિક ભોજન કરવાવાળી, અનેક સંતાનવાળી, નિર્લજ્જ, સદા કડવા ભાષણ કરવાવાળી તથા ચોરી અને કપટ કરવાવાળી થશે. વાણીયા નીચ વિચાર કરવાવાળા અને લોકોને ઠગવાવાળા થશે. સેવકો ધન વગરના સ્વામીને છોડી દેશે અને સ્વામી કામ વગરના થયેલ સેવકને છોડી દેશે. તે પ્રમાણે જે ગાયો દુધ નહિ આપે તેને તેનો ધણી છોડી દેશે (૧૨–૩–૩૬).

ઉપરથી કથામાંથી એટલું જ સમજવાનું છે કે જ્યારે કોઇ માણસમાં સત્વ ગુણ આવે ત્યારે તેનામાં સત્યયુગ આવ્યો અને રજોગુણ આવે ત્યારે ત્રેતાયુગ આવ્યો એમ સમજવું. આ દૃષ્ટિએ જોતાં યુગનો આધાર માણસ ઉપર છે, માણસનો આધાર યુગ ઉપર નથી.

—o—

## પ્રકરણ ૩૯

### ચાર પ્રકારના પ્રલય અને પરીક્ષિત રાજાનો મોક્ષ

કલિયુગના દોષનું વધારે વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે મૈથુનના કારણે પ્રીતિ કરવાવાળા અને સ્ત્રીપરાયણ દીન પુરૂષ પોતાના પિતા, ભાઈ, સુહૃદ અને જાતિવાળાને છોડી સાળા અને સાળી સાથે સલાહ કરશે, શુદ્રગણ તપસ્વીઓના વેશથી જીવનનિર્વાહ કરતાં દાન લેશે અને ધર્મને ન જાણવાવાળા લોક ઊંચા આસન ઉપર બેસી ધર્મનો ઉપદેશ આપશે (૧૨–૩–૩૮). અન્નનો અભાવ થઇ જતાં દુકાળથી પ્રજા દુઃખી થશે, પોતાનાં સગાંસબંધીઓને મારશે, પુત્રો માતાપિતાની રક્ષા કરશે નહિ, માતાપિતા કુશલ પુત્રોની રક્ષા કરશે નહિ અને લોકો ભગવાનની પૂજા કરશે નહિ.

આવા અનેક દોષોથી છૂટવું હોય તેમને માટે હવે ઉપાય બતાવે છે. અંતઃકરણમાં રહેલ ભગવાન પુરૂષોતમ મનુષ્યના દ્રવ્ય, દેશ અને અંતઃકરણમાં થવાવાળા સંપૂર્ણ કલિના દોષોને હરિ લે છે. શ્રી હરિનું શ્રવણ, કીર્તન, ધ્યાન, પૂજન અથવા આદર કરવાથી દશ હજાર

જન્મોના દોષ પણ દૂર થઈ જાય છે. જેમ સોનાનો મેલ અગ્નિમાં ધોવાઈ જાય છે તેવી રીતે ચિત્તમાં પ્રગટ થયેલ શ્રીવિષ્ણુ માણસોની અશુભ વાસનાઓને નષ્ટ કરી દે છે. હૃદયમાં શ્રી અનન્ત ભગવાન બિરાજમાન થાય ત્યારે ચિત્ત જેવું શુદ્ધ થઈ જાય છે તેવું વિદ્યા, તપ, પ્રાણાયામ, મૈત્રી, તીર્થસ્નાન, વ્રત, દાન અથવા જપ વગેરેથી શુદ્ધ થતું નથી. તેથી

**तस्मात्सर्वात्मना राजन्हृदिस्थं कुरु केशवम् ।**
**म्रियमाणो ह्यवहितस्ततो यासि परां गतिम् ॥** ૧૨-૩-૪૯

અર્થ :—હવે શરીર છોડવાનો વખત આવેલો છે માટે તમે સાવધાન થઇ સર્વ પ્રકારે શ્રી કેશવને તમારા હૃદયમાં બિરાજમાન કરો તેથી પરમ ગતિને પ્રાપ્ત થઇ જશો.

મુમુક્ષુ પુરૂષોએ પરમેશ્વરનુંજ ધ્યાન કરવું જોઇએ, તેથી સર્વાધાર સર્વાત્મા તેને પોતાના સ્વરૂપમાં લીન કરી દે છે. દોષોના ભંડાર રૂપ કલિયુગમાં એક મોટો ગુણ એ છે કે તેમાં શ્રી કૃષ્ણચંદ્રનું કીર્તન માત્ર કરવાથી પુરૂષ બધા પ્રકારના બંધનોથી છુટી પરમાત્માને પ્રાપ્ત થઇ જાય છે.

કીર્તન એ એક પ્રકારની કળા છે, કળા દ્વારા માણસ અલ્પભાવ છોડી વિકાસ પામતો જાય છે અને અંતે પરમાત્માને પામે છે. તેમાં ભવિષ્ય રહે છે. પરીક્ષિત રાજાને શ્રવણભક્તિનો આ સાતમો દિવસ છે, હવે તેને માટે વધારે વખત નથી. કળા દ્વારા અને કીર્તન દ્વારા આપેલું જ્ઞાન સમાજને બહુ ઉપયોગી છે પણ જેને તરત મોક્ષ જોઇએ છે, જેને માટે હવે વધારે વખત રહેલ નથી. એવા પરીક્ષિત રાજાને હવે શુકદેવજી આત્મજ્ઞાન દ્વારા સદ્યોમુક્તિનો માર્ગ બતાવે છે. તેથી પહેલાં ચાર પ્રકારના પ્રલયનું વર્ણન આપે છે. આ બાબત બહુ જરૂરની છે, ઘણા માણસોના મનમાં એવા પ્રશ્નો ઉત્પન્ન થાય છે કે આ જગત કોણે ઉત્પન્ન કર્યું અને તેનો અંત ક્યારે આવશે. તેઓએ ચાર પ્રકારના પ્રલય સમજવાની જરૂર છે.

બારમા સ્કંધના ત્રીજા અધ્યાયના ૧૭મા શ્લોકમાં પરીક્ષિત રાજાએ શુકદેવજીને ભગવાન વિષ્ણુની કાલમૂર્તિના સ્વરૂપ બાબત પ્રશ્ન પૂછ્યો હતો, તેનો જવાબ હવે શુકદેવજી નીચે પ્રમાણે આપે છે :—

બ્રહ્માનો એક દિવસ થાય ત્યારે માણસના એક હજાર ચતુર્યુગ થાય તેને કલ્પ કહે છે. તેમાં ક્રમશઃ ૧૪ મનુ થાય છે, તેના અંતમાં એટલા પ્રમાણનો પ્રલય થાય છે. તેને બ્રહ્માની રાત્રિ કહે છે. તેમાં ત્રણે લોકનો પ્રલય થાય છે. તે નૈમિત્તિક પ્રલય કહેવાય છે તે વખતે વિશ્વસૃષ્ટા સ્વયંભૂ ભગવાન શેષશાયી નારાયણ સંપૂર્ણ વિશ્વ પોતામાં લીન કરી શયન કરે છે.

પરમેષ્ઠી ભગવાન બ્રહ્માજીના આયુષ્યના બે પરાર્ધ વર્ષ જાય ત્યારે મહતત્વના, અહંકાર અને પંચતન્માત્રાઓ એ સાત પ્રકૃતિઓ લીન થઇ જાય છે, તેને પ્રાકૃત પ્રલય કહે છે. તેમાં પ્રલયનું કારણ ઉપસ્થિત થતાં ભૂતોના સંઘાતરૂપ બ્રહ્માંડ મૂળ પ્રકૃતિમાં લીન થઈ જાય છે [ ૧૨–૪–૬ ]

આ બધી સાંખ્યની અને યોગની રીત છે એટલે જેઓ કાળને સાચો માને છે અને માત્ર એક જાગ્રત અવસ્થાનો જ વિચાર કરે છે તેમની માન્યતા પ્રમાણે કહેલ છે.

તે વખતે મેઘ સો વર્ષ સુધી પૃથ્વી ઉપર જળ વરસાવશે નહિ, અન્નનો અભાવ થઇ જવાથી પ્રજાજન ભૂખથી વ્યાકુળ થઇ એકબીજાને ખાઇ જશે અને ધીરે ધીરે કાળના ઉપદ્રવથી પીડિત થઇ ક્ષીણ થઇ જશે; પછી પ્રલયવાળા સૂર્ય પોતાના પ્રચંડ કિરણોથી સમુદ્ર, શરીર, અને પૃથિવીના સંપુર્ણ રસને સુકાવી દેશે અને તેને વૃષ્ટિ રુપથી છોડશે નહિ. પછી પ્રલયવાળો પવન શરૂ થશે અને સૌ વર્ષ સુધી વર્ષાદ આવશે. તે વખતે આખું વિશ્વ જળમય થઇ જશે. તે વખતે પૃથ્વી ગંધયુકત થઇને જળયુકત થશે એટલે પૃથ્વીનો પ્રલય થશે. પછી જળનો ગુણ રસ તેજમાં લીન થશે, તે વખતે જળ રસ વગરનું થતાં નષ્ટ થઇ જશે.

તે પછી તેજના ગુણ રૂપને વાયુ ગળી જશે, તેથી તેજ રૂપ વગરનું થઈ વાયુમાં લીન થઈ જશે. પછી વાયુના ગુણ સ્પર્શને આકાશ ગળી જશે એટલે વાયુ આકાશમાં લીન થઇ જશે. આકાશનો ગુણ શબ્દ તમોગુણી અહંકારમાં લીન થઈ જશે. ઇંદ્રિયો એની વૃત્તિઓ સહિત તૈજસ અહંકારમાં લય પામશે. એ ત્રણે અહંકાર મહતત્ત્વમાં (એટલે સમષ્ટિ બુદ્ધિમાં ) લય પામશે અને મહતત્ત્વ અવ્યાકૃત ગુણમાં લય પામશે (૧૨–૪–૧૮).

આ અવ્યકત, અનાદિ, અનન્ત, નિત્ય, બધાનું કારણ અને અવિનાશી છે. તે વખતે તેમાં કાળના અવયવ રૂપ દિન–રાત વગેરે કોઈ પ્રકારનું પરિણામ વગેરે વિકાર થશે નહિ. તે વખતે વાણી, મન, સત્ત્વ, રજોગુણ, તમોગુણ અને મહતત્ત્વ દિ વિકાર, પ્રાણ, બુદ્ધિ, ઇંદ્રિય અને દેવતા તથા આ સંપૂર્ણ લોકરચના કાંઇ પણ રહેશે નહિ. ત્યાં સ્વપ્ન, જાગ્રત કે સુષુપ્તિ, એ ત્રણ અવસ્થા નથી તથા આકાશ, જળ, પૃથિવી, વાયુ, અગ્નિ અને સૂર્યનો પણ અભાવ છે; અને સૂતેલા માણસની સમાન બધું શૂન્યવત અને અચિન્તનીય છે. વિદ્વાનો આ અવ્યકતને જગતનું મૂળતત્ત્વ બતાવે છે. જ્યારે કાળથી તિરસ્કૃત થયેલ પુરુષ અને પ્રકૃતિની શકિતઓ વિવશ થઈ મૂળ તત્ત્વમાં લીન થઇ જાય છે ત્યારે પ્રાકૃત પ્રલય થાય છે (૧૨–૪–૬).

મુસલમાની ધર્મમાં બધા જીવોના કર્મનો હિસાબ કયામતને દિવસે થાય છે અને ખ્રિસ્તીધર્મમાં ડુમ્સ ડેના દિવસે થાય છે તે નૈમિતિક પ્રલયને મળતું આવે છે. પ્રાકૃત પ્રલયનો વિચાર તેમના ધર્મશાસ્ત્રોમાં જણાતો નથી. યુરોપ અને અમેરીકામાં કાળ બાબત જે સાપેક્ષવાદની શરૂઆત થઈ છે, તે ભાગવતના આત્યન્તિક પ્રલયને મળતી આવે છે અને આત્યન્તિક પ્રલય સમજવામાં બહુ ઉપયોગી થાય છે; તેથી જિજ્ઞાસુઓએ આત્યન્તિક પ્રલય સમજવા માટે ખાસ પ્રયત્ન કરવો જોઇએ.

હવે મોક્ષનું અને આત્યન્તિક પ્રલયનું વર્ણન નીચે પ્રમાણે શુકદેવજી આપે છે:—

બુદ્ધિ, ઇંદ્રિય અને વિષયોના રૂપમાં તેનું અધિષ્ઠાન જ ભાસી રહેલ છે. જે વસ્તુ આદિ-અંતવાળી છે તે સત્ય નથી કારણ કે તે દૃશ્ય છે અને પોતાના અધિષ્ઠાનથી પૃથક તેની સત્તા નથી. [૧૨-૪-૨૩]

જે પ્રમાણે દીપક નેત્ર અને રુપ, તેજથી ભિન્ન નથી તે પ્રમાણે બુદ્ધિ ઇંદ્રિયો અને તન્માત્રાઓ પોતાથી અત્યન્ત પૃથક પોતાના અધિષ્ઠાન સત્ય સ્વરૂપ બ્રહ્મથી ભિન્ન નથી (૧૨-૪-૨૪) એટલે કાર્ય અથવા અધ્યસ્ત વસ્તુની સત્તા પોતાના કારણ અધિષ્ઠાનની સત્તાથી પૃથક નથી હોતી, પણ કારણ અથવા અધિષ્ઠાન સર્વથા પૃથક હોય છે. જેમ રજ્જુમાં અધ્યસ્ત સર્પ રજ્જુથી પૃથક હોતો નથી અને રજ્જુનો એ સર્પથી કોઈ પ્રકારનો સંગ થતો નથી. હવે કહે છે કેઃ—

बुद्धेर्जागरणं स्वप्नः सुषुप्तिरिति चोच्यते ॥
मायामात्रमिदं राजन्नानात्वं प्रत्यगात्मनि ॥ १२-४-२५

હે રાજા! જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થા બુદ્ધિની છે. તેથી અંતરાત્મામાં જે વિશ્વ તૈજસ અને પ્રાણરૂપ નાનાત્વ છે, એ બ્રહ્મમાં કેવળ માયામાત્ર છે.

આ શ્લોક આખા ભાગવતને અધ્યાત્મભાવે ગ્રહણ કરવામાં બહુ ઉપયોગી છે. વેદાન્તમાં પણ ત્રણ અવસ્થાના અનુભવનો વિચાર એ મુખ્ય વિચાર ગણાય છે. એ માયા સમજવી બહુ ઉપયોગી છે અને તેથી મોક્ષ માટે પણ બહુ ઉપયોગી છે. હવે પરીક્ષિત રાજાના મોક્ષનો વખત નજીક આવેલ છે તેથી આખી જાગ્રત અવસ્થાને અધ્યસ્ત કોટિમાં આહી લીધેલ છે, એટલે જેવું સ્વપ્નું છે તેવું જ જાગ્રત છે.

જે પ્રકારે આકાશમાં મેઘ કોઇ વખતે દેખાય છે અને કોઈ વખતે દેખાતા નથી, તે પ્રમાણે બ્રહ્મમાં સાવયવ જગત ઉત્પતિ અને પ્રલયના ક્રમથી કોઇ વખત દેખાય છે અને કોઇ વખતે દેખાતું નથી.

જગતમાં બધા સાવયવ પદાર્થોના કારણરૂપ અવયવ સત્ય મનાય છે કારણ કે કપડાના કારણરૂપ અવયવીથી અલગ પણ કારણરુપ અવયવોની સ્થિતિ જણાય છે. સામાન્ય [ કારણ ] અને વિશેષ ( કાર્ય ) રૂપથી જે ભેદ [ નાનાત્વ ] ની ઉત્પતિ થાય છે તે પરસ્પર એકબીજાના આશ્રિત હોવાના કારણે ભ્રાંતિરૂપ હોય છે, કારણ કે જે કાંઇ આદિ–અંતવાળું હોય છે તે બધું મિથ્યા હોય છે [ ૧૨–૪–૨૮ ].

આ પ્રપંચરૂપ વિકાર જો કે પ્રતીત થાય છે તો પણ પ્રત્યગાત્માથી ભિન્ન અણુ માત્રથી પણ તેની સત્તાનું પ્રતિપાદન કરી શકતું નથી. જો તેની સત્તા માનવામાં આવે તો તે ચિદ્રૂપ આત્માની સમાન જ સત્ય થઇ જાય. (૧૨–૪–૨૯ )

**न हि सत्यस्य नानात्वमविद्वान्यदि मन्यते ।**
**नानात्वं छिद्रयोर्यद्वज्जयोतिषोर्वातयोरिव ॥** (૧૨–૪–૩૦)

અર્થ: સત્ય વસ્તુમાં અનેકતા હોતી નથી. જો કોઇ અજ્ઞાની માણસ તેની અનેકતા માને તો તેની માન્યતા ઘટાકાશ અને મહાકાશના જેવી, આકાશમાં રહેલા સૂર્યનું જળમાં પ્રતિબિંબ પડે છે તેવી, અથવા આંતરિક વાયુ અને બાહ્ય વાયુમાં નાનાત્વ માનવા જેવી છે.

જે પ્રમાણે વ્યવહારમાં સુવર્ણ ભિન્નભિન્ન રચનાઓના ભેદથી કટક–કુંડળ વગેરે અનેકરુપથી મનુષ્યો દ્વારા પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે લોક ભગવાન અધોક્ષજની લૌકિક અને વૈદિક વાકયો દ્વારા જુદી જુદી રીતે વ્યાખ્યા કરે છે ( ૧૨–૪–૩૧ ). જે પ્રમાણે સૂર્યથી ઉત્પન્ન થયેલ અને સૂર્યથી પ્રકાશિત થયેલ મેઘ સૂર્યના અંશભૂત નેત્રને માટે સૂર્યદર્શનમાં પ્રતિબંધક થઇ જાય છે તે પ્રમાણે બ્રહ્મનું કાર્ય અને બ્રહ્મથી પ્રકાશિત થવાવાળો અહંકાર બ્રહ્મના અંશ ભૂત આત્માને માટે બ્રહ્મદર્શનમાં પ્રતિબન્ધક થઇ જાય છે. (૧૨–૪–૩૨). જે વખતે સૂર્યથી પ્રગટ થયેલ મેઘ ફાટી જાય છે તે વખતે નેત્ર પોતાના સ્વરૂપભૂત સૂર્યને જોઈ લે છે તે જ પ્રમાણે જે વખતે આત્માની

ઉપાધિરૂપ અહંકાર વિચારથી નષ્ટ થઇ જાય છે તે વખતે તેને પોતાને સ્વરૂપની સ્મૃતિ ઉત્પન્ન થાય છે (૧૨–૪–૩૩). જે વખતે વિવેકરૂપ ખડગથી આ જીવ પોતાના અહંકારરૂપ માયામય બંધનને કાપી બ્રહ્માત્મભાવથી સ્થિત થઈ જાય છે તે અવસ્થાને આ પ્રપંચનો આત્યન્તિક પ્રલય કહે છે.

तमाहुरात्यन्तिकमङ्ग संप्लवम् (१२–४–३४)

આ પ્રમાણે આત્યન્તિક પ્રલયની વાત કહે છે. તે સમજવા માટે વેદાન્તના દષ્ટાંતો, સ્વપ્નું, મૃગજળ, રજ્જુ–સર્પ, શુકિત–રજત, સ્થાણું–પુરૂષ વગેરે વગેરે બહુ જ ઉપયોગી છે. હાલના કાળમાં સાયન્સનો સાપેક્ષવાદ પણ આ આત્યન્તિક પ્રલય સમજવામાં બહુ ઉપયોગી છે કારણુ કે તેમાં દેશ અને કાળ સાપેક્ષ છે એવું ગણિતથી સિદ્ધ કરેલ છે. જેમ જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા માત્ર બુદ્ધિની જ છે એમ ઉપર શ્લોક (૧૨–૪–૨૫) માં કહેલ છે તેમ સાપેક્ષવાદથી સિદ્ધ થાય છે કે જાગ્રતમાં બધી અવસ્થાઓ બુદ્ધિની અથવા માયાની છે. એટલું બરાબર સમજાય તો મોક્ષ માટે વિલંબ થતો નથી. વિલંબ માટે કાળ જોઇએ અને કાળ પોતે સાચો નથી એવું જ્ઞાનથી જણાય છે; છતાં અજ્ઞાન દશામાં પરિણામ દેખાય છે, તેથી નિત્ય પ્રલયનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે કોઈ પુરૂષો બ્રહ્માદિ સંપુર્ણ ભૂતોના પ્રલય અને ઉત્પતિ હર વખતે થાય છે એવું બતાવે છે. જેમ નદીનો પ્રવાહ અથવા દીપ—શિખા વગેરે પરિણામી પદાર્થોની ક્ષણ ક્ષણમાં બદલવાવાળી દશાઓ તેના પલપલમાં થવાવાળા જન્મ અને નાશના કારણરૂપ થાય છે તે પ્રમાણે કાળના પ્રવાહના વેગથી ક્ષીણ થવાવાળા દેહ વગેરે પણ ક્ષણમાં બનતા રહે છે અને બગડતા રહે છે. (૧૨–૪–૩૬). આકાશમાં ચાલવાવાળા તારાની ગતિની સમાન એ અવસ્થાઓ ભગવાનના સ્વરૂપભૂત આદિ–અન્ત રહિત કાળના કારણરૂપ દેખવામાં આવતી નથી. [૧૨–૪–૩૭].

એનો અર્થ એવો છે કે તારાની ગતિનું કારણ કાળ નથી પણ જોનાર માણસ પૃથિવી ઉપર રહીને [ પૃથ્વી સાથે ફરે છે તેથી ] તારાને ફરતા દેખે છે પણ તે અવસ્થાનો આદિ અંત જણાતો નથી. એટલે જે વખતે જોઇએ તે વખતે તે અવસ્થા દેખાય છે. આ સિદ્ધાંન્ત ઉપરથી પણ દૃષ્ટિ–સૃષ્ટિવાદ સિદ્ધ થાય છે, તેજ પ્રમાણે દેહની અવસ્થાના પણ આદિ કે અંત જણાતા નથી. શુકદેવજી કહે છે કે મેં તને આ પ્રમાણે નિત્ય પ્રલય, નૈમિત્તિક પ્રલય, પ્રાકૃત પ્રલય અને આત્યન્તિક પ્રલય એ ચારે પ્રકારના પ્રલયનું તત્ત્વ સમજાવ્યું. હે રાજા ! કાળની ગતિ એવી જ છે (૧૨–૪–૩૮)*. સર્વાન્તર્યામી વિશ્વવિધાતા શ્રી નારાયણની આ લીલા કથા મેં તમને સંક્ષેપમાં સંભળાવી છે. તેનું પૂર્ણ રીતે વર્ણન કરવામાં બ્રહ્મા પણ સમર્થ નથી. સંસારના બધા દુઃખોથી છુટવા માટે ભગવાન પુરૂષોતમની લીલા કથાના રસનું સેવન કરવા સિવાય બીજો કોઈ ઉપાય નથી. (૧૨–૪–૪૦)

શ્રીમદ્ ભાગવતમાં વારંવાર ભગવાન હરિનું જ વર્ણન કરેલ છે, શ્રી હરિની રજોગુણવૃતિથી બ્રહ્મા અને તમે ગુણવૃતિથી રુદ્રનો જન્મ થયો છે.

त्वं तु राजन्मरिष्येति पशुबुद्धिमिमां जहि ।
न जातः प्रागभूतोऽद्य देहवत्त्वं न नङ्क्ष्यसि ॥

૧૨–૫–૨

અર્થ :—હે રાજા ! તું " હું મરીશ " એવી પશુબુદ્ધિને છોડી દે, કારણ કે દેહની સમાન તું પહેલા નહોતો અને હવે જન્મ્યો એ વાત સાચી નથી, તેથી તારો નાશ થશે નહિ.

---

* આ વિષય કોઇને વિગતવાર સમજવાની ઈચ્છા હોય તો મારાં પુસ્તકો " કાળની ગતિ " અને ' દેશ અને કાળ ' વાંચવા.

પહેલાં સ્કંધમાં જ્યારે શુકદેવજી પરીક્ષિત રાજાને મળ્યા ત્યારે શરૂઆતમાં પરીક્ષિત રાજાએ એવો પ્રશ્ન પૂછેલ છે કે (૧-૧૯-૩૭) જે માણસને જલદી મરવાનું છે તેને માટે શું કર્તવ્ય છે, તેના જવાબમાં શુકદેવજીએ બીજા સ્કંધમાં એમ કહેલ છે કે " અભય પદ પ્રાપ્ત કરવું હોય તેણે બધાના આત્મારૂપ ભગવાન હરિનું શ્રવણકીર્તન અને સ્મરણ કરવું જોઇએ કે જેથી અન્તકાળે ભગવાનનું સ્મરણ રહે." હવે છેલ્લી વખતે ઉપરના શ્લોકમાં એમ કહે છે કે તું જન્મ્યો જ નથી અને મરવાનોજ નથી. જન્મ મરણ દેહના અધ્યાસથી જણાય છે, ગીતાની શરૂઆતમાં પણ ભગવાને અર્જુનને એવો ઉપદેશ આપેલ છે.

હવે શુકદેવજી કહે છે કે જેમ બીજમાંથી અંકુર અને અંકુરમાંથી બીજ ઉત્પન્ન થાય છે તેમ તું પ્રત્રપુત્રાદિ રૂપે ફરીથી ઉત્પન્ન થઇશ નહિ, કારણ કે બીજમાંથી અંકુરની માફક દેહથી દેહ ઉત્પન્ન થાય છે, આત્મા ઉત્પન્ન થતો નથી. લાકડામાં વ્યાપ્ત અગ્નિ જેમ લાકડાથી જુદો છે, તેમ તું શરીરથી પૃથક આત્મા છે.

स्वप्ने यथा शिरश्छेदं पञ्चत्वाद्यात्मनः स्वयम् ।
यस्मात्पश्यति देहस्य तत आत्मा ह्यजरोऽमरः ॥

१२-५-४

અર્થ; જેમ સ્વપ્નમાં આત્મા પોતાનું માથું કપાયેલ જુએ છે તથા પોતાનું મૃત્યુ પણ જુએ છે તે પ્રમાણે જાગ્રત અવસ્થામાં પણ પણ આ દેહનું મરણ વગેરે આત્મા જુએ છે, તેથી આત્મા અજન્મા અને અમર છે.

घटभिन्ने यथाकाश आकाशः स्याद्यथा पुरा ।
एवं देहे मृते जीवो ब्रह्म सम्पद्यते पुनः ॥ १२-५-५

અર્થ: જે પ્રમાણે ઘડો ફૂટી જતાં ઘટાકાશ પહેલાંની માફક ફરીથી મહાકાશરૂપ થઇ જાય છે, તે પ્રમાણે દેહ નષ્ટ થતાં જીવ ફરીથી બ્રહ્મરૂપ થઇ જાય છે.

આત્માને માટે મન જ દેહ ગુણ અને કર્મ વગેરેની રચના કરે છે, તથા એ મનને માયા રુપ ઉપાધિના કારણથી જીવને જન્મ મરણ રૂપ સંસારની પ્રાપ્તિ થાય છે. જ્યાં સુધી તેલ, તેલનું પાત્ર, બત્તી, અને અગ્નિનો સંયોગ રહે છે ત્યાં સુધી દીવાનું દીવાપણું છે. તે જ પ્રમાણે આ સંસાર પણ દેહનો સંબંધ રહે ત્યાં સુધી રહે છે અને રજોગુણ સત્ત્વગુણ અને તમોગુણની વૃત્તિઓ ક્રમસર ઉત્પન્ન થાય છે, સ્થિતિ કરે છે અને નષ્ટ થઇ જાય છે. પણ જે પ્રમાણે દીપકનો નાશ થતાં તેના તત્ત્વરૂપ તેજનો નાશ થતો નથી તે જ પ્રમાણે સંસારનો નાશ થતાં છતાં સ્વયંપ્રકાશ આત્માનો નાશ થતો નથી. એ તો વ્યકત અને અવ્યકતથી પરે, આકાશની સમાન બધાનો આધાર છે, નિશ્ચલ છે અને અનન્ત છે [૧૨-૫-૮].

एवमात्मानमात्मस्थमात्मनैवामृश प्रभो ।
बुद्ध्यानुमानगर्भिण्या वासुदेवानुचिन्तया ॥ १२-५-९
चोदितो विप्रवाक्येन न त्वां धक्ष्यति तक्षकः ।
मृत्यवो नोपधक्ष्यन्ति मृत्यूनां मृत्युमीश्वरम् ॥
१२-५-१०

અર્થ: હે રાજા, તમે ભગવાન વાસુદેવનું ચિન્તન કરતા કરતા દ્રષ્ટા-દૃશ્ય વિષયક અન્વય વ્યતિરેકના વિચારથી યુકત પોતાની બુદ્ધિ દ્વારા દેહાદિ ઉપાધિમાં સ્થિત પોતાના આત્માનું ચિંતન કરો. એવું કરવાથી બ્રાહ્મણના વાકયથી પ્રેરિત થએલ તક્ષક નાગ તમને બાળી શકશે નહિ, કારણ કે મૃત્યુના કારણભૂત જે સર્પદંશ વગેરે છે તે મૃત્યુના મૃત્યુરૂપ ઇશ્વરનો નાશ કરી શકશે નહિ.

આત્માનું ચિન્તન કેવી રીતે કરવું તે માટે હવે શુકદેવજી કહે છે કે:—

अहं ब्रह्म परं धाम ब्रह्माहं परमं पदम् ।
एवं समीक्षन्नात्मानमात्मन्याधाय निष्कले ॥ (१२-५-११)

અર્થ :— જે હું છું તે પરમપદ બ્રહ્મ છે અને જે પરમપદરૂપ બ્રહ્મ છે તે હું છું, એ પ્રમાણે વિચાર કરતાં પોતાના આત્માને નિષ્કલ પરમાત્મામાં સ્થિત કરો, પછી.

दशन्तं तक्षकं पादे लेलिहानं विषाननैः।
न द्रक्ष्यसि शरीरंच विश्वंच पृथगात्मनः ॥ १२-५-१२

અર્થ :— તમને પોતાના પગમાં કરડતા અને જીભથી હોઠ ચાટવાવાળા તક્ષકને અને પોતાના શરીરને અને સંપુર્ણ વિશ્વને પણ તમારા આત્માથી પૃથક્ જોશો નહિ.

હે રાજા ! તમે સર્વાત્મા શ્રી હરિની લીલાઓની બાબતમાં મને જે પ્રશ્ન કર્યો હતો તે બધાનો ઉત્તર મેં તમને સંભળાવી દીધો છે, હવે તમારે શું સાંભળવાની ઇચ્છા છે. (૧૨-૫-૧૩)

આંહી શુકદેવજીની કથા પુરી થાય છે. આંહી વેદાંન્તના મહાવાક્યનો ઉપદેશ છે. આવો ઉત્તમ ઉપદેશ શ્રીમદ્ ભાગવતની સપ્તાહમાં સાતમે દિવસે બપોરના ભાગમાં આવે છે પણ તે વખતે વ્યવહાર એટલો બધો વધારી દેવામાં આવે છે કે કથાકારનું ધ્યાન અને સાંભળનારનું ધ્યાન ઉપરના મહાકાવ્યોના ઉપદેશમાં ટકતું નથી, તેથી ભાગવત સાંભળવાનું ફળ મળતું નથી, અને સાંભળનારની વૃત્તિ બ્રહ્માકાર થતી નથી; પણ પરીક્ષિત રાજાને માટે હવે કાંઈ વ્યવહાર રહેલ નથી, તેને શરીર છોડવાનો વખત આવી ગયેલ છે, તેની વૃત્તિ બ્રહ્માકાર થઈ ગયેલ છે, તેથી પરીક્ષિત રાજાએ શુકદેવજીના ચરણ કમલોમાં પ્રણામ કર્યો અને હાથ જોડી કહ્યું કે:—

सिद्धोऽस्म्यनुगृहितोऽस्मि भवता करुणात्मना।
श्रावितो यच्च मे साक्षादनादि निधनो हरिः।
(१२-६-२)

અર્થ :— ભગવાન ! આપે કરૂણા કરી મને આદિ-અંત શૂન્ય શ્રી હરિનું ચરિત્ર સંભળાવ્યું, તેનાથી હું કૃતકૃત્ય અને અત્યંત અનુગૃહીત થઈ ગયો છું.

नात्यद्‌भुतमहं मन्ये महतामच्युतात्मनाम् ।
अज्ञेषु ताप तप्तेषु भुतेषु यदनुग्रहः ॥ १२-६-३

અર્થ:—ત્રિવિધતાપથી સંતપ્ત થયેલ અજ્ઞાની જીવો ઉપર ભગવત પરાયણ આપ જેવા મહાનુભાવિ પુરૂષો સ્વાભાવિક રીતે અનુગ્રહ કરે છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

મેં આપના મુખારવિંદથી આ પુરાણ સંહિતા સાંભળી, જેમાં સર્વત્ર ઉત્તમ શ્લોક શ્રી હરિતું જ વારંવાર વર્ણન કરવામાં આવેલ છે.

भगवंस्तक्षकादिभ्यो मृत्युभ्यो न विभेम्यहम् ।
प्रविष्टो ब्रह्मनिर्वाणमभयं दर्शितं त्वया ॥ १२-६-५

અર્થ- ભગવાન ! આપે મને નિશ્ચયપૂર્વક નિર્ભય સ્થાન બતાવી દીધેલ છે. હવે હું તક્ષક વગેરે મૃત્યુથી જરાપણ ભય પામતો નથી.

अनुजानीहि मां ब्रह्मन्वाचं यच्छाम्यधोक्षजे ।
मुक्तकामाशयं चेतः प्रवेश्य विसृजाम्यसून् (१२-६-६)

અર્થ:— હે બ્રહ્મન્ ! હવે મને આજ્ઞા આપો એટલે હું વાણીનો સંયમ કરૂં એટલે મૌન ધારણ કરૂં અને કામવાસનાથી રહિત થયેલ મારૂં ચિત્ત શ્રી અધોક્ષજ ભગવાનમાં લગાવી પ્રાણત્યાગ કરૂં.

अज्ञानं च निरस्तं मे ज्ञान विज्ञान निष्ठया ।
भवता दर्शितं क्षेमं परं भगवतः पदम् । १२-६-७

અર્થ:— જ્ઞાન અને વિજ્ઞાનમાં મારી સ્થિતિ કરાવી આપે મારું અજ્ઞાન દૂર કર્યું છે અને ભગવાનનું અતિ મંગળમય સ્વરૂપ બતાવી આપેલ છે.

આંહી પરીક્ષિત રાજાનો જવાબ પુરો થાય છે અને પરીક્ષિત રાજાની દશા કેવી થઇ તેનું વર્ણન સ્પષ્ટ રીતે આવી જાય છે. આવી દશા સાત દિવસની કથાથી થઇ શકે એ ભારતવર્ષના આર્યોના સંસ્કારનો

મહિમા છે. આ કથાને પરમહંસની સંહિતા કહે છે, તેથી પરમહંસો પાસેથી સાંભળવી જોઈએ અને સાંભળનારે પણ પરમહંસ થવાની વૃતિ રાખીને સાંભળવી જોઇએ.

ઉપર પ્રમાણે પરીક્ષિતે ઉત્તર આપ્યો એટલે શુકદેવજી પ્રસન્ન થયા. પરીક્ષિતને આજ્ઞા આપી. પરીક્ષિતે શુકદેવજીની પૂજા કરી અને પછી શુકદેવજી અન્ય ભિક્ષુકોની સાથે ત્યાંથી ચાલ્યા ગયા. આંહી ગુરુનું કર્તવ્ય સમાપ્ત થાય છે. શિષ્યને બ્રહ્મજ્ઞાન થયા પછી ગુરુ-શિષ્ય જેવો સંબંધ રહેતો નથી.

હવે પરીક્ષિત રાજાની દશાનું વર્ણન કરતા સુત પુરાણી શૌનકને કહે છે :

**परीक्षिदपि राजर्षिरात्मन्यात्मानमात्मना ।**
**समाधाय परं दध्यावस्पन्दासुर्यथा तरुः ॥ १२-६-९**
**प्राक्कूले बर्हिष्यासीनो गङ्गाकूल उदङ्मुखः ।**
**ब्रह्मभूतो महायोगी निःसङ्गश्छिन्नसंशयः ॥ १२-६-१०**

અર્થ:-બધા પ્રકારના સંશયથી રહિત, આસક્તિશૂન્ય, બ્રહ્મનિષ્ઠ, મહાયોગી રાજર્ષિ પરીક્ષિત પણ શ્રી ગંગાજીના પૂર્વ તટ ઉપર કુશાસન ઉપર ઉત્તર તરફ મુખ રાખીને બેઠા અને પોતાના ચિત્તને આત્મામાં સમાહિત કરી વૃક્ષની માફક પ્રાણ-સ્પન્દ શૂન્ય થઇ પરમાત્માના ધ્યાનમાં લીન થઇ ગયા.

આવી દશા સાત દિવસમાં જે જ્ઞાનથી થઇ જાય એવા શ્રીમદ્ ભાગવતના જ્ઞાનનો મહિમા સદા પ્રકાશિત છે. તેનો લાભ લેવો જોઇએ.

હવે કોપાયમાન થયેલ મુનિકુમાર (શ્રૃંગીઋષી)નો મોકલેલ તક્ષક નાગ રાજાને કરડવા માટે નીકળ્યો. તે વખતે તેને માર્ગમાં ઝેર ઉતારનાર કશ્યપ નામનો બ્રાહ્મણ મળ્યો. તે વખતે સ્વેચ્છારૂપધારી તક્ષકે બહુ ધન આપી તેને પાછો વાળ્યો અને પોતે બ્રાહ્મણના વેષમાં છુપાઇને પરીક્ષિત રાજાને કરડ્યો. તે વખતે બધાના દેખતાં બ્રહ્મભૂત રાજર્ષિ પરીક્ષિતનું શરીર તરત સર્પના ઝેરથી બળીને ભસ્મ

થઈ ગયું. તે વખતે પૃથિવી, આકાશ અને દિશાઓમાં હાહાકાર થયો અને દેવો, અસુરો અને મનુષ્યો આશ્ચર્યચકિત થઇ ગયા. આકાશમાં દેવદુન્દુભિનો ઘોષ થયો, ગંધર્વ અને અપ્સરાઓ ગાન કરવા લાગ્યા તથા દેવો "સાધુ સાધુ" એમ કહેવા લાગ્યા. (૧૨-૬-૧૫)

આંહી ઉપર કશ્યપ બ્રાહ્મણની કથા ટૂંકામાં કહેલ છે. તેનું આધ્યામિક રહસ્ય એમ સમજવાનું છે કે બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણોમાં સંસારરૂપી સર્પનું ઝેર ઉતારવાનું સામર્થ્ય રહેલું હોય છે પણ જો તે ધનના લોભી થાય તો તેની શક્તિનો ઉપયોગ થઈ શકતો નથી. માટે શ્રીમદ્‌ભાગવતની કથા કરનાર બ્રાહ્મણ ધનના લોભી હોવા જોઇએ નહિ, પણ પરમહંસ જેવા ત્યાગી હોવા જોઇએ. તક્ષક નાગ એ સંસારની વાસનારૂપી સર્પ હતો એ વાત છેલ્લા અધ્યાય (૧૨-૧૩-૨૧)-માં આપેલ છે. એવા ઝેરમાંથી જે શુકદેવજીએ પરીક્ષિત રાજાને બચાવ્યા તેમને અનંત નમસ્કાર છે [૧૨-૧૩-૨૧].

---

## પ્રકરણ ૩૯

## ભગવાનની માયા (માર્કણ્ડેય આખ્યાન)

ભગવાનની માયા ઘણા માણસોને નડે છે, તેથી ઘણા માણસોને એવા વિચાર આવે છે કે કોઈ પણ રીતે માયાનો નાશ કરવો જોઇએ. તેથી કોમીવાદ, ધર્મના ભેદ, જ્ઞાતિના ભેદ, પ્રાંતના ભેદ, દેશના ભેદ, વગેરે બધા પ્રકારના ભેદનો નાશ કરવો જોઇએ. છતાં માણસનું જીવન એવું છે કે એક પ્રકારના ભેદ કાઢવા જતાં બીજા પ્રકારના ભેદ પેસી જાય છે. સમાજમાંથી બધા ભેદ નીકળી જાય તો સમાજ રહે નહિ. ભેદ અથવા સંસારની વાસના એ સર્પનું સ્વરૂપ છે. પરીક્ષિતના પુત્ર જનમેજયને એમ લાગ્યું કે મારા પિતાને તક્ષક નાગ કરડયો, તેથી ક્રોધથી બધા સર્પોને બાળી નાંખવા માટે સર્પ યજ્ઞનો આરંભ કર્યો અને ત

સર્પયજ્ઞમાં મોટા મોટા સર્પોને નાંખીને બાળી નાંખવામાં આવ્યા. તે વખતે તક્ષક નાગને બીક લાગી, તેથી તે ઇન્દ્રના શરણમાં ગયો. યજ્ઞ વખતે તક્ષક નાગ જોવામાં આવ્યો નહિ તેથી જનમેજયે ઋત્વિજોને કહ્યું કે "આપ અધમ સર્પ તક્ષકને કેમ બાળતા નથી." ઋત્વિજોએ કહ્યું કે "તે ઇન્દ્રના શરણમાં ગયો છે અને તેથી ઇન્દ્ર તેની રક્ષા કરી રહેલ છે." જનમેજયે કહ્યું કે "ઇન્દ્ર સહિત તક્ષકનાગ યજ્ઞમાં પડે તેવા મંત્રનો પ્રયોગ કરો." તે પ્રમાણે બ્રાહ્મણોએ ઇન્દ્રસહિત તક્ષકનું આવાહન કર્યું. તેથી ઇંદ્ર પોતાના સ્થાનથી ચલિત થઈ ગયો અને તક્ષક સહિત ગભરાઈ ગયો. તે વખતે દેવોના ગુરુ બૃહસ્પતિ રાજા જનમેજયની પાસે આવ્યા અને રાજાને કહ્યું કે "તક્ષકે અમૃત પીધું છે, તેથી તે અજર–અમર છે. જીવોના જીવનમરણ અને ગતિ તેમના કર્મથી થાય છે. તેને કોઈ બીજા સુખદુઃખ આપી શકતા નથી. જે માણસ સર્પ, ચોર, અગ્નિ, વીજળી, ભૂખ, તરસ અને વ્યાધિથી મરણ પામે છે તે પોતાનું પ્રારબ્ધકર્મ ભોગવે છે. (૧૨–૬–૨૬) બધા મનુષ્યો પોતાનું પ્રારબ્ધકર્મ ભોગવે છે. તેથી તમે હિંસામય યજ્ઞ બંધ કરો. જુઓ ! તેમાં કેટલા નિરપરાધી સર્પ માર્યા ગયા છે." આ ઉપદેશ સાંભળી જનમેજયે સર્પયજ્ઞ બંધ કર્યો અને બૃહસ્પતિનું પૂજન કર્યું.

અંહી સમજવાનું એ છે કે સંસારરૂપી સર્પને કોઇ બાળી નાંખવાની ઇચ્છા કરે પણ તે બળે તેવો નથી. જ્યાં સુધી માણસની ઈંદ્રિયો તેને મદદ આપે છે ત્યાં સુધી સંસારરૂપી માયા દૂર થઈ શકે તેમ નથી. તેથી જો કોઈ માણસના મનમાં એવી ઈચ્છા થાય કે હું સંસારને સુધારી દઉં અથવા સમાજમાં અથવા દેશમાં એવા સુધારા કરૂં કે કોઇ દુઃખી થાય નહિ તો તેવું બની શકે તેમ નથી. દરેક જીવને પોતાના કર્મ ભોગવવા પડે છે. કર્મમાંથી છૂટવું હોય તો આત્મજ્ઞાન જોઇએ અને આત્મજ્ઞાન માટે બધા અધિકારી થઇ શકતા નથી. તેથી સર્પ અથવા સંસાર એ ભગવાન વિષ્ણુની મહામાયા છે,

તે માયાથી ભગવાન વિષ્ણુના અંશભૂત જીવ સત્ત્વ વગેરે ત્રણ ગુણોની વૃત્તિઓ દ્વારા આ ભૌતિક દેહાદિમાં મોહિત થઈ જાય છે. (૧૨-૬-૨૯). માત્ર આત્મવિચારથી માયાની નિવૃત્તિ થાય છે (૧૨-૬-૩૦) તેથી જે સ્વરૂપમાં સૃષ્ટિ અને તેનું કારણ મળતું નથી જીવ ભાવ કે અહંકાર નથી એવા બાહ્ય બાધક ભાવ રહિત પરમાત્માના સ્વરૂપમાં મુનિજન અહંકાર વગેરે ઊર્મિઓનો બાધ કરીને લીન થઇ જાય છે.

परं पदं वैष्णवमामनन्ति तद्
यन्नेतिनेतीत्यतदुत्सिसृक्षवः ।
विसृज्य दौरात्म्यमनन्य सौहृदा
हृदोप गुह्यावसितं समाहितैः ॥
१२–६–३२

અર્થ—જેને પરમાત્મા સિવાય બીજા કોઈમાં પ્રેમ નથી, અને જે "નેતિ નેતિ" વાક્ય દ્વારા અનાત્મ વસ્તુઓનો નિષેધ કરી સ્વરૂપમાં તત્પર રહે છે, તે વિવેકી પુરુષ એને ભગવાન વિષ્ણુનું પરમપદ બતાવે છે. ઇંદ્રિયો સહિત અંતઃકરણને વશ કરનાર વિદ્વાન અનાત્મભાવનો ત્યાગ કરી એકાગ્ર ચિત્તથી ચિંતન કરી તે સ્વરૂપને ધ્યેય રૂપથી સ્વીકાર કરે છે.

त एतदधिगच्छन्ति विष्णोर्यत्परमं पदम् ।
अहं ममेति दौर्जन्यं न येषां देहगेहजम् ॥ १२–६–३३

અર્થઃ—જે પુરુષોમાં દેહ કે ઘર સંબંધી અહંતા–મમતારૂપ દુર્જનતા નથી તે વિષ્ણુ ભગવાનના આ પરમ પદને પ્રાપ્ત કરી લે છે.

જેને આવું પરમપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે બીજાના દુર્વચનોને સહન કરવા, કોઇ વખતે કોઇનું અપમાન ન કરવું અને આ શરીરનો આશ્રય લઈ કોઈની સાથે વેર ન કરવું.

સુત કહે છે:—જેના ચરણકમળોનું ચિંતન કરવાથી મને આ પુરાણ સંહિતા પ્રાપ્ત થઈ એ અકુંઠમતિ ભગવાન શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસને નમસ્કાર છે. એટલે બધાં કામ કરતાં જેની બુદ્ધિ કુંઠિત થતી નથી તેને વ્યાસ માનવા, એવો અધ્યાત્મ અર્થ અહીં જોવામાં આવે છે. એવી મતિથી વેદનું રહસ્ય જાણી શકાય છે.

હવે શૌનકજી સૂત પુરાણીને પૂછે છે કે વ્યાસજીના શિષ્ય મહાત્મા પૈલ વગેરે વેદાચાર્યોએ વેદોનો વિભાગ કેવી રીતે કર્યો ?

સૂતજી કહે છે—પરમેષ્ટી ભગવાન બ્રહ્માજીનું ચિત્ત એકાગ્ર થયું ત્યારે તેના હૃદયાકાશમાં એક પ્રકારનો શબ્દ થયો. આપણે કાન બંધ કરીએ છીએ ત્યારે એવો અવાજ સંભળાય છે. તેની ઉપાસના કરવાથી યોગીજન પોતાના અંતઃકરણમાં દ્રવ્ય, ક્રિયા અને કારણરૂપ મલ નષ્ટ કરી મોક્ષને પ્રાપ્ત કરી લે છે. તે નાદમાંથી ત્રણ પ્રકારનો ૐકાર થયો. તેની ઉત્પત્તિની કોઇને ખબર નથી. તે સ્વયંપ્રકાશ છે અને પરમાત્મા ભગવાન બ્રહ્મનું લિંગ એટલે બોધ કરાવનાર છે, શ્રવણ શકિત લીન થવા છતાં જે આ અવ્યક્ત ૐકારને સાંભળી શકે છે અને સુષુપ્તિ વગેરેમાં ઇદ્રિયો ન રહેવાથી તેના અભાવને ગ્રહણ કરે છે તે પરમાત્મા છે, તેના દ્વારા વૈખરી વાણી અભિવ્યકત થાય છે અને હૃદયાકાશમાં આત્મા દ્વારા ૐકારની અભિવ્યકિત થાય છે. તે ૐ પોતાના આશ્રય પરમાત્મા બ્રહ્મનો સાક્ષાત વાચક છે અને તે સંપૂર્ણ મંત્ર, ઉપનિષદ્ અને વેદોનું સનાતન બીજ છે [ ૧૨–૬–૪૧ ].

એ ૐકારના અ, ઉ, મ એ ત્રણ વર્ણ છે, તેમાં ત્રણ ગુણ (સત્વ, રજ, અને તમ) છે, ( ઋગ્, યજુઃ અને સામ) ત્રણ નામ, [ ભૂઃભુવઃ સ્વઃ ] ત્રણ અર્થ અને [જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ ] એ ત્રણે વૃત્તિઓ એ પ્રમાણે ત્રણ ભાવ ધારણ કરે છે. પછી બ્રહ્માજીએ ૐકારમાંથી અક્ષરો ઉત્પન્ન કર્યા અને પોતાના પુત્ર મરીચિ વગેરેને સંભળાવ્યા. પછી મહર્ષિઓએ તેનો વિસ્તાર કર્યો. માણસો

જ્યારે અલ્પમતિવાળા થયા ત્યારે એ મહર્ષિઓએ તેના વિભાગ કર્યાં (૧૦-૬-૪૭). પછી વેદ વ્યાસજીએ વેદના ચાર ભાગ કર્યાં તેમાંથી ચાર સંહિતાઓ બનાવી, અને પોતાના શિષ્યોને શીખવાડી. વૈશમ્પાયનના શિષ્ય ચરકાધ્વર્યુ થયા તેના શિષ્ય યાજ્ઞવલ્કયે એકવાર ગુરુને કહ્યું કે "આ અલ્પવીર્ય બ્રાહ્મણોના વ્રતથી શો લાભ મળવાનો છે, હું એકલો જ બ્રહ્મહત્યાને દૂર કરનાર વ્રતને ધારણ કરૂં તેવો છું. તેનું અભિમાન જોઇ ગુરૂને ક્રોધ થયો અને યાજ્ઞવલ્કયને કહ્યું કે મેં શીખવેલી યજુ:શ્રુતિ તું પાછી દે. એટલે યાજ્ઞવલ્કયે તે શ્રુતિની ઊલટી કરી બહાર કાઢી, તે વખતે બીજા મુનિઓ લોલુપતાથી તેતર થઇ તે શ્રુતિ ચાટી ગયા, તેથી સુરમ્ય યજુ:શાખા તૈતિરીય કહેવાય છે. પછી યાજ્ઞવલ્કયે સૂર્યભગવાનની ઉપાસના કરી અને સૂર્યે પ્રસન્ન થઇને શ્રુતિ તેને આપી. યાજ્ઞવલ્કયે તેની પંદર શાખા કરી. (૧૨-૬-૭૪).

હવે સુત પુરાણી, પુરાણનો અર્થ કહે છે, જેની અંદર, સર્ગ, વિસર્ગ, વૃત્તિ, રક્ષા, મન્વન્તર, વંશ, વંશોના ચરિત્ર, સંસ્થા (પ્રલય) હેતુ (ઉતિ) અને અપાશ્રય એ દશ લક્ષણ હોય તેને પુરાણ કહે છે. (૧૨-૭-૧૦)

એ દશે લક્ષણોનું સ્વરૂપ ટૂંકામાં બીજા સ્કંધમાં ૧૦ મા અધ્યાયમાં આપવામાં આવેલ છે. આંહી છેવટમાં ટૂંકામાં કહે છે કે કે અવિદ્યાથી વશ થઇ કર્મ કરવાવાળો જીવ સર્ગ વગેરેનો હેતુ છે. ગીતામાં પણ કહેલ છે કે જીવ ભૂત પ્રકૃત્તિથી જગત ધારણ કરાયેલ છે. જીવની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ માયામય ત્રણ વૃત્તિઓમાં જેનો (વિશ્વ, તૈજસ્ અને પ્રાજ્ઞ રૂપથી) અન્વય અને તુરીય રૂપથી વ્યતિરેક છે તે બ્રહ્મ અપાશ્રય છે. જે પ્રમાણે ઘટાદિ નામરૂપ પદાર્થોમાં તેના કારણભૂત માટી સદ્રૂપથી વ્યાપ્ત રહે છે અને પૃથક્ પણ રહે છે, તે પ્રમાણે જન્મથી લઇ મરણ પર્યંત સંપૂર્ણ અવસ્થાઓમાં અધિષ્ટાન રૂપથી વ્યાપ્ત અને સાક્ષી રૂપથી જે પૃથક્ રહે છે તે બ્રહ્મ અપાશ્રય છે. જ્યારે ચિત્ત સાત્વિક વગેરે ત્રણ વૃત્તિઓનો ત્યાગ

કરી સ્વયં શાંત થઈ જાય છે, અથવા યોગાભ્યાસથી શાંત થઈ જાય છે, તે વખતે કર્મપ્રવૃતિથી નિવૃત્ત થઈ જાય છે (૧૨-૭-૨૧). આવા લક્ષણ અઢારે પુરાણોમાં છે.

શૌનકજી—અમે સાંભળ્યું છે કે પ્રલયકાળમાં પણ ઋષી માર્કણ્ડેય બાકી રહે છે, અને તે લાંબા આયુષ્યવાળા છે, એ અમારા કુળમાં ઉત્પન્ન થયા છે. એક વખતે તેણે પ્રલય કાલીન સમુદ્રમાં એક વિચિત્ર બાલકરૂપ પુરુષને વડના પાન ઉપર સુતેલા જોયા હતા. પ્રલયકાળે એવું કેમ બનતું હશે, એ બાબતમાં અમારી શંકાનું નિવારણ કરો.

શ્રી સૂતજી—હે મહર્ષિ! આપે આ સંપૂર્ણ લોકોની ભ્રાંતિ દૂર કરે તેવો પ્રશ્ન કરેલ છે. જ્યારે માર્કણ્ડેયજીએ યજ્ઞોપવિત સંસ્કાર પ્રાપ્ત કર્યા ત્યારે તે તપ અને સ્વાધ્યાયથી યુક્ત થઇ સંયમપૂર્વક નૈષ્ટિક બ્રહ્મચર્યવ્રત ધારણ કરી ધર્માનુસાર વેદાધ્યયન કરતા હતા અને પોતાના વ્રતની પૂર્ણતાને માટે જટા, વલ્કલ, વસ્ત્ર, કમંડલુ, દંડ, યજ્ઞોપવિત, મેખલા, કૃષ્ણમૃગચર્મ, અક્ષમાળા અને કુશાઓને ધારણ કરી બંને સંધ્યાને વખતે અગ્નિ, સૂર્ય, ગુરુ, બ્રાહ્મણ, અને પોતાના આત્મામાં શ્રી હરિની આરાધના કરતા હતા. બે વખત ભિક્ષા લાવી પોતાના ગુરુને સમર્પણ કરતા હતા અને તેમની આજ્ઞા માંગી મૌન રાખી માત્ર એક વખત ભોજન કરતા હતા અથવા ઉપવાસ પણ કરતા હતા. [૧૨-૮-૧૦].

આ પ્રમાણે તપ અને સ્વાધ્યાયમાં તત્પર રહી હજારો લાખો વર્ષ સુધી શ્રી હૃષીકેશ ભગવાનની આરાધના કરતા તેમણે દુર્જય મૃત્યુને પણ જીતી લીધું. તેના આ મૃત્યુ વિજયથી બ્રહ્મા, ભૃગુ, મહાદેવ, દક્ષ, બ્રહ્માજીના બીજા પુત્રો તથા મનુષ્ય, દેવતા, અને પિતૃગણ અને બીજા પ્રાણીઓને પણ આશ્ચર્ય થયું. એક વખત તે યોગીરાજ ને આ મહાયોગથી પોતાના ચિત્તનું નિયમન કરતા કરતા છ મન્વન્તરનો કાળ વહી ગયો. સાતમો મન્વન્તર શરૂ થતાં જ્યારે

ઇંદ્રને ખબર પડી ત્યારે તેના તપથી ગભરાઇને તેણે માર્કંડેયજીનું વ્રત ખંડિત કરવાનો વિચાર કર્યો. (૧૨–૮–૧૫).

તે વખતે માર્કંડેયજીની પાસે ગંધર્વ, અપ્સરા, કામદેવ, વસન્ત ઋતુ મલયમારૂત અને રજોગુણના પુત્ર લોભ અને મદ મોકલ્યા. એ બધા તેના આશ્રમે આવ્યા. ત્યાં ગાવા બજાવવાવાળાં ગંધર્વ સમુહ સહિત :હાથમાં ધનુષ–બાણ લઈ દેવાંગનાઓના નાયક કામદેવ પણ જોવામાં આવ્યા. સુંદર ગાયન શરૂ થયા અને કામદેવે પાંચ મુખવાળું પોતાનું અસ્ત્ર મારી માર્કંડેયજીનું મન ચલિત કરવા માંડ્યું. નાચથી અપ્સરાઓના કપડાં ખસી જવા લાગ્યા, તો પણ એ દૃશ્યથી માર્કંડેયજીનું મન ચલિત ન થયું. ઊલટું જેઓ મોહ કરવા આવ્યા હતા તે માર્કંડેયજીના તેજથી બળવા લાગ્યા. આવી પ્રકૃતિવાળા મહાપુરુષ મરણને જીતી શકે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. (૧૨–૮–૩૦).

ઇંદ્રને પણ ઉપરની હકીકત જાણી બહુ વિસ્મય થયું. તે વખતે ભગવાન નરનારાયણ માર્કંડેયજી ઉપર અનુગ્રહ કરવા માટે આવ્યા. ઋષિએ તેમને પ્રણામ કર્યા, તેમના દર્શનથા ઋષિનું મન શાંત થઈ ગયું, શરીરમાં રોમાંચ થઈ ગયા અને નેત્રોમાં પાણી આવી ગયા. તે એટલું બોલ્યા કે "આપને નમસ્કાર છે, નમસ્કાર છે, પછી તેમણે નરનારાયણના પગ ધોયા અને પૂજા કરી. પછી પ્રણામ કરી પૂછ્યું કેઃ—હું આપના મહિમાનું શું વર્ણન કરૂં. આપની પ્રેરણાથી દેહધારીઓના પ્રાણ ચેષ્ટા કરે છે, બ્રહ્મા અને શિવની પ્રવૃત્તિ પણ આપને આધિન છે. આપની આ બન્ને મૂર્તિ ત્રણલોકનું કલ્યાણ કરવા માટે, દુઃખની નિવૃત્તિ માટે અને મૃત્યુને જીતવા માટે છે. આપ કરોળીઆની માફક વિશ્વને રચીને પછી આપનામાં લીન કરી દ્યો છો. જે બ્રહ્માની સ્થિતિ બે પરાર્ધ વર્ષ સુધી રહે છે તે પણ આપના (ભ્રુકુટિ વિલાસ રૂપ) કાળથી બીએ છે; તો બીજા

ભૌતિક પ્રાણીઓ બીએ તેમાં તો કહેવું જ શું ? આપ મોક્ષ સ્વરૂપ છો તેથી બધાએ આપના શરણમાં આવવું જોઇએ. એ સિવાય બીજો કોઇ કલ્યાણનો રસ્તો નથી. તેથી સંસારના અનિત્ય પદાર્થોને ત્યાગી આપના ચરણનું હું ભજન કરું છું. ભક્તલોકો આપની આ શુદ્ધ સાત્વિક મૂર્તિઓનું ભજન કરી વૈકુંઠને પ્રાપ્ત કરી લે છે. તેથી આપ બન્નેને મારા નમસ્કાર છે. વિક્ષિપ્ત ચિત્તવાળા માણસો આપનું આ સ્વરૂપ જાણી શકતા નથી. હું આપને ફરી નમસ્કાર કરું છું. (૧૨-૮-૪૯).

પછી નરનારાયણ ભગવાને માર્કંણ્ડેય મુનિને કહ્યું:—તમારા તપથી અને સ્વાધ્યાયથી તમારી ભક્તિ સિદ્ધ થઇ ગઈ છે; તમારૂં કલ્યાણ થાઓ, તમારે જોઈએ તે વર માગી લ્યો.

માર્કંણ્ડેય—મને આપનું દર્શન થઇ ગયું તો હવે વર માગવાનું શું પ્રયોજન છે. છતાં હું આપની માયા જોવા માગું છું કે જે માયાથી મોહિત થઇને લોકપાલો સહિત આ સંપૂર્ણ લોક સત્ય વસ્તુ (બ્રહ્મ)માં ભેદ જોઈ રહેલ છે. (૧૨-૯-૬).

આ પ્રશ્ન માણસના જીવનમાં બહુ જ ઉપયોગી છે. બ્રહ્મમાં ભેદ નથી છતાં દષ્ટિમાં અનેક ભેદ દેખાય છે. તેનું કારણ માયા છે, પણ માયાનું સ્વરૂપ સમજવામાં ઘણા વિદ્વાનો થાકી ગયા છે. છેવટે તેને અનિર્વચનીય ઠરાવી છે. જો માયા સાચી હોય તો દ્વૈત થાય અને વાંઝણીના દીકરા જેવી અસત્ હોય તો કોઇને જગત દેખાય નહિ. તેથી તે સત્ અસત્થી વિલક્ષણ છે. તો પણ એવી માયા સમજવા માટે હાલમાં સાપેક્ષવાદનું સાયન્સ પણ ઉપયોગી થાય છે.

ભગવાને મુનિને જવાબ આપ્યો કે બહુ સારૂં; એમ કહી ભગવાન બદ્રિકાશ્રમ ચાલ્યા ગયા. પછી તે મુનિ પોતાના આશ્રમમાં રહી, ભગવાનનું ચિંતન કરતાં સૂર્ય, ચંદ્ર, જળ, પૃથિવી, આકાશ, વાયુ અને ચિત્તમાં સર્વત્ર હરિનું ધ્યાન કરવા લાગ્યા અને કોઈવાર પ્રેમના પ્રવાહમાં ડૂબી પૂજા કરવાનું પણ ભૂલી જતા. (૧૨-૯-૯)

એક વાર એ મુનિ પુષ્પભદ્રા નદીના તીર ઉપર ઉપાસનામાં બેઠા હતા, તે વખતે ત્યાં પ્રચંડ પવન ચાલવા લાગ્યો. તે પછી ભયંકર વરસાદ આવ્યો અને વીજળીના કડાકાની સાથે ખૂબ ગર્જના થવા લાગી અને મોટી મોટી ધારાઓ વરસવા લાગી. પછી સમુદ્ર વધવા લાગ્યો અને પૃથિવીને ગળી જતો હોય એવું જણાયું તે વખતે પૃથિવીને જળમાં ડૂબતી જોઈને માર્કંણ્ડેયજી બહુ ભયભીત થયા. આ પ્રમાણે પૃથિવી, અંતરીક્ષ, સ્વર્ગ, ગ્રહો, અને દિશાઓ સહિત સંપૂર્ણ ત્રિલોકી જળમાં ડૂબી ગઇ. બસ, એક માત્ર મહામુનિ માર્કંણ્ડેયજી બચી રહ્યા. તે આંધળા અને પાગલની સમાન ફરવા લાગ્યા. તે ભૂખ તરસથી ભટકતા થાકી ગયા અને તેમને પૃથિવી અને આકાશનું જ્ઞાન ન રહ્યું. (૧૨–૯–૧૬), તેને કોઈ વાર દરિયાના માછલા અને મગર કરડવા લાગ્યા. કોઈ વાર શોક, મોહ, દુઃખ, સુખ, અને ભયમાં તથા કોઇ વાર મૃત્યુના મુખમાં પડી તે જુદી જુદી જાતની વ્યાધિઓથી પીડા પામતા હતા. આ પ્રમાણે ભગવાનની માયાથી મોહિત થઇ એ પ્રલય સમુદ્રમાં ભટકતા ભટકતા તેને સેંકડો, હજારો અને લાખો વર્ષ વીતી ગયાં. (૧૨–૯–૧૯).

તે વખતે મુનિ શું ખાતા હશે અને શું પીતા હશે તે જાણવું મુશ્કેલ છે. પ્રલય સમુદ્રમાં ફરતા ફરતા એક દિવસ તેમણે પૃથિવીના એક ટેકરા ઉપર ફળ અને નવીન પાંદડાવાળું એક સુશોભિત નાનું વડનું ઝાડ જોયું. તેની ઉત્તર–પૂર્વની શાખાના એક પાંદડામાં તેમણે એક બાળકને સુતેલા જોયા. બાળક પોતાની કાંતિથી અંધકાર દૂર કરતા હતા. તેમનું સ્વરૂપ બહુ જ સુંદર હતું. તે પોતાના એક પગને હાથની આંગળીઓથી ઉપર લઈ મુખમાં રાખી ચૂસતા હતા; તે જોઈ તે મુનિને બહુ આશ્ચર્ય થયું.

પગના અંગુઠાને મુખમાં રાખી ચૂસવાનો ભાવાર્થ એવો છે કે ભગવાન તે દૃશ્યથી એમ સમજાવવા માગતા હતા કે વિશ્વના આદિ અને અંત એક છે.

તેના દર્શન માત્રથી શ્રમ જતો રહ્યો. મુનિના શરીરમાં રોમાંચ આવી ગયા. તેના વિચિત્ર ભાવથી શંકાવાળા થઈ તેને પ્રશ્ન કરવાને માટે મુનિ તેમની સામે ગયા, ત્યાં જતા જ તે બાળકના શ્વાસની સાથે માર્કણ્ડેયજી મચ્છરની માફક તેના પેટમાં ઘુસી ગયા. ત્યાં તેને બધું જગત પ્રલયની પહેલાં હતું તેવું જોવામાં આવ્યું. તેથી તે વિસ્મત થઈ મોહિત થઈ ગયા. તે વખતે તેને પંચ મહાભૂત, ભૌતિક પદાર્થ, યુગ અને કલ્પની વ્યવસ્થાયુક્ત કાળ તથા બીજી વસ્તુઓ પરમાર્થ રૂપે સાચી હોય તેવું જણાયું (૧૨-૯-૨૯). તેમાં તેણે હિમાલય પર્વત, પુષ્પભદ્રા નદી, પોતાનો આશ્રમ અને બીજા ઋષિઓ પણ જોયા. આ બધા જગતને જોઇ, પાછો બાળકનો શ્વાસ બહાર આવ્યો, તેની સાથે તે પાછા પ્રલય સમુદ્રમાં પડ્યા, અને ફરીથી વડના પાંદડા ઉપર માત્ર એ જ એક બાળક જોવામાં આવ્યું. તે ભગવાનને આલિંગન આપવા ગયા એટલામાં તે બાળકરૂપી ભગવાન અન્તર્ધાન થઈ ગયા. તેની સાથે એ વડ અને પ્રલયકાળનું જળ પણ લીન થઇ ગયું, અને માર્કણ્ડેયજી પહેલાંની માફક પોતાના આશ્રમમાં હોય તેવું લાગ્યું. (૧૨-૯-૩૪)

ઉપરનું દૃશ્ય જોઇને માર્કણ્ડેયજી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા અને કહ્યું કે મોટા મોટા જ્ઞાની પુરૂષો પણ જ્ઞાનનાં સમાન પ્રકાશિત થવાવાળી જેની માયાથી મોહિત થઈ જાય છે, તે આપના શરણાગતોને અભય આપનાર ચરણ કમલોનું હું શરણ લઉં છું.

આહી સુધી વૈષ્ણવી માયાનો ચમત્કાર ઉપર પ્રમાણે ભાગવતમાં આવેલ છે. ઉપરની કથાનું તાત્પર્ય એ છે કે જેમ કોઈ પુરુષ પૃથિવી ઉપર રહે તો પૃથિવી ઉપરનાં માણસોની માયા જોઈ શકે છે, સ્વપ્નના જગતમાં રહે તો સ્વપ્નની માયા તે વખતે સાચી દેખાય છે, પણ સ્વપ્નમાંથી નીકળે તો સ્વપ્નની માયા રહે નહિ અને પૃથિવીથી અલગ થઇ સૂર્ય ઉપર જાય તો પૃથિવીનું જાગ્રત જીવન પણ જાણ-વામાં આવે નહિ. તેથી માયા અથવા જગતનું દર્શન એ એક પ્રકા-

રનો સ્થાન ધર્મ છે. માંડુક્ય ઉપનિષદમાં પણ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિને સ્થાનધર્મ માને છે. એ એક પ્રકારની વૈષ્ણવી માયા છે જ્યાં સુધી કોઈ પણ માણસ એક દશામાં રહી જગતને જુએ છે ત્યાં સુધી તે તે દશાને યોગ્ય માયા અને જગત જોવામાં આવે છે. આપણા પગ આપણા માથાની નીચે છે પણ આપણા પગની નીચે બહુ જ ઊંડુ ખોદીએ તો અમેરિકાના માણસો અને તેમના પગ પહેલાં દેખાય અને માથું પછી દેખાય, એટલે પગની નીચે માથું દેખાય. પણ તે જગ્યાએ એવું કાંઈ હોતું નથી. તેથી સ્થાનધર્મ ઉપર માયાનો આધાર છે, તેને સાયન્સમાં gravitation કહે છે. વિષ્ણુ જગતને સ્થિતિ આપે છે તેથી જે દશામાં જગત સાચું લાગે તેને વૈષ્ણવી માયા કહે છે.

હવે જગતના આધારૂપ શાંકરી માયાની હકીકત આવે છે. થોડીવાર પછી માર્કંણ્ડેયજીએ મહાદેવજીને પાર્વતી સહિત જોયા. પાર્વતીજીએ ભગવાન શંકરને કહ્યું કે આ બ્રાહ્મણ તરફ જુઓ અને એના તપનું ફળ આપો. શંકર ભગવાને કહ્યું તે ભોગની ઈચ્છા કરતા નથી. તેને મોક્ષની પણ ઈચ્છા નથી, તેણે ભગવાન પુરુષોત્તમની પરાભક્તિ પ્રાપ્ત કરી લીધી છે, તો પણ હું તેની સાથે કાંઈક વાર્તાલાપ કરીશ, કારણ કે સાધુજનોનો સમાગમ થવો એ બધાથી મોટો લાભ છે, એમ કહી ભગવાન શંકર તે મુનિની પાસે આવ્યા. પણ મુનિએ પોતાની ઈંદ્રિયો રોકેલી હોવાથી ધ્યાનમાં હતા. એવી દશા જોઈને ભગવાન શંકર તેના હૃદયાકાશમાં ઘુસી ગયા. (૧૨–૧૦–૧૦)

પોતાના હૃદયમાં ભગવાન શંકરને જોઇને, મુનિ બહુ વિસ્મય પામ્યા. આ કોણ છે? ક્યાંથી આવ્યા? વગેરેનો વિચાર કરતાં તેની સમાધિ છૂટી ગઈ. આંખો ખોલતાં તેણે પોતાની સામે મહાદેવજીને અને પાર્વતીજીને ગણો સહિત જોયા. મુનિએ તેમને મસ્તક નમાવી પ્રણામ કર્યાં અને તેમની પૂજા કરી. મહાદેવજીએ તેને વર માગવાનું

કહ્યું અને કહ્યું કે " મારામાં, વિષ્ણુમાં, બ્રહ્માજીમાં પોતામાં અને બીજા જન સમુદાયમાં જે અણુ માત્ર ભેદ જોતા નથી એવા ભક્તો ઉપર અમે સહજ પ્રેમ કરી છીએ. આપ એ પ્રકારના છો. [ એ ત્રણેમાં ભેદ ન જોવો એનો અર્થ એ છે કે ઉત્પતિ, સ્થિતિ અને લયમાં ભેદ ન જોવો. ]

માર્કણ્ડેયજી–પરમેશ્વરની આ લીલા બધા દેહધારીઓને માટે અત્યન્ત દુર્બોધ છે, કારણ કે આપ જેવા જગદીશ્વર પણ શાસન કરવા યોગ્ય મારા જેવા જીવોની વંદના કરે છે, જે સ્વપ્નદ્રષ્ટાની સમાન આ સંપૂર્ણ વિશ્વને પોતાના મનથી રચીને તેમાં અનુપ્રવિષ્ઠ થઇ ગુણોની ક્રિયાઓથી પોતે કર્તાની માફક જણાય છે, તે ત્રિગુણાત્મક હોવા છતાં ગુણોના નિયન્તા, કેવળ અદ્વિતીય, બ્રહ્મસ્વરૂપ જગદ્ગુરૂ શ્રી ભગવાનને નમસ્કાર છે, હું તો આપની પાસે શો વર માગું ! હું તો એટલું માગુ છું કે ભગવાનમાં, તેના ભક્તોમાં અને આપમાં મારી અવિચળ ભક્તિ રહે.

ભગવાન શંકર–તમારી એ ઇચ્છા પૂર્ણ થશે. તમે બ્રહ્મતેજથી સંપન્ન છો, તમને ત્રૈકાલિક જ્ઞાન, વૈરાગ્ય–યુક્ત વિજ્ઞાન અને પુરાણોનું આચાર્યત્વ પ્રાપ્ત થશે. (૧૨–૧૦–૩૭) પછી ભગવાન શંકરે પાર્વતીજીને માર્કણ્ડેયજીના કર્મ અને પહેલાંનો અનુભવ કહી સંભળાવ્યા અને પછી ત્યાંથી ચાલ્યા ગયા.

સૂત પુરાણી શૌનકને કહે છે કે :–

**एतत्केचिदविद्वांसो माया संसृतिमात्मनः ।**
**अनाद्यावर्तितं नृणां कादाचित्कं प्रचक्षते ॥ १२–१०–४१**

અર્થ : આ ભગવાનની આકસ્મિક માયા હતી. ( એટલે વડના પાંદડામાં ભગવાનના શ્વાસ–પ્રશ્વાસ દ્વારા સાત વાર તેના ઉદરમાં જવું અને પ્રલયકાળનો અનુભવ કરવાથી તેની સાત કલ્પ પર્યંત સ્થિતિ માનવી એ આકસ્મિક માયા હતી) પરંતુ આ રહસ્યને ન જાણવાવાળા કેટલાક લોક ભગવાને કોઇ કાળમાં માર્કણ્ડેયજીને દેખાડવા માટે રચેલી

આ માર્મિક લીલાને અનાદિ (અનિયત) કાલ સુધી ક્રમશ; સાતવાર પ્રલયરૂપે બતાવે છે.

એટલે અજ્ઞાની માણસો માયામાં ક્રમ માને છે અને જ્ઞાની માણસો કાલની માયામાં ક્રમ માનતા નથી. જ્યાં ક્રમ હોતો નથી ત્યાં વિવર્તવાદનો સિદ્ધાંત નજરે પડે છે. જ્યાં ક્રમ દેખાય છે ત્યાં પરિણામવાદ જણાય છે. જેમકે કોઇને દોરડામાં પહેલાં સર્પ દેખાય અને પછી દંડ અથવા પાણીનો રેલો દેખાય અને કોઇને પાણીનો રેલો અને દંડ પહેલાં દેખાય અને પછી સર્પ દેખાય, એમાં કોઈ દેખાવ વાસ્તવિક નથી. તેથી તેને વિવર્ત કહે છે. વિવર્તવાદમાં એક જ વસ્તુનો ભિન્ન સત્તાવાળો અન્યથા દેખાવ થાય છે. પરિણામ-વાદમાં માટીમાંથી પિંડ અને પિંડમાંથી ઘડો થાય છે; તેમાં બધા સમસત્તાવાળા વ્યાવહારિક તત્ત્વ છે, પણ મૃદાવચ્છિન ચેતનમાંથી પિંડાવચ્છિન્ન ચેતન જણાય અને તેમાં ઘટાવચ્છિન્ન ચેતન જણાય તો વિવર્તવાદ સિદ્ધ થાય. આકસ્મિક માયાનો એવો પ્રભાવ છે. હાલમાં સાપેક્ષવાદના સિદ્ધાંતથી (Theory of Relativityથી) પણ ગણી-તથી એમ સિદ્ધ થયેલ છે કે બધી માયા આકસ્મિક છે. તેમાં કાળનો નિયમ નથી. જ્યાં કાળનો નિયમ નથી ત્યાં બધું બ્રહ્મના વિવર્તરૂપે ભાસે છે. આ બાબત વધારે ખુલાસો જેને જોઇએ તેમણે અમારા પુસ્તકો 'કાળની ગતિ' અને 'દેશ અને કાળ' વાંચવા. શૌનકજીનો મુખ્ય પ્રશ્ન એવો હતો કે અમારા કુળમાં જન્મ પામેલ માર્કણ્ડેય સાત કલ્પના આયુષ્યવાળા કહેવાય છે અને એક કલ્પના અંતમાં પ્રલય થયો ત્યારે પણ માર્કણ્ડેયજી બાકી રહ્યા એમ કહેવું કેમ સંભવે? તેના જવાબમાં છેવટે સૂતજી કહે છે કે પ્રલય વગર પણ ભગવાનના શ્વાસ દ્વારા ઉદરમાં જતા અને ત્યાંથી પાછા આવતાં સાત કલ્પો થઈ શકે છે એમ વિદ્વાનો માને છે. પણ અજ્ઞાની માણસો તેને અનાદિ કાળના પ્રલયરૂપ જાણે છે; તેથી તમારે આ માયાને આકસ્મિક (relative) માનવી; અજ્ઞાની માણસોની માફક સાચા પ્રલયવાળી માયા માનવી નહિ.

આ બાબત યોગ–વસિષ્ઠમાં પણ ગાધી બ્રાહ્મણના આખ્યાનમાં લીલાના આખ્યાનમાં અને લવણ રાજાના આખ્યાનમાં વિસ્તારથી સમજાવાયેલી છે તેથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય સાચા નથી, તે પ્રાતિભાસિક છે, એટલે કાળ બાબતમાં અર્થ સત્તાને અનુસારે પ્રતીતિ નથી પણ પ્રતીતિને અનુસારે અર્થસતા જણાય છે.

શ્રીમદ્ ભાગવતના પહેલા શ્લોકમાં ચોથા ચરણમાં પણ કહેલ છે કે જેના જ્ઞાન સ્વરૂપ તેજથી છલ–કપટ માયા વગેરે સર્વદા બાધિત રહે છે તે પરમ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ, धाम्ना स्वेन सदा निरस्त कुहकं सत्यं परं धीमहि ।

સુતજી છેવટે કહે છે કે જે પુરૂષો આ કથા સંભળાવે છે તથા સાંભળે છે તેમને કર્મની વાસનાઓવાળા જન્મમરણ સંસાર ચક્રની પ્રાપ્તિ થતી નથી. (૧૨–૧૦–૪૨)

પુરાણમાં એક કથા એવી છે કે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એક વખત સતી અનસૂયાજીને ત્યાં ભિક્ષા માગવા ગયા, અને વસ્ત્ર પહેર્યા વગર નગ્ન થઈને ભિક્ષા આપવા માટે અનસૂયાજીને કહ્યું. અનસૂયાજીએ પોતાના તપના બળથી તેમને બાળક બનાવી દીધા અને પછી તે પ્રમાણે ભિક્ષા આપી. આંહી સમજવાનું એ છે કે જે માણસમાં અસૂયા નથી એટલે જે કોઇની નિંદા કરતો નથી તે અત્રિને પરણે છે એટલે ત્રણ ગુણની ઉપર જાય છે અને ત્યાં કાળ ન હોવાથી ઉત્પત્તિ, સ્થિતિ, લય બાળકરૂપ બની જાય છે.

પણ કોઇ ઉપર તિરસ્કાર ન આવે એવી દશા પ્રાપ્ત કરવી એ બહુ અઘરૂં કામ છે. એક મહાત્માએ એવી સમતા કેળવી હતી. તેથી ભગવાન તેમનો યોગક્ષેમ ચલાવતા હતા. થોડા વખત પછી તેમણે જંગલમાં એકાંત સેવન કરવા માંડયું. ત્યાં પણ તેને કોઈ ભોજન આપી જતું. હતું. પછી તેને એવો વિચાર આવ્યો કે હજુ પણ દૂરના જંગલમાં જઈ કોઇ ન હોય ત્યાં એકાંતમાં યોગ સાધન ચાલુ રાખું. ત્યાં ગયા પછી તેણે જોયું તો રોજ બરાબર જમવા વખતે

આકાશમાંથી રાંધેલી તૈયાર રસોઇનો એક થાળ તેની પાસે આવતો હતો તેમાંથી તે જમી લેતા અને પછી તે થાળ આકાશમાં ચાલ્યો જતો હતો. એવી રીતે ઘણા દિવસો વીતી ગયા. એક દિવસ તે જગ્યાએ થોડે દૂર તેના જોવામાં એમ આવ્યું કે એક દેડકો માખીને પકડવા જતો હતો અને તેજ વખતે તે દેડકાને એક સર્પે પકડયો, તે મહાત્માના મનમાં એવો વિચાર આવ્યો કે "આ સર્પ ક્રૂરતા કરીને નિર્દોષ દેડકાને ખાઇ જવા ઇચ્છે છે તે ઠીક નથી. એટલામાં એક મોર આવ્યો અને તે મોરે સર્પને મારી નાંખ્યો. તે જોઇને મહાત્માએ સર્પને કહ્યું કે "તું એ જ લાગનો છે." એવી ઘૃણા અથવા ઇર્ષ્યા તેના મનમાં ઉત્પન્ન થવાથી, તે દિવસથી તેને માટે આકાશમાંથી રસોઇનો થાળ આવતો બંધ થઈ ગયો, અને તેને ભિક્ષા માંગવી પડી. પછી આકાશવાણી દ્વારા ભગવાને તેને કહ્યું કે "તને સર્પ ઉપર ઘૃણા ઉપજી તેથી તું માયાની જાળમાં પડી ગયો, તેથી તેં તારૂં તપ ખંડિત કર્યું અને તારે માટે આવતી રસોઇ બંધ થઈ ગઈ. વાસ્તવમાં મોરમાં, સર્પમાં, દેડકામાં અને માખીમાં હું એકલો જ રહેલ છું." આ કથા ઉપરથી સાર એ લેવાનો છે કે કોઇપણ પ્રસંગે ગુણ–દોષની બુદ્ધિ ઉત્પન્ન થવી ન જોઇએ. ગુણ દોષની બુદ્ધિ એ માયા છે. એ વાત શ્રીકૃષ્ણ ભગવાને એકાદશ સ્કંધના ૧૯મા અધ્યાયને છેવટે ઉદ્ધવજીને સમજાવેલ છે. ગુણ–દોષથી ભેદબુદ્ધિ ઉત્પન્ન થાય છે અને ભેદબુદ્ધિથી કાળ ઉત્પન્ન થાય છે. કાળ જીતવો હોય તો ભેદ જીતવો જોઇએ અને ભેદ દૂર કરવા માટે ગુણદોષવાળી બુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ. એવી દશામાં અત્રિના પુત્ર દત્તાત્રેયના જેવી અવધૂત દશા ઉત્પન્ન થાય છે, તેથી તેનું ચિત્ર આ પુસ્તકના કવર ઉપર આપવામાં આવેલ છે.

## પ્રકરણ ૪૦

### સગુણ નિર્ગુણનો સમન્વય અને ઉપસંહાર

શૌનકજી પ્રશ્ન કરે છે કે–પાંચરાત્ર વગેરે તંત્રશાસ્ત્રને જાણનાર લોકો કેવળ શ્રીલક્ષ્મીપતિની આરાધના કરવામાં જે જે તત્ત્વોથી જે

જે પ્રકારના ચરણ વગેરે ભગવાનનાં અંગ, ગરૂડ વગેરે ઉપાંગ, સુદર્શન વગેરે આયુધ અને કૌસ્તુભ વગેરે આભૂષણોની કલ્પના કરે છે તે ક્રિયાયોગનું વર્ણન કરો, કે જેથી ક્રિયાયોગની કુશળતા દ્વારા મરણધર્મવાળો પુરૂષ અમરપદને પ્રાપ્ત થઇ શકે?

શ્રી સૂતજી–હવે હું ગુરૂદેવને નમસ્કાર કરી, ભગવાનની જે વિભૂતિઓનું શાસ્ત્રોમાં વર્ણન આવે છે તે સમજાવું છું. ભગવાનના ચેતનાધિષ્ઠિત વિશ્વરૂપમાં આ સંપૂર્ણ ત્રિલોકી દેખાય છે. અગ્યાર ઇંદ્રિય અને પાંચમહાભૂત મળી ૧૬ વિકારથી યુક્ત આ વિરાટ પુરૂષ પ્રકૃતિ વગેરે (એટલે મૂળ પ્રકૃતિ, સૂત્ર, મહત્તત્વ, અહંકાર અને પંચતન્માત્રારૂપ) નવતત્ત્વથી બનેલ છે. આ સંપૂર્ણ બ્રહ્માંડ એ વિરાટ પુરૂષનું રૂપ છે, પૃથિવી તેના ચરણ છે, સ્વર્ગ તેનું મસ્તક છે, આકાશ નાભિ છે, સૂર્ય ભગવાન નેત્ર છે, વાયુ નાસિકા છે અને દિશાઓ કાન છે, એ જ પ્રમાણે પ્રજાપતિ એ ભગવાનનું ઉપસ્થ છે, મૃત્યુ ગુદા છે, લોકપાલગણ ભુજાઓ છે, ચંદ્રમા મન છે અને યમ ભ્રુકુટી છે. એ ભૂમા પ્રભુનો ઉપરનો હોઠ લજ્જા છે, નીચેનો હોઠ લોભ છે, ચંદ્રિકા દાંત છે, ભ્રમ એ હસવું છે, વૃક્ષ રોમાવલી છે અને મેઘ કેશ કલાપ છે (૧૨–૧૧–૮). હે શૌનકજી, જે પ્રમાણે વ્યષ્ટિ પુરૂષ પોતાના પરિમાણથી (પ્રમાણથી) સાત વેંત છે તે પ્રમાણે વિરાટ પુરૂષની લોકસ્થિતિ પણ તેમની સાત વેંત જેટલી છે. (૧૨–૧૧–૯)

હવે એ અજન્મા પ્રભુનું વિશેષ વર્ણન નીચે પ્રમાણે આપે છેઃ–

૧. વિશુદ્ધ આત્મ જ્યોતિ–કૌસ્તુભ છે.
૨. સર્વવ્યાપિની પ્રભા–શ્રી વત્સ રૂપે પોતાના વક્ષઃસ્થળ ઉપર ધારણ કરે છે.
૩. માયા–વનમાળા છે.
૪. છંદ–આચ્છાદન વસ્ત્ર છે.
૫. ૐકાર–યજ્ઞોપવીત છે.

૬. સાંખ્ય અને યોગ–કુંડળ છે.
૭. બ્રહ્મપદ–મુકુટ છે.
૮. અવ્યાકૃત (મૂળ પ્રકૃતિ)–શેષનાગ નામનું આસન છે.
૯. ધર્મ–જ્ઞાન વગેરેથી યુક્ત સત્ત્વગુણ–પદ્મ છે.
૧૦. માનસિક, ઐન્દ્રિયિક અને શારીરિક શક્તિથી યુક્ત પ્રાણ તત્ત્વ–ગદા છે.
૧૧. જલતત્વ–શંખ છે.
૧૨. તેજતત્વ–સુદર્શન છે.
૧૩. આકાશની માફક નીલવર્ણ આકાશ તત્ત્વરૂપ–ખડગ છે.
૧૪. અંધકાર રૂપ ચર્મ–ઢાલ છે.
૧૫. કાલ–શાર્ઙ્ગ–ધનુષ છે.
૧૬. કર્મ–તરકશ છે,
૧૭. ક્રિયાશક્તિરૂપ મન–રથ છે.
૧૮. તન્માત્રાઓ–રથનો બહાર દેખાતો ભાગ છે.
૧૯. અભય વગેરે મુદ્રાઓ–ક્રિયાશીલતા છે.
૨૦. સૂર્ય અને અગ્નિમંડળ–ભગવાનની પૂજાનાં સ્થાન છે.
૨૧. ચિત્તની શુદ્ધિ–મંત્ર દીક્ષા છે.
૨૨. ભગવાનની સેવા–પોતાના પાપ નાશ કરવાથી થાય છે.
૨૩. ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, વૈરાગ્ય, જ્ઞાન–ભગવાનનું ક્રીડા કમલ છે.
૨૪. ધર્મ–ચમર છે.
૨૫. યશ–વ્યંજન, વિંઝણો છે.
૨૬. નિર્ભયતા–વૈકુંઠ, છત્ર છે.
૨૭. ત્રણ વેદ–ગરૂડ છે.
૨૮. અવિચળ શક્તિ–લક્ષ્મી છે.
૨૯. આગમ–પાર્ષદોના નાયક વિષ્વક્સેન છે.
૩૦. આઠ સિદ્ધિ–ભગવાનના નન્દાદિ આઠ દ્વારપાળ છે.

૩૧, વિશ્વ—વાસુદેવ—બ્રાહ્ય વિષય છે.

૩૨. તૈજસ—સંકર્ષણ—ઈંદ્રિય, મન છે.

૩૩. પ્રાજ્ઞ—પ્રદ્યુમ્ન—આશય છે.

૩૪. તુરીય—અનિરૂદ્ધ—સાક્ષી છે.

આ પ્રમાણે અહીં ઉપાઙ્ગ, આયુધ, આભૂષણોથી યુક્ત ચતુ· વ્યુંહ રૂપ ષડૈશ્વર્ય સમ્પન્ન ભગવાન શ્રી હરિ (વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, અને તુરીય રૂપ) ચાર સ્વરૂપ ધારણ કરે છે.

અહિં છેલ્લા ચાર સ્વરૂપમાં નિર્ગુણ અને સગુણનો સમન્વય જણાઇ આવે છે. એ ચાર અવસ્થાનું વધારે વર્ણન માંડુક્ય ઉપનિષદની અંદર આવે છે. જેઓને સગુણની ભાવના કરવાની ઇચ્છા હોય તેમને ઉપરનું વિરાટ સ્વરૂપ ઉપયોગી થાય તેવું છે અને છેવટની તુરીય દશામાં નિર્ગુણ સ્વરૂપ પણ સમજી શકાય તેવું છે.

તે ભગવાન વેદોનું ઉત્પતિસ્થાન છે, સ્વયંપ્રકાશ છે અને પોતાના મહિમાથી પૂર્ણ છે. તે પોતાની માયાથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ નામ ધારણ કરી આ જગતની રચના, પાલન અને સંહાર કરે છે. તેમનું જ્ઞાન કદાપિ આવૃત્ત થતું નથી. શાસ્ત્રોમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવનું ભિન્ન રૂપથી વર્ણન આવે છે; છતાં પોતાના ભકતો માટે તે આત્મા સ્વરૂપે પ્રાપ્ત થાય છે. ભકતો તેમને ગોવિંદ, ગોપાલ વગેરે નામોથી પણ બોલાવે છે કે ‘ હે શ્રત્રણ મંગળ ! આપ અમારૂં રક્ષણ કરો.’ જે પુરુષ પ્રાતઃકાળે ઉઠી સ્નાન વગેરેથી પવિત્ર થઈ ભગવાનમાં ચિત્ત લગાવી પરમ પુરુષ પરમાત્માના આ સ્વરુપ—વર્ણનનો જપ કરશે તેને પોતાના અંતઃકરણમાં રહેલ પરબ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થશે.

બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એક જ છે, એટલે ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં કાંઇ ફેર નથી. જેમકે એક માણસ અમદાવાદથી મુંબઇ ગયો તો અમદાવાદના તેના સંબંધી કહે છે કે શિવલાલ

ગયા. મુંબઈના સંબંધી કહે છે કે શિવલાલ આવ્યા. શિવલાલ ટ્રેનના ડબામાં સુઈ ગયા હોય છે, તેની નિંદ્રા વખતે ટ્રેનના પૈડા ચાલ્યા કરે છે તેથી શિવલાલના જ્ઞાનમાં (ઉંઘ વખતે) જવા આવવા-પણું નથી, છતાં જાગે ત્યારે પોતાનો સ્થાન ધર્મ જોઈને મુંબઈ આવ્યાનો સંકલ્પ કરે. તેવી જ રીતે ભગવાનની ક્રિયાઓમાં એક જ ક્રિયામાં કોઈને ઉત્પત્તિ લાગે, તો બીજે સ્થાનેથી જોતાં તેજ ક્રિયામાં સ્થિતિ લાગે અને ત્રીજે સ્થાનેથી જોતા તે જ ક્રિયામાં લય લાગે તેને બ્રહ્મા વિષ્ણુ અને મહેશરૂપ માયા કહે છે. એ સમજવામાં હાલનું સાપેક્ષવાદનું સાયન્સ બહુ ઉપયોગી થાય છે.

પહેલાના કાળની વિચાર પદ્ધતિ પ્રમાણે શૌનકજી હવે પ્રશ્ન કરે છે કે 'પરીક્ષિત રાજાએ ભાગવતનું શ્રવણ કર્યું તે વખતે પાંચમા સ્કંધમાં શુકદેવજીએ પ્રત્યેક માસમાં બદલવાવાળા સૂર્યના સાત–સાત ગણ બનાવ્યા હતા. તે પોતપોતાના સ્વામી સૂર્યથી જે રીતે યુક્ત રહે છે તે બધાનાં નામ અને કર્મ અમને સંભળાવો, કારણ કે અમને શ્રીહરિના વ્યૂહનું વર્ણન સાંભળવામાં બહુ શ્રદ્ધા છે. (૧૨–૧૧–૨૮)

સૂતજી–સંપૂર્ણ દેહધારીઓના આત્મા ભગવાન વિષ્ણુની અનાદિ અવિદ્યાથી રચેલા લોકોના વ્યવહારને પ્રવૃત કરવાવાળા સૂર્ય બધા લોકોમાં ફર્યા કરે છે. સંપૂર્ણ લોકોના આત્મા અને આદિ કર્તા એક માત્ર શ્રીહરિ જ સૂર્ય છે. સંપૂર્ણ વૈદિક ક્રિયાઓનું મૂળ હોવાથી ઋષિઓએ તેને અનેક પ્રકારે કહેલ છે. (૧૨–૧૧–૩૦) શ્રીહરિની માયાની ઉપાધિના કારણે જ કાળ, દેશ, ક્રિયા, કર્તા, કરણ, કર્મ, વેદ મંત્ર, દ્રવ્ય અને ફળરૂપથી નવ પ્રકારનું વર્ણન કરેલ છે. એ કાલરૂપધારી ભગવાન સુર્ય લોકયાત્રાની પ્રવૃતિની માટે ચૈત્ર વગેરે બાર મહિનામાં પોતાના ભિન્ન ભિન્ન બાર ગણોની સાથે ફર્યા કરે છે.

અહિં સૂર્યને કાલ કહે છે. જો કાલમાં કાંઈ ફેરફાર ન થાય તો કાંઇ ક્રિયા થાય નહિ. તેથી આદિ અન્ત રહિત અજન્મા ભગવાન હરિ

દરેક કલ્પમાં પોતે જ પોતાનો વિભાગ કરી લોકોનું પાલન કરે છે. જેમ સ્વપ્નમાં પડેલ જીવ સ્વપ્ન પહેલાં તૈજસરૂપે હોય છે પણ પછી પોતે જ કાળનું રૂપ ધારણ કરી પોતે પોતાનો વિભાગ કરે છે. એ એક પ્રકારની માયા છે. તેવી જ રીતે જાગ્રતમાં હું આવ્યો, ગયો, અને આટલાં વર્ષ થયાં, એ બધા સંકલ્પો એક પ્રકારની માયા છે. સ્વપ્નમાં કોઈ ભૂતકાળના બનાવ યાદ આવે, તે ખરેખર ભૂતકાળના ભાગ નથી પણ સ્વપ્ન અવસ્થાવાળા જીવના વર્તમાન જ્ઞાનના ભેદ છે. તેવી જ રીતે જાગ્રતમાં ભૂતકાળના જે બનાવ યાદ આવે તે વર્તમાન કાળના જ્ઞાનના ભેદ છે. એવા બાર ભેદથી બાર મહિના થાય છે. ખ્રિસ્તીઓને બાર મહિનાનું વર્ષ છે; અને મુસલમાનોને બાર મહિનાનું વર્ષ થાય છે. તેથી ભગવાન સૂર્યના બાર ભાગ હવે સૂતજી નીચે પ્રમાણે સમજાવે છે :—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ચૈત્ર માસે | ધાતા | નામના | સૂર્ય | રહે | છે |
| ૨ | વૈશાખ | અર્યમા | ,, | ,, | ,, | ,, |
| ૩ | જેઠ | મિત્ર | ,, | ,, | ,, | ,, |
| ૪ | અષાડ | વરૂણ | ,, | ,, | ,, | ,, |
| ૫ | શ્રાવણ | ઈંદ્ર | ,, | ,, | ,, | ,, |
| ૬ | ભાદ્રપદ | વિવસ્વાન | ,, | ,, | ,, | ,, |
| ૭ | માઘ | પૂષા | ,, | ,, | ,, | ,, |
| ૮ | ફાગણ | પર્જન્ય | ,, | ,, | ,, | ,, |
| ૯ | માગશર | અંશુ | ,, | ,, | ,, | ,, |
| ૧૦ | પૌષ | ભગ | ,, | ,, | ,, | ,, |
| ૧૧ | આસો | ત્વષ્ટા | ,, | ,, | ,, | ,, |
| ૧૨ | કારતક | વિષ્ણુ | ,, | ,, | ,, | ,, |

આ બધી સૂર્યરૂપ ભગવાનની વિભૂતિઓ છે, તેનું બન્ને સંધ્યા વખતે જે સ્મરણ કરે તે પુરૂષના બધા પાપ નષ્ટ થઈ જાય છે, (૧૨-૧૧-૪૫). ઋષિ લોક શ્રુતિઓથી એ સૂર્યની સ્તુતિ કરે છે,

ગન્ધર્વગણ સુયશ ગાય છે, અપ્સરાઓ તેની સામે નાચ કરવા લાગે છે, નાગ તેના રથને બાંધે છે, યક્ષ રથને સજાવે છે. રાક્ષસો સૂર્યના રથને પાછળથી ધકેલે છે. વાલખિલ્ય નામના સાઠ હજાર નિર્મળ સ્વભાવવાળા બ્રહ્મર્ષિગણ સૂર્યની તરફ મુખ રાખી આગળ આગળ ચાલે છે, અને સ્તોત્રો દ્વારા ભગવાન સૂર્યની સ્તુતિ કરે છે, સૂર્યનું સ્વરૂપ અથવા કાળનું સ્વરૂપ જાણવું એ માણસના જીવનમાં અઘરામાં અઘરો વિષય છે. આપણે આપણાથી દૂર વસ્તુ જોઈ. તે જોવામાં કાંઈક વખત લાગે છે, આપણી આંખમાંથી તેજ નીકળીને ત્યાં જતાં કાંઈક વખત લાગે છે તે વખત અથવા કાળ કોણે બનાવ્યો ! સૂર્યનું તેજ સૂર્ય પાસેથી નીકળીને આપણી આંખ પાસે આવતાં આઠ મિનીટ લાગે છે, તેથી માણસ આઠ મિનીટ પહેલાંનો સૂર્ય જોઇ શકે છે. તે આઠ મિનીટ કોણે બનાવી ? એ માયાથી બને છે, વચમાં કોઈ માણસ અરધે રસ્તે હોય તો તેને માત્ર ૪ મિનીટ પહેલાંનો સૂર્ય દેખાય છે.

હવે સૂતજી શૌનકને ભાગવતના બારે સ્કંધનો સાર કહી સંભળાવે છે અને પછી કહે છે કે 'આપ લોકોએ આહં અને જે પૂછ્યું હતું તે બધું મેં તમને સંભળાવી દીધું છે. તે બધા વર્ણનમાં ભગવાનના લીલા અવતારોમાં કરેલા કર્મનું કીર્તન સમાયેલું છે. (૧૨–૧૨–૪૫) કોઇ પણ મનુષ્ય પડતાં, ઠોકર ખાતાં, દુઃખથી પીડા પામતાં અને છીંક ખાતાં પણ વિવશ થઇ મોટા સ્વરથી "હરયે નમઃ" એવું કહે તો તે બધાં પાપથી મુક્ત થઇ જાય છે. જે વાણીમાં ભગવાનનું કથન નથી તે વાણી વૃથા છે, તે કથા પણ મિથ્યા છે. જે વાણીથી ભગવાનના ગુણોનો ઉદય થાય તે જ વાણી સત્ય છે, તે પરમ મંગળમય અને પવિત્ર છે. (૧૨–૧૨–૪૮) નિર્મળ સ્વભાવવાળા સાધુજનો તો ત્યાં રહે છે કે જ્યાં શ્રી અચ્યુતનું વર્ણન થયા કરે છે. જેમાં કર્મોનો સદા અભાવ છે એવું નિર્દોષ આત્મજ્ઞાન પણ જો ભગવદ્ ભક્તિથી શૂન્ય હોય તો શોભા આપતું નથી, તો પછી જે

કર્મ ભગવાનને અર્પણ થતું નથી તે ગમે તેવું ઉત્તમ હોય તો પણ કેમ શોભા પામે ! એવું કર્મ તો સાધનકાળે અને ફળકાળે સદા દુઃખમય હોય છે ! વર્ણાશ્રમ ધર્મનું આચરણ, તપ અને શાસ્ત્ર શ્રવણાદિમાં જે મહાન પરિશ્રમ કરવામાં આવે છે તેનાથી યશ અને શ્રીની પ્રાપ્તિ થાય છે, પરંતુ ભગવાન શ્રીધરના ચરણ કમલોની નિરન્તર સ્મૃતિ તો શ્રીહરિના ગુણાનુવાદના શ્રવણ વગેરેથી રહે છે.

अविस्मृतिः कृष्णपदारविन्दयोः क्षिणोत्यभद्राणि शमं तनोति च ।
सत्त्वस्य शुद्धिं परमात्मभक्तिं ज्ञानं च विज्ञानविरागयुक्तम् ॥
( १२-१२-५४ )

અર્થ: ભગવાન કૃષ્ણચંદ્રના ચરણારવિન્દમાં સદા રહેવાવાળી સ્મૃતિ સંપૂર્ણ અમંગળોને નષ્ટ કરી દે છે, શાન્તિનો વિસ્તાર કરે છે તથા ચિત્તશુદ્ધિ, ઈશ્વરભક્તિ, અને અનુભવજ્ઞાન તથા વૈરાગ્ય સહિત તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરાવી દે છે.

હે શૌનકજી, આપ ભાગ્યશાળી છો, આપ દઢતાથી શ્રીનારાયણનું સદા ભજન કરો છો, મને પણ આપે આત્મતત્ત્વનું સ્મરણ કરાવી આપ્યું. તે આત્મતત્ત્વ મેં શુકદેવજી પાસેથી સાંભળ્યું હતું (૧૨-૧૨-૫૬). સંપૂર્ણ અશુભ કર્મોને નષ્ટ કરનાર શ્રીવાસુદેવનું માહાત્મ્ય મેં તમને કહ્યું. જે માણસ થોડીવાર પણ અનન્યચિત્તથી અને શ્રદ્ધાપૂર્વક આ સાંભળે તેનું ચિત્ત અવશ્ય પવિત્ર થઇ જાય છે, આત્મસ્વરૂપ શ્રી અચ્યુતને હુ નમસ્કાર કરું છું.

હવે શુકદેવજીને નમસ્કાર કરતાં કહે છે કે 'પોતાનું ચિત્ત આત્માના આનંદમાં ડૂબી જવાથી જેણે ભેદભાવનો સર્વથા ત્યાગ કરેલ છે તો પણ ભગવાનની લીલાઓથી જેની આત્મજનિત સ્થિરતા આકર્ષિત થઈ ગઈ અને લોકો ઉપર અનુગ્રહ કરી જેણે પોતાના ઉપદેશ દ્વારા આ પરમાર્થ પ્રકાશક ભાગવત પુરાણનો પ્રસાર કર્યો તે સર્વ પાપને દૂર કરનાર વ્યાસનન્દન શ્રીશુકદેવજીને હું નમસ્કાર કરું છું (૧૨-૧૨-૬૮).

यं ब्रह्मा वरुणेन्द्र रुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै
र्वेदैः साङ्गपदक्रमोपनिषदै र्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥
(૧૨–૧૩–૧)

અર્થ:–બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર અને મરૂદગણ જેની દિવ્ય સ્તોત્રોથી સ્તુતિ કરે છે, તથા સામગાન કરવાવાળા ઋષિ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદો સહિત વેદોથી જેનું ગાન કરે છે, યોગીજન ધ્યાન દ્વારા સ્થિર કરી તેમાં લગાવેલ ચિત્તથી જેનો સાક્ષાત્કાર કરે છે તથા દેવતા અને અસુરગણ પણ જેનો અન્ત જાણતા નથી તે દેવને નમસ્કાર છે (૧૨–૧૩–૧).

હવે સૂત પુરાણી શૌનકજીને પુરાણોની સંખ્યા અને તેમાં શ્લોકની સંખ્યા કહી સંભળાવે છે. બધા પુરાણોના મળીને ચાર લાખ શ્લોક થાય છે. તેમાં શ્રીમદ્ ભાગવત પુરાણ અઢાર હજાર શ્લોકનું છે. જે વખતે છાપખાનાની કળા જન્મી નહોતી તે વખતે ચાર લાખ શ્લોક જે બ્રાહ્મણોએ મુખાગ્રે રાખી, આપણા દેશને આવું ઉચું સાહિત્ય આપી ગયા તેમનામાં કેટલી બુદ્ધિ હોવી જોઇએ અને તેમણે કેટલો ઉપકાર કર્યો ! તે કોણ ગણી શકે.'

સાત દિવસમાં મોક્ષ આપી શકે એવું આ ભાગવત પુરાણ પહેલાં ભગવાન વિષ્ણુએ પોતાની નાભી ઉપર રહેલ કમળ ઉપર બેઠેલ સંસાર ભયથી વ્યગ્ર બનેલ બ્રહ્માજીને કરુણાપૂર્વક કહ્યું. તે આદિ, અંત અને મધ્યમાં વૈરાગ્યપૂર્ણ કથાઓથી અને શ્રી હરિનો લીલારૂપ કથારૂપી અમૃતથી સાધુઓને અને સુર સમુદાયને આનંદ આપવાવાળું છે વળી:—

सर्व वेदान्तसारं यद्ब्रह्मात्मैकत्व लक्षणम् ।
वस्त्वद्वितीयं तन्निष्ठं कैवल्यैक प्रयोजनम् ॥ १२–१३–१२

અર્થ : સંપૂર્ણ વેદાન્તોના સાર રૂપ જે બ્રહ્મ અને આત્માની

એકતા રૂપ અદ્વિતીય (પરબ્રહ્મ) છે તે જ ભાગવતનો વિષય છે તથા તેના આશ્રયથી પ્રાપ્ત થવાવાળો કૈવલ્ય મોક્ષ તેનું પ્રયોજન છે.

આ શ્લોક બહુ ઉપયોગી છે. તેમાં શ્રીમદ્ ભાગવતનો મુખ્ય વિષય સ્પષ્ટપણે બતાવેલ છે. એટલે જીવ–બ્રહ્મની એકતા એ ભાગવતનો મુખ્ય વિષય છે. ઉપનિષદોનો પણ એ જ વિષય છે. વળી કહે છે કે–

**सर्व वेदान्तसारं हि श्रीभागवतमिष्यते ।**
**तद्रसामृततृप्तस्य नान्यत्र स्याद्रतिः क्वचित् ॥**

(૧૨–૧૩–૧૫)

અર્થ : શ્રીમદ્ ભાગવતમાં સંપૂર્ણ વેદાન્તનો સાર આવી જાય છે. જે પુરૂષે ભાગવતનો રસ પીધો છે તેને બીજે કોઇ ઠેકાણે પ્રીતિ થતી નથી.

વેદાન્તમાં ભક્તિયોગ દ્વારા ભેદનો અભેદ કરવાનું સમજાવવામાં આવેલ હોય છે. તે સાધારણ કોટીના માત્ર જાગ્રત અવસ્થાનો વિચાર કરવાવાળાને ફાવે છે અને જ્ઞાનયોગ દ્વારા ભેદનો નિષેધ કરવાનું સમજાવવામાં આવે છે, તેમાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અને તુરીય એ ચાર અવસ્થાના અનુભવનો વિચાર આવે છે. બંને રીત શ્રીમદ્ ભાગવતમાં સમજાવવામાં આવેલ છે. જેમ નદીઓમાં ગંગા ઉત્તમ છે, દેવોમાં વિષ્ણુ, વૈષ્ણવોમાં ભગવાન શંકર શ્રેષ્ઠ છે, તે પ્રમાણે પુરાણોમાં આ ભાગવત પુરાણ ઉત્તમ છે. જેમ સંપૂર્ણ ક્ષેત્રોમાં કાશી ઉત્તમ છે, તે પ્રમાણે બધા પુરાણોમાં શ્રીમદ્ ભાગવતનું આસન બધાથી ઊંચું છે. શ્રીમદ્ ભાગવત પુરાણ નિર્મલ છે અને વૈષ્ણવોને અત્યન્ત પ્રિય છે, **यस्मिन्पारमहंस्यमेकममलं ज्ञानं परं गीयते** તેમાં પરમહંસે પ્રાપ્ત કરવા લાયક અતિ વિશુદ્ધ પરમ જ્ઞાનનું વર્ણન કરવામાં આવેલ છે તથા જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ સહિત નૈષ્કર્મ્ય ભાવ (કર્મત્યાગ)નું નિરૂપણ છે. તેનું ભક્તિભાવથી શ્રવણ, પાઠ તથા મનન કરવાવાળો પુરૂષ મોક્ષ પદની પ્રાપ્તિ કરી લે છે.

(૧૨–૧૩–૧૮)

શ્રીમદ્ ભાગવત એ પરમહંસની સંહિતા છે તેથી શુકદેવજી જેવા પરમહંસ પાસેથી સાંભળવા જેવી છે, અથવા પરમહંસ થવા માટે સાંભળવી જોઇએ અથવા પરમહંસ થઇને નિષ્ઠા કરવા માટે પણ સાંભળવા જેવી છે.

જેણે સૌથી પહેલાં આ અતુલિત જ્ઞાનદીપ બ્રહ્માજી પાસે પ્રગટ કર્યો, પછી બ્રહ્મારૂપે નારદજીને આ જ્ઞાન આપ્યું, પછી નારદ રૂપથી મુનિવર વ્યાસજીને ઉપદેશ કર્યો અને વ્યાસ રૂપથી યોગીરાજ શુકદેવજીને અને શુકદેવજીના રૂપથી અતિ કરુણાવશ થઈ પરીક્ષિતને સંભળાવ્યું તે શુદ્ધ નિર્મળ શોકરહિત અને અમૃતરૂપ **सत्यं परं धीमहि** પરમ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ. શ્રીમદ્ ભાગવત્‌ના પહેલા શ્લોકમાં પણ **सत्यं परं धीमहि** એ શબ્દો આવે છે. એ ઉપક્રમ અને ઉપસંહાર બતાવે છે. વચમાં પણ એજ સત્યનું પ્રતિપાદન કરવામાં આવેલ છે. એ સત્ય અદ્વૈત છે, તેમાં દ્વૈત જરા પણ રહી શકતું નથી. આત્મજ્ઞાન થતાં જીવનું કલ્પિતપણું લાગે છે અને જીવની નિવૃત્તિથી જગતની નિવૃત્તિ સહજ થઇ શકે છે. જગત સાચું હોય તો નિદ્રામાં પણ રહેવું જોઇએ. એ માયાનું કાર્ય છે અને માયા બ્રહ્મમાં અધ્યસ્ત હોવાથી મિથ્યા છે, અસત્ છે. માત્ર બ્રહ્મ જ સત્ય વસ્તુ છે. તેથી જગત એ બ્રહ્મનું વિવર્ત છે. માયા આકસ્મિક સ્વપ્નની માફક જણાય છે એ વાત બારમા સ્કંધમાં માર્કણ્ડેય આખ્યાનમાં પણ સ્પષ્ટ કરેલ છે. બ્રહ્મ નિત્ય હોવાથી મોક્ષ પણ નિત્ય છે, બંધન મિથ્યા છે, કેવળ ભ્રાંતિ છે: તેથી જ્ઞાનથી બંધની નિવૃતિ થાય છે, કર્મથી નહિ. જો કર્મથી બંધની નિવૃતિ થતી હોત તો ભાગવત સાંભળ્યા પછી પરીક્ષિત રાજાને કાંઈક કરવાની આજ્ઞા કરત પણ પરીક્ષિત રાજાને માત્ર શ્રવણથી મોક્ષ થયેલ છે, તેની સાથે તે રોજ મનન અને નિદિધ્યાસન પણ કરી લેતા હતા, તેથી છેવટની દશામાં તેને નિષ્ઠા પ્રાપ્ત થઇ હતી.

મોક્ષમાં કોઈ કાર્ય ઉપજાવવાનું નથી. જેવી વસ્તુસ્થિતિ છે તેવી સમજવાની છે. જ્ઞાન અજ્ઞાનનું વિરોધી છે તેથી જ્ઞાનથી અજ્ઞાનને દૂર કરવું જોઈએ. પરીક્ષિત રાજાએ પણ છેવટે કહેલ છે કે **अज्ञानं च निरस्तं मे ज्ञानविज्ञान निष्ठया** જ્ઞાન–વિજ્ઞાનમાં સ્થિતિ થઈ મારું અજ્ઞાન દૂર થયું.

હવે ભગવાન વાસુદેવને નમસ્કાર કરતાં સૂતજી કહે છે કે:

**नमस्तस्मै भगवते वासुदेवाय साक्षिणे ।**
**य इदं कृपया कस्मै व्याचचक्षे मुमुक्षवे ॥** ૧૨–૧૩–૨૦

અર્થ: જેણે અત્યન્ત કૃપા કરી મોક્ષની ઈચ્છા રાખવાવાળા બ્રહ્માજીને આ ગ્રન્થ સંભળાવ્યો હતો તે સર્વસાક્ષી ભગવાન વાસુદેવને નમસ્કાર છે.

હવે એક ઉપયોગી શ્લોક કહે છે તેમાં શુકદેવજીને નમસ્કાર કરતાં તક્ષક નાગનું સ્વરૂપ જણાવી દે છે.

**योगीन्द्राय नमस्तस्मै शुकाय ब्रह्मरूपिणे ।**
**संसारसर्पदष्टं यो विष्णुरातममूमुचत् ॥** ૧૨–૧૩–૨૧

અર્થ: જેણે સંસારરૂપી સર્પથી ડસેલ રાજા પરીક્ષિતને તેનાથી છોડાવ્યા તે બ્રહ્મસ્વરૂપ યોગીરાજ શુકદેવજીને નમસ્કાર છે.

આ શ્લોક ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે પરીક્ષિત રાજાને સંસારની વાસનારૂપી સર્પ કરડયો હતો પણ શુકદેવજીએ આપેલ જ્ઞાનથી તેને એવી સમાધિ લાગી ગઈ કે તે પ્રકારના ઝેરની કાંઈ અસર થઈ નહિ. શ્રીમદ્ ભાગવતનો આખો ગ્રન્થ સમાધિભાષાનો ગ્રન્થ છે. તેને અધ્યાત્મ ભાવે જ સમજવાની ટેવ પાડવી જોઈએ. અહીં જેમ તક્ષક નાગનું ખરું સ્વરૂપ છેલ્લા ભાગમાં આપેલ છે તેમ બીજી ઘણી જગ્યાએ અધ્યાત્મ રહસ્ય કથાની પાછળ આપેલ છે. દૃષ્ટાંત તરીકે કંસ એ દ્વૈતભાવનું સ્વરૂપ હતું તે મલ્લયુદ્ધ વખતે સ્પષ્ટ કરેલ છે. કાળીનાગ અસતનું સ્વરૂપ હતું તે કાળીનાગની સ્તુતિમાં જણાવેલ છે.

રુક્મિણિ ગુણ પ્રકૃતિ હતી તે રુક્મિણિએ ભગવાનને આપેલ જવાબમાં જણાવેલ છે. વગેરે વગેરે. જ્યાં જ્યાં અધ્યાત્મ ભાવ અમારા જાણવામાં આવેલ છે ત્યાં ત્યાં તે સ્પષ્ટ કરવામાં આવેલ છે.

આ પ્રમાણે દશ વર્ષે આ અધ્યાત્મ ભાગવત પૂરું થાય છે. તેમાં ઇશ્વરની કૃપા છે, નહિતર આવા મોટા ગ્રંથનું પર્યાલોચન કરી તેમાંથી અધ્યાત્મ રહસ્ય ખુલ્લું કરી બતાવવું એ બહુ અઘરું કામ હતું, છતાં ઇશ્વરની કૃપાથી પુરું થયું છે. તેથી હવે છેલ્લા બે શ્લોકમાં જેમ સૂતજી પ્રાર્થના કરે છે તેમ અમે પણ ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ.

**भवे भवे यथा भक्तिः पादयो स्तव जायते ।**
**तथा कुरुस्व देवेश नाथस्त्वं नो यतः प्रभो ॥** १२–१३–२२

અર્થ: હે દેવેશ્વર, હે પ્રભો! આપ અમારા સ્વામી છો, તેથી એવું કરો કે જેથી જન્મ-જન્મમાં આપના ચરણકમળમાં અમારી ભક્તિ રહે.

**नाम सङ्कीर्तनं यस्य सर्व पापप्रणाशनम् ।**
**प्रणामो दुःख शमनस्तं नमामि हरिं परम् ॥**

અર્થ: જેનું નામ સંકીર્તન કરવાથી સંપૂર્ણ પાપ નષ્ટ થઈ જાય છે અને જેને પ્રણામ કરવાથી બધાં દુઃખોની શાંતિ થાય છે તે પરમાત્મા શ્રીહરિને હું નમસ્કાર કરું છું.

# સ્વામી માધવતીર્થનાં પુસ્તકો

## વેદાંત આશ્રમમાં મળતા પુસ્તકો

(ઠે. પોષ્ટ; વલાદ, અમદાવાદ પ્રાંતિજ રેલવે)

| નામ | કિંમત |
|---|---|
| ૧ કાળની ગતિ (ત્રીજી આવૃત્તિ) | ૩—૦—૦ |
| ૨ તે કોણ ? (ત્રીજી આવૃત્તિ) | ૩—૦—૦ |
| ૩ અધ્યાત્મ ભાગવત ભાગ ૧ | ૨—૮—૦ |
| ૪ અધ્યાત્મ ભાગવત ભાગ ૨ | ૨—૮—૦ |
| ૫ અધ્યાત્મ ભાગવત ભાગ ૩ | ૩—૦—૦ |
| ૬ અધ્યાત્મ ભાગવત ભાગ ૪ | ૩—૦—૦ |
| ૭ અધ્યાત્મ ભાગવત ભાગ ૫ | ૩—૦—૦ |
| ૮ બ્રહ્મચર્યની માળા | ૦—૬—૦ |
| ૯ મહાભારતનું ગુપ્ત રહસ્ય | ૧—૮—૦ |
| ૧૦ તત્વ દર્શન | ૦—૪—૦ |
| ૧૧ જ્ઞાનીની માળા | ૦—૪—૦ |
| ૧૨ વિદ્યાર્થીઓને બોધ | ૦-૧૨-૦ |
| ૧૩ જ્ઞાન લહરી | ૦—૮—૦ |
| ૧૪ સ્વપ્ના | ૦—૮—૦ |
| ૧૫ નિગમાગમ વાકય રત્નાવલી | ૧—૦—૦ |
| ૧૬ વિશ્વશાંતિ | ૦-૧૨-૦ |
| ૧૭ ચેત જીવ ચેત | ૧—૮—૦ |
| ૧૮ નવા સમાજના પ્રશ્નો | ૧—૮—૦ |
| ૧૯ વેદાન્ત સિદ્ધાન્ત મુકતાવલી | ૨—૦—૦ |
| ૨૦ પ્રવૃત્તિ અને નિવૃત્તિ | ૦—૧૨—૦ |

| | | |
|---|---|---|
| ૨૧ | સિદ્ધાન્ત લેશ | ૦-૧૨-૦ |
| ૨૨ | ચિત્સુખી | ૦-૧૨-૦ |
| ૨૩ | જગત સત્ય છે કે મિથ્યા છે? | ૦-૪-૦ |
| ૨૪ | સનાતન ધર્મનો અભ્યાસ | ૧-૮-૦ |
| ૨૫ | જગતમાં જીવ કેટલા છે? | ૦-૮-૦ |
| ૨૬ | ચિત્ત-શુદ્ધિ | ૦-૬-૦ |
| ૨૭ | બ્રહ્મારશ્મિ માળા | ૧-૪-૦ |
| ૨૮ | ગૃહસ્થાશ્રમીની માળા | ૦-૮-૦ |
| ૨૯ | વેદાન્તના ભજનોનો સંગ્રહ | ૧-૮-૦ |
| ૩૦ | જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય | ૦-૧૨-૦ |
| ૩૧ | ભગવાન અને માયા | ૦-૧૨-૦ |
| ૩૨ | મહાત્મા શી રીતે ઉત્પન્ન કરી શકાય? | ૦-૮-૦ |
| ૩૩ | મનુષ્ય સમાજ અને મોક્ષ | ૦-૧૨-૦ |
| ૩૪ | Human rights | ૩-૦-૦ |
| ૩૫ | Maya | ૧-૦-૦ |
| ૩૬ | Evolution and relativity | ૦-૮-૦ |
| ૩૭ | Higher culture | ૧-૮-૦ |
| ૩૮ | World peace | ૦-૮-૦ |
| ૩૯ | Wonders of the time-space | ૩-૦-૦ |
| ૪૦ | The concept of time in Indian philosophy | ૧-૨-૦ |
| ૪૧ | Integral education | ૧-૮-૦ |
| ૪૨ | The concept of space in Indian philosophy | ૧-૮-૦ |
| ૪૩ | અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન (એન. એમ. ત્રિપાઠી ની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ | ૨-૮-૦ |
| ૪૪ | અદ્વૈત રત્ન રક્ષણ | ૦-૧૨-૦ |

| | | |
|---|---|---|
| ૪૫ | વૈરાગ્યની માળા | ૦-૬-૦ |
| ૪૬ | દિવ્ય જીવન | ૦-૪-૦ |

## શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયમાં મળતાં પુસ્તકો

( પો. બો. નં. ૬ )

| | | |
|---|---|---|
| ૪૭ | હું કોણ ? (બીજી આવૃત્તિ) | ૨-૦-૦ |
| ૪૮ | તું કોણ ? ( ચોથી આવૃત્તિ ) | ૩-૦-૦ |
| ૪૯ | પોતે કોણ ? ( પહેલી આવૃત્તિ ) | ૨-૮-૦ |
| ૫૦ | પ્રહ્લાદનો સત્યાગ્રહ ( બીજી આવૃત્તિ ) | ૧-૦-૦ |
| ૫૧ | ભક્તિમાર્ગનાં સાધન | ૦-૨-૦ |
| ૫૨ | સત્સંગનો મહિમા | ૦-૪-૦ |
| ૫૩ | પ્રયાગરાજનો કુંભમેળો | ૧-૪-૦ |
| ૫૪ | કોમી એકતા | ૧-૦-૦ |
| ૫૫ | એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન | ૧-૮-૦ |

## સંદેશ કાર્યાલયમાં મળતાં પુસ્તકો

( ઠે. પાત્તળીઓ બંબો, ઘીકાંટા રોડ, અમદાવાદ. )

| | | |
|---|---|---|
| ૫૬ | શ્રીમદ્ ભાગવત માર્ગદર્શિકા | ૩-૧૨-૦ |
| ૫૭ | ગુરૂપૂર્ણિમા | ૨-૧૨-૦ |
| ૫૮ | અણુની શક્તિ | ૦-૬-૦ |
| ૫૯ | ધર્મ અને રાજ્ય | ૩-૪-૦ |
| ૬૦ | વેદાન્ત અને યોગ | ૫-૦-૦ |

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયમાં મળતાં પુસ્તકો

( ભદ્ર પાસે, અમદાવાદ. )

| | | |
|---|---|---|
| ૬૧ | આર્યોના સંસ્કાર ( ત્રીજી આવૃત્તિ ) | સ્ટોકમાં નથી |
| ૬૨ | શ્રી રમણ મહર્ષિ ( બીજી આવૃત્તિ ) | ૨–૦–૦ |
| ૬૩ | ધ્યાન અને જ્ઞાન ( ત્રીજી આવૃત્તિ ) | ૦–૩–૦ |
| ૬૪ | વિચાર સૂર્યોદય ( ત્રીજી આવૃત્તિ ) | ૦–૩–૦ |
| ૬૫ | જ્ઞાનનાં ઝરણાં ( બીજી આવૃત્તિ ) | ૧–૩–૦ |
| ૬૬ | વેદાન્ત રસ બિન્દુ | ૦–૧૨–૦ |
| ૬૭ | દેશ અને કાળ (સ્ટોકમાં નથી) | |
| ૬૮ | સ્વામી શ્રી નિત્યાનંદજી | ૦–૮–૦ |
| ૬૯ | દ્રગ દ્રશ્ય વિવેક | ૦–૨–૦ |

### નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાના છે.

૭૦ સત્ય દર્શન

૭૧ શાળાઓ માટે ઉપયોગી સંવાદ

૭૨ સિદ્ધિઓ અને ચમત્કારો

૭૩ સ્વામી માધવતીર્થ અને જહાંગીર.

૭૪ વીર પુરૂષ

૭૫ Grace of God

# સ્વામીજીના પુસ્તકો માટે કેટલાક અભિપ્રાય

૧. ગુજરાતી (અઠવાડીક)—ગુજરાતમાં નરસિંહ મહેતા અને મીરાંબાઇએ શરૂ કરેલી આધ્યાત્મિક પ્રવૃતિ, પુસ્તક દ્વારા અને વ્યાખ્યાનદ્વારા, બીલખા આનંદ આશ્રમના મૂળ સંસ્થાપક શ્રીમાન નથુરામ શર્માએ અને વડોદરામાં શ્રેય સાધક અધિકારી વર્ગના માજી આચાર્ય શ્રી નૃસિંહાચાર્યે ચાલુ રાખી હતી, તેવી જ જાતની પ્રવૃતિ હાલમાં સ્વામી માધવતીર્થે પુસ્તકો દ્વારા અને વ્યાખ્યાન દ્વારા ચાલુ કરેલ છે.

૧. ગુજરાત સાહિત્ય સભા—ઈ. સ. ૧૯૪૬ની સાલમાં સ્વામી માધવતીર્થનું પુસ્તક 'કાળની ગતિ' એ મુખ્ય ગણનાપાત્ર સર્જન છે.

૩. પ્રજાબંધુ ૨૫-૬-૫૦ જેણે દેશ અને કાળનો પ્રશ્ન ઉકેલી નાંખ્યો છે તેને માટે જગતમાં બીજું કાંઇ જાણવા જેવું રહેતું નથી. આ બન્ને તત્વોને પાર પામનાર જીંદગી જીતી ચૂકયો ગણાય. દેશ અને કાળનાં એ તત્વો કેવા પ્રકારના છે તેની વિચારણા સ્વામી માધવતીર્થે "દેશ અને કાળ"ના પુસ્તકમાં કરી છે. × × × સ્વામીજીએ પ્રસ્તાવનામાં કહ્યું છે કે 'આ પુસ્તક નથી, આને જે અડશે તે એક મહાન તત્ત્વને અડશે."

૪. શ્રી રમણ મહર્ષિના ભાઇ સ્વામી નિરંજનાનંદ સરસ્વતી લખે છે કે, "આ પુસ્તક માટે ઘણા ગુજરાતી વાચનારાઓએ પ્રશંસા કરેલી છે અને ઇસ્ટ આફ્રીકા સુધી પણ તેનાં વખાણ થયેલાં છે."

5. Swami Madhavtirth has really done a good piece of work in discussing the metaphysical implications of the theory of Relativity in the light both of modern science and Indian philosophy (Bharat Jyoti, Bombay Weekly of 24—12—50)

6. Swami Tapovanji of Utter Kashi writes: "You are to be congratwlated no doubt, for your success as a modern interpreter of our ancient अजातवाद of the Vedant philosophy."

7. The book (Wonders of the Time space) is a notable contribution to Indian metaphysical thought and human knowledge. (Federated India, April 1951).

8. The Swamiji has written this book after 30 years of research on the subject and really will satisfy those who want right thinking and right observation. Leader (11–2–51)

9. People will derive great pleasure and benefit from the study of " Maya " (Prabudha Bharat, April 1950).

10. The book (Maya) is a thought provoking exposition of science and philosophy and as such deserves wide study amongst their students. (Hindustan Review, Patna.)

11. I am much pleased to read your small book "Evolution and Relativity." You argue, just like Gaudapada who is considered to be the great interpreter of अजातवाद (the doctrine of non-creation). But all his arguments depend on more श्रुति Scriptures) and अनुमान (inferences). You argue strongly standing upon the rock of modern science. That is the difference. Therefore, I think, your arguments will be more appreciated by the modern educated men. (Swami Tapovanji of Utter Kashi).

12. The concept of time in Indian Philosophy is a stimulating book, and Swami Madhavtirtha has the courage to face new and difficult problems, which others pass by. (Pilgrim, Madras.)

12. Swami Madhavtirtha's spirited work on "Integral education" would come as a challenge to educationits and Statesmen. (Astrological Review. Nov. 1952.)

14. "The concept of time" would come as a book of absorbing interest (Prabudha Bharat Sep. 1952.)

15. The author's problem in Integral education is a real and vital problem and must be faced sooner than later by all men wishing the welfare of humanity (Hindu 22-6--52).

16. The erudition of the author both in Indian sacred literature and in modern scientific literature is as remarkable as his clearness of expression and logical reasoning and we recommend the books to the thinking public. (Federated India.)

17. The book "Integral education" is a welcome contribution to Indian metaphisical thought and to research work co-ordinating phisical science with psychology and philosophy. (Pilgrim, Madras.)

18. Swami Madhavtirtha's attempts to focus philosophical attention to the problem of space is sure to be accorded a hearty welcome.

(Astrological review).

19. Swamiji's work amply enriches contemporary literature in English on Adwaita with special reference to the problem of space. (Hindu 20-7-52)

---

# સ્વામી શ્રી માધવતીર્થના પુસ્તકો

## મળવાનાં ઠેકાણાઃ

૧. મુંબઇ—એન. એમ. ઠક્કરની કંપની. બુકસેલર્સ
૧૪૦ પ્રીન્સેસ સ્ટ્રીટ.

૨. મદ્રાસ—મેસર્સ હીગીન બોથમની કંપની,
બુકસેલર્સ, માઉન્ટ રોડ.

૩. કલકત્તા—આશા ટ્રેડીંગ કંપની
C–૧૭ બાગરી મારકેટ, ૭૧, કેનીંગ સ્ટ્રીટ

૪. પુના—ઓરીયન્ટલ બુક હાઉસ,
૩૩૦ સદાસીવ પેઠ.

૫. બનારસ—ઇંડીયન બુક ડીપો,
કામચા.

૬. સુરત—સસ્તું ઔષધાલય,
બાલાજી રોડ.

૭. અમદાવાદ—ભક્તિમાર્ગ કાર્યાલય, પો, બો. ૬

૮. વડોદરા—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ,
રાવપુરા.

૯. રાજકોટ—મોહનલાલ ડોસાભાઇ
બુકસેલર, પરાબજાર.

૧૦. વલાદ, વેદાન્ત આશ્રમ
(સ્ટેશન મેદરા)
અમદાવાદ–પ્રાંતીજ રેલ્વે.

દરેકને સંગ્રહવા લાયક આર્ય સંસ્કૃતિના નિધિ સમો બૃહદ્ ગ્રંથ.

**મહર્ષિ વેદવ્યાસ રચિત** આ વિજયગ્રંથમાં સત્યનો અથવા ધર્મનો વિજય બતાવવામાં આવ્યો છે. આજસુધીમાં કરોડો માણસોદ્વારા આ ગ્રંથ વંચાયો અને શ્રવણ કરાયો છે. વેદો અને ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન આમા માનવ ચરિત્રોદ્વારા રસપૂર્ણ રીતે નિરૂપિત થયું છે સનત્સુજાતીય, શ્રીમદ્ ભગવદ્ ગીતા, શાન્તિપર્વ અને પાછળનાં પર્વોમાંનું ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું જ્ઞાન - મહાભારતને પાંચમો વેદ બનવાની યોગ્યતા આપે છે....................

..આમાં સ્થળે સ્થળે આવેલાં રાજનીતિ, ધર્મનીતિ, અર્થનીતિ, તેજસ્વિતા, વીરતા, વિનય, સદાચાર વગેરેનાં દર્શનો વાંચકના અંતઃકરણમાં સંસ્કારિતા, તેજસ્વિતા અને બુદ્ધિમત્તા પ્રકટાવે છે..................

રાજાઓ અને રાજર્ષિઓની અનેક પવિત્ર કથાઓ, ઋષિમહર્ષિઓનાં ચરિત્રો, તીર્થો અને આશ્રમોનાં વર્ણનો, સ્વર્ગ અને નરકનાં નિરૂપણો, દેવો, ગન્ધર્વો, પિતૃઓ અને તપસ્વીઓનાં આખ્યાનો વાંચકોના ચિત્તમાં પવિત્રતા, ભવ્યતા, દિવ્યતા ઉપજાવે છે. મહારથીઓ અને અતિરથીઓનાં ભયંકર પરાક્રમો, અસ્ત્રશસ્ત્રના પ્રયોગો તથા રણસંગ્રામનાં રોમાંચક અને અદ્‌ભુત વર્ણનો વાચકમાં શૌર્ય, સ્ફૂર્તિ, કાર્યકુશળતા અને વિજયશીલતા ઉત્પન્ન કરે છે. શૃંગાર, વીર, કરુણ વગેરે નવેય રસો - મહાભારતના રસથાળમાં તત્ત્વજ્ઞાન, ભક્તિ અને ધર્મના અમૃતની સાથે પીરસાયેલા છે.

મહાભારત એટલે ભારતની આર્યસંસ્કૃતિનો નિધિ, જેને પરમ પૂજ્ય ગાંધીજીએ 'અમૂલ્ય રત્નોની અખૂટ ખાણ' કહી છે... જે કુમારો, કિશોરો, યુવાનો, વૃદ્ધો અને સ્ત્રીઓને ઉન્નત, સંસ્કારી અને ચેતનવંતા બનાવે છે. એનાં અઢારેય પર્વોનો ચાર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રસંગે પ્રસંગે ચિત્રો તથા અઘરા શબ્દોથી રહિત સાદી સરળ રમણીય ભાષાને લીધે દરેક પ્રસંગો સહેલાઈથી સમજાઇ જાય છે. સ્ત્રીઓ અને બાળકો પણ આને સહેલાઈથી વાંચી શકે છે. આબાલવૃદ્ધ સર્વેને ઉપયોગી જીવનમાં એકવાર અવશ્ય વાંચવા યોગ્ય મહાગ્રંથ.

દરેક ભાગનું છુટક મૂલ્ય રૂ. ૩-૮-૦. પાકું બાઇન્ડીંગ રૂ. ૪-૮-૦.
ચારે ખંડ રૂ. ૧૪-૦-૦. પાકું બાઇન્ડીંગ રૂ. ૧૮-૦-૦. પોસ્ટેજ અલગ.

૧૫૦ પુસ્તકોની માહિતીવાળું સૂચિપત્ર મફત મંગાવો.....

લખો — **શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય**, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ.